# લેખાનુક્રમ




મુદ્રક: ચિમનલાલ ઈશ્વરલાલ મ્હેતા
મુદ્રણસ્થાન: 'વસન્ત મુદ્રણાલય'
ઘીકાંટારોડ, સિવિલહૉસ્પિટલ સામે,
અમદાવાદ.

#卐 પુરાતત્ત્વ 卐

પુસ્તક ૫ મું ] પોષ [ અંક ૧







સંપાદક અને પ્રકાશક : રસિકલાલ છોટાલાલ પરીખ
ગુજરાત પુરાતત્ત્વ મંદિર, અમદાવાદ

વાર્ષિક લવાજમ રૂ ૫, પોસ્ટેજ આઠ આના, છૂટક અંકની કિંમત રૂ ૧-૮-૦ પોસ્ટેજ જુદું.

ગૂર્જરભૂમિની આવી સુંદરતા અને સુભગતાને સાંભળી ઠેઠ ઇતિહાસકાળથી લઇ વર્તમાન શતાબ્દીના આરંભ સુધીમાં અનેક પ્રજાવર્ગો આનો ઉપભોગ કરવા કે આશ્રય લેવા આકર્ષાયા છે. પૌરાણિક યાદવોથી લઇ ઠેઠ પેશ્વાઓ સુધીના શક્તિશાળી ભારતીય રાજ્યોએ આ ભૂમિને પોતાના સામ્રાજ્યની પટ્ટરાણી બનાવવા માટે મહાન પ્રયત્નો કર્યા છે. તેમજ યવનો અને ગ્રીકોથી લઇ બ્રીટીશો સુધીનાં વિદેશીય રાજ્યલોલુપ રાજવર્ગોએ પણ એ સુંદરીના સ્વામી થવા માટે અનેક કષ્ટો અને દુઃખો વેઠયાં છે. જ્યારે હિંદુસ્થાનના ઇતિહાસનાં પાનાઓ ફેરવીએ છીએ ત્યારે તેમાં આપણને નીચે લખ્યા પ્રમાણે, જૂદીજૂદી દિશાઓથી, જૂદે જૂદે વખતે, અનેક જાતના અને અનેક વર્ગના લોકોના ગૂર્જરભૂમિ તરફ આવવાના ઉલ્લેખો મળી આવે છે.

સમુદ્રના માર્ગેથી, ઘણું કરીને, ઇ. સ. પૂર્વે ૧૫૦૦-૫૦૦ ના ગાળામાં અર્ધપૌરાણિક યાદવો આવ્યા. ઇ. સ. પૂર્વે ૩૦૦ થી તે ઇ. સ. ૧૦૦ ગાળામાં ગ્રીક, બેક્ટ્રીઅન, પાર્થિઅન, અને શક વગેરે જાતો વાળા યવનોના ટોળાઓ આવ્યા. ઇ. સ. ૬૦૦-૮૦૦ ના અરસામાં ઇરાનમાંથી નાશી છૂટેલા પારસીઓ અને તેમની પુંઠ પકડતા અરબો ઘુસ્યા. ઇ. સ. ૯૦૦-૧૨૦૦ ના ગાળામાં સંગેનીઅન જેવા ચાંચીઆ લોકોનાં ધાડાં પડ્યાં. સન ૧૨૫૦-૧૩૦૦ ના અરસામાં જ્યારે મુલગુખાને ઇરાન તારાજ કર્યું ત્યારે પ્રાણ માત્ર લઇ આશ્રયાર્થે પારસીઓ અને નવાયત મુસલમાનો દાખલ થયા. ૧૫૦૦-૧૬૦૦ માં ફીરંગિઓ અને તેના હરીફ તુર્કો પેઠા. ૧૬૦૦-૧૭૦૦ માં આરબો અને ઇરાની આખાતના ચાંચીઆઓ ધસ્યા. ૧૫૦૦ થી ૧૮૦૦ ના ગાળામાં, પોતાનું નસીબ અજમાવવા નીકળી પડેલા આફ્રિકન, આરબ, ઇરાણી અને મકરાણી જેવા સૈનિકવર્ગો પહોંચ્યા. ૧૬૦૦-૧૭૫૦ ના વચગાળે વ્યાપારના ભુખ્યા આર્મિનિઅન, ડચ, અને ફ્રેંચ વિગેરે સોદાગરો આવ્યા અને ૧૭૫૦ અને ત્યાર પછી અંગ્રેજો આવ્યા.

સ્થળ માર્ગે-ઉત્તરની બાજુથી ઇ. સ. પૂર્વ ૨૦૦ થી ૫૦૦ ઇ. સુધીમાં શક અને હૂણ લોકો આવ્યા. ૪૦૦-૬૦૦ ના સુમારમાં ગૂર્જરો, અને ૭૫૦-૯૦૦ ના ગાળામાં પૂર્વકાલીન જાડેજા અને કાઠી લોકો આવ્યા. ૧૨૦૦ થી ૧૫૦૦ સુધીમાં અફઘાન, તુર્ક, મોગલ અને બીજા ઉત્તર તરફના મુસલમાન ટોળાઓ આવતા રહ્યા. ૧૨૦૦-૧૫૦૦ ના દરમ્યાન પાછળના જાડેજા અને કાઠીઓ આવી વસ્યા.

ઇશાન દિશાની બાજુથી, પૌરાણિક કાળના આર્યો અને તેમના વંશજો લગભગ ઠેઠ ૧૧ મી ૧૨ મી સદી સુધીમાં ધીમે ધીમે આવતા રહ્યા છે; જેમાં ઉત્તરના બ્રાહ્મણો ગણી શકાય. તે પછીની સદીથી તુર્ક, અફઘાન અને મોગલ મુસલમાનો આવ્યાં કર્યા.

પૂર્વના પ્રદેશમાંથી, ઇ. સ. પૂર્વે ૩૦૦ માં મૌર્યલોકો આવ્યા. ઇ. સ. પૂર્વ ૧૫૦ થી ૩૦૦ ઇ. સ. સુધીમાં અર્ધશક જેવા ક્ષત્રપલોકો આવ્યા. ૩૫૦ ઇ. સ. માં ગુપ્તો અને ૪૦૦-૫૦૦ માં ગુર્જરો આવ્યા. ૧૫૭૦ માં મોગલો, ૧૬૫૦-૧૭૬૦ માં મરાઠાઓ અને સન ૧૭૮૦ અને તે પછી અંગ્રેજો દાખલ થયા.+

---

+ જી. એ. ગ્રીઅર્સનના લીન્ગ્વીસ્ટિક સર્વે ઓફ ઇન્ડિયા, પુ ૯, ભાગ ૨, પૃ ૩૨૪ ના આધારે.

# 卐 પુરાતત્ત્વ 卐

પુસ્તક ૫ મું.] પોષ [અંક ૧

## ગૂર્જરભૂમિની ભવ્યતાનું એક ઉલ્લેખ્ય વર્ણન

[ આચાર્ય શ્રીજિનવિજય ]

ગરવી ગૂર્જરભૂમિ પોતાની સુંદરતા અને સમૃદ્ધિના માટે જગતના જાણીતા પ્રદેશોમાં ઘણા જૂના જમાનાથી–ઇતિહાસના આરંભકાળથી જ–વિખ્યાત થયેલી છે. ગૂર્જરભૂમિ એટલે સૌંદર્ય અને સમૃદ્ધિશાળી ભૂમિઓની જાણે રાણી. એની જમીન રસવતી, અને નદીઓ નીરવતી, એનાં વનો રાજવૃક્ષોથી ઘેરાએલાં અને ક્ષેત્રો સુધાન્યોથી છવાએલાં, એનું જલ આરોગ્યકર અને પવન આલ્હાદકર, એનું વાતાવરણ સૌમ્ય અને ઋતુમાન સર્વાનુકૂળ; એવી એવી પ્રાકૃતિક વિશિષ્ટતાઓને લીધે ગૂજરાતની આકર્ષકતા અન્ય ભારતીય દેશોની અપેક્ષાએ ઘણી મોહક થઇ પડી છે. એના શિરોભાગ તરફ આવી રહેલો હિમાલયના લઘુભ્રાતા જેવો અર્બુદાચલ, પોતાના પ્રત્યંત પર્વતોવાળા પરિવારથી, એ ભૂમિને જાણે મુકુટધારિણી બનાવી દીધી છે. એના વક્ષઃસ્થળ ઉપર વહેતી સરસ્વતી, સાભ્રમતી, મહી, નર્મદા અને તાપી જેવી સરિતાઓએ, પોતાની ઉજ્વળ જલધારાઓથી, એને પંચસરહાર ધારિણીની ઉપમા અપાવી છે. રત્નાકર સમુદ્રે પોતાના પ્રચંડ કલ્લોલોથી, એના પાદતલનું પ્રક્ષાલન કરી એને પુણ્યભૂમિની પદવી પ્રાપ્ત કરાવી છે. પ્રાચીન સમયના અહિંસા પરમ ધર્મના આદ્યસંસ્થાપક યુગાદિદેવ ઋષભનાથ, નૈષ્ઠિક બ્રહ્મચર્યનો અનુભૂત આદર્શ આપનાર યાદવતીર્થંકર નેમિનાથ, કર્મયોગનો સક્રિયમાર્ગ ઉપદેશનાર વાસુદેવ શ્રીકૃષ્ણ વગેરે દિવ્ય પુરુષોએ પોતાના પદસ્પર્શથી એ ભૂમિને પવિત્રતાની મુદ્રા સમર્પી છે. બ્રાહ્મણ, જૈન, બૌદ્ધ, ખ્રીસ્ત, જરથોસ્ત અને ઇસ્લામ જેવા જગતના સર્વ પ્રધાન ધર્માનુયાયિઓને ઉદાર આશ્રય આપી એ ભૂમિએ ધર્મભૂમિની માનવંતી કીર્તિ મેળવી છે. એના શિરોભાગ તરફ આવેલી અર્બુદાચલની પર્વતમાળા, નિમ્નાંગ તરફ આવેલી મહાસમુદ્રની વીચીમાળા, દક્ષિણપાર્શ્વ તરફ આવેલી વિસ્તીર્ણ રણભૂમિ અને વામપાર્શ્વ તરફ આવેલી નર્મદા તાપી જેવી નદીની જોડીઃ આમ પૃથ્વીતળ ઉપરની પર્વત, સિંધુ, રણ અને નદી જેવી વિશિષ્ટ વિભૂતિઓના પરિકરથી પરિવૃત્ત થએલી આ ભૂમિ જાણે કોઇ દિવ્ય શક્તિ ધારિણી દેવી હોય તેવી શોભે છે.

બેઠેલા તે સાર્થવાહને હર્ષ અને કૌતુક પૂર્વક કાંઇક વાતચીત પૂછવાના ઇરા સલપણુ કહેવા લાગ્યો કે ભાઇ, તમે કયા દેશથી આવો છો? તમારો એ દેશ ગુણવાન્ અને સમૃદ્ધિવાળો છે? તેમાં કયું નગર મુખ્ય ગણાય છે? એ વગેરે હકીકત તમે મને કહો.

स आख्यद् गौर्जराद्देशादायातोऽस्मि महामते ।
शक्तः स्यां तद्गुणान् वक्तुं यदि जिह्वासहस्रवाक् ॥
तथापि लेशतो देशगुणान् कानपि वर्णये ।
समृद्धिर्यद्यपीन्द्रस्याद्भुता तत्किं न कथ्यते ॥
समस्तसस्यसम्पत्तिनिष्पत्तिप्रत्यलाऽचला ।
प्रत्यासन्नजलापूर्णकूपाऽनूपास्ति यत्र भूः ॥
यत्र नारंग-जंबीर-जम्बू-निम्ब-कदम्बकाः ।
रंभा-शोभांजन-स्वच्छकपित्थकरमर्दकाः ॥
प्रियाल्ल-पीलु-माकन्द-श्लेष्मातकविभीतकाः ।
बीजपूरक-खर्जूर-द्राक्षेक्षु-पनसादयः ॥
बकुलः केतकी जाती चम्पकः शतपत्रिका ।
मल्लिका-वालक-जपा-समूला-यूथिकादयः ॥
फलन्ति ये तु पुष्प्यन्ति तरवः केऽपि भूतले ।
कियन्तस्तत्र कथ्यन्ते सन्ति सर्वेऽपि तत्र ते ॥

અર્થઃ—તે સાર્થવાહ બોલ્યો કે-હે મહામતિ હું ગૂર્જરદેશથી આવ્યો છું. દેશના ગુણનું (બધું) વર્ણન તો જો હું હજાર જીભવાળો થાઉં તો પણ કહી શકુ નથી. છતાં કેટલાક ગુણોનું વર્ણન કરૂં છું. કારણ કે ઇન્દ્રની સમૃદ્ધિ જો કે અદ્ભુત એ છતાં તેનું પણ વર્ણન કરવામાં આવે છે જ. એ દેશની ભૂમિ સર્વ પ્રકારનાં ઉત્પન્ન કરવામાં સમર્થ છે. ત્યાંના કુવાઓમાં વિપુળ પાણી હોય છે. ર પણ સ્વાદ મધુર હોય છે. નારંગ, જંબીર, જાંબુ, લિંબ, કદંબ, કેળા, અંજન, ટ કરમદા, પ્રિયાલ્લ, પીલુ, માકન્દ, બેહેડા, બીજોરા, ખજૂર, દ્રાક્ષ, સેલડી, પનસ, કેતકી, જાઇ, ચંપો, શતપત્રી, મલ્લિકા, વાલ, જપા, જૂઇ આદિ અનેક જાતના ત્યાં થાય છે. કેટલાનાં નામ તમને કહું? પૃથ્વીમાં જે ફળ અને ફુલ ઝાડો હોય બધા એ દેશમાં મળી આવે છે.

मुद्गाढकी-शालि-माष-गोधूमाश्च युगंधरी ।
इत्याद्यन्नानि सर्वाणि जायन्ते तत्र भूगुणात् ॥

એ ભૂમિના ગુણને લીધે, મગ, તુઅર, શાલ (ભાત) અડદ, ગહું અને જવાર જાતનાં બધાં અનાજ પણ, ત્યાં થાય છે.

રાજ્યલોલુપ ક્ષત્રિઓની માફક ધનલોલુપ વૈશ્યો પણ આ ભૂમિની આરાધના કરવા ઓછા નથી આવ્યા. યવન, ગ્રીક, પારસિક, ગાંધાર, કામ્બોજ, બાલ્હિક, ચીન વગેરે પ્રાચીન જગતના વૈશ્યો, તેમ જ ડચ, વલંદા પોર્તુગિઝ, ફ્રેંચ, જર્મન અને અંગ્રેજ, અમેરિકન વગેરે અર્વાચીન દુનિઆના સોદાગરોએ પોતાનું દારિદ્રય દુઃખ દૂર કરવા માટે હમેશાં આ ભૂમિના કૃપાકટાક્ષની આશા કરતા રહ્યા છે

અહિં એક એવા જ વૈશ્યવંશની ઐતિહાસિક નોંધ રજુ કરૂં છું જે ગૂજરાતની સુંદરતાનું વર્ણન સાંભળી પોતાની પિતૃભૂમિનો ત્યાગ કરી ગૂજરાતના આશ્રયે આવીને વસ્યો અને ધન, ધાન્ય, સુખ, સંપત્તિ, સન્તતિ અને કીર્તિ વિગેરે સર્વ પ્રકારના સૌભાગ્યનો ભોક્તા બન્યો.

પુરાતત્ત્વના ગત અંકમાં પ્રકટ થએલા 'ઉલુગખાન અને અલપખાન' નામના લેખમાં મેં જે नाभिनंदनोद्धारप्रबन्धનો ઉલ્લેખ કર્યો છે× તે જ પ્રબંધમાંથી આ વર્ણન ઉતારવામાં આવે છે પ્રસંગ એમ છે કે—શત્રુંજય તીર્થના ઉદ્ધારક પટ્ટણી સમરા શાહના પૂર્વજો મૂળ મારવાડ દેશના વતની. ભૂપાલની ઉપમા ધરાવતી ઓસવાલ જાતિની જન્મભૂમિ ઓશિયા નગરી એ જ સમરાશાહના પૂર્વજોની પણ આદિ જનની. એ વંશનો એક પ્રસિદ્ધ પુરુષ વેસટ કરીને થયો; જેણે, પોતાના ગામના મહાજનો સાથે અણબનાવ થવાથી, જન્મભૂમિનો ત્યાગ કરી, જૈત્રસિંહ પરમારના કિરાટકૂપ (જોધપુર રાજ્યમાં હાલમાં કિરાડૂ નામે ગામ છે તે) નો આસરો લીધો. એ વેસટની ૩-૪ પેઢીએ સલખણ નામનો પુરુષ જન્મ્યો. સલખણ પોતાના પૂર્વજોની માફક ધર્મશાલ, બુદ્ધિવાન, અને સદ્ભક્ત હતો. એ એક દિવસ પોતાની દુકાને બેઠો હતો તે વખતે, દુકાનની પાસે જ ગૂજરાતમાંથી આવેલા એક સાર્થપતિએ પોતાના સાથ સાથે ઉતારો કર્યો. તેને જોઈને સલખણના મનને કૌતુક થયું અને તે તેના દેશ વગેરેની હકીકત પૂછવા લાગ્યો પ્રબંધકારનું કથન આ પ્રકારે છેઃ—

अथान्यदा गूर्जरत्रादेशात् कोऽपि समाययौ ।
ससार्थः सार्थपोऽगण्यपण्यमादाय तत्पुरम् ॥
निजापणसमासीनं स्वस्थं सार्थपतिं मुदा ।
कौतुकेन किंवदन्तीं प्रष्टुं सल्लक्षणोऽवदत् ॥
आगतोसि कुतो देशात् स किंदशगुणर्द्धिमान् ।
पुरं तत्र परं किं च सर्वमाख्याहि मे पुरः ॥

અર્થઃ—એક દિવસે, ગૂજરાત દેશમાંથી કોઈએક સાર્થવાહ (વ્યાપારી) અનેક પ્રકારની વેપારની વસ્તુઓ લઈને તે શહેરમાં આવ્યો. પોતાની દુકાનની પાસે સ્વસ્થપણે

× એ આખો પ્રબંધ અનેક ઐતિહાસિક બાબતોથી ભરેલો છે. એનો સમગ્ર સાર પં. શ્રીલાલચંદ ભગવાનદાસ ગાંધીએ 'જૈનયુગ' નામના માસિકના અંકોમાં આપ્યો છે અને મૂળ ગ્રંથ પણ પં. શ્રીભગવાનદાસ હર્ષચંદ હાલ છપાવે છે.

રાજા સપરિવાર પ્રવેશ કરે છે. 'યજ્ઞો કર્યા છે, બ્રાહ્મણોને સંતોષ્યા છે, બીજા રાજાઓ ઉપર સત્તા છે, છતાં મારૂં મન હર્ષમાં નથી; કારણ કે કન્યાના પિતાને બહુ ચિન્તાઓ કરવાની હોય છે.' તે પ્રતિહારીને મોકલી રાણીને બોલાવે છે. રાણી આવે છે. રાણીનું 'નિત્ય પ્રસન્ન મુખ આજે અતિપ્રસન્ન' જોઈ રાજા હર્ષનું કારણ પૂછે છે. રાણી–'કેમ વળી મહારાજે જ કહ્યું હતું ને કે કુરંગીનું માગું કરવા દૂત આવ્યો છે. તેથી હવે જમાઈને જોઈશું.' રાજા કહે છે એ વાત સાચી છે, 'પણ હજી નિશ્ચય થતો નથી.' રાણીને બેસવાનું કહે છે; અને નિરાંતે દીકરીના લગ્ન સંબંધી માતપિતા વચ્ચે વાત શરૂ થાય છે. રાજા–'દેવિ! જુઓ વિવાહ અનેક રીતે પરીક્ષા કર્યા પછી કરવા જોઈએ; શાથી જે જમાઈની લાયકાત (સમ્પત્તિ) તપાસ્યા વિના પિતા જો પોતાની મરજી પ્રમાણે પરણાવી દે તો નારી મદથી બન્ને કુળોનો નાશ કરે; જેમ ક્ષુબ્ધજલા નદી–પાણીથી ખળભળતી નદી–બન્ને કૂલોનો–કિનારાનો–નાશ કરે તેમ.' આમ કન્યાના લગ્ન માટે માબાપની જવાબદારીની વાત થાય છે ત્યાં ખળભળાટ સંભળાય છે. રાજા–'અયે! જાણે અવાજ થાય છે. બહુ કારણો હોવાં જોઈએ; શાથી જે અવાજ દૂર છે પણ વિપુલ હોવાથી પાસે હોય એમ જણાય છે.' રાજાનું પિતૃહૃદય 'હજારો હેતુઓ હોવા છતાં કુરંગી વિષે' ભય પામે છે. દેવી એકદમ જવાબ આપે છે 'હં! મારી દીકરી ઉદ્યાન ગઈ છે.' રાજા સેવકને ખબર કાઢવા બોલાવે છે; સેવક પોતે જ ખબર લાવે છે કે આર્ય કૌંજાયન નામનો અમાત્ય નિવેદન કરવા આવે છે. કૌંજાયન 'અમાત્યત્વ' કેટલું અઘરૂં છે તેનું કંચુકીઓની જેમ વર્ણન કરતો આવે છે; ઉપસ્થાનગૃહમાં રાજાજી બેઠા છે એમ જાણી ત્યાં જઈ ગભરાટથી રાજાની માફી માગે છે. રાજા એને ગભરાટ છોડી દઈ સ્વસ્થતાથી બેસી વૃત્તાન્ત જણાવવા કહે છે. કૌંજાયન જણાવે છે કે રાજાની આજ્ઞાથી તે કુરંગી સાથે ઉદ્યાન ગયો હતો. ઉદ્યાનમાં આનંદથી રમત ગમત કરી કુંવરી પાછી આવતી હતી, એટલામાં એક મદોન્મત્ત હાથી માંવતને ભોંય પછાડી જ્યાં કુરંગી હતી ત્યાં આવી પ્હોંચ્યો. આ પ્રમાણે વિસ્તારથી કૌંજાયન વર્ણન કરે છે એને એકદમ અટકાવી રાજા પૂછે છે. 'લાંબી વાત જવા દે. કુરંગી કુશળ છે?' કૌંજાયન કુરંગી કુશળ છે એની ખાત્રી આપે છે. આ પછી રાજા એને 'યથેષ્ટ' બોલવાની છૂટ આપે છે. કૌંજાયન આગળ ચલાવે છે. 'પ્રાકૃત માણસો નાસી ગયા, સ્ત્રીઓ પાસે ફક્ત હાય હાય કરવાનો ઉપાય રહ્યો, પાસે રહેલા સુપુરુષો મારાં ગયાં, અને હું ઉદ્યાનમાં રહેલી બધી વસ્તુઓની તપાસમાં રોકાયો હતો એટલામાં હાથી 'યાન' પાસે આવી પ્હોંચ્યો.' રાણી ગભરાઈ પૂછે છે 'હેં હવે પછી શું થશે?' રાજા–'પછી કુરંગી કોના વડે સનાથ થઈ (એટલે કે રક્ષાઈ)?' 'કોઈ દર્શનીય' એટલે કે સુંદર પુરુષે એમ કહેવા જતાં 'દર્શની' કહી કૌંજાયન અટકી જાય છે. રાજા એને યથેષ્ટ બોલવાની રજા આપે છે. કૌ૦–'કોઈ સુંદર પણ નમ્ર (અવિસ્મિત), તરુણ પણ અહંકાર વિનાનો, શૂર પણ દાક્ષિણ્યવાળો, સુકુમાર પણ બળવાન સ્વામિદારિકા ઉપર હાથી આક્રમણ કરતો હતો તે વેળાએ, તત્કાલ દુર્લભ એવું અભય આપીને સ્વસ્થતાથી તે હાથી પાસે ગયો.' રાજા–'अनृणः स कारुण्यस्य કરુણાનું દેવું એણે ચુકવ્યું. પછી!' કૌંજાયન જણાવે છે કે તેણે તાળીઓ ઠોકી ઠોકીને હાથીને ચીડવ્યો; એટલે તે રાજકુમારીને છોડી તેને મારવા પાછો ફર્યો. રાણી–'કુશળ રહેજો.' રાજા

यन्निवासी जनः सर्वो वेलाकूलेषु भूरिषु ।
व्यवसाये कृतेऽल्पेऽपि निःसीमश्रियमश्नुते ॥

એ દેશના નિવાસીજનો ઘણા ઘણા બંદરોમાં પોતાનો વ્યવસાય ખેડે છે અને થોડા વ્યવસાયથી પણ અઢળક લક્ષ્મી પ્રાપ્ત કરે છે.

यत्र नागरखंडानि नागवल्लीदलानि च ।
रंजयन्ति मिलित्वास्यं मित्राणीव सदाऽङ्गिनाम् ॥

એ દેશમાં ઉત્પન્ન થએલા નાગરખંડ (સોપારી) અને નાગરવેલનાં પાન મળીને, મિત્રોની માફક, સદા લોકોનાં મુખને રંગિત રાખે છે.

यत्र पाथेय-पानीयवाहिनः केऽपि नाध्वगाः ।
प्रपाकूपसरोग्रामसत्राकारादिषु स्थिताः ॥

એ દેશમાં મુસાફરોને રસ્તામાં ભાથું કે પાણી ઉપાડવાં પડતાં નથી, કારણ કે ઠેક ઠેકાણે પરબ, કુવા અને સરોવરો છે અને ગામે ગામ અન્નસત્રો છે.

यत्राविरलवृक्षालीतलसंचारिणः पथि ।
पान्था न जातु संतापं लभंते तपनातपात् ॥

એ દેશમાં વૃક્ષોની ગીચ ઘટા નીચે ચાલવાનું હોવાથી મુસાફરોને સૂર્યના તાપનો સંતાપ ક્યારે પણ સહેવો પડતો નથી.

शत्रुंजय-रैवतकमुख्यतीर्थानि यत्र च ।
भव्यैरुपास्यमानानि प्रापयन्ति परं पदम् ॥

શત્રુંજય અને ગિરનાર પ્રમુખ તીર્થ સ્થળો એ દેશમાં આવેલાં છે જેઓની ઉપાસના કરવાથી ભવ્યજનોને પરમપદની પ્રાપ્તિ થાય છે.

सोमनाथब्रह्मस्थानमूलस्थानरविस्तथा ।
यत्रेत्यादिकतीर्थानि विद्यंते लौकिकान्यपि ॥

સોમનાથ, બ્રહ્મસ્થાન, (બ્રહ્માણ?) મૂલસ્થાન (મોઢેરા) સૂર્યદેવ, વિગેરે કેટલાંક લૌકિક-જૈનેતર-તીર્થો પણ એ જ દેશમાં આવેલાં છે.

यत्र कौसुंभमांजिष्ठारक्तवस्त्राणि सर्वदा ।
विचित्राणि पट्टसूत्रव्युतान्याददते जनाः ॥

એ દેશના લોકો, સદા કૌસુંભ અને મંજીષ્ઠાના રંગમાં રંગેલા અને ઉચી જાતના વણાટથી વણેલાં ભાતભાતનાં કપડાં પહેરે છે.

उपकारैः,सदाचारैः प्रियालापैर्यदंगिनाम् ।
मुदितैर्विबुधैः प्रोचे यो विवेकबृहस्पतिः ॥

અને આવશે. રાજા પૂછે છે 'અભિપ્રાય શો છે?' ભૂતિક કહે છે કે ગુણુબાહુલ્ય, વર્તમાન સ્થિતિ અને ભવિષ્યનો વિચાર કરી ઉતાવળ કે વિલમ્બ કર્યા વિના દેશકાળને યોગ્ય કામ કરવું જોઇએ. રાજા!–'તારૂં કહેવું બરાબર છે. કૌંજાયન તું કેમ કાંઇ બોલતો નથી.' કૌં–'સ્વામિન્ અનેક ક્ષત્રિયોમાંથી સૌવીરરાજ અને કાશિરાજ આપના બનેવી હોવાથી બન્ને આપણા સંબંધને યોગ્ય છે એમ સ્વામીએ વિચાર્યું હતું. તેમાં સૌવીરરાજે પ્રથમ પોતાના પુત્ર માટે માગું મોકલ્યું હતું. તે સમયે કન્યા બહુ નાની છે એ કારણ બતાવી દૂતનો સત્કાર કરી વિદાય કર્યો. હવે કાશિરાજ પુત્રને માટે દૂત મોકલે છે. સ્વામીને યોગ્ય લાગે તે ખરૂં.' રાજા ભૂતિકને આ બેમાંથી કોણ વધારે યોગ્ય છે એ વિષે અભિપ્રાય પૂછે છે; ભૂતિક રાજાઓ વિષે અભિપ્રાય જણાવવાનું પોતાનું ગજુ નહિ એમ કહી અભિપ્રાય આપતો નથી. એ કદાપિ કૌંજાયન કાશિરાજના પક્ષનો છે એ સમજી ગયો હશે. રાજા એને ઉપચાર છોડી દઇ નિશ્ચિત અભિપ્રાય આપવા કહે છે. ભૂતિક કહે છે કે 'બન્ને જણા બનેવી તરીકે સરખા ખરા પણ સૌવીરરાજ દેવીના ભાઇ છે એટલો વિશેષ છે.' રાજાનું વલણ પણ એ બાજુ જ છે. પણ સૌવીરરાજે ફરીથી દૂત કેમ ન મોકલ્યો એનું કારણ પૂછે છે. ભૂતિક કહે છે 'એ વિષે મને શંકા છે; બરાબર તપાસ કરી જણાવીશ એમ ધારી કાંઇ કહેતો નથી.' રાજા–'એ કુશળ તો છે ને?' ભૂતિક–'ચાર પુરુષો કહે છે તે સપુત્ર દેખાતા નથી. અમાત્યો કામકાજ કરે છે. કાંઇ કારણ સમજાતું નથી. કોઇને રાજકુળમાં દાખલ થવા દેતા નથી.' રાજા અનેક કારણોનો તર્ક કરે છેઃ 'કામવાસનાથી હણાયો છે, કે દુષ્ટ સચિવોથી પકડાયો છે, કે માંદો છે, કે બ્રાહ્મણોનો શાપ પામવાથી વ્રતનો અંગીકાર કરી શાન્તિ કરે છે?' રાજા ભૂતિકને વૃત્તાન્ત શીઘ્ર જાણી લાવવા આજ્ઞા કરે છે. કાશિરાજનાં દૂતનું શું કરવું એ વિષે રાજા કૌંજાયનનો અભિપ્રાય માગે છે. બીચારો કૌંજાયન વફાદાર સેવકની જેમ તેનો સત્કાર કરી વિદાય કરવાનું કહે છે. નેપથ્યમાંથી દશનાડિકા પૂર્ણ થયાની ઘોષણા થાય છે. ભૂતિક રાજાને બાકીનો વિચાર અંદર જઇ કરવા વિનવે છે. 'વળી રાજકુમારીને પણ આશ્વાસન આપવાનું છે; મહાદેવી પણ ક્યારનાં રાહ જુએ છે. મહાજન પણ આ ઉપદ્રવમાં આપને મળવા ઇચ્છે.' રાજા રાજ્યભારનું વર્ણન કરતો કરતો ચાલ્યો જાય છે. પહેલો અંક પૂરો થાય છે.

આ અંકમાં કવિ ગૂઢ રીતે કાર્યનો બીજનિક્ષેપ કરે છે. રાજા રાણી કુરંગીના વિવાહ વિષે ચિન્તા કરે છે, કાશિરાજનો દૂત પણ આવ્યો છે. એટલામાં કુરંગી ઉપર આફત આવે છે અને એને કોઇ અજ્ઞાત પુરુષ ઉગારે છે. રાજા યોગ્ય જમાઇનો વિચાર કરે છે તે પ્રસંગે જ સર્વથા યોગ્ય પુરુષ કુરંગીના રક્ષણ દ્વારા સૂચવાય છે. પણ તે અત્યંજ છે એ માહિતી એ સૂચનને પ્રકટ થવા આવકાશ આપતી નથી. ભૂતિક ખાત્રી કરી આવે છે કે એ અંત્યજ નથી પણ પોતાની જાતને છુપાવતો કોઇ સત્પુરુષ છે. આ જાણી 'એને સ્ત્રી છે કે?' એ રાજાનો પ્રશ્ન એની વિચારસરણી સૂચવે છે. રાજા પુત્રીના વિવાહ માટે બન્ને અમાત્યોની સલાહ લે છે. કાશિરાજનો દૂત આવ્યો છે. અનેક માગાંમાં એ અને સૌવીરરાજ સંબન્ધ યોગ્ય લાગ્યા છે; તેમાં એ સૌવીરરાજ સાથે એવડી સગાઇ હોવાથી-પોતાની બ્હેનનો પતિ અને રાણીનો ભાઇ-તે સંબન્ધને વધારે યોગ્ય છે એમ નિર્ણય થાય છે. સૌવીરરાજે પ્હેલાં

यत्रारात्रिकवेलायां निस्वानस्वानतर्जितः ।
कलिकालरिपुस्तस्मात् पुराद्दूरं पलायितः ॥

એ પુરમાં પાર્શ્વનાથજિનનું પ્રલ્હાદન વિહાર નામનું દેવ મંદિર જેવું સુંદર મંદિર છે. એ મંદિરના બલાનકના[1] મસ્તક ઉપર રહેલા સોનાના કાંગરાઓથી, બધા મંદિરોમાં જાણે તે મુકુટધર હોય તેવું શોભે છે. એના આમલસાર[2] ઉપર મૂકેલા સોનાના કળશ અને ધ્વજા દંડની કાંતિથી અંજાએલા લોકો સવારના પહોરમાં ઉંચે પણ નથી જોઈ શકતા. એ મંદિરમાં આરતીને વખતે થતા વાજિંત્રોના શબ્દોથી જાણે તિરસ્કાર પામ્યો હોય તેમ કલિકાલ શત્રુ એ પુરથી દૂર જ નાશી ગયો છે.

अगण्यपण्यपूर्णासु यस्मिन्नापणवीथिषु ।
क्रेयस्य न स्मरंति स्म जना अन्यान्यवीक्षिणः ॥

અગણિત વસ્તુઓથી ભરેલી એ નગરની બજારોને જોવામાં મશગુલ થએલા લોકો પોતાને લેવાની ચીજને પણ યાદ રાખી શકતા નથી.

सगुणाः सवसूल्लासाः रोहणाद्राविवान्वहं ।
संवेशमणयो यत्र जायंते जनभूषणाः ॥

એ નગરના જનસંઘના જે આગેવાનો છે તે, રોહણાચલના મણિઓની માફક, સગુણી સવસુ-સોલ્લાસ થયા છતા, સદા જનતાના ભૂષણરૂપ લાગે છે.

किमन्यद्वर्ण्यते तत्र कौतुकं यत्र साधवः ।
सकलत्रा अप्रतिमाः सन्ति देवालया अपि ॥
ईश्वराः सुगताः पौरा बुद्धा यत्र जिष्णवः ।
अर्हंतोऽपि शिवासक्ताः किं चित्रं वर्ण्यते परं ॥

એ નગરનાં કૌતુકનાં શાં વર્ણન કરે-જ્યાંના સાધુઓ સકલત્ર (એક અર્થમાં કલત્ર એટલે સ્ત્રી તે સહિત જે હોય તે સકલત્ર, બીજા અર્થમાં સકલની રક્ષા કરે તે સકલત્ર) હોય દેવમંદિરો અપ્રતિમ (એક અર્થમાં પ્રતિમા એટલે મૂર્તિ, બીજા અર્થમાં પ્રતિમ એટલે સદશ, અપ્રતિમ, અસમાન-અસાધારણ) સ્વરૂપ છે. ત્યાં વસતા પૌરજનો ઇશ્વર હોઇને સુગત છે, બુદ્ધ હોઇને વિષ્ણુ છે અને આર્હત હોઇને શિવપૂજક છે.

तस्मादहमिह श्रेष्ठिन् आगतो यदि तत्पुरं ।
प्रत्यक्षं वीक्ष्यते त्वया कृतार्थो जायते सदा ॥

તે મુસાફર ઉપસંહાર કરતાં કહે છે કે-હે શેઠ, તે નગરથી, હું અહિં આવ્યો છું અને તું પણ જો તે નગર પ્રત્યક્ષ જુએ તો અવશ્ય કૃતાર્થ થાય તેમ છે.

---

૧ બલાનક એટલે મંદિરના પ્રવેશદ્વાર ઉપર જે ચતુષ્કોણ મંડપ કે છત્રી હોય છે તે.
૨ આમલસાર એટલે મંદિરના શિખર ઉપરનું ઇંડું.

અવિમારક પ્રવેશ કરે છે. વિદૂષકે સૂચવ્યું તે પ્રમાણે કુરંગીના વિચારમાં તે મગ્ન છે. તે દિવસે હાથીના ત્રાસથી 'ભયથી આકુલ, વિલોલ અને વિષાદપૂર્ણ નેત્રવાળી જે જોએલી તે દરેક રાતે સ્વપ્નમાં આવે છે, અને જાગું છું ત્યારે જેમ કોઇ જાતિસ્મર (પૂર્વભવના સ્મરણવાળો) પ્રથમ જન્મને સંભારે એમ તેને સંભારું છું.

अद्यापि हस्तिकरशीकरशीतलाङ्गीं
वालां भयाकुलविलोलविपादिनेत्राम्।
स्वप्नेषु नित्यमुपलभ्य पुनर्विबोधे
जातिस्मरः प्रथमजातिमिव स्मरामि ॥'

કવિ ધીમે ધીમે એનો માનસિક ક્ષોભ વ્યક્ત કરે છે. 'ત્યારથી આંખને બીજું રૂપ જોવું ગમતું નથી, સ્મરણ કરતું ચિત્ત હર્ષ પામે છે અને વિષાદ પામે છે, મુખ ફીકું થાય છે અને શરીર કૃશ થાય છે, દિવસો શોકમાં જાય છે. રાત્રિઓ મૂર્છામાં જાય છે.' આ વર્ણનમાં કવિએ **बुद्धिः प्रहृष्यति विषीदति च स्मरन्ती**, એ પંક્તિથી વિરુદ્ધ અંશોની બનેલી અવર્ણ્ય ચિત્તાવસ્થાનું વર્ણન કરવા પ્રયત્ન કર્યો છે એ સહૃદયોના ધ્યાનમાં તુરત જ આવશે. અવિમારક મનની આ દશા દબાવવા, વિહ્વલતા અટકાવવા, પ્રયત્ન કરે છે. 'પુરુષો માટે આમ ધૈર્ય વિનાના થવું યોગ્ય નથી.' પોતાની આ સ્થિતિનું તેણે કારણ શોધી કહાડયું છે. 'વિચાર કરવાથી મદન વધે છે.' 'માટે હવે હું વિચાર નહિ કરું. [આ પછી થોડાક ભાવો કેવળ અભિનયગમ્ય જ છેઃ મુખાકૃતિ ઉપર પ્રયત્નનો અનુભવ, અને ધીમેધીમે પાછો એના એ જ વિચારમાં મગ્ન.] 'અહો તેનું સૌન્દર્ય અહો તેનું યૌવન! અહો તેની સુકુમારતા!'–એ રીતે પાછો એ વિચારપ્રવાહમાં ખેંચાઇ જાય છે, અને કુરંગીના રૂપધ્યાનમાં મગ્ન થાય છે. 'સાક્ષાત લક્ષ્મી જ બીજી સ્ત્રીનું રૂપ ધારણ કરી એ રાજાના ઘરમાં રહે છે.' પણ પાછું નિશ્ચયનું સ્મરણ થઇ આવે છેઃ 'હં! મેં પાછો વિચાર કરવો શરૂ કર્યો? હવે હું શું કરું? અને મન અમારી ઇચ્છા પ્રમાણે વર્તતું નથી. પ્રયત્નથી રોકયાં છતાં ઘડીભર પણ ઠેકાણે રહેતું નથી.' છેવટે હારી કહે છે 'અથવા મનને જીતવું શકય નથી. હું એનું ચિન્તન કરીશ,' એમ કહીને મનોદશાને વશ થતો કુરંગીના ધ્યાનમાં મગ્ન થઇ જાય છે.

આ અરસામાં બીજી બાજુએથી કુરંગીની ધાત્રી અને નલિનિકા–કુરંગીની સખી–પ્રવેશ કરે છે. ધાત્રી કહે છેઃ 'અહો કાર્યની સંકટતા. જો એમ કરાય તો રાજકુળ દૂષિત થાય. જો નથી કરતાં તો અવશ્ય એનું મરણ થાય છે. મેં અનેક ઉપાયો વિચારી જોયા.' પછી કુરંગીની દશાનું વર્ણન કરે છે. 'હજી સુધી મારાથી પણ એ છુપાવે છે.' પણ એ ખાતી નથી, વિનોદ નથી કરતી ઇત્યાદિથી એની કામદશા સૂચવે છે. 'પણ તેમાં એક આશ્ચર્ય છે. આવી સ્થિતિ છે છતાં કોઇને પણ પોતાની લાજથી, ભયથી, કુલમાનથી, બાળપણથી કાંઇ કહેતી નથી.' એ રીતે કુરંગીની કુલીનતાનું સૂચન થાય છે. નલિનિકા– કેમ કોઇને કહેતી નથી? મને તો બધું એ કહે છે.' ધાત્રી–'તારો અભિપ્રાય સમજું છું. તેની દશા જાણીને તું બધું જોડી લે છે.' નલિનિકાને તે અજ્ઞાત પુરુષ વિષે અજાયબી થાય છે.

# સંસ્કૃત નાટક સાહિત્ય

૯

## સ્વપ્નવાસવદત્તાદિ નાટકચક્ર
## અવિમારક

[ રસિકલાલ છો. પરીખ ]

**दत्ता सा विधिना पूर्वं दृष्टा सा गजसम्भ्रमे ।**
**पूर्वं पौरुषमाश्रित्य प्रविष्टो मायया पुनः ॥ અંક ૬**

અવિમારક અને દરિદ્રચારુદત્ત હાથમાં લેતાં વાતાવરણ બદલાઇ જાય છે. રામાયણ અને મહાભારતના ઉદાત્ત વાતાવરણમાંથી લોકકથાના અને લોકજીવનના પ્રાકૃત વાતાવરણમાં આપણે ઉતરીએ છીએ. આ વાતાવરણના ફેરફાર સાથે નાટકોની કલાનું સ્વરૂપ પણ બદલાય છે, અને આ ફેરફાર એવડો મોટો છે કે ઊરુભંગ, પ્રતિમા આદિનો કર્તા તે જ અવિમારક અને દરિદ્રચારુદત્તનો કર્તા હશે કે કેમ એવી શંકા જો કોઇને થાય તો તેમા નવાઇ નહિ ! કર્ણ, દુર્યોધન, કંસ, કે રાવણ, અથવા ભરતમાં જે અનિષ્ટ કે ઇષ્ટ ઉદાત્ત વૃત્તિઓનો આપણને સાક્ષાત્કાર થયો છે તે આમાં નહિ થાય. પણ એ નાટકોમાં ન જણાતા એવા લૌકિક જીવનનો અવિમારકમાં અને દરિદ્રચારુદત્તમાં આપણને પરિચય થાય છે. અહીંઆ આપણે અવિમારક લઇએ. દરિદ્રચારુદત્તનો મૃચ્છકટિક સાથે સબંધ હોવાથી તેની સમાલોચના બાકીનાં બે નાટકો પૂરાં થયા પછી કરીશું.

અવિમારકની કથાનું મૂળ જડતું નથી. સંભવ છે કે તે કવિકલ્પિત હોય; પણ પ્રો. વિન્ટરનિત્સ કહે છે તે પ્રમાણે તેનું અને ચારુદત્તનું મૂળ ગુણાઢ્યની બૃહત્કથામાં હોય એ વિચાર વધારે સંભવિત લાગે છે.[૧] ગમે તેમ હોય પણ આ કથાનું સ્વરૂપ આપણી પ્રાચીન લોકકથા જેવું છે, જેમાં પ્રેમ હોય, શૌર્ય હોય, વિદ્યાધરો આવતા હોય, ઋષિઓના શાપ હોય, ચમત્કારો હોય ઇત્યાદિ. કવિના નાટકમાં આ સ્વરૂપ બરાબર સચવાયું છે, જો કે એથી નાટ્યકલામા કેટલાક સ્થળે ક્ષતિ આવી છે. આ નાટક લોકપ્રિય થાય તેવું હોવાથી એમાં ઘણા પાઠો ભ્રષ્ટ થયાનો અને વિકૃત થયાનો સંભવ છે.

સૂત્રધાર આશીર્વાદ આપી નટીને બોલાવે છે; નટીના મુખ ઉપરથી એ કાંઇ કહેવા માગે છે એ જોઇ સૂત્રધાર પૂછે છે, અને નટી જવાબ આપે છે ' આર્યની સાથે ઉદ્યાન જવા ઇચ્છુ છું. ત્યા કાંઇ સ્ત્રીઓને કરવાનું વ્રત કરવાનું છે.' ત્યાં નેપથ્યમાંથી શબ્દો આવે છે 'સૂતિક! તું પણ ઉદ્યાન તરફ કુરંગીના રક્ષણ માટે જા અંજનગિરિ હાથી મદોન્મત્ત થયો છે.' આ સાંભળી સૂત્રધાર નટીને કહે છે કે ' રાજપુત્રી બગીચામાં ગએલી હોવાથી તેની બધી બાજુએથી ચોકી થતી હશે; માટે પછી જઇશું. ' બન્ને જાય છે.

૧. જુઓ સમ પ્રૉબ્લેમ્સ ઑફ ઇન્ડીયન લિટરેચર. પૃ. ૧૧૦–૧૩.

યોગવિધાનનો વિચાર કરજો.' અવિમારક આશ્વાસન પામે છે; અને પોતાને જીવિતદાન કરવા માટે તે બન્નેનો ઉપકાર માને છે. 'આપે જ એને બચાવી છે' એમ ધાત્રી જવાબ આપે છે અને એ જ દિવસે કન્યાપુરમાં આવવાનું તેને કહે છે.

કન્યાપુરનો રક્ષક અમાત્ય ભૂતિક કાશિરાજના દૂત સાથે ગયો છે. અવિમારકને કેમ દાખલ થવાશે એનો વિચાર આવતો નથી. એતો કહે છે 'દવા મળ્યા પછી કયો રોગી માંદો રહે?' પણ ધાત્રી કહે છે 'પ્રવેશ માત્ર દુર્લભ છે. અંદર લાંબાકાળ સુધી રહેવું શક્ય છે.' અવિ–'મને દાખલ થએલો જ સમજો. આગળા કહાડી મ્હેલ વિશાળ કરજો.' ધાત્રી કહે છે 'એમ કરીશું' પણ સાથે સાથે અપ્રમત્ત રહેવાની સૂચના આપે છે. અવિમારકને એ સૂચનાની કાંઇ પરવા નથી; એ તો કહે છે 'મને એક વાર રાજકુળની રચના જણાવો.' ધાત્રી કાનમાં કહે છે. રાજકુળની રચના જાણતાં અવિમારકની બુદ્ધિ એને પ્રવિષ્ટ થએલો સમજે છે **'प्रविष्टमात्मनमवैति बुद्धिः'.** અવિમારક કાંઇ ખાત્રી માટે માગે છે. ધાત્રી તે આપે છે; અવિમારક મધરાતે રાહ જોવાનું કહી બન્નેને વિદાય કરે છે.

સૂર્યાસ્ત સમયે નગરની શોભાનું વર્ણન કરતો વિદૂષક પ્રવેશ કરે છે. પોતે અવિમારકની પાસે રાત્રિસહાય થવા જાય છે. 'અમારી અધન્યતાથી કોઇક અનર્થના ચિન્તનથી તે બદલાઇ ગયો છે.' અવિમારકના આવાસ પાસે આવે છે. 'બજારમાં મેં સાંભળ્યું કે રાજકુમારીની ધાત્રી અને સખી કુમારના ઘરમાંથી આવી. અહીં એમને શું કામ હશે? અથવા માણસનાં ભાગ્ય હાથીની સુંઢ જેવાં ચંચળ હોય છે.' 'કામિજનના રંગથી લેપાએલો ફિક્કો દેખાતો અવિમારક આમ જ આવે છે.' પાસે જઇ જયજયકાર કરે છે.

અવિમારક ખુશખબર આપવા માંડે છે. વિદૂષક પૂછે છે 'આપણો ઋષિશાપ પૂરો થયો?' અવિ–'જે અવશ્ય થવાનું છે એમાં શો હર્ષ હોય?' વિ–'ત્યારે બીજું શું?' અવિ 'કેમ કુરંગીની ધાત્રી અને નલિનિકાને ન જોઇ?' વિ–'હા–જોઇ. તે શું લાવ્યાં?' અવિ.–'અમારૂં ઔષધ લાવ્યાં.' વિ–'જોઉં જોઇએ.' અવિમારક આજે જ ત્યાં જવાનું છે એની ખબર આપે છે. વિ–'શા માટે અંદર જઇ જીવ ગુમાવવા ઇચ્છો છો? કુન્તીભોજના અમાત્યો વસમા છે.' અવિ–'અરે શું તને પણ શંકા થાય છે?' એમ કહી પોતાના પરાક્રમનો નિર્દેશ કરે છે. અવિરૂપધારી રાક્ષસને મારવાથી એનું નામ અવિમારક પડ્યું છે એ આપણને અહીં જણાય છે. વિદૂષક એનું પરાક્રમ જાણે છે છતાં સૂચના કરે છે કે રાતે કોઇના ઘરમાં છાના પેસી જવું એ દરેક રીતે ભયકારક (શંકનીય) છે. અવિમારક ચર્ચા કરવા નથી માગતો; 'આ ટુંકી વાત છે. ગમે તેમ કરીને કુન્તિભોજના કન્યાપુરમાં દાખલ થવું. મહાબ્રાહ્મણ રજા આપો.' વિદૂષક પણ સાથે જવા માગે છે; અવિમારક કહે છે પરગૃહપ્રવેશ એકલાએ જ કરવો એવું શાસ્ત્રવિધાન છે। વિદૂષકને આશ્વાસન અને પોતાના બળની ખાત્રી આપે છે. વિ–'જો બસ નિશ્ચય કર્યો જ હોય તો ચાલો હવે શહેરમાં જઇએ. ત્યાં મારો મિત્ર છે. તેના ઘરમાં યોગ્ય સમયની રાહ જોઇશું.' અવિ–'બરાબર કહ્યું આપે. હમણાં તો અંદર જઇ આહ્નિક કરી મહારાજની રજા લઇ વાસગૃહમાં શયનમાં પડીશું. પછી અજ્ઞાત રીતે નગરમાં દાખલ થઇ આપના મિત્રગૃહે વાટ જોઇશું.' ચેટી ન્હાવાનું પાણી થયું છે એના ખબર આપે છે. સૂર્ય અસ્ત પામે છે. અવિ–'વયસ્ય! ભગવાન દિવાકર અસ્ત પામ્યા. અત્યારે

આગળ વૃત્તાન્ત પૂછે છે પણ કૌંજાયન કહે છે કે પછી તો પોતે અને ભૂતિક આવી પ્હોંચ્યા અને કુમારીને ફરીથી વાહનમાં બેસાડી એકદમ અન્તઃપુરમાં દાખલ કરી દીધી. રાજા જરા ચીડાઇને કહે છે 'અહો કેટલી બધી ગફલત ! ભૂતિક કેમ હજી આવ્યો નથી?' કૌંજાયન 'ભૂતિકે આ ખબર કહેવા મને આપની પાસે મોકલ્યો છે; અને એ પોતે તે પુરુષની પ્રવૃત્તિ અને વંશ જોવા ગયો છે.' રાજા–' ત્યારે તો ભૂતિક બધું જાણીને આવશે. પણ કૌંજાયન, તે પરદુઃખભંજન કયા કુળનો છે?' કૌંજાયન જણાવે છે કે તે પોતાને અંત્યજ તરીકે ઓળખાવે છે. રાજા રાણી વર્ણવ્યવસ્થાના સંસ્કારોથી આશ્ચર્ય પામે છે કે અંત્યજ આવો ક્યાંથી હોય ? એટલામાં ભૂતિક પ્રવેશ કરે છે. ' अहो प्रच्छन्नरत्नता पृथिव्याः ' એમ કહી તે પુરુષના પરાક્રમનું વર્ણન કરે છે. એને એક સંશય છેઃ શા માટે એ પોતાની જાતને અને કુળને છુપાવે છે ? ભૂતિકને એ અંત્યજ નથી એની ખાત્રી થઇ ગઇ છે; સંદેહ ગુપ્તતા વિષે છે. ' અથવા સૂર્યને હાથથી ઢાંકવા કોણ સમર્થ છે ? આ દુનીઆમાં સત્પુરુષો પોતાના કાંઇ કારણથી કે ગુરુજનના નિયન્ત્રણથી છાના રહે છે. પણ - પારકાનું દુઃખ જોઇ તેમાંથી મુક્ત કરવાની ઇચ્છાથી પૂર્વનિયમને ભૂલી જઇ ઉઘાડા પડી જાય છે.' ભૂતિક રાજા પાસે આવી જયજય કરે છે. રાજા રાણીને અંદર જઇ કુરંગીને આશ્વાસન આપવાનું કહે છે; ' હું પાછળ પાછળ હમણાં આવું છું. ' રાણી જાય છે. રાજા ભૂતિકને વૃત્તાન્ત પૂછે છે. ભૂતિક તે પુરુષનો હાથી સાથે ખેલ જણાવી કહે છે કે 'મહાજનની પ્રશંસા સહન ન થવાથી માથું નીચું રાખી એકદમ તે પોતાના મુકામે ચાલ્યો ગયો.' રાજા એ ઇજા પામ્યા વિના પોતાના મુકામે પ્હોંચ્યો માટે ખુશ થાય છે. હાથીને હાથણીઓથી કબજે લઇ તેને ગજશાળામાં દાખલ કરી પોતે તે પુરુષ વિષે માહીતી મેળવવા ગયો એ વૃત્તાન્ત ભૂતિક જણાવે છે. રાજા પૂછે છે ' શો નિર્ણય કર્યો ? એ અંત્યજ છે એમ અમે સાંભળ્યું છે. ' ભૂતિક શાન્તં પાપં કહી નિષેધ કરે છે; રાજા એની તપાસનું પરિણામ પૂછે છે. ભૂતિક એનાં દેવીરૂપ, સહજ વાક્ય ( સંસ્કારી ભાષા ) ક્ષાત્રતેજ, સૌકુમાર્ય અને બળનો ઉલ્લેખ કરી કહે છે કે આમ છતાંએ જો તે અન્ત્યજ હોય તો તો એનો શાસ્ત્રનો અભ્યાસ વ્યર્થ ગણાય. રાજા પૂછે છે ' એને સ્ત્રી છે?' ભૂતિક–'પોતે કુંવારો છે.'[૨] રાજા એના પિતા વિષે પૂછે છે; ભૂતિક કહે છે તે પણ ગુપ્ત રીતે રહે છે પણ એના આકારથી એનું રાજાપણું ઓળખાઇ આવે છે. રાજા એને વધારે માહિતી મેળવવાની આજ્ઞા કરી રાણીએ ઉલ્લેખ કરેલા માગાં વિષે ભૂતિકની સલાહ લે છે. 'હવે કાશિરાજના દૂતનું શું કરવું?' ભૂતિક કહે છે 'એમાં શું કરવાનું? એવા દૂતો તો સેંકડો આવ્યા

૨ અહીંઆં પાઠ ભ્રષ્ટ થયા હોય અથવા લુપ્ત થયા હોય એમ લાગે છે. રાજા–किमस्त्यस्य कलत्रम् । भू–सर्वमस्ति । कलत्रं स्वयमनिर्विष्टः રાજા પૂછે છે કે ' એને સ્ત્રી છે?' એના જવાબમાં ભૂ. કહે છે કે બધું છે; અને પછી કહે છે કે પોતે સ્ત્રીને પરણેલો નથી. આખા નાટકમાં કોઇપણ સ્થાને એને સ્ત્રી હોય એવું સૂચન નથી. તેથી એમ લાગે છે કે સર્વમસ્તિ' એ કોઇ બીજા પ્રશ્નના ઉત્તરમાં કહ્યું હોય. આ પછીની વાતચીત અસ્પષ્ટ છે જો કે ભાવાર્થ કાઢી શકાય છે.

કુરંગી ધારતી હતી એનાથી બીજી જ વાત નીકળે છે: કાશિરાજપુત્ર જયવર્મા સાથે રાજકુમારીનાં લગ્ન થવાનાં છે. આ સાંભળી કુરંગી મનમાં નિશ્ચય કરે છે ' એ ખોટું છે. મારી જાતની હું ધણી છું.' વાત આગળ ચાલે છે: 'રાણીજીએ કહ્યું કે મારી દીકરી નાની છે. એક દિવસ પણ એને જોયા વિના મારાથી ન રહેવાય; માટે મહારાજ કૃપા કરી જમાઇને અહીં બોલાવો.' 'પછી પછી?' 'પછી મહારાજે હા પાડી, અને આજે સારું નક્ષત્ર હતું એટલે તે દૂત સાથે અમાત્ય આર્યભૂતિક ગયા.' કુરંગી આશ્વાસન પામે છે 'હજી વર્ષાંત છે!' આ વાતચીતથી બીજા અંકમાં ધાત્રીએ ભૂતિકના ગમન સંબંધે કરેલા ઉલ્લેખનો ખુલાસો મળે છે; અને કુરંગીના દૃઢ પ્રેમની સૂચના મળે છે.

નલિનિકા પ્રવેશ કરે છે; એની માએ–ધાત્રીએ–કુરંગીને ખબર આપવા મોકલી છે; કારણકે ધાત્રી હોય તો કુરંગી મન મૂકી વાત ન કરે. કુરંગી મનનો અભૂતપૂર્વ આ રોગ જે ચિન્તનથી વધે છે, તેને સમજી શકતી નથી: નલિનિકા પાસે નથી એ ભૂલી જઇ નિઃશ્વાસ મૂકી પૂછે છે 'નલિનિકે! આ શું?' એક ચેટી કહે છે ' હું માગધિકા છું ', બીજી કહે છે ' હું વિલાસિની છું. ' નલિનિકાએ કુરંગીના શબ્દો સાંભળ્યા છે એટલે એ પાસે આવી કહે છે ' હું આ રહી નલિનિકા. પગલીઆના અવાજથી કુમારીએ મને ઓળખી કાઢી! બ્હેન રાણીજી કહે છે કે—' કુરંગી પૂછે છે ' શું? ' નલિનિકા કાનમાં વાત કહે છે. કુરંગી ગભરાય છે. ' હ! હીણું ચારિત્ર! ' નલિનિકા–' એનો સત્કાર કરજો: એ જ છે.' કુરંગી ક્ષુબ્ધ થાય છે; નલિનિકાને સંવાહન કરવાનું કહે છે. વિલાસિની સમજે છે કે કાશિરાજપુત્રને લગતી વાત છે એટલે પૂછે છે કે ' વિવાહ કયારે થશે? ' નેપથ્યમાંથી અવાજ આવે છે 'અદ્ય–આજે '. નલિ–' ચિરંજીવ. ' આ રીતે પતાકાસ્થાનથી થોડીક વાર પછી બનનારા પ્રસંગનું સૂચન થાય છે. નેપથ્યમાંથી શબ્દ આવે છે કે ' આજે હે રાજ પુરુષો! અમાત્ય બ્હારગામ ગયા છે એટલે અમાત્યનો કોઇ સેવક અન્તઃપુરનું રક્ષણ કરવા આવ્યો નથી. તેથી યથેષ્ટ કરો; હું કાલે રાજાને કહીશ ': અવિમારક માટે માર્ગ ખુલ્લો થયો. વિલાસિની વિવાહની વાત પૂછે છે. નલિનિકા કહે છે જ્યારે રાજકુમાર પ્રવેશ કરશે ત્યારે વિવાહ થશે. ' નિર્વિઘ્ને પ્રવેશ કરો.' એમ કહી ચેટીઓ જવા માંડે છે; 'સાંજ પુરી થવા આવી છે; ચાંદની ખીલી છે '. નલિનિકા એક ચેટીને પોતાની પથારી ત્યાં પાથરવાનું કહે છે; પથારી કરી ચેટીઓ ચાલી જાય છે. પ્રવેશવિભાગની દૃષ્ટિએ અંહીઆ એક પ્રવેશ પૂરો થાય.

અવિમારક એક હાથમાં ખડ્ગ અને બીજા હાથમાં દોરડું લઇ ચોરના વેષે નગરના માર્ગ ઉપર પ્રવેશ કરે છે. આ સાહસી આશકનું નગરપરિક્રમણ આ પ્રવેશમાં કવિએ બતાવ્યું છે; આમાં કવિએ એક જ પાત્ર દ્વારા આખા પ્રવેશને આકર્ષક કરવાનું દુર્ઘટ કાર્ય કર્યું છે; આ કાર્ય કવિએ પ્રત્યેક વસ્તુના વર્ણનમાં પ્રમાણ સાચવી અને વૈવિધ્ય લાવી સાધ્યું છે. આવા પ્રવેશો જડ થઇ જવાનો સંભવ રહે છે, પણ કવિ તેમાં ગતિ અને ચૈતન્ય મુકી શક્યો છે.[૪]

૪. આ પ્રવેશમાં મધરાતે રાજનગરનું વર્ણન મળે છે એટલે ઐતિહાસિક દૃષ્ટિએ પણ તેનું ઘણું મહત્ત્વ છે.

માગું મોકલ્યું હતું પણ પછીથી કાંઇ એના ખબર મળ્યા નથી. ભૂતિક ચારો મારફત મળેલી ખબર આપે છે કે કોઇ કારણસર સૌવીરરાજ અને તેનો પુત્ર અદશ્ય થયા છે. રાજા આ વિષે વધારે ચોકકસ માહિતી મેળવવાની ભૂતિકને આજ્ઞા કરે છે. આ રીતે કવિ કુશળતાથી પ્રકટ પણ નહિ અને સર્વથા ગૂઢ પણ નહિ એ રીતે કાર્યારમ્ભ કરે છે.

બીજા અંકમાં પ્રેક્ષકો માટે આ ગૂઢતા ઓછી થાય છે, તે અજ્ઞાત ગર પુરુષનો પરિચય થાય છે. કઇ સ્થિતિમાં એનો પરિચય થશે એ કલ્પવું અઘરું નથી. વિદૂષક–આ કવિના નાટકોમાં પ્રથમ વાર જ એનું દર્શન થાય છે–પ્રથમ વાકયોમાં જ આપણને તે જણાવે છે. 'રાજાઓના દીકરાઓને પરિસ્થિતિનું ભાન હોતું નથી. ઋષિશાપથી કુળનો ભ્રંશ થયો છે, અને અન્ત્યજોની સાથે રહેવું પડે છે; આ સ્થિતિમાં પોતાનો કે ગુરુજનનો વિચાર કર્યા વિના અવિમારક, હાથીના તોફાનને દિવસે જ્યારથી કુન્તીભોજની દીકરી કુરંગીને જોઇ છે ત્યારથી જાણે જૂદો જ થઇ ગયો છે. હી! હી! બહુ શું કહેવું! મારી સાથે પણ ગોઠડી નથી કરતા. આખો વખત વિચારમાં મશગુલ રહે છે. સાચી વાત છે કે અનર્થો એકલા નથી આવતા, અંહીઆ શો સંબંધ છે! પેલી રાજકુમારી અને પોને અન્ત્યજ!' એમ કહી વિદૂષક બ્રાહ્મણોની નિન્દાથી બચવા ગુપ્ત રીતે અવિમારકના મકાન તરફ જાય છે. ત્યાં સામેથી ચેટી આવે છે, 'રાજકુળના ભ્રંશને લઇને કાંઇ બહુ કામ રહ્યું નથી એટલે નગર જોવા આવી છું.' વિદૂષકને જોઇ 'અરે આ આર્યસન્તુષ્ટ જાય છે.' એની સાથે બે ઘડી ગમ્મત કરવાનો એ વિચાર કરે છે. કોઇની સાથે વાત કરતી હોય એવો ડોળ કરી વિદૂષક સાંભળે એમ ઉંચે જોઇ તે પૂછે છે 'અયિ કૌમુદિકે! બ્રાહ્મણ મળ્યો? શું કહે છે? 'નથી મળતો'. વિદૂષક સાંભળે છે અને પૂછે છે. 'ચન્દ્રિકા શું છે?' ચે–'આર્ય! એતો બ્રાહ્મણને શોધું છું.' વિ–' બ્રાહ્મણનું શું કામ છે?' ચે–'બીજુ શું વળી? જમવાનું નિમંત્રણ આપવું છે.' વિ–'બાઇ ત્યારે હું કોણ છું? શ્રમણ [બૌદ્ધ કે જૈન સાધુ] છુ? ચેટી–'તુ તો અવૈદિક છે.' વિ–' હું શાથી અવૈદિક છુ? જો સાભળ. રામાયણ નામનું નાટયશાસ્ત્ર છે. તેના પાંચ શ્લોકો એક વરસ પૂરૂં થયા પહેલાં હું પઢી ગયો.' ચે–'જાણું છું, જાણું છું, આર્યનો કુલોચિત બુદ્ધિવૈભવ!' વિ–'કેવળ શ્લોકો જ નહિ, તેના અર્થ પણ આવડે છે. વળી બીજુ, અક્ષરે જાણતો હોય અને અર્થે જાણતો હોય એવો બ્રાહ્મણ દુર્લભ છે.' (અહીંઆ કવિ સામાજિક સ્થિતિના આ અંશની મશ્કરી કરતો હોય એમ ચોકખું દેખાય છે.) ચેટી વિદૂષકને પોતાના નામવાળી વીંટી બતાવી તે વાંચવા કહે છે. વિ–[સ્વગત] 'જાણતો તો નથી. શું કહીશ? [વિચારીને] આમ કહીશ. [પ્રકટ] બાઇ આ અક્ષર મારા પુસ્તકમાં નથી.' ચે–' જો ન જાણતો હો તો દખણા વિના જમવું પડશે.' વિદૂષક સ્વીકારી લે છે. ચેટી વિદૂષકની વીંટી જોવા માગે છે. વિદૂષક 'મારી જોવા લાયક છે' કહી આપે છે. ચે–'આ પેલા રાજકુમાર અંહીઆ જ આવે છે.' વિદૂષક કયાં છે કરી મુખ ફેરવી જુએ છે. ચેટી વીંટી લઇ નાસી જાય છે અને લોકોના ટોળામાં અદશ્ય થઇ જાય છે. વિદૂષક 'ચન્દ્રિકે ચન્દ્રિકે' કહી બૂમો પાડે છે, ગાળો દેતો આમ તેમ દોડે છે અને શોધે છે; ઉત્તરે આ વાત રાજકુમારને કહીશ એમ કરી ચાલ્યો જાય છે. પ્રવેશક પૂરો થાય છે.

પુરુષ કાન્તાની સાથે સંગીત અનુભવે છે ?' બરાબર સાંભળી 'પોતે વીણા વગાડે છે એ સ્પષ્ટ છે. શાથી હવેલી ઉંચી છે, જાળીઓ બંધ છે, [ છતાં એ ] રણકારા સાથે તન્ત્રીનો નાદ સંભળાય છે. આ પ્રમાણે બાહ્યસ્થાનો ઉપર સ્પષ્ટ પ્રયોગ કરવાનું શું સ્ત્રીના હાથની આંગળીઓના ટેરવાનું સામર્થ્ય છે ? પણ ગાય છે તો સ્ત્રી. કારણ કે વિશદતાથી પ્રવૃત્ત થએલો તાન મન્દ છે: નાદ મુખ–નાસિક છે, હાથથી અપાતો તાલ સ્થૂલ હેતુ છે, તે વલયના અવાજ સાથે થાય છે.' व्यक्तं स्वयं वीणां वादयति । कुतः

उच्चं हर्म्यं सन्निरुद्धाश्च जालाः
तन्त्रीनादः श्रूयते सानुनादम् ।
वाह्यस्थानं[5] व्यक्तमेवं मयोक्तुं
किं सामर्थ्यं स्त्रीकराग्राङ्गुलीनाम् ॥

गीतं तु पुनः स्त्रियाः । इह हि
तानस्तु मन्दो विशदप्रवृत्तो
जातश्च नादो मुखनासिकेन ।
स्थूलोऽपि हेतुः[6] करतालनादः
सञ्जायते सद्वलयस्वनेन ॥'

અવિમારક આગળ ચાલે છે; નાગરિક લત્તાઓમાં દાખલ થઇ ગયો છે. એક દશ્ય જોઇ હસે છે, 'હ હ હ ! આ બીજો કોણ ક્રુદ્ધ થએલી કાન્તાને પ્રસન્ન કરવા પ્રયત્ન કરે છે ? એનો અપરાધ ખરેખર બહુ મોટો હોવો જોઇએ; જેથી આ વેળાએ પણ એ પ્રસન્ન થતી નથી.' બરાબર જોઇને 'અથવા એ તો પ્રસન્ન છે, બ્હાનું શોધે છે.' એટલામાં કોઇ પક્ષીનો ભૈરવ સ્વર સંભળાય છે. 'અરે ! આ તો ઘુવડ છે.' પતિના હસવાનો સ્વર સંભળાય છે. 'ઘુવડના અવાજથી બ્હીને કાન્તા એ બિચારાને ભેટી પડી.' उलूकस्वरभीतया कान्तया परिष्वक्तः खल्वयं तपस्वी । પણ બીજાના વયોયોગ્ય વ્યાપાર જોઇને શું વળે ?' અવિમારક આગળ ચાલે છે, ત્યાં ચૌટાના ચકલે કોકને શંકિત થતો પણ અતિ સ્નિગ્ધ બોલતો સાંભળે છે. એ પણ એના જેવો જ કોક બીચારો છે. 'अस्मत्सब्रह्मचारी खल्वयं तपस्वी ।'. આગળ ચાલે છે; રાજમાર્ગ ઉપર આવી ગયો હોય એમ લાગે છે; અજવાળું જોઇ કહે છે, 'અયે જ્યોત્સ્ના!' પણ ચકલો વળી માર્ગ ઉપર આવતાં જુએ છે 'આ જ્યોત્સ્ના નથી ! બન્ને બાજુએ રહેલા મહેલોના ગોખમાં ગોઠવેલા દીપોની પ્રભા છે. અહીંયાં મારે પ્રયત્નપૂર્વક મારી જાતને રક્ષવી જોઇએ.' પોતે સંતાઇને જવા પ્રયત્ન કરતો હશે એટલામાં ચોરને જુએ છે; એનાથી દૂર રહેવા પ્રયત્ન કરે છે,

૫ બાહ્યસ્થાનનો અર્થ મને બરાબર સમજાયો નથી એથી આખી લીટીનો અર્થ સ્પષ્ટ થતો નથી.

૬ 'સ્થૂલ હેતુ'. આનો અર્થ એવો હશે કે વલયના અવાજ સાથે થતા હાથના તાલનો નાદ એ સ્ત્રી છે એમ સૂચવવામાં સ્થૂલ હેતુ છે ? અથવા તો એ કોઇ સંગીતનો પારિભાષિક શબ્દ છે ? કોઇ સંગીતશાસ્ત્રી અર્થ સમજવામાં મદદ કરશે તો ઉપકાર થશે.

એનામાં આટલા બધા ગુણો છે છતાં અકુલીન છે ? ધાત્રી અમાત્ય ભૂતિકના જેવો અભિપ્રાય આપે છે; 'કોઇ પણ કારણથી તે પોતાને છુપાવે છે.' બન્નેને સંદેહ થાય છે. અને ધાત્રી કહે છે 'જો સંદેહ ન હોત તો એનાથી વધારે ગુણવાળો જમાઇ બીજો કયો હોય ?' ત્યાં નેપથ્યમાંથી અવાજ આવે છે–અને એ અવાજ ખાત્રી આપે છે કે 'કુલહીનનું આચરણ શુદ્ધ હોતું નથી. યોગ્ય સમયે બધું જણાશે.' તેમને એમના કાર્યમાં આગળ વધવા તે પ્રેરે છે. બન્નેને આ પ્રેરણા વિષે સાશ્ચર્ય શંકા થાય છે અને દૈવે આ પ્રેરણા કરી એમ માની નિઃશંક થાય છે.[૩] પણ હવે નલિનિકાને સંદેહ થાય છે કે તે પુરુષ આપણા કહ્યા પ્રમાણે કરશે કે નહિ ?' પણ કુરંગીનું સૌન્દર્ય એને ખાત્રી આપે છે અને બન્ને અવિમારકના આવાસ આગળ આવે છે. ત્યાં અવિમારકને ચિન્તનમગ્ન જુએ છે. બન્ને અંદર પ્રવેશ કરે છે. ધાત્રી પૂછે છે. 'સુખી છો આર્ય !' પણ અવિમારક રૂપધ્યાનમાં ડુબેલો છે: 'अहो तस्या रूपसम्पत्. અહો તેનું સૌન્દર્ય !' ધાત્રી વ્યાકુળ થઇ ફરીથી સુખસમાચાર પૂછે છે, અવિમારક કુરંગીના અંગોના ધ્યાનમાં મુગ્ધ છે. 'उरः स्तनतटालसं जघनभारखिन्ना तनुः' ધાત્રી જુએ છે કે તે પ્રલાપ કરે છે એટલે ફરીથી પૂછતી નથી, અવિ–આગળ ચલાવે છે.–'मुखं नयन-वल्लभं प्रकृतिताम्रबिम्बाधरम् ।' ધાત્રી કહે છે 'ધન્ય છે. એ જનને જે આને ઉન્મત્ત કરે છે.' અવિ–भयेऽपि यदि तादृशं नयनपात्रपेयं वपुः' । ધાત્રીને ખાત્રી થાય છે અને કહે છે 'કાર્ય સુસ્થિત છે.' અવિમારકની ભોગાસક્તિ વધે જાય છે. નલિનિકાને પોતાની ધારણા સાચી પડયા માટે આનંદ થાય છે. ફરીથી ધાત્રી અવિમારકના સુખ સમાચાર પૂછે છે; આ વખતે અવિમારક શરમાઇ બન્નેને આવકાર આપે છે. ધાત્રી જરા ગમ્મત કરે છે, 'આર્ય શેનું ચિન્તન કરતા હતા ?' અવિ–'શાસ્ત્રનો વિચાર કરતો હતો.' ધાત્રી–'કયા રમણીય શાસ્ત્રનો એકાન્તમાં વિચાર કરો છો ?' અવિ–'યોગશાસ્ત્રનું ચિન્તન કરતો હતો.' ધાત્રી–'મંગળવચનનો સ્વીકાર કરૂ છું. ભલે યોગશાસ્ત્ર જ હો.' એના શબ્દોનો શો અર્થ થયો તે અવિમારક સમજે છે અને તે દૂર કરવા પૂછે છે 'આપ શું સમજ્યાં?' પણ ધાત્રી ઉસ્તાદ છે; 'યોગની ઇચ્છાથી જ અમે અહીં આવ્યાં છીએ. આર્યને પણ યોગ સમ્મત હોય તો રાજકુળના એકાન્તમાં કાર્ય થઇ ગયું સમજો. ત્યાં પણ એક જણ યોગનો અધિકતર વિચાર કરે છે. તેની સાથે ત્યાં જ આર્ય સારી રીતે

---

૩ આ દૈવી અવાજની યુક્તિથી કાર્યસંકલનની કળામાં ક્ષતિ પહોચે છે. આ કવિ અનેક વાર દિવ્ય પ્રસગો લાવે છે પણ તે કાર્ય આગળ વધારવા નહિ; મોટે ભાગે એનો ઉદ્દેશ અદ્ભુતરસ જમાવવાનો કે ભક્તિ પ્રકટ કરવાનો હોય છે. અહીંઆ વાસ્તવિક રીતે જોતાં આ યુક્તાની જરૂર પણ નથી. કારણકે ધાત્રીને કુળની ખાત્રી થઇ એ પહેલાં જ તે બન્નેનો યોગ કરાવવાનો વિચાર આવ્યો છે; તેના ચારિત્ર ઉપરથી તે કુળવાન છે એટલું અનુમાન તો એણે કરી લીધું છે અને એ એની પ્રવૃત્તિ માટે પૂરતુ હતું સંભવ છે કે એ શ્લોક અને તેનાથી ઉત્પન્ન થએલો સંલાપ પ્રક્ષિપ્ત હોય; બીજો પણ સંભવ છે અને તે એ કે મૂળ લૌકિક કથામાં આવું હશે અને કવિએ તે કાયમ રાખ્યું હોય. અમાત્ય ભૂતિકની જ આ બધી ખટપટ હોય એવી શંકા થાય છે પણ તેને માટે ક્યાંઇ સૂચન નથી.

अद्यापि तन्मम मनो न तु मामुपैति
नावेक्षते मयि तया मिययावरुद्धम् ॥ '

તુરતજ કુરંગીની દશાનો વિચાર આવે છે. 'કુરંગીની શી અવસ્થા હશે ? દાસદાસીઓની વાતોથી શરમાતી હશે ! રાજાએ બરાબર પૂરી રાખી હશે એટલે બ્હીતી હશે ! મને ન જોતાં આંસુથી ખરડાતી રાતે મૂર્છા પામતી હશે ! હું શું કરૂં ?' થોડીક વાર વિચાર કરીઃ 'બસ ! ઉપાય જડી ગયો ! તેણે અમારી અપેક્ષાથી પોતાની જાતની અપેક્ષા ન કરી ! તો હું પણ તેને માટે મારા પ્રાણોને ત્યજીશ.' આગળ ચાલે છે. 'કેટલાક દિવસ થયા હું નીકળ્યો છું. પણ આજે તો માનસિક અને શારીરિક દુઃખ અસહ્ય જેવું લાગે છે. એ સુંદરીને ત્યજીને ક્ષણભર પણ જીવવામાં હું છેતરાયો છું. આનાથી કષ્ટદાયક કૃતઘ્નભાવ બીજો કયો હોઇ શકે ?' ઉન્હાળો પુરો થવા આવ્યો છે, એટલે સૂર્ય ક્યારેક વાદળાથી ઢંકાય છે, ક્યારેક ગ્રીષ્મના પ્રખર તાપથી તપે છે. 'અત્યારે હું મદનથી દીલમાં દાઝું છું ત્યારે ભગવાન સૂર્ય સહસ્રરશ્મિ ક્ષારની જેવા થાય છે !' બધી બાજુએ જોઇ ભયંકર ઉન્હાળાનું વર્ણન કરે છે

'अत्युष्णा ज्वरितेव भास्करकरैरापीतसारा मही
यक्ष्मार्ता इव पादपाः मग्रुपितच्छाया दवाग्न्यांश्रयात् ।
विक्रोशन्त्यवशादिवोच्छ्रितगुहा व्यात्ताननाः पर्वता
लोकोऽयं रविपाकनष्टहृदयः संयाति मूर्छामिव ॥

જ્વરિત થઇ હોય એમ અત્યુષ્ણ પૃથ્વીનું સત્ત્વ સૂર્યના કિરણોએ ચુસી લીધું છે. દાવાનળથી છાયા વિનાના થઇ ગએલા વૃક્ષો જાણે રોગથી પીડાય છે. પર્વતો ઉંચા ગુહારૂપી ઉઘાડેલા મ્હોંડાથી જાણે અવશ હોય એમ ચીસો પાડે છે; રવિપાકથી નષ્ટ હૃદય થએલો આ લોક જાણે મૂર્છા પામે છે.' 'હવે હું શું કરૂં ? હું ચાલવાને શક્તિમાન નથી; કારણ કે રેતરૂપી અગ્નિચુરણથી રુક્ષ પવનો લિંપે છે लिम्पन्ति रुक्षपवनाः सिकताग्निचूर्णैः।' ઇત્યાદિ. કુરંગીને સંભારી અવશ થઇ બેભાન જેવો થઇ જાય છે. થોડીવાર પછી નીસાસો મૂકી ઉંચે આકાશ તરફ જુએ છે તો 'ભગવાન સૂર્ય સહસ્રરશ્મિ ઘેરાએલો છે; પણ આ પવનના પ્રેર્યા વાદળો સૂર્યને ઘેરે છે એમાં શું આશ્ચર્ય ! મારા હૃદયમાં રહેલા સૂર્યને આવરે ત્યારે કંઇક વિસ્મયનીય કહેવાય !'

किमत्र चित्रं विततः पयोदा
रुन्धन्ति सूर्यं ननु वातनीताः ।
अन्तःस्थितं मे यदि वारयन्ति
कामं भवेद् विस्मयनीयमेतत् ॥

> पूर्वा तु काष्ठा तिमिरानुलिप्ता
> सन्ध्यारुणा भाति च पश्चिमाशा ।
> द्विधा विभक्तान्तरमन्तरिक्षं
> यात्यर्धनारीश्वररूपशोभाम् ॥

પૂર્વદિશા અંધકારથી લેપાય છે; પશ્ચિમ દિશા સંધ્યાથી અરુણ ભાસે છે; બે રીતે વિભક્ત થએલું અન્તરિક્ષ અર્ધનારીશ્વરની રૂપશોભાને પામે છે.' વિ–'આવી વાત, દિવસ પુરો થયો. પ્રદોષ [સાંજ] શરૂ થયો.' અવિમારક ' અહો જગતની વિચિત્રસ્વભાવતા ' એમ કહી પ્રદોષનું વર્ણન કરી કહે છે 'वेषान्तरं रचयतीव मनुष्यलोकः મનુષ્યલોક જાણે વેષાન્તર કરે છે.' બીજો અંક પૂરો થાય છે.

આ અંકમાં પહેલા અંકના અજ્ઞાત ઉચ્ચ પુરુષની ઓળખાણ થાય છે. ઋષિશાપ પામેલા રાજકુમારનો એ માણસ છે એટલી માહિતી આપણને મળે છે. કુરંગીને બચાવનાર કુરંગીના પ્રેમમાં ડુબેલો છે. કુરંગીની પણ એ દશા છે એમ ધાત્રી દ્વારા જણાય છે. ધાત્રી સાહસની અપેક્ષા રાખતું કન્યાપુરમાં આવવાનું નોતરું આપી જાય છે. સાહસપ્રિય અવિમારક એ આનંદથી સ્વીકારે છે; અને પ્રેમ સાથે સાહસ અને શૌર્ય જોડાવાથી પ્રેમમાં જે દીપ્તિ આવે છે તે દીપ્તિ લાવવા કવિ પ્રયત્ન કરે છે; કાલિદાસના માલવિકાગ્નિમિત્ર કે હર્ષની રત્નાવલીના જેવો આ 'અનાના પ્રેમ' નથી. પ્રથમ અંકમાં દીર્ઘદર્શક પ્રસંગે ગૂઢ રીતે નિક્ષિપ્ત થએલું બીજ આ અંકમાં તરાથી ઉગે છે.

-ત્રીજા અંકમાં કુરંગીનું દર્શન થાય છે. મન્મથના મન્થનથી પીડાતી કુલીન કન્યાનું નિરૂપણ આપવા કવિ પ્રયત્ન કરે છે. કુરંગી પૂછે છે 'હલા તેણે શું કહ્યું ?' ચેટી–'શું ! કોણે ?' કુરંગી–(સ્વગત) 'હં ! મન્દભાગ્ય ઉતાવળી પડી જાઉં છું.' આ ત્રણ વાક્યોમાં કવિ આખી સ્થિતિ આપવાનો પ્રયત્ન કરે છે; કુરંગી જાણતી હશે કે એના કહ્યા વિના એનો ભાવ જાણી ધાત્રી અને નલિનિકા પોતાના બચાવનાર પાસે ગયાં છે. એણે શું કહ્યું એ જાણવાને એનું મન ઉત્સુક છે; અને મનમાં ને મનમાં ઉત્સુકતા એટલી વધી વધી જાય છે કે એ ઉત્કંઠા એકદમ શબ્દોમાં પ્રકટ થઈ જાય છે. હજી સુધી પોતે કોઈને કાંઈ કહ્યું નથી એ ભુલી જાય છે; અને એકદમ સવાલ પૂછે છે. પણ ચેટીના ઉત્તરથી તે એકદમ સાવધાન થઈ જાય છે, અને જવાબ આપે છેઃ 'કન્યાપુરના ઠોકરાએ.' બીજી માગધિકા નામની ચેટી જવાબ આપે છે કે એ ઠોકરાએ કાંઈ કર્યું નથી. કુરંગી કન્યાપુરના ચેટકે પોતાનું શુકપંજર બનાવ્યું નથી માટે રાણીને ફરિયાદ કરવાનું કહે છે; પણ માગધિકા કહે છે કે પાંજરું તો થઈ ગયું છે, એટલે કુરંગી ચીડાય છે; થોડીવાર પછી સમય પૂછે છે; સાંજ છે એમ દાસી જણાવે છે. કુરંગી મહેલ ઉપર જવાની ઈચ્છા બતાવે છે; બધા ઉપર ચડે છે. શિલાતલ ઉપર રચેલા શયન ઉપર કુરંગી બેસે છે. માગધિકા વાત કહેવાની માગણી કરે છે; કુરંગી તેને લવલવાટ ન કરવાની વિનંતી કરે છે. વિલાસિની કહે છે કે 'રાજકુમારીને સુખે સુવા દે, મને કહે.' સૂતેલી કુરંગીના મનમાં થાય છે કે શી વાત હશે! માગધિકા–'હલા સાંભળ–કુમાર વિષે' કુરંગી ગભરાય છે 'હં ! રહસ્ય બ્હાર પડી ગયું. હું લૂંટ થઈ.' વિલાસિની–'સખિ ! તેં ક્યાં સાંભળ્યું?' એ રીતે વાત ચાલે છે.

शैलेन्द्राः कलभोपमा जलधयः क्रीडातटाकोपमा
वृक्षाः शैवलसन्निभाः क्षितितलं मच्छन्ननिम्नस्थलम् ।
सीमन्ता इव निम्नगाः सुविपुला सौधाश्च विन्दूपमा
दृष्टं वक्रमिवाभिभाति सकलं संक्षिप्तरूपं जगत् ॥'

ભદ્રે સાવધાન થા ! શીતચન્દનના નિલય મલય તરફ આપણે જઈએ છીએ !' બન્ને આકાશયાનનો અભિનય કરે છે. થોડીકવાર પછી સૌદામિની કહે છે 'આર્ય ! વિશ્રામ લીધા વિના મારાથી નહિ જવાય.' વિદ્યાધર એને કોઈ પર્વત ઉપર વિશ્રામ લેવા નીચે લઈ આવે છે. નીચે આવતાં કહે છે 'સૌદામિનિ જો ! જો ! વાદળામાં ગૂઢ થએલી સમુદ્ર અંકિત મહી વ્યક્ત થાય છે ! વર્ષાકાળના વાદળ સમા આ ઉઘડતા પર્વતો અતિશય શોભે છે !

जलदगहनमुज्झतीव वेगात्
अभिपततीव मही समुद्रमुद्रा ।
जलदसमयतोयदा इवामी
भृशमभिभान्ति नगा विजृम्भमाणाः ॥

બન્ને જણા એ પર્વત ઉપર વિશ્રામ લેવા ઉતરે છે. પુષ્પિત વૃક્ષો ઉપરથી ફુલ બન્ને જણાં ચુંટે છે. ત્યાં વિદ્યાધરની નજર અવિમારક ઉપર પડે છે, તેને કોઈક મન્ત્રભ્રષ્ટ વિદ્યાધર જેવો તે લાગે છે. તે અવિમારક પાસે પૂછવા જાય છે. અવિ–'દૈવકાર્ય કર્યું. પ્રપાત કરું !' બાજુ ઉપર જુએ છે તો વિદ્યાધર દેખાય છે. 'અરે આ કોણ છે ? અથવા આ સ્વપ્ન હશે ! પણ હું ઉંઘતો નથી ! આઃ ! અન્તસમયે માણસો કાંઈક જુએ છે તે આ હશે ! પણ તે તો અમૂઢોને થાય છે; હું તો બધું જાણું છું. લાવ એને જ પૂછું. આપ કયા કુલાન્વયને અલંકૃત કરો છો ?' 'હું મેઘનાદનામનો વિદ્યાધર છું' એમ કહી સર્વ વૃત્તાન્ત વિદ્યાધર જણાવે છે;અને પછી પૂછે છે ' આપ શા માટે અત્યારે આ પૃથ્વીતળને દેવલોક જેવું કરો છો ?' અવિમારકને વિચાર થાય છે કે શું કહેવું. અન્તકાળે જુઠું ન બોલવું એમ ધારી કહે છે 'હું સૌવીરરાજનો પુત્ર અવિમારક છું.' અવિમારક પ્રગટ થાય છે; વર્ષ પૂરું થયું છે. આ અનુમાન નલિનિકાના કહેવાથી આપણે કરી શકીએ છીએ. વિદ્યાધરને આ માણસ જેવો લાગતો નથી તેથી ફરીથી પૂછે છે 'આપ એકલા કેમ અહીં આવ્યા છો ?' અવિમારક શું જવાબ આપે ? નીચું જોઈ ઉભો રહે છે. વિદ્યાધર પોતાની વિદ્યાથી 'આ ભગવાન અગ્નિનો પુત્ર પોતાને જાણતો નથી' ઇત્યાદિ મરુત્પ્રપાત સુધીનો વૃત્તાન્ત જાણી લે છે. સાથે સાથે એ પણ જાણી લે છે કે 'ત્યાં તે પણ ( કુરંગી ) જીવ-મરણ અનુભવે છે.' અવિમારકને કહે છે 'અરે અવિમારક ! મિત્રોમાં છળ હોય નહિ ! મેં જાણેલા બનાવને તું સંતાડી

અવિમારક વિચારમગ્ન છે; 'અહો ! કષ્ટકારી છે જુવાની ! શાથી જે તે, રાગ વધારે છે, પ્રમાદી થાય છે, દોષનો વિચાર કરતી નથી, સાહસ કરે છે, સ્વચ્છન્દથી વિચરે છે, નીતિમાર્ગને અનુસરતી નથી, સારા વિદ્વાનોની શુભ બુદ્ધિને પરવશ કરે છે'. કવિ પોતે જ બોલતો હોય એમ આપણને લાગે છે; પણ અવિમારકના સ્વભાવ-નિરૂપણ સાથે આ ઉક્તિ અસંગત નથી. અવિમારક સંસ્કારી છે, ચિન્તનશીલ છે, વિદ્વાન પણ છે. એને એની મનોદશાનું ભાન છે. આ જાતના માણસોની ચિત્તદશાનું એ એક લક્ષણ છે કે પોતે જે પ્રવૃત્તિ કરતા હોય તેનાથી વિરુદ્ધ વિચારો એમનાં મન કરી શકે છે. પોતાને જે થતું હોય છે તેનું તેમને ભાન હોય છે. આ ભાન તેમને ફક્ત પ્રવૃત્તિમાંથી રોકી શકતું નથી ! બુદ્ધિમાનોની આ દશા-ગુણરૂપ ગણો કે દોષરૂપ ગણો-સ્વાભાવિક, સ્વભાવગત હોય એમ જણાય છે. પણ અવિમારક ક્ષત્રિય છે, અને જુવાન છે, એમ વિચારોથી એ શિથિલ થાય એવો નથી. 'જેનો આધાર મારી જાત ઉપર છે તે બાબતોમાં શા માટે મન્દ થાઉં ? कथमात्माधीनेष्वर्थेषु मन्दीभवामि। અહીંઆ તો હું નગરથી પરિચિત છું, ચોકીદારોનું સત્ત્વ જાણું છું. ગાઢ અંધકારથી ભયંકર એવી મધરાત ચાલે છે. ખડ્ગ પણ મારો સુસહાયક છે, અન્તરાત્મા નિશ્ચિત છે; આ સ્થળે આટલા બધા વિચારો શા કરવા ? મને શું દુષ્કર છે.' किमिह बहुभिर्विचारैः को मया दुष्करोऽर्थः। ચિન્તનશીલ અવિમારક કાર્યક્ષમ શૂર પુરુષ થઈ જાય છે. પરિસ્થિતિનું વર્ણન કરતો કરતો તે ચાલે છે. 'અહો મધરાતની ભયંકરતા ! અત્યારે આખી પ્રજા નિદ્રાથી જાણે ગર્ભસ્થ હોય એમ મૂર્છિત થએલી છે; મહેલો, માણસો સુખેથી સુતેલા હોવાથી અવાજ ન થવાથી, જાણે ધ્યાન ધરે છે; વૃક્ષો, જાણે સંચિત અંધકાર તેમને ગળી ગયો હોય તેમ, સ્પર્શવડે અનુમાનગમ્ય છે, આખું પ્રચ્છન્નરૂપ જગત જાણે અન્તર્ધાન પામે છે.

गर्भस्था इव मोहमभ्युपगताः सर्वाः प्रजा निद्रया
प्रासादाः सुखसुप्तनीरवजना ध्यानं प्रविष्टा इव ।
ग्रस्ता इव संचितेन तमसा स्पर्शानुमेया नगा
अन्तर्धानमिवोपयाति सकलं प्रच्छन्नरूपं जगत् ॥

આજે જ ખરેખર કાળરાત્રિ છે ! માર્ગરૂપી નદીઓ જાણે અંધકારને વહે છે, હવેલીઓ પુલિન સરખી ( રેતાળપટ સરખી ધવલ ) ભાસે છે, દશ દિશાઓ અંધકારમાં નિમગ્નરૂપ ( દશ દિશાઓમાંનાં બધાં રૂપો અંધકારમાં નિમગ્ન ) છે, આ અંધકાર જાણે હોડીથી તરાય એવો છે.

तिमिरमिव वहन्ति मार्गनद्यः
पुलिननिभाः प्रतिभान्ति हर्म्यमालाः ।
तमसि दशदिशो निमग्नरूपाः
प्लवतरणीय इवायमन्धकारः ॥'

અવિમારક આગળ ચાલે છે; શહેરના નાગરિક લત્તાઓ પાસે આવતો દેખાય છે. કંઈ અવાજ આવે છે, કાન દઈ સાંભળે છે. 'અયે સંગીતનો ધ્વનિ સંભળાય છે ! આ કયો સદાકાલ સુખી

મારું શરીર છે કે નહિ? શુંકી જોઉં! શુ શુ.' અવિમારક એને ઉતાવળથી ખેંચે છે. વિદૂ– 'મને શ્રદ્ધા નથી.' અવિ–' અરે જમવાની રાહ જોઉં છું.' વિદૂ–' થોડીક વિશ્રાન્તિ લઇને જઇએ.' અવિ–' મને કુરંગી યાદ નથી કરતી!' વિદૂ–' શું નિર્ગ્રન્થ શ્રમણિકા જીવે છે?'[૭] અવિમારક આજીજી કરે છે. વિદૂ–' સમાવર્તન કર્યું હોય એવા બટુકની જેમ તું કેમ ઉતાવળ કરે છે?' અવિમારક ચીડાઇને એને ઢસડે છે; વિદૂ–' એમ ઢસડશો નહિ. આવું છું.'

બન્ને જણા નગરમાં આવી પ્હોંચે છે; રાજકુળ પાસે આવે છે. પ્હેલાં જેમાં ગુપ્ત રીતે પેઠો હતો તેમાં અત્યારે માયાની મદદથી નિશ્ચિન્ત રીતે પ્રવેશ કરે છે. ' અત્યારે કુરંગી મ્હેલમાં ન્હાઇને અંદર બેઠી હશે.' વિદૂષક કહે છે 'તમે સાં ચાલોને! ભોજનવેળા વીતી જાય છે.' બન્ને જણા અંદર દાખલ થાય છે. ચોથો અંક પૂરો થાય છે.

આ અંકમાં અવિમારકની બીજા અંકની કામાર્ત દશાથી ભિન્ન વિયોગાર્ત દશાનો, મરણોન્મુખ વિયોગદુઃખનો પરિચય કરાવે છે. બાકીના ભાગમાં વિદ્યાધર પાસેથી પુનઃ પ્રવેશ કરવાનો ઉપાય મળે છે અને વિદૂષક મળતાં બન્ને ગુપ્ત રીતે કન્યાપુરમાં દાખલ થાય છે.

પાંચમા અંકમાં કવિ કુરંગીની દશાનો પરિચય કરાવે છે. વિયોગાર્ત દશામાં કુરંગી પ્રવેશ કરે છે. નલિનિકા એને સાન્ત્વન આપે છે, અને પ્રાસાદ ઉપર ચઢી દષ્ટિવિનોદ કરવા સૂચવે છે. કુરંગી–' સખિ! તેં મારૂં હૃદય જાણી લીધું શું? અહીંઆ મારા કાજે પરિજનો મહકાળમાં પ્રિય પરમ સુગંધિ બકુલ, કદમ્બ આદિ લાવી મને ઉન્મત્ત કરે છે. આ મોર અમારા રાજકુળના માનસમાં અતિપીડમર્દભાવ કરે છે. આ અમે સતત લાલનં કરેલા દેશકાળ જાણ્યા વિના પોતાનું પાણ્ડિત્ય બતાવે છે. શુક સારિકા પણ વાત કરવા માંડે છે. મારા નિર્વેદને ન જાણતી આ ભૂતિકની સારિકા પણ સર્વ લોકોનો વૃત્તાન્ત કહેવા આવી છે. મારી ખબર કાઢવા આવતા પરિજનો પણ આગ્રહ કરીને મને ગ્લાનિ કરે છે. તેથી હું પણ ઘડીભર મહેલમાં ઉપર જવા માગું છું.' ત્રિજા અંકમાં પોતાનું ચારિત્ર હલકું ગણાશે એવા ભયવાળી કામાર્ત કુરંગી અને આ અંકની વિયોગાર્ત કુરંગીનો તફાવત આ વચનોથી સ્પષ્ટ થાય છે. હવે તે અવિમારકને વરી ચુકી છે. પોતાને તેની પત્ની માને છે. નલિનિકા સાથે મહેલ ઉપર ચઢે છે.' કુરંગી–' સખિ! અહીંઆ પણ મહાન અનર્થકારી વિજળાનો દીપ ધરી કાળો મેઘ ઉભો છે.' નલિ–'આમ ઉત્કણ્ઠિત ન થાઓ. જુઓ જુઓ સૂર્ય નવીન વાદળાઓથી રૂંધાયો છે, અને જરા જરા ફોરાં પડે છે; આ સુંદર ગગનતળને નિહાળો.' કુરંગી જવાબ આપે છે ' જોઉં છું,–રમણીય આકાશને!'

---

૭. મૂળમાં આ પ્રમાણે છે. किण्णु खु जीवदि णग्गन्धस्समणिआ। શ્રી. ગણપતિ શાસ્ત્રી ' णग्गन्धस्समणिआ ' ની 'नग्नान्धश्रमणिका ' એવી સંસ્કૃત છાયા કરે છે. આ મને અર્થવિહીન લાગે છે. તેથી णिग्गन्धस्समणिआ ' એવો પાઠ કલ્પી 'નિર્ગ્રન્થ શ્રમણિકા' એવી છાયા કરી છે. આ શબ્દનો અર્થ 'જૈન સાધ્વી' એવો થાય.

ચોર ચાલ્યો જાય છે એટલે અવિમારક આગળ ચાલે છે; ત્યાં ચોકીદારોને જુએ છે. 'હવે શું કરવું ?' શૃંગાટકમાં રહેલી વિટસભામાં દાખલ થઇ જાય છે. પોતે ચોકીદારોથી વિમુખ થઈ આમ સંતાઇ ગયો એટલે એનો ખડ્ગ એને હસતો હોય એમ લાગે છે. 'પણ એ ચોકીદારો મને ભારભૂત નથી; એટલે શા માટે ખડ્ગનો પ્રયોગ કરવો ? મારે તો મારૂં કામ કરવાનું હોવાથી અહીં દાખલ થયો છું.' ચોકીદારો ચાલ્યા જાય છે; 'રક્ષિતાત્માને કોણ રક્ષે ! થોડાક પુરુષોમાં હોય છે એવા શૌર્યને પામીને રાતે રાગ, લોભ અને મોહ વિચરે છે. અહીંઆ તો પુરુષાર્થના બળનું સાક્ષી રાત્રિભ્રમણ બહુ વિષમ અને સુખકર છે.

अवहुपुरुषपक्षमेत्य शौर्यं
निशि विचरन्ति सरागलोभमोहाः ।
इह तु पुरुषकारसारसाक्षी
वहुविषमश्च सुखश्च रात्रिचारः ॥'

અવિમારક રાજકુળ પાસે આવી પહોંચે છે. 'આ રાજકુળ ! અહો કોટ કેટલો મજબુત અને ઉંચો છે? અહીંઆં પુરુષોના કહેડ બાંધવાનો પ્રયોગ થાય છે; (એટલે કે બળની કસોટી થાય છે.) અથવા જો કપિશીર્ષકો મજબુત હશે તો મને પેહો જ સમજો ને. અહીં ઉભો રહીને દોરડું ફેંકું. 'नमः प्रजापतये । नमः सर्वसिद्धेभ्यः । प्रसीदन्तु बलिशम्बरमहाकालाः । विजृम्भतां रात्रिः । वर्धतां निद्रा । अनुमन्यतां पद्मा । लयं गताः सर्वविघ्ना भवन्तु । हताः परिपन्थिका भवन्तु । जयतु भगवती कात्यायनी ।' આ પ્રમાણે મન્ત્રો જપી દોરડું નાંખે છે; કપિશીર્ષક કર્કટકરજ્જુથી બંધાય છે. 'અહો ભાવીનો પ્રભાવ ! પહેલા જ ઘાએ ચોટેલું દોરડું કાર્યસિદ્ધિ જેવું લાગે છે. અહો ભગવાન પ્રજાપતિ બળવાન છે.' દોરડાને ઝાલીને ચઢે છે. ઉપર ચઢીને રાજકુળ નિહાળે છે. 'અહો રાજકુળની લક્ષ્મી ! આ હવેલીઓની હારવાળું નૃપભવન જાણે પૃથ્વી ઉપરથી આકાશ તરફ જવા ઇચ્છતું હોય એવું લાગે છે. પણ અહીં ઉભા રહેવું એ ઠીક નથી.' એ જ દોરડાથી નીચે ઉતરે છે. 'હવે આ દોરડું કયાં સંતાડું ?' થોડીક વાર વિચારીને દોરડું હસ્તિશાળામાં નાખી દે છે, ( આમ કરવાનું કારણ એ હશે કે હાથીની પાયગામાં દોરડાં ઘણાં હોય એટલે એ કોઇની નજરે ચઢે નહિ અને તેથી કોઇને વ્હેમનું કારણ ન મળે.) અને ચાલવા માંડે છે. ત્યાં એક બાજુએથી યુવતિના સુંદર ગીત સાથે તન્ત્રીનો નાદ આવે છે. ' अये तन्त्रीनादो युवतिकलगीतध्वनियुतः । બીજી બાજુએ જાય છે; બીજી બાજુએથી તીક્ષ્ણ ગન્ધ આવે છે; अये गन्धामोदो गजवरमदोद्बोधितपटुः । ઘડીક ઉભો રહે છે. ત્યાં દીપોનું તેજ, અને ફેલાએલા ચોકીદારો જુએ છે; શું કરવું એનો ઘડીભર વિચાર કરે છે; છેવટે જુએ છે કે કમળવનની સાથે રાતે રાજગૃહ પણ શાન્ત થયું છે. चिराद् रात्रौ शान्तं सह कमलषण्डैर्नृपगृहम् ।' 'જઇશ. આ તેણે કહેલો માર્ગ,' આ મન્દાકિની, આ દારૂપર્વતક ! આ ઉપસ્થાન સભા.' આગળ જઇને 'અયે ! આ કન્યાપુરપ્રસાદ, અંહીંઆ લાકડાનું કામ વિશેષ હોવાથી, જાળીઓ નજીક હોવાથી ચઢવું સહેલું છે; પણ કદાપિ અઘરૂં હોત તો એ કાન્તાની સમીપ આવ્યા પછી વળી શંકા કેની ?' ઉપર ચઢે છે,

ઇચ્છતી નથી. આ પ્રસંગે હરિણિકા નામની દાસી રાણી પાસેથી દવા લઇ ખબર પૂછવા આવે છે. 'રાણીજી પૂછે છે "હવે માથાની વેદના કેવી છે? આ ઔષધનો લેપ કરજો." કુરંગી નલિનિકા જે ગઇ નથી તેને કહે છે 'નલિનિકા તું જા! હું ધારું છું દેવ વરસવા માંડયા છે. અભિનવ આકાશતોયથી ન્હાવાની મારી ઇચ્છા છે; માટે સ્નાની સામગ્રી જલદી લઇ આવ.' નલિનિકા બીચારી આજ્ઞા સ્વીકારી જવા માંડે છે. અવિમારકને પ્રશ્ન થાય છે '**किन्तु खल्वनया व्यवसितम्**'–આણે શું ધાર્યું છે?' કુરંગી જે નલિનિકાને પાછી બોલાવી તેના શીતળઅંગને–એ ઉપરથી પોતાના અંગ ગરમ છે એમ સૂચવીને–આલિંગન કરે છે; આલિંગન કરી કહે છે, 'સખિ! તારૂં શરીર અતિશીતળ અને મનોહર છે.' નલિ–'મહેરમાની!' કુરંગી–'સખિ! હવે મારો શરીરદાહ જાણે નાશ પામે છે! (સ્વગત) સખીપ્રણય કર્યો. આજે એનો શરીરસંસર્ગ સમાપ્ત થયો. (પ્રગટ) તું હવે જા.' નલિનિકા જાય છે. હરિણિકાને પણ પોતાને સારૂં છે–મોકલેલી દવાથી સારૂં છે–એવી ખબર આપી વિદાય કરે છે. અવિમારકને આશ્ચર્ય થાય છે. 'આણે શું ધાર્યું છે? તન્વંગી ઉન્હા શ્વાસ મૂકે છે, ઘડી ઘડી બધી બાજુએ જુએ છે, આંસુ ભરેલી આંખે એણે શું કરવાનો નિશ્ચય કર્યો છે.

उष्णं श्वसिति तन्वङ्गी सर्वतः प्रेक्षते मुहुः ।
नेत्राभ्यां बाष्पपूर्णाभ्यां किन्तु कर्तुं व्यवस्थिता ॥

કુરંગી ઉત્તરીયનો ફાંસો ખાઇ મરવાનો નિશ્ચય કરે છે; તે પ્રમાણે કરે છે ત્યાં મેઘગર્જના થાય છે. 'મને બચાવો બચાવો' કહી પડે છે. અવિમારક પ્રસંગ જોઇ દૃશ્ય થઇ કહે છે 'બ્હીશ નહિ બ્હીશ નહિ!' કુરંગી (સહર્ષ)–'શું આ સત્ય છે. મૂઢ જેવી થઇ ગઇ છું.' અવિ–'નિઃશંક થા' કહી આલિંગન કરે છે. કુરંગી રડી પડે છે. વિદૂષક ગમ્મત કરે છે 'હેં આમણે તો રોવા માંડયું. બહુ સન્તાપ ન કરશો, અથવા હું પણ રડું. મારી આંખમાંથી એક પણ આંસુ પડતું નથી. મારો બાપ જ્યારે મરી ગયો ત્યારે મ્હોટા પ્રયત્નપૂર્વક રડવાનું શરૂ કર્યું. પણ આંસુ ન નીકળે; તો પછી બીજાના સન્તાપથી શી રીતે નીકળે! ત્હોય પણ આંસુ વિના રડીશ.' ગંભીર બનેલો અવિમારક એને ઉપહાસ કરતો રોકે છે. નલિનિકા બારણું ઠોકે છે; બારણું બંધ હોવાથી નલિનિકાને ભય થાય છે કે કુરંગીએ આપઘાત કર્યો હશે. હરિણિકા હરિણિકા કહી બુમ પાડે છે, કોઇ જવાબ આવતો નથી 'હા ધિક એ જ થયું.' અવિમારક સ્વર ઓળખે છે અને વિદૂષકને બારણું ઉઘાડવા કહે છે. વિદૂષક બારણું ઉઘાડી–'પધારો–બાઇ પધારો.' નલિનિકા ગભરાટથી પૂછે છે 'હેં અંહીંઆ આ પુરુષ કોણ?' વિદૂષક ગમ્મત કરે છે 'ઓળખતાં સારૂં આવડે છે! અહો રાજકુળની વિશેષતા! બીજું કોણ મને જોઇને પુરુષ કહે! અરે હું તો સ્ત્રી છું.!' અવિમારક–'નલિનિકા આવો!' નલિનિકા જય જય કરી પૂછે છે આ પુરુષ કોણ?' વિદૂ–'હું પુષ્કરણી નામની ચેટી છું' અવિમારક તેને પોતાના મિત્ર સન્તુષ્ટ તરીકે ઓળખાવે છે. નલિનિકા ઓળખીને 'આહા! આ બ્રાહ્મણને તો બજારમાં જોયો છે.

તે આત્મઘાત કરવાનો વિચાર કરે છે., અરણ્યના તડાગમાં ડૂબવા જાય છે; પણ એ મરણ-માર્ગ એને યોગ્ય લાગતો નથી. દૂર દાવાનળ જુએ છે; એમાં પ્રાણની આહુતિ કરવાનો વિચાર કરે છે. અગ્નિ પાસે જઇ નમસ્કાર કરી પ્રાર્થના કરે છે ' ભગવન્ અગ્ને! જો અગ્નિ એકચિત્તોનું ઇષ્ટ સાધનો હોય તો બીજા લોકમાં પણ તે એકકીર્તની ( મારા એકલાનું કીર્તન કરતી) મારી કાન્તા થાય !' અગ્નિમાં અવિમારક પ્રવેશ કરે છે, પણ અગ્નિ એને બાળતો નથી: ઉલટો 'જેમ પિતા આનંદિત થઇ પુત્રને ભેટે તેમ તે તેને ભેટે છે.' બીજી રીતે આત્મઘાતકરવા પ્રયત્ન કરે છે, સામે પર્વત ઉપર નજર પડે છે. 'આ ખરે મહાન પર્વત છે. કાળા વાદળોમાં મિશ્ર થવાથી એના શૃંગો વિષે સંદેહ થાય છે. ગગનચરોનું વિશ્રામ સ્થાન છે. સુકવિની મતિ જેવો વિચિત્ર-વિવિધ સૌન્દર્યવાળો-છે, મિત્રના સંયોગના જેવો ખુશકારક અને નીચ નરપતિની જેમ ફળ વિનાના (વૃક્ષોથી ) ભરેલો છે.

असितजलदवृन्दैर्मिश्रसन्दिग्धशृंगो
गगनचरकुलानां विश्रमस्थानभूतः ।
सुकविमतिविचित्रो मित्रसंयोगहृद्यो
नरपतिरिव नीचो दृश्यते निष्फलाढ्यः ॥'

મરુત્પ્રપાતનો વિચાર કરે છે; કારણ કે તે સર્વાર્થસાધક છે. મરુત્પ્રપાત કર્યા પહેલાં પાણીનું આચમન કરી મંત્ર જપે છે.

એક વિદ્યાધર પોતાની પ્રિયા સાથે આકાશમાં પ્રવેશ કરે છે. વિદ્યાધર પ્રિયાને કહે છે 'પૂર્વસન્ધ્યા ઉત્તરકુરુમાં પસાર કરી, સ્નાન માનસસરોવરમાં કર્યું, યાવનને મન્દર પર્વતની ગુફાઓમાં સુગંધિત કર્યું, ક્રીડા માટે હિમાલયની ગુહાઓમાં ફર્યા, અને દૃષ્ટિ (ત્યાં) લુબ્ધ થઇ; હવે આપણે મલયના મધ્યાહ્નનિદ્રા માટે સુખદાયક એવા ચન્દન પર્વત ઉપર જઇએ.

प्राक्सन्ध्या कुरुषूत्तरेषु गमिता स्नातः पुनर्मानसे
भूयो मन्दरकन्दरान्तरतटेष्वामोदितं यौवनम् ।
क्रीडार्थे हिमवद्गुहासु चरितं दृष्टिश्च संलोभिता
त्यास्यावो मलयस्य चन्दननगान्मध्याह्ननिद्रासुखान् ॥'

આકાશયાનનો અભિનય કરે છે; ' સૌદામિનિ ! જો જો ! ભગવતી વસુન્ધરાની દૂરસ્થ દર્શનીય આકૃતિ ! અહીંઆ શૈલેન્દ્રો ( પર્વતરાજો ) હાથીના બચ્ચાં જેવા લાગે છે, સમુદ્રો ક્રીડા સરોવર જેવા દેખાય છે, વૃક્ષો સેવાળ સરખાં ભાસે છે ! પૃથ્વીના તલના નીચા ભાગો સંતાઈ ગયા છે; નદીઓ સેંથા સરીખી દેખાય છે, મ્હોટી હવેલીઓ ટપકાં જેવી લાગે છે; સંક્ષિપ્ત જેવું થયેલું સકલ જગત વાંકુ દેખાતું હોય એમ ભાસે છે !

સંભવ આવતાં અવિમારક છૂટી નીકળે છે. આથી બન્નેની વિયોગાર્ત દશા બતાવવાને અને તે દ્વારા પરસ્પર ગાઢ પ્રેમ સૂચવવાને કવિને અવકાશ મળે છે. અને વિદ્યાધરની બહુ કુશળ નહિ એવી યોજનાથી કવિ એમને સંયોગ કરાવી દે છે. આ રીતે પ્રથમ અંકના હાથીના બનાવનું પરિણામ આવે છે. તે જ અંકમાં રાજાએ ભૂતિકને સૌવીરરાજની ખબર કઢાવવા કહેલું, એનું પરિણામ છઠ્ઠા અંકમાં આવે છે. કવિ તેમાં નારદને લાવી સામાજિક દૃષ્ટિએ .અવ્યવસ્થિત બનાવને વ્યવસ્થિત બનાવવા પ્રયત્ન કરે છે.

પ્રવેશકમાં ધાત્રી પ્રવેશ કરે છે 'અહો વિધિની અનવસ્થા ! પ્રથમ મહારાજ સૌવીરરાજે વિષ્ણુસેનને ઉદ્દેશી રાજદારિકાને માગી. આજે અજ્ઞાતકુળના એવા એક, માનુષ લોકમાં દુર્લભ આકૃતિ અને ગુણવાળા પુરુષ જોડે સંબંધ થયો. અને વળી આજે કાશિરાજનો પુત્ર જયવર્મા ભટ્ટિની સુદર્શના સાથે અમાત્યભૂતિકે આણેલો રાજકુળમાં આવ્યો છે. કાશિરાજ પોતે યજ્ઞમાં રોકાયા હોવાથી નથી આવ્યા.' બીજી એક વસુમિત્રા નામની દાસી પ્રવેશ કરે છે અને ખબર આપે છે કે 'શુંડ (વિષમશીલ) જોષીઓએ આજે ને આજે જ લગ્ન કરવાનું નક્કી કર્યું છે. તે જયદા પાસે-ધાત્રીનું એ નામ છે-જાય છે; અને રાણીજી બોલાવે છે એમ ખબર આપે છે; રાણીજીને આ લગ્નની બાબતમાં શો અભિપ્રાય છે એ પૂછતાં વસુમિત્રા જણાવે છે કે 'પોતાના વંશના વિષ્ણુસેનની સ્થિતિ જાણ્યા વિના જયવર્માને દીકરી આપવાની ઇચ્છા નથી. પણ મહારાજને સૌવીરરાજનો વૃત્તાન્ત જણાવાથી આજે બહુ સંતાપ થાય છે.' નલિનિકા પ્રવેશ કરે છે. 'આજે જાણે સંકેત કર્યો હોય એમ અમારા સર્વ સંકટો ભેગા થયાં છે.' પોતાની માતાને અને વસુમિત્રાને જુવે છે, 'તેમની પાસે જઇ અશુભ વૃત્તાન્ત સાંભળું.' વસુમિત્રા એની પાસેથી ખબર જાણવા ઇચ્છે છે કારણ કે તેને કંચુકીને સહવાસ છે. નલિનિકા 'અભિનવ વૃત્તાન્તની' ખબર આપે છે. 'સૌવીરરાજના અમાત્યોએ દૂત મોકલ્યો છે "અમારા સ્વામી તમારા નગરમાં પુત્ર અને પત્ની સાથે ગુપ્ત રીતે વસે છે" રાજા અને ભૂતિક તે ખબર સાંભળી શોધવા નીકળ્યા છે. ધાત્રી-'શું હશે !' બધાં જાય છે. પ્રવેશક પૂરો થાય છે, એમાં કુરંગીના વિવાહ સંબંધ વિષે જે ખટપટ છે તે જણાઇ આવે છે, અને રાજાને સૌવીરરાજની ખબર મેળવવાનો પ્રયત્ન સફળ થયો છે તે જણાઇ આવે છે.

કુન્તિભોજ સૌવીરરાજ અને ભૂતિક સાથે પ્રવેશ કરે છે. કુન્તિભોજ-'વયસ્ય એમ મારું મુખ શું જોઇ રહ્યા છો ! બહુ સમય પછી મળ્યા છીએ. સખે! મને ગાઢ આલિંગન કર. બાળપણ યાદ કર' ઇત્યાદિ. બન્ને જણા ભેટે છે. પણ સૌવીરરાજ ચિન્તાકુલ છે, ગદ્ગદ કંઠે બોલે છે, એની આંખમાં આંસુ છે, મુખ અપ્રસન્ન છે. કુન્તિભોજ આ બધાનું કારણ પુછે છે 'હર્ષકાલે આવો વિકાર કેમ છે?' સૌવીરરાજ કહે છે કે એના સંગમથી એ ઉદાસીન નથી 'પણ પુત્રશોક બલવાન છે. 'મારો પુત્ર વિષેનો શોક હૃદયમાં રહ્યો રહ્યો વધતો હતો; તે આજ તને મિત્રને જોઇને આંસુરૂપે બહાર આવ્યો છે.

यो मे पुत्रगतः शोको हृदयस्थो वि· म्भते ।
सोऽद्य लब्ध्वा सहायं त्वां वाष्परूपेण निर्गतः ॥

શકવાનો નથી.' અવિમારક પૂછે છે, વિદ્યાધર બધું કહે છે. બન્ને મિત્રો થાય છે. વિદ્યાધર પૂછે છે કુરંગીના આવાસમાં 'કોઇ જાણે નહિ એમ પ્રવેશ કરવાનો ઉપાય હોય તો તમે શું કરો?' અવિ-(આનંદ સાથે) 'વળી બીજું શું? ત્યાં જાઉં! એ માટે તો આ બધી ખટપટ છે!' વિદ્યાધર એને એક વીંટી આપે છે, જે જમણી આંગળીએ પ્હેરે તો અદશ્ય થવાય અને ડાબીએ પ્હેરે તો મૂળ સ્થિતિએ આવે. અવિમારક ખાતરી કરી જુએ છે; વિદ્યાધર એને કહે છે કે જે વીંટી પ્હેરે તે, તેને અડકનાર, અને તે અડકનારને અડકનાર એમ ત્રણે અન્તર્હિત થઇ શકે છે. વિદ્યાધર મિત્રપત્નીને પોતાનું અને પોતાની પત્નીનું નિવેદન કરવાની વિનન્તી કરી વિદાય થાય છે. ઉડતા વિદ્યાધર-વિદ્યાધરીનું વર્ણન કરી અવિમારક નીચે ઉતરે છે. ઘડી ભર થાક ખાવા એક શિલાતલ ઉપર બેસે છે.

વિદૂષક પ્રવેશ કરે છે. 'અહો સૌવીરરાજની અધન્યતા! પોતે દીર્ઘકાળ સુધી અપુત્ર હતા; પછી પોતાના વ્રતથી અને દેવતા પ્રસાદથી માણસલોકમાં દુર્લભ એવા પુત્રને પ્રાપ્ત કર્યો અને વળી પાછી એવાને એવા થઇ ગયા! મારૂં જીવિત પૂરૂં થયું હોવાથી જ કુમાર ગૂમ થઇ ગયા છે. આજે તે બાઇએ કહ્યું "કુમાર ક્ષેમપૂર્વક ગયા છે." અરે પણ સુકુમાર રાજપુત્ર મન્મથથી પીડાતો એકલો ગૂમ થએલો કુશળ હશે એની કોને ખબર? હું તો સર્વલોક શોધી કુમાર અથવા કુમારના શરીરને જોઇશ. નહિ જોઉં તો, તેમનો પરલોકમાં સહાય થઇશ. થાકી ગયો છું. આ ઝાડની છાયા નીચે આરામ લઉં.' હંમેશા હસતો હસાવતો વિદૂષક અહીંઆ વધારે ગંભીર અને અન્યથા અપરિચિત રહેતા સ્વરૂપમાં પ્રકટ થાય છે. એ કેવળ મશ્કરો નથી; એ રાજકુમારનો સાચો મિત્ર છે. વિદૂષકનું પછીના સાહિત્યમાં તો કેવળ મશ્કરાનું જ સ્થાન રહ્યું છે.

અવિમારક બેઠો બેઠો થાક ખાય છે; કુરંગીને મળવાનો ઉપાય મળી ગયો છે એટલે એ વિષયમાં એનું મન નિશ્ચિન્ત છે. હવે તેને પોતાનો મિત્ર સન્તુષ્ટ યાદ આવે છે' સન્તુષ્ટની શી સ્થિતિ હશે? જો મારા નિર્ગમનની એને ખબર નહિ પડી હોય તો એ બ્રાહ્મણ મરી જશે' ઇત્યાદિ. વિચાર કરતો કરતો બધી બાજુએ જુએ છે ત્યા છાયા નીચે કોઇ મુસાફર સૂતેલો દેખાય છે. સતુષ્ટ ઉંઘમાંથી જાગે છે. બન્ને ભેટે છે. વિદૂષક બીચારો મોટેથી હસતો હસતો પૂછે છે 'દોસ્ત કહે કહે અત્યાર સુધી શું કરતો હતો?' અવિમારક 'આ કરતો હતો!' કહી વીંટી જમણી આંગળીએ પ્હેરે છે. વિદૂષક એને જોતો નથી. 'હેં હેં ક્યાં ગયો? દેખાતો કેમ નથી? કે એ તો હું એનો વિચાર કર્યા કરતો હતો એટલે તેના જેવું દેખાયું? અથવા સ્પષ્ટ કરૂં. મિત્ર તમને સોગન છે, જો તું સતાઇ જાય તો.' અવિમારક પ્રગટ થાય છે. આ માયા જોઇ વિદૂષક કહે છે 'પ્હેલાં શુદ્ધ અવિમારક હતો; હવે માયાવિમારક થયો. અરે માયાવી! ત્યારે તું કન્યાપુરમાં પ્રચ્છન્નરૂપ થઇ કેમ ફરતો નથી?' અવિમારક કહે છે હમણાં જ તે મળ્યું છે વિદૂષક કેમ મળ્યું એ પૂછે છે, પણ અવિમારકને ઉતાવળ છે. 'બધું અન્તઃપુરમાં કહીશ.' વિદૂષક એની ઉતાવળ સમજે છે એટલે જાણી જોઇને વિલંબ કરે છે. વિદૂ-' અત્યારે તો મને ભૂખ લાગી છે.' અવિમારક કહે છે 'ઉતાવળ કર. મારો હાથ મૂકી દઇશ નહિ. વિદૂ-' આશ્ચર્ય! આશ્ચર્ય! હું પણ અદશ્ય!

દૂર કરું.' નારદ ઉતરે છે. તેમનો યોગ્ય સત્કાર થાય છે. પછી સૌવીરરાજ કહે છે 'દેવર્ષિના દર્શનથી અત્યારે હું મુક્તશાપ થયો.' નારદ–'હું અત્યારે તમારા દર્શન માટે નથી આવ્યો. અવિમારકના અદર્શનથી તમારૂં દુઃખ જાણીને ઉતર્યો છું.' બન્ને–' જો એમ હોય તો અમે સંતાપથી છૂટયા.' નારદ ભૂતિકને સુદર્શનાને–કાશિરાજની પત્ની જે પોતાના પુત્ર જયવર્માને પરણાવવા આવી છે તેને–બોલાવવા મોકલે છે. સુદર્શના આવે છે; નારદને જોઇ કહે છે: 'આજે મારો પુત્રવિવાહ સનાથ થયો,' અને નમસ્કાર કરે છે. નારદ આશીર્વાદ આપે છે. પછી બન્ને રાજાઓને પ્રશ્ન પૂછવા કહે છે. કુ.ભો–'સૌવીરરાજાનો પુત્ર જીવે છે?' ના–' હા'. સૌ.રા. 'શા કારણથી દેખાતો નથી?' ના–'વિવાહની ખટપટમાં પડયો છે.' કુ. ભો–' કયા સ્થાને?' ના–' વૈરન્ત્ય નગરમાં.' કુ. ભો–' વૈરન્ત્ય નામનું પણ નગર છે? (એટલે કે પોતાના નગરના નામનું બીજું નગર છે કે?) ઠીક, કોનો જમાઇ થયો?' ના–' કુન્તિભોજનો.' કુ. ભો–' કઃ સઃ કયો?' ના–' કુરંગીનો પિતા, વૈરન્ત્ય નગરનો રાજા, દુર્યોધનનો પુત્ર, કુન્તિભોજ તો આપ છો!' આ સંલાપની રમુજ વાચકોના લક્ષ્યમાં આવી જ ગઇ હશે.

પણ કુન્તિભોજને માટે આ ખબર આઘાત પમાડે એવી જ હતી. 'બહુ પ્રશ્નોનું શું કામ છે? મારી પુત્રી કુરંગી સાથે એનં લગ્ન થયું છે એમ કહેવાનો ભગવાનનો ભાવાર્થ છે?' ના–' એમ જ'. આ ખબર નારદ સિવાય ભાગ્યે જ બીજો કોઇ રાજાને આપી શકે. ક્રોધને તો અવકાશ નથી પણ રાજા દુઃખી થાય છે, 'લજ્જિત જેવો થાઉં છું. કોણે આપી અને એ કેવી રીતે કન્યાપુરમાં પેઠો?' ના–' પ્હેલાં વિધિએ એનું દાન કર્યું; હાથીના તોફાન વખતે એનું દર્શન થયું. પ્હેલાં પૌરુષથી પ્રવેશ કર્યો, પછી માયાવડે પ્રવેશ કર્યો.

दत्ता सा विधिना पूर्वं दृष्टा सा गजसंभ्रमे।
पूर्वं पौरुषमाश्रित्य प्रविष्टो मायया पुनः॥

કુન્તિભોજ સમાધાન કરી લે છે, વાસ્તવિક રીતે એને ઇષ્ટ જ થયું હતું, ફક્ત રીત વિષે એનો વાંધો હતો. 'ભલે! ઋષિના વચન સામે પ્રતિવચન ન કહેવાય.' બન્ને રાજાઓ વિધિપૂર્વક લગ્ન કરવા નારદને કહે છે. નારદ જવાબ આપે છે ક્ષત્રિયોને ઉચિત ગાન્ધર્વ વિધિથી ક્યારનાં લગ્ન થઇ ગયાં છે. રાજા અગ્નિ સાક્ષિ કરવા માંગે છે, નારદ કહે છે, 'અગ્નિ હંમેશાં સાક્ષિ હોય છે. તોપણ સ્વજનના પરિતોષ અર્થે ઉપાધ્યાયદ્વારા અભ્યન્તર સમયમાત્ર કરાવી અંહીઆ કુમારને ભાર્યા સાથે જલદી લઇ આવો!' કુ. ભો. જવા માંડે છે; નારદ એને રોકી ભૂતિકને મોકલે છે. રાજાને હવે જયવર્મા સાથે સગાઈ કરી છે એની ચિન્તા થાય છે. પોતાની મુશીબત નારદને કહે છે. નારદ એનો રસ્તો લાવે છે. કુન્તિભોજને એકબાજુ ઉભા રહેવાનું કહી સુદર્શનાને બોલાવે છે. ના–'અમારે કહેવું સાંભળ્યું છે ને?' પણ સુદર્શના એમ જતું કરે એવી નથી દેખાતી. તે કહે છે 'સૌવીરરાજના પુત્રનું ગુણકીર્તન સાંભળ્યું.' પણ નારદ જનાનાની બધી ખટપટના ભોમીયા હોય એમ લાગે છે. ના–' નહિ! એમ નહિ! તમે ભૂલી ગયાં કે અગ્નિદેવથી ઉત્પન્ન થએલો આ તમારો મ્હોટો દીકરો છે?'

અવિમારક વિદૂષક સાથે નીચે પ્રવેશ કરે છે. અવિમારક વિદૂષકને પૂછે છે 'કેમ તે કુરંગી જોઇને ? જે રોગના કારણથી અગરુ ચન્દનથી આર્દ્ર, આભૂષણોથી રહિત, હાવ ભાવ વિનાની, સ્વાભાવિક સૌન્દર્ય વાળી, હેતુથી રહિત (ચર્ચાથી રહિત) વેદશ્રુતિની જેમ શોભે છે।

रोगादकालागुरुचन्दनार्द्रा
विमुक्तभूषा गतहावभावा ।
विभाति निर्व्याजमनोहराङ्गी
वेदश्रुतिर्हेतुविवर्जितेव ॥'

વિદૂષક એક નાગરિકની જેમ જવાબ આપે છે. 'અરે હું તુષમાન છું. તું આખી દુનિઆમાં હું રૂપાળો છું એવી રીતે વર્તે છે. પણ તે તેમના સ્વાભાવ રમણીય રૂપથી તને જીતી ગયાં છે. હું ધારું છું કે આપના વિયોગથી તે કૃષ થએલાં છે. છતાં પણ એ બાલ ચન્દ્રલેખાની જેમ દષ્ટિને તૃપ્ત કરે છે.' અવિ–'સખે'! તું તો જાણે મોટો પંડિત હોય ની ! આ શું ?' વિદૂષક– અભિનય આપ્યો નથી પણ હાસ્યજનક ગંભીર મુખમુદ્રા કરી–જવાબ આપે છે 'અરે નિત્ય પરિચયથી તું મારો પરિહાસ કરે છે. પણ મારી બુદ્ધિને નહિ જાણનાર પ્હેલવ્હેલા મળતા માણસો અધિકતર પ્રશંસા કરે છે. હું એ જાણું છું એટલે આ નગરમાં કોઇને સાથે અતિપરિચય કરતો નથી !' અવિમારક આશ્વાસન આપે છે अलमौदासिन्येन ઉદાસીન ન થા.' પછી પોતાના કામ તરફ વળે છે 'કુરંગી બહુ પરિજનોમાં બેઠી હતી એટલે એને ખબર નથી આપી શકયો. તેથી અત્યારે મહેલ ઉપર ગએલીને ખબર આપીએ.' વિદૂષકને પગથીઆ ઉપર અવાજ કર્યા વિના ચડવાનું કહે છે; વિદૂષકને તે 'એંઠું કર્યા વિના જમવા' જેવું અશકય લાગે છે એટલે પોતે નીચે રહેવા માગે છે, 'તુ જ ઉપર જા.' અવિમારક એને યાદ કરાવે છે કે એ મુકી દે તો તો એ દેખાઇ જાય એટલે બન્ને મહેલ ઉપર ચઢે છે. અવિ–'સખે આ અમારી કાન્તા શિલાતળ ઉપર નલિનિકા સાથે બેઠી છે. આ જો ડાબા હાથ ઉપર અતિશય દીન મુખ મુકીને, કામદેવના સહાયક કાળને [ વર્ષાકાળને ] સહન ન કરતી વ્યગ્ર થઇ નિશ્ચલ દષ્ટિથી આંસુને રોકવા ઉંચે જોતી કાંઇક ચિન્તવે છે।

सव्ये करे सम्रुपवेश्य मुखं सुदीनं
कालं मनोभवसहायमसृष्यमाणा ।
व्यग्रा विचिन्तयति किंचिदलोलदृष्टिः
वाष्पं निवारयितुमूर्ध्वमवेक्षमाणा ॥

કુરંગીનું ચિન્તન સ્વગત ઉક્તિથી વ્યક્ત થાય છે, 'રમણીય આકાશ જોઉં છું' ત્યારથી શરૂ થએલું. 'આ જીવતું મરણ શાને વેઠવું ?' નિશ્ચય કરી લીધો. 'નલિનિકા માગધિકાને સ્નાનની સામગ્રી લઇ આવવા કહે.' નલિનિકા એને આ દશામાં એકલી મુકી જવા

સંરખામણી અનુરૂપતી અણાય. આ વિદૂષકની હાસ્ય ઉત્પન્ન કરવાની શક્તિ ખાસ કરીને પછીના વિદૂષકો કરતાં વધારે મર્મવાળી છે; અને તે માટે જ વિસ્તારનો દોષ વ્હોરી લઈ એની ઉક્તિઓ અને તેટલી આપી છે.

વસ્તુ–સંકલન બીજા નાટકો જેટલું સુઘટિત નથી. અલૌકિક તત્ત્વોનો ઉપયોગ બીજા નાટકોમાં એ છે; પણ ત્યાં બહુધા કાર્ય આગળ વધારવા માટે નહિ પણ રસની જમાવટ કરવા કે ભક્તિ પ્રદર્શન કરવા માટે છે. જ્યારે આમાં પહેલા અંકમાં અજ્ઞાત પુરુષનાં કુળની ખાત્રી આકાશવાણીથી મળે છે, અને આ વિશ્વાસ ધાત્રીને આગળ વધવામાં પ્રેરણા-રૂપ બને છે. પુનઃપ્રવેશની યોજના વિદ્યાધરની વીંટીથી થાય છે; અને છેવટનો ગોટાળો નારદ આવી દૂર કરે છે; જો કે આ નારદના ઉપયોગ સામે બહુ વાંધો લેવાની જરૂર નથી. પણ આ યુક્તિઓ બાદ કરીએ તો વસ્તુનો વિકાસ કવિએ સુંદર રીતે કર્યો છે. પ્રથમ અંકમાં અનેક જાતની જિજ્ઞાસાઓ પેદા કરતા કાર્યનો કવિ બહુ કુશળતાથી નિક્ષેપ કરે છે; જિજ્ઞાસાની તૃપ્તિ, કુતૂહલ કાયમ રહે એ રીતે કવિ કરે છે; અને અંકે અંકે કાર્ય નિયમિત રીતે આગળ વધે છે; અને છેવટનો નિકાલ નારદદ્વારા કવિ સરસ રીતે સાધે છે.

વિદૂષક–'સાચી વાત બાઇ! જનોઇથી બ્રાહ્મણ છું, ચીવરથી રક્તપટ [ બૌદ્ધ સાધુ ] છું; જો વસ્ત્ર કહાડી નાખું તો શ્રમણક ( દિગમ્બર જૈન સાધુ ) થાઉં.' નલિનિકા કુરંગીને સ્નાનની સામગ્રી બતાવે છે. વિદૂષક કહે છે એમને તો ભુખથી રડવું આવે છે; ઉપસ્નાનથી શું વળશે ? જલદી જઇને ભોજન લઇ આવ. હું અગ્રઆશનિક થઇશ. નલિનિકા એનો જરા તિરસ્કાર કરી અવિમારક શી રીતે દાખલ થયો એ પૂછે છે. અવિમારક કહે છે 'સંતુષ્ટ તમને બધું કહેશે.' નલિનિકા સમજે છે કે આ માનપૂર્વક રજા લેવાની નીશાની છે. વિદૂષકને ચાલ કહી ખેંચે છે. વિદૂ–'અબ્રહ્મણ્ય ! અબ્રહ્મણ્ય' કુરંગી–'આ બ્રાહ્મણ હાસ્ય છે.' અવિમારક વિદૂષકને કુરંગીના વચનો કહી બતાવે છે 'વયસ્ય' ! આપ હાસ્ય છો !' વિદૂ–(ચીડાવાનો ડોળ કરી) 'મારા વિષે અહીંઆ અનાદરનું વચન કોણે બોલે છે ! હું હાસ્ય નથી, એ બાઇ સાહેબ હાસ્ય છે. જે પોતાની સ્થિતિ જાણી કાંઇક કરવાનો નિશ્ચય કરી મેઘશબ્દ સાંભળી [ નિશ્ચય ] વિસરી જઇ પડી ગયાં !' કુરંગી–'આ પણ આમણે જોયું કે ?' નલિનિકા સંતુષ્ટને આજીજી કરી લઇ જવા માંડે છે; બદલામાં તેને પોતાના ઘરેણાં આપે છે. ઘરેણાં લઇ વિદૂષક કહે છે 'જરા બાઇ સાહેબની રજા લઇ આવું.' નલિનિકા એનો હાથ ઝાલી ખેંચે છે. વિદૂ–'અરે બાઇ એમ ન કરો, ન કરો ! હું બહુ સુકુમાર છું.' એમ કરતો કરતો નલિનિકા સાથે ચાલ્યો જાય છે. અવિમારક આકાશમાં જામેલાં કાળાં વાદળાં કુરંગીને બતાવી વર્ણન કરે છે. કુરંગી–'આર્યપુત્ર ! હવે તે દર્શનીય થયાં.' અવિમારક વિપુલ અને વિરલ પડતી ધારો નિહાળી ફરી વર્ણન કરે છેઃ 'વ્યોમ સમુદ્રના મોજા સરખા મેઘો ગાજે છે, મેઘના અંકુરથી ધારાઓ પડે છે, રાક્ષસીની ભ્રુકુટી જેવી વિજળીઓ ચમકે છે.' ઇત્યાદિ.

व्योमार्णवोर्मिसदृशा निनदन्ति मेघा
मेघप्ररोहसदृशा प्रपतन्ति धाराः ।
रक्षोङ्गनाभ्रुकुटिवत् तडितः स्फुरन्ति

ઇત્યાદિ. કુરંગી–'આર્યપુત્ર દેવ વરસવા માંડયા.' અવિમારક 'પ્રિયે અંદર જઇએ.' બન્ને જાય છે. પાંચમો અંક પૂરો થાય છે.

આ અંકમાં કવિ આપણને કુરંગીની વિયોગાર્ત દશાનો પરિચય કરાવે છે. ચોથા અંકમાં જેમ અવિમારક અસહ્ય અને નિરુપાય દુઃખથી મરણોન્મુખ થયો હતો તેમ આમાં પણ નિરાધાર અને હતાશ કુરંગી મરણોન્મુખ દેખાય છે. જે ઉપાય મળવાથી અવિમારક બચ્યો તેજ ઉપાયના ઉપયોગથી કુરંગી બચે છે.

આ રીતે બીજાથી પાંચમાં અંક સુધીમાં સ્વયંભૂ કામનું વિવિધ કાર્ય કવિએ બતાવ્યું. પોતાને અંત્યજ કહેવડાવતો અવિમારક, કુરંગીની આસક્તિથી પ્રેરાએલી ધાત્રી અને નલિનિકાના કહેણથી સાહસ ખેડી કુરંગીને મળે છે. ગુપ્ત સહવાસ પ્રકટ થવાનો

સરેરાશ ગર્ભસેવનને માટે નવ માસ અથવા તો ચાળીસ અઠવાડીઆનો સમય જોઇએ એમ આપણામાં સામાન્ય રીતે બોલાય છે, પણ અત્યારે એમાં ગણનાનો જે વિરોધ આવે છે તેના તરફ નજર નથી કરતા. સરેરાશ રીતે જન્મ દશમા માસની અંદર થાય છે, પણ એથી એ નક્કી નથી થતું કે ત્યારે આપણે સૌર માસ (૩૦ દિવસનો) ગણીએ છીએ કે નક્ષત્ર માસ (૨૯½ દિવસનો) કે ચાન્દ્ર માસ (૨૮ દિવસનો). ૨૮૦મો દિવસ ત્યારે દશમા માસની અંદર તે માસની મધ્યે આવે કે અંતે આવે; અને છેવટની કાળગણના તો બહુ પ્રાચીન સમયમાં ચાલતી હતી ને તેથી તે મત તો પ્રાચીનકાળનો ગણાય.

આ સંબંધે ભારતમત લેવો એ જ સૌથી ઉત્તમ છે. પહેલાં તો આપણે વૈદ્યક ગ્રંથોનો મત લેઇએ. **सुश्रुत** પોતાના **शारीरस्थान** અધ્યાય ત્રીજામાં એવો અનિર્ણિત અભિપ્રાય આપે છે કે **नवमदशमैकादशद्वादशानाम्** अन्यतस्मिन् जायते (નવમા દશમા અગિયારમા કે બારમામાંથી કોઇ એક માસમાં જન્મ થાય છે). **चरक** પોતાના **शारीरस्थान**ના ચોથા અધ્યાયના અઠાવીશમા શ્લોકમાં જણાવે છે કે **तस्मिन्नेकदिवसातिक्रान्तेऽपि नवमं मासं उपादाय प्रसवकालमित्याहुरा आदशमान्मासादेतावन् कालो** (એવું કહ્યું છે કે આ આઠમા માસ ઉપર એક દિવસ પણ વીતે એટલે નવમા માસના અંત સાથે દશમા માસ સુધીનો જે કાળ તે પ્રસવનો કાળ). **चरक** સૌર માસથી ગણના કરે છે. એણે આપેલા અભિપ્રાય પ્રમાણે પ્રસવ ૨૪૧મા દિવસ પછી થાય છે, ગર્ભકાળને માટેનો લાંબામાં લાંબો સમય દશમા માસ સુધીનો આપે છે, તેથી એ માસની શરૂઆત સુધી કે અંત સુધી એ નક્કી થઇ શકતું નથી.

**दशमास्य** (દશમાસનું બાળક) એ શબ્દમાં દશ ચાન્દ્ર માસની લૈકિક ગણના છે; ખુદ **ऋग्वेद** ૫. ૭૮. ૭થી પણ ગર્ભવિષયમાં એનો ઉલ્લેખ છે. ત્યાં ૯મી **ऋचा**માં આ પ્રમાણે છે.

> दशमासांश्छयानः कुमारो अधिमातरि ।
> निरैतु जीवो अक्षतो जीवो जीवन्त्यां अधि ॥

માતામાં દશ માસ રહ્યા પછી બાળક જીવતો અને અક્ષત જીવનમાંથી અવતરે. **अथर्ववेद** ૧. ૧૧. ૬. અને ૩. ૨૩. ૨ માં પણ એ બાબતનો ઉલ્લેખ છે. ૩. ૨૩. ૨ આ પ્રમાણે છે.

> आ ते योनिं गर्भ एतु पुमान् बाण इवेषुधिम् ।
> आ वीरोऽत्र जायतां पुत्रस्ते दशमास्यः ॥

ભાથામાં જેમ બાણ જાય તેમ તારી યોનિમાં ગર્ભ–પુરુષ જાઓ, તને દશમાસ્ય વીરપુત્ર અવતરો. **ऐतरेय ब्राह्मण** ૭. ૧૩. ૬ સંબંધે **निरुक्त**ના બીજા પરિશિષ્ટ વિષે વિન્દિશ જે વિવેચન કરે છે તેમાં પણ આવા જ ઉલ્લેખ છે. વેબર (Weber) પણ આ સંબંધે માહિતી આપે છે.

હિંદુસ્તાનના અર્વાચીન સાહિત્યમાં પણ દશ માસ ગણવાનો આગ્રહ સ્પષ્ટ રીતે તરી આવે છે. તામિલ કવિ માણિક્કવાસગની એક કવિતામાં છે કે "પછી એ નવમામાં

કુન્તિભોજ આશ્ચર્યથી પૂછે છે 'પુત્રશોક શી રીતે?' ભૂતિક જણાવે છે કે તે આ વર્ષમાં ખોવાઈ ગયો છે. સૌવીરરાજ કહે છે 'આજ જો તેના કેશ તારી ચરણરજથી અંકિત થયા હોત તો મારા જેવો બીજો કોણ ધન્ય?' ભૂતિક જુએ છે કે આ રીતે પુત્રશોક વધે જશે એટલે વાત બદલે છે અને પૂછે છે 'આફત પૂરી થઈ?' કુન્તિભોજ પણ એ જાણવા ઇચ્છે છે. સૌવીરરાજ–'સાંભળો. અથવા ભૂતિક તો જાણે છે. અમારા મ્હોડે સાંભળવાની ઇચ્છા છે?' ભૂતિકને વૃત્તાન્તની ખબર છે એ વાક્યથી કવિ શું સૂચવવા માગે છે? એમ કહેવા માગે છે કે અવિમારકની બધી વાત તે જાણે છે અને એ ખટપટમાં તેનો ગુપ્ત રીતે હાથ છે? સૌવીરરાજ આખો વૃત્તાન્ત કહે છે અને આખા નાટકમાં થોડોક જણાએલો થોડોક નહિ જણાએલો એનો આ વૃત્તાન્ત અહીં પ્રકટ થાય છે. ચણ્ડભાર્ગવ નામના એક અત્યન્ત રોષી બ્રહ્મર્ષિ એના પ્રદેશમાં આવ્યા હતા. જંગલમાં એના શિષ્યને વાઘે મારી નાખ્યો. સૌવીરરાજ શીકાર કરતો કરતો ત્યાં અચાનક આવી પહોંચ્યો. તે ગુસ્સે થએલા બ્રહ્મર્ષિ સૌવીરરાજને જોઈને તેના ઉપર આક્ષેપ કરવા લાગ્યા. આથી સૌવીરરાજનો મીજાજ હાથ ન રહ્યો અને તેણે કહ્યું 'મારી વાત સાંભળતો નથી, અને ગુસ્સે થાય છે, અને વિના કારણ મને ગાળો દે છે. તું તમને અપાત્ર છે; તમે બ્રહ્મર્ષિના વેષમાં શ્વપાક (ચાંડાલ) છો.' બસ, ઋષિનો ગુસ્સો ખૂબ ઉછળ્યો અને શાપ આપ્યો કે 'સપુત્રદાર તું શ્વપાકત્વ પ્રાપ્ત કરીશ.' પછી સૌવીરરાજે ઋષિના ભયથી એનું સાન્ત્વન કર્યું; ઋષિએ અનુગ્રહ કર્યો 'એક વર્ષ પ્રચ્છન્ન રૂપે શ્વપાક રહ્યા પછી શાપમુક્ત થઈશ.' કુન્તિભોજ–'અહો આપત્તિઓની પ્રવૃત્તિ અને નિવૃત્તિ! આપને સુભાગ્ય માટે વધાવું છું.' કુન્તિભોજ ભૂતિકને પૂછે છે 'વિષ્ણુસેનની માતાને સપરિવાર અન્તઃપુરમાં મોકલ્યાં?' એ બધાં અન્તઃપુરમાં 'ચિરકાલ પ્રસુપ્ત પ્રણયનું ઉદ્‌બોધન કરે છે' એ સાંભળી સંતુષ્ટ થઈ કુન્તિભોજ પૂછે છે કે વિષ્ણુસેન અવિમારક કેમ થયો. અવિમારક નામ શાથી પડયું છે એનો ઉલ્લેખ પૂર્વે આવી ગયો છે એ વાત અહીં વધારે સ્ફુટ થાય છે. ભૂતિક વૃત્તાન્ત જણાવે છે. ધૂમકેતુ નામનો અસુર સૌવીરરાજને હેરાન કરતો હતો, તેને બાળક વિષ્ણુસેને મારી નાખ્યો. કુન્તિભોજ–'મેં પ્હેલાં હાથીના તોફાન સમયે ન્હોતું કહ્યું કે આ દૈવથી ઉત્પન્ન થએલા છે, કેવળ માણસ નથી.' સૌવીરરાજના મનમાં મુખ્ય વિચાર પોતાના પુત્રનો છે; તેથી કુન્તિ ભોજને પૂછે છે 'આપ ચરો વડે સહસ્રનેત્ર છો. અવિમારક વિષે શું ધારો છો?' ભૂતિક જવાબ આપે છે. 'બધી પ્રત્યક્ષ દિશાઓમાં એ તપાસ કરી છે. અપરાધીઓને એ પ્રત્યક્ષ જડયા નથી પણ બુદ્ધિથી તપાસ કરવાની મારામાં શક્તિ છેઃ મને ખાત્રી છે કે એ માયાને અનુસરે છે (એટલે કે કોઈ અલૌકિક વિદ્યાથી ગુપ્ત વેશે ફરે છે ઇત્યાદિ).

આ સમયે નારદ પ્રવેશ કરે છે. બાલચરિતમાં જે જાતનો શ્લોક બોલતાં પ્રવેશ કર્યો હતો તેવા જ ભાવાર્થવાળો શ્લોક બોલતા બોલતા આવે છે, 'વેદો વડે પિતામહને (બ્રહ્માને) સંતોષ આપું છું. ગીતો વડે હરિને ખુશ કરૂં છું. હરહંમેશ વિવિધ ઉપાયો વડે તન્ત્રી વિષે સ્વરગણો અને લોક વિષે કલહ પેદા કરૂં છું.' કુન્તિભોજનો પિતા દુર્યોધન એમનો ભક્ત હતો. તેની પછી કુન્તિભોજ પણ એમની ઉપાસના કરે છે. આજે અવિમારકના અદર્શનથી મહાન કાર્યસંકટ છે. 'તેથી અવિમારક બતાવી તેમની વ્યગ્રતા

કૃષ્ણની સાથે જ જન્મ્યો એ વાતને વિચારીએ ત્યારે લાગે કે આવા વિચિત્ર વર્ણનમાં કાળગણના બરાબર હોય નહિ. જિન (૨૪માંના દરેક) સંબંધે વિશેષતા એ છે કે એ દરેક નવ માસ પછી સાડા સાત દિવસે જન્મ્યા હતા; भद्दबाहुના कप्पसुत्त પ્રમાણે, વર્દ્ધમાન મહાવીર મોટા ભાઇ હતા. બ્રાહ્મણી देवानन्दाના ગર્ભમાંથી ક્ષત્રિયાણી त्रिशलाના ગર્ભમાં એમના ગયાનો-પ્રમાજનને કારણે; ગયાનો-પ્રતિહાસ ઘણું કરીને કૃષ્ણકથાનુંજ અનુકરણ છે (વિંટરનિત્સને મતે), અને તેથી કરીને એ કાળગણના ચોક્કસ કહી શકાય નહિ એમ માનું છું.

૨

ભારતની શકુનાવળિમાં પુરુષનું જમણું અંગ ભાગ્યશાળી ને ડાબું ભાગ્યહીન મનાય છે, એથી ઉલટું સ્ત્રીનું ડાબુ ભાગ્યશાળી ને જમણું ભાગ્યહીન મનાય છે એ વાત જાણીતી છે. નર અને નારી જાતિના સંબંધમાં આ ઉલટો ક્રમ સ્પષ્ટ મનાય છે. એમાં અપવાદ ગર્ભવતી નારીનો છે, કારણ કે એ પ્રસંગ નારીને પોતાને નહિ, પણ ગર્ભના બાળકને લાગુ પડે છે. ગર્ભનું બાળક માતાને જમણે પાસે હોય તો પુત્ર અવતરે, નહિ તો પુત્રી અવતરે.

બૌદ્ધ કથાઓમાં પણ આ હકીકત છે. બોધિસત્ત્વ માયાના જમણા પાસામાં ઉતરે છે, એ એના જમણા પાસામાં રહે છે અને અનેક ચિત્રોમાં જોઇએ છીએ એમ માયા જમણે હાથે ડાળી ઝાલીને નમતી ઉભી રહેલી હોય છે. આ છેલ્લી વાત સ્વાભાવિક રીતે જ ખોટી તુલનાએ યોજી કઢાઇ છે એમ કહેવાય છે. બધા પાલિગ્રંથોમાં જ નહિ; પણ ઉત્તર પ્રદેશના ગ્રંથોમાં પણ दक्खिण શબ્દ છે જ નહિ એ વાત હજી સુધી સ્પષ્ટ થઇ નથી. निदानकथाમાં રાણી माया સ્વપ્નાવસ્થામાં તે दक्खिणपस्सं तालेत्वा (જમણે પાસે સુઇને) રહેલી છે એમ જે જણાવ્યું છે તે એક અપવાદ છે અને પ્રક્ષિપ્ત છે એમ વિન્ડિશ જણાવે છે.

૩

ઉપરની હકીકતના જેવી જ બીજી હકીકત આ છેઃ दीघ निकाय અને मज्झिमनिकाय વગેરે પાલિ ગ્રંથો બીજા ગ્રંથો સાથે એકમત છે કે માયાએ ઉભે ઉભે જન્મ આપ્યો. કથામાં આ પ્રકારની અલૌકિકતા તથા વિશેષતાને કંઇ મહત્ત્વ આપ્યું જણાતું નથી, ઘુંટણ ઉપર બેઠાની વાતથી પણ કંઇ સંતોષજનક ખુલાસો થતો નથી અને વળી સુંદર સુયોગ્ય કથામાં ઝાડની ડાળી પકડ્યા વિષે કશું કહ્યું નથી. એવું જણાય છે કે જરૂર લાગી તેથી કથાકારે માયાને ઝાડની ડાળીનો ટેકો આપ્યોઃ महावस्तु અને ललितविस्तर એ બંને प्लक्षवृक्षની ડાળી પકડ્યાનું કહે છે, निदानकथा ત્યારે शालवृक्षની. अश्वघोष (૧-૨૪) માત્ર લટકતી ડાળી પકડ્યાનું જણાવે છે. રાણી પાસે સુંદર રીતે ઝાડની ડાળી ઝલાવવી એમાં ગ્રંથોનું સૌન્દર્યવર્ણન છે, પણ એની સાથે આપણે વધારે લેવાદેવા નથી.

પણ આ કથામાં એક અતિ પ્રાચીન મન્તવ્ય તરી રહ્યું છે. સેનાર્ટ (Senart) અને કાર્લ ઑઇગ નોઇમાન (Karl Eugen Neumann) એ બન્નેએ આપોલોનના

સુદર્શના! 'હું આ પણ ભગવાન જાણે છે?' કહી ચૂપ થઇ જાય છે. ના–'મારી જ આજ્ઞા પ્રમાણે કર.' સુદર્શના બીચારી જે કહે એ કરવા તૈયાર છે. નારદ હવે સામપૂર્વક બોલે છે. 'અગ્નિથી ઉત્પન્ન થએલો આ તારો જ પુત્ર છે. તારી બ્હેન સુચેતનાનો પુત્ર પ્રસવ સમયેજ સ્વર્ગે ગયો. તેં આ તારો પુત્ર તારી બ્હેનને આપ્યો. સૌવીરરાજે અત્યન્ત સંતુષ્ટ થઇ પ્રીતિસદૃશ ક્રિયાઓ કરી વિષ્ણુસેન એવું નામ પાડયું.' પછી અવિમારક નામ કેમ પડયું ત્યાંથી તે વિદ્યાધરની વીંટીની મદદથી કુરંગી સાથે યથેષ્ટ આનંદ કરે છે ત્યાં સુધીનો વૃત્તાન્ત સંક્ષેપમાં નારદ જણાવી દે છે. 'આ હકીકત છે! હવે શું કરવું?' સુદર્શના— 'મને આર્યાએ છેતરી એટલે મારૂં હૃદય જાણે ચળે છે; કૌતૂહળથી સંતોષ પામશે. ભગવન્ આજ સુધી કુરંગી જયવર્માની ભાર્યા કહેવાતી હતી. હવે તેને વન્દનીય થઇ.' નારદ સંતોષ પામે છે અને એના પતિને સમજાવવાની યુક્તિ બતાવે છે. 'સુદર્શને! કાશિરાજને કહે જે કે કુરંગી જયવર્માથી ઉમ્મરે મ્હોટી છે. કુરંગીને સુમિત્રા નામની ન્હાની બ્હેન છે ખરૂં ને? તે જયવર્માની ભાર્યા થશે.' સુદર્શના ઋષિવચન સ્વીકારે છે.

અવિમારક કુરંગી અને ભૂતિક પ્રવેશ કરે છે. અવિ–' આ વૃત્તાન્તથી મને શરમ આવે છે. જે લોકો તે હાથીના તોફાનના પ્રસંગનું મારૂં પરાક્રમ વખાણતા હશે તે આ વૃત્તાન્ત જાણી મારા ચારિત્રને દોષ દેશે.' પણ નારદને જોઇ એને સંતોષ થાય છે; કારણ કે એ બગડેલા કામને સુધારે છે. કુન્તિભોજ અવિમારકને નારદને નમસ્કાર કરવા કહે છે; અવિમારક તે પ્રમાણે કરે છે, આશીર્વાદ મેળવે છે, પછી પિતાને નમસ્કાર કરે છે. પિતાના કહેવાથી મામા–( અને સસરાને ) કુન્તિભોજને નમસ્કાર કરે છે. પછી સુદર્શનાને નમવા સૌવીરરાજ કહે છે; કુન્તિભોજ કહે છે પ્હેલાં એની માતા સુચેતનાને નમસ્કાર કરવો જોઇએ. નારદ–' કારણ છે. સુદર્શનાને નમસ્કાર કર.' સુદર્શના માતૃસ્નેહ અનુભવે છે. નારદ સૌને અન્તઃપુરમાં મોકલવાનું કહી સૌવીરરાજને પોતાના દેશ તરફ જલદી વિદાય કરવાનું કુન્તિભોજને કહે છે; અને સુમિત્રાનું લગ્ન જયવર્મા સાથે કરવાનો આદેશ કરે છે. નિયમ પ્રમાણે ભરતવાક્યથી નાટક પૂરૂં થાય છે.

આ નાટક વાંચનારને, પંચરાત્રથી અભિષેક સુધીના નાટકો સાથેનો તેનો ભેદ સ્પષ્ટ થશે. આ ભેદથી ભિન્નકર્તૃત્વ માનવું આવશ્યક નથી. આ નાટકમાં પણ જે નૈપુણ્ય અને સૂક્ષ્મ નિરીક્ષણ વ્યક્ત થાય છે તે ઊરુભંગાદિ નાટકના કર્તાને છાજે એવું છે. તે નાટકોમાં કવિએ અદ્ભુત, વીર અને કરુણ ભાવો વ્યક્ત થાય એવા જીવન–પ્રસંગો બતાવ્યા છે; તેનું વાતાવરણ જૂદું છું, તેના પાત્રો અને વૃત્તાન્ત જૂદા છે–તે તે ભાવને અનુકૂલ છે. આમાં કવિએ વધારે લૌકિક, વધારે સાધારણ ભાવો બતાવ્યા છે. એક શૂર પુરુષ અને સુંદર યુવતિનો, અદ્ભુત પ્રસંગ દ્વારા–યુવતિના યુવાન પ્રાણ બચાવે એ સર્જન જૂના પ્રસંગદ્વારા–યોગ કરાવી સ્ત્રીપુરુષના સર્જન જૂના પ્રેમનું નૈપુણ્યથી કવિએ આ નાટકમાં દર્શન કરાવ્યું છે. ખાસ કરીને બીજા અંકમાં જે રીતે અવિમારક મોહને વશ થાય છે તે કવિએ બહુ નિપુણતાથી અને વાસ્તવિકતાથી બતાવ્યું છે. પણ મારી દૃષ્ટિએ આના જેટલું જ મહત્ત્વનું વિદૂષકનું પાત્રનિરૂપણ છે. પછીના નાટકોમાં જે વિદૂષક આપણે જોઇએ છીએ તેના કરતા આ વધારે સજીવ છે. એની મમતા અને એની વફાદારી કીન્ગ-લીઅરના ફૂલ સાથે સરખાવાય–જો કે લીઅરના પ્રસંગો મહત્તામાં એટલા ભિન્ન છે કે આની

૫

"જ્યારે મરિયમ ઉમરે આવી ત્યારે એક દિવસ પોતાના ખંડમાં એ બેઠી હતી. ત્યાં દેવદૂત ગેબ્રાઇલ માનવસ્વરૂપે તેની પાસે આવ્યો અને બોલ્યોઃ "તને એક પુત્ર થશે. તેનું નામ ઇસા (આશીર્વાદિત) પાડજે; એ બીજા બાળકો કરતાં વહેલો બોલશે. અને આ લોકમાં તથા પરલોકમાં પ્રખ્યાત થશે." મરિયમે સંકોચથી પુછ્યું: "મને પુત્ર શી રીતે થાય? હું તો કુમારિકા છું ને બ્રહ્મચર્યવ્રત પાળું છું" ગેબ્રાઇલે કહ્યું: "એમ જ થશે. શું ભગવાને માતા વિના અને પિતા વિના 'થા' એટલા જ શબ્દથી આદમને નહોતો પેદા કર્યો?" એટલું બોલીને ગેબ્રાઇલે મરિયમની છાતી ઉપરનું કપડું ખસેડયું અને એણે શ્વાસ ભર્યો. ત્યાર પછી મરિયમને જ્યારે લાગ્યું કે હું ગર્ભવતી થઇ છું, ત્યારે એ વનમાં ચાલતી થઇ. હજી તો સમય થયો નહોતો તેવામાં એણે ખજુરીના એક સુકાઇ ગએલા ડાળનો ટેકો પકડ્યો અને ત્યાર પછી તરત જ એને પુત્ર અવતર્યો. ગેબ્રાઇલ ફરી એને ત્યાં દેખાયો અને બોલ્યોઃ "ગભરા મા, મરિયમ! જો ભગવાને તારા પગ આગળ પૃથ્વીમાંથી મીઠા પાણીનો ઝરો ફુટાવ્યો છે, એથી તારૂં ટેકવેલું ઝાડ લીલુંછમ થઇ ગયું છે અને એની ડાળીઓ ખજુરથી ઉભરાઈ ગઇ છે. ખા અને પી, અને જ્યારે તું તાજી થાય ત્યારે તારા લોકમાં જજે. પણ તને કોઇ તારા પુત્ર વિષે પુછે ત્યારે માન ધારણ કરજે, અને એ વાતનો નિર્ણય એમને પોતાને જ કરવા દેજે"..........જ્યારે એનાં સગાંએ એને પૂછ્યું, કે "ત્યારે કંઇ તરતનો જન્મેલો બાળક અમને ઉત્તર આપશે?" ત્યારે જેસસ બોલ્યો; કે "મારી માતા ઉપર અવિશ્વાસ લાવીને તમે પાપમાં પડતા ના. પ્રભુએ પોતાના શબ્દથી મને જન્માવ્યો છે અને એના સેવક તથા પયગમ્બર તરીકે પસંદ કર્યો છે."

કુરાનમાંથી (૧૯: ૧૬-૩૫) મળી આવતી હકીકત મેં, ગુસ્તાફ્ વાઇલની મુસલમાન કથાઓ ઉપરથી કરેલા એકીકરણ રૂપે, ઉપર ઉતારી છે. તેમાંથી આપણને આશ્ચર્યજનક વાતો મળી આવે છે. એમાંથી gnostic મતનો (અને dokestic મતનો પણ-આ મત પ્રમાણે ક્રોસ ઉપરનું મૃત્યુ દેખાવનું હતુંઃ સુરા ४: ૧૫૬) નિર્ણય પ્રતિપાદિત થતો જણાય છે. ઝ્વેમર (Zwemer) અને રૂડૉલ્ફના (Rudolph) મત તપાસતાં મને લાગે છે કે rabbinic અને gnostic સાહિત્યમાં જણાવેલી વાતો વિષેની અરબી ચર્ચાનું વિશાળ ક્ષેત્ર હજી અણખેડાએલું પડી રહેલું છે. રૂડૉલ્ફ ખજુરી અને ઝરા વિષે ઉલ્લેખ કરતાં મેથ્યુના વીશમા અધ્યાય તરફ વળે છે, ત્યારે મને લાગે છે કે એ કોઇડો હજી ઉકેલાયો નથી.

જેસસની મુસલમાન-કથાનું (ખાસ કરીને ઝરાની) તેમ જ નવા કરારમાંની પરીક્ષણની કથાનું મૂળ એકવાર પૂર્વદેશોમાં રોપાયું હોય અને બુદ્ધની આશ્ચર્યકથાઓથી સિંચાયું હોય એ મને શક્ય લાગે છે. કમર-અઝ-ઝમાન જેવી કથાઓ પરદેશમાં પ્રવાસ કરતી; અને તેને સ્વીકારવાની માણસ એક વાર તસ્દી લે તો પછી એ પોતાની જ છે એમ ધીરે ધીરે એ માનતો થઇ જાય.

૬

બુદ્ધ કથામાંનાં ઉપર ચર્ચેલાં ચાર કથાવસ્તુ સંબંધે સમગ્ર અગર તો જુદી જુદી રીતે બીજી દિશાએથી ચર્ચા થઇ છે. એ કથાઓનો પરસ્પર સંબંધ પ્રકટ કરવાનું કાર્ય-

# બુદ્ધજન્મ

[ જર્મનમાં લખનાર વિલ્હેલ્મ પ્રીન્સ ]

[ અનુવાદક:-શ્રી. નરસિંહભાઇ ઈ. પટેલ ]

રાણી માયાના ગર્ભમાં બોધિસત્ત્વે દશ માસ ગાળ્યા હતા એ ઉલ્લેખ સંબંધે હેરમાન બેખ (Hermann Beckh) લખે છે કે જુદા જુદા ગ્રંથોમાં વર્ણવ્યા પ્રમાણે કોઇ પણ બોધિસત્ત્વના ગર્ભ અને જન્મ મધ્યે એટલો સમય જાય છે.

બીજાં વર્ણનો તરફ નજર નાખીશું તો એ ઉલ્લેખમાં કંઇ ખાસ વિશેષતા જણાશે નહિ; વિન્ડિશના (Windisch) પ્રખ્યાત પરીક્ષણમાં પણ એ જ હકીકત તરી આવે છે. એક બાજુએ પાલિકથાઓ અને બીજી બાજુએ ललितविस्तर અને महावस्तु એ સૌ ગ્રંથોમાં બીજા વિષયો સંબંધે મતભેદ છે, છતાં યે એ વાતમાં સૌ એકમત છે કે बोधिसत्त्व માતાના ગર્ભમાં પુરા દશ માસ રહે છે; ઓછા યે નહિ, વધારે ય નહિ. આ વાતને આટલું મહત્ત્વ કેમ આપ્યું હશે ?

પણ રાઇસ ડેવીડ્ઝ (T. W. Rhys Davids) જણાવે છે કે માયા પોતાને પિયેર પહોંચી શકી નહિ, તે ઉપરથી કહી શકાય કે જન્મ 'અણધાર્યો' 'અકાળે' થયો હતો. એવું અકાળ મૃત્યુ પણ એ જ સાબિત કરી આપે છે. તે જ પ્રમાણે ઇતિહાસથી ઉતરી આવેલાં વર્ણનો તપાસીએ અથવા ડેવીડ્ઝની પેઠે 'સ્વાભાવિક લાગણી ઉમેરવા'નું વલણ રાખીએ કે "એમનો જન્મ મર્ત્યલોકના સામાન્ય માનવી કરતાં જુદે પ્રકારે થયો હોવો જોઇએ," તો એમ જણાઇ આવે કે એ જન્મ અનિયમિત અને વહેલો થયો હતો. પણ લોકકથાનો પણ અસ્વીકાર કરી શકાય એમ નથી,[1] તેથી ક્રમમાં કમ એટલું તો નિકળી શકે કે જન્મસમયે બાળકનો પુરેપુરો વિકાસ થયો હતો: महामाया......परिपुण्ण गब्भ એમ निदानकथामां જણાવેલું છે (जातक).

अश्वघोषे દશ માસ સંબંધે કશો ઉલ્લેખ કર્યો નથી એ હકીકત સિવાય એ સંખ્યા સંબધે વિન્ડિશે બીજું કશુ કહ્યું નથી. પણ એણે જે પ્રમાણે વર્ણન કર્યું છે તે પ્રમાણે તો પુરા દશ સૌર માસનો ખ્યાલ એના મનમાં હોવો જોઇએ એમ લાગે છે ! વાસ્તવિક રીતે, વારને (Warren) આ સંબંધે વર્ણન આપતાં જે ટુંકી નોંધ કરી છે અને ભારતગ્રંથો સંબંધે બીજા શોધકોએ જે સશોધન કર્યું છે તેને અનુસરીને તો આ ચાન્દ્ર માસ હોય એમ જણાય છે; પણ ત્યારે આ વસ્તુસ્થિતિ સંબંધે કંઇક ઉંડી તપાસ કરવી રહી.

---

૧. महावस्तु અને ललितविस्तरમાં આ કથા વિષે કશો ઉલ્લેખ નથી. પિયેર જવાની વાત જ નથી અને महावस्तु ૨, ૧૮, ૮માં તો એમ પણ છે કે आगच्छतु देवी इह प्रजायिष्यति (દેવી અહીં લુમ્બિની વનમાં–આવે, અહીં જન્મ આપશે.)

બહુ વિવેકપૂર્વક સખાએલા પુસ્તકની સાથે પણ ફ્રાન્સ કામ્પર્સ (Franz Kampers) ઇક અહુણા જ લખેલા પુસ્તકને રાખીએ તો જણાશે કે લોકકથાઓ હમેશાં વધતી જ ચાલે છે; વધારે વાચનને પરિણામે પુષ્કળ હકીકતો એકઠી થઇ છે, પણ માણસ એ હકીકતોમાં ભરાઇ પડે છે, એમાંથી તરી આવતા વિષયો પાર વિનાની સાંકળે જકડાએલા રેખે છે અને વસ્તુને તથા વિવેચનને શંકાભરી સ્થિતિમાં ગુંચરી મુકે છે. "સ્વર્ગની સુવર્ણભૂમિ ઉપરના વિશ્વવૃક્ષ નીચે પ્રભુના લગ્નભોગની અતિપ્રાચીન કથા"નો ( સેનાર્ટ પૃ. ૧૧૫ ) બાદ ( અહીં નહિ જણાવેલી ) બુદ્ધકથાને બહુ સુંદર રીતે બંધબેસતો આવે, માત્ર વાંધા એટલી જ કે એને માટે પુરાવો કશો ય નથી. દરેક વૃક્ષને વિશ્વવૃક્ષ માની શકાય નહિ અને એમ માનવાની વિરુદ્ધમાં ઉપર વર્ણવેલા લોકાચાર છે જ.

વળી, સંસ્કૃત અને જર્મન જેવી બે ભાષાઓની સીધી રીતે સરખામણી કરતી વખતે પણ ભાષાતત્ત્વ સંબંધે આ પ્રકારની પ્રણાલી સંબંધોની ભૂલો થાય છે. ભાષાતત્ત્વમાં, ક્રમમાં કમ અમુક ભાષાકુળોમાં, અનુકૂળ આધાર લેઇને વિસ્તિર્ણ પણ નિશ્ચિત પાયા ઉપર આપણે ઇમારત ચણવી જોઇએ; લોકકથાઓને, આપણે એ વિષય વિચારતાં, ઘણી વાર જતી કરીએ છીએ. એક વાર આપણે એને માટેની પ્રણાલીનો નિર્ણય કરવો જોઇએ અને ત્યારે મૂલમાંથી બચવાને માટે ત્રણ વસ્તુ ઉપર ધ્યાન આપવું ઘટે અને સંભાળીને તોલ કરવા ઘટે: દરેક વિવેચકે અને સંશોધકે પ્રામાણિકપણે ખુબ ધ્યાનમાં રાખવું જોઇએ કે આપણે (૧)અર્ધા અંધારામાં માથાં મારીએ છીએ અને જેને વિષે ખુબ નિશ્ચયથી બોલી શકીએ એવા પ્રસંગો બહુ જ વિરલ હોય છે. (૨) અત્યારે આપણી સામે જે હકીકતો મોજુદ છે, તે ઉપરથી વિશેષ પ્રકારનું સંશોધન થઇ શકે, હિંદુસ્તાનમાં જે લોકકથાઓ જન્મ પામી તેને અને ખાસ કરીને તેમાંથી સંધાતા કથાસત્રને અવલંબીને સંશોધન કરીએ તો બુદ્ધની જન્મકથાઓમાંથી ઘણું જાણવા પામીએ; અને (૩) ત્યારે આંખ આગળ ફરી તરી આવશે કે ભારતવાસીના નિર્ણયો પણ સાપેક્ષ નિર્ણયો છે.

કષ્ટની શરૂઆતમાં હોય છે; દશમામાં માતાની સાથે એ કષ્ટસાગરમાં હોય છે." વળી ઉર્દુ કવિ તહસીન-ઉદ્-દીન પોતાની 'કિસ્સા એ કામકલા' નામની કવિતામાં (૧. ૭૫) લખે છે કે

दहुम माहके दिन कटी बेस ओ कम
सो सतमें कुंअर पाया जनम

" દશ માસમાં થોડા વધારે કે ઓછે દિવસે કુંવર જન્મ્યો."

સાથે સાથે અનેક સ્થાને નવ માસના, એટલે કે સૌર માસના, પણ ઉલ્લેખ મળી આવે છે, અને વળી ખાસ ખુબી તો એ છે કે એવા ઉલ્લેખ બૌદ્ધ ગ્રંથોમાં અને બુદ્ધ બુદ્ધના સંબંધમાં પણ છે. ગૌતમ બુદ્ધ વિષેના કાવ્યના એક શક અનુવાદમાં આ પ્રમાણે છે: "માયાના ગર્ભમાં તું નવ માસ રહ્યો છે." दिव्यावदानमां श्रोण कोटिकर्णना ઇતિહાસમાં અને सुधनना સમકક્ષમાં સ્પષ્ટ રીતે જણાવ્યું છે કે, "આઠ માસ પુરા થતાં અથવા નવમા માસમાં એ અવતરી." રામાયણમાં (૭. ૮૯. ૨૩) લખ્યું છે કે इलाએ નવમા માસમાં पुरुरवसને જન્મ આપ્યો (આના ઉપર ટીકાકાર रामवर्मन् પોતાના तिलकમાં કઇક વક્ર ટીકા આપે છે).

હવે DEXAMYNOS (દશમાસ્ય) સંબંધેના પ્રાચીન મત ઉપર નજર નાખીએ, રોશર (Roscher) અને નૉર્ડન (Nordan) આપણને એ સંબંધે સારી માહિતી આપે છે. એ ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે ભારત અને ગ્રીસ એ બાબતમાં એકમત છે. રોશર જણાવે છે કે હિપોક્રેટસ ૨૮૦ અને પિથાગોરસ ૨૭૪ દિવસો આપે છે; બંને મત નાક્ષત્ર માસને સ્વીકારે છે ને તેથી ઉપરના કથનને અનુસરતા આવે છે. રોશર વળી જણાવે છે કે રોમનો જન્મદેવી વિધાતાને Nona અને Decumaના નામથી સંબોધતા (ત્રણ-સંખ્યા ગૌણ હોવાનું જણાય છે), એ વાત પ્રસિદ્ધ છે. ચાન્દ્ર અને નાક્ષત્ર માસ વચ્ચેના ભેદ સબંધે ઉદાસીનતા હોવાને કારણે dexamynoi સંબંધે ઘણા અનર્થ થવાનો સંભવ છે અને તે વિષે નૉર્ડન વર્જીલના કાવ્યનું ઉદાહરણ આપે છે. એ જણાવે છે કે "જન્મ certa die થયો, બાળકનો વિકાસ પરિપૂર્ણ હતો-એમ કવિ કહે છે."

આ મત બૌદ્ધ ધર્મના અતિ પ્રાચીન મતને મળતો છે અને પછીના કાળમાં-આજના ગ્રંથો ગોઠવાયા તે પહેલાંના અને થેરાવાદીનો સંપ્રદાય ઉત્તર દેશના સંપ્રદાયથી જુદો પડયો તે પહેલાના કાળમાં-એવો વિશેષ મત પ્રચલિત થયો કે બુદ્ધ દશમા માસમાં નહિ પણ દશ માસ પુરા થયે અવતર્યા હતા. અને આ પૂર્ણ દશ માસનો ધ્વનિ અમુક સંખ્યા બતાવવાને માટે ભારત ગ્રંથોમાં એટલો બધો પ્રસિદ્ધ છે કે બીજી રીતની હકીકત સાબિત કરવાના સો પ્રયત્ન નિરર્થક છે.

એ પણ જાણવા જેવું છે કે ભારતના બીજા મહાપુરુષોના જન્મસંબંધે આવા ઉલ્લેખો થયા નથી. રામના જન્મ સંબંધે એવું કશું આલેખાયું નથી. **हरिवंशमां** કૃષ્ણકથા વિષે (૫૯) લખાયું છે કે देवकीએ એમને આઠમા માસમાં જન્મ આપ્યો; પણ સાતમો वसु संकर्षण દેવકીમાંથી નિકળીને રોહિણીમાં ગયો અને આઠમાની,

લીધાં છેઃ ૫૩, ૬૪, ૭૨, ૯૫, ૧૦૪, ૨૧૧, ૨૩૭, ૨૪૩, ૨૪૫.x सत्यहरिश्चंद्र ની જે આવૃત્તિ મારી પાસે છે તે ઇ. સ. ૧૮૯૮ માં મુંબઇમાં છપાયલી અને તે જ નાટકનું મારીઓ વાલૌરીઓએ ઇટાલીઅન ભાષામાં કરેલું (૧૯૧૬) ભાષાંતર પણ મારી પાસે છે. તે નાટકની પ્રસ્તાવનામાં અનેકવાર, નાટકના લેખક તરીકે "મહાવિદ્વાન હેમચંદ્રના શિષ્ય રામચંદ્ર" છે એમ જણાવેલું છે, તથા सत्यहरिश्चंद्रने "રામચ° લખેલાં નાટકોમાંના પ્રથમ" તરીકે ઓળખાવવામાં આવ્યું છે. नाट्यदर्पणमां अस्मदुपज्ञ° લખીને જે ગ્રંથોનો ઉલ્લેખ છે તે પણ બંને લેખકોએ સાથે મળીને લખેલાં હશે. એમ માનવાને હું લલચાઉં છું. सत्यहरिश्चंद्र અને निर्भयभीमव्यायोग ની પ્રશસ્તિમાં તે પોતાને પ્રબંધશતકર્તૃ એટલે એકસો ગ્રંથોના લેખક તરીકે ઓળખાવે છે. [ રામચંદ્ર વિષે સરખાવો બુહલેરનું Über das Leben des Jaina Monches Hemchandra અર્થાત જૈન સાધુ હેમચંદ્રનું જીવન ( પૃ ૧૯ ને ૪૪ ) તથા પીટર્સન ૫. મો. રિપોર્ટ ( ૧૮૯૨-૧૮૯૫ પૃ ૧૪૫ ). ] રામચંદ્ર ઇ. સ. ની ૧૨ મી સદીના અંતમાં થઇ ગયો[1]

નાટ્યદર્પણમાં અનેક નાટક ગ્રંથોમાંથી પુષ્કળ અવતરણો કર્યાં છે, અને ક્વચિત્ એ નાટકોના કર્તાનાં નામ પણ આપવામાં આવ્યાં છે. એ સર્વ નાટક ગ્રંથોની યાદી હું નીચે આપું છું. તેમાં* આવી નિશાનીવાળા ગ્રંથો અત્યારસુધી અજાણ હતા.

अभिज्ञानशाकुन्तल.
* अभिनवराघव, क्षीरस्वामीविरचित.
* अनंगसेनाहरिनन्दिन् प्रकरण, श्रीशुक्तिवासकुमारविरचित.
अनर्घराघव.
अर्जुनचरित.
* बालिकासंचितक.
छलितराम.
* चित्रोत्पलावलंबितक, अमात्यशंकुकविरचित.
दरिद्रचारुदत्त.

xनलविलास નાટક રામચંદ્રનું જ લખેલું છે, અને ગાયકવાડ ઓરીઅન્ટલ સીરીઝમાં પં. લાલચન્દ્રે સમ્પાદિત કર્યું છે. સં.

૧ વિક્રમોર્વશીય ઉપરની પોતાની ટીકામાં ( આવૃત્તિ નિર્ણયસાગર પૃ ૭ રંગનાથ, પત્રાવલી ( નાન્દીનો એક પ્રકાર ) ની વ્યાખ્યા આપતાં નાટ્યદર્પણનો ઉલ્લેખ કરે છે (तथा चोक्तं नाट्यदर्पणकृता ); છતાં નાટ્યદર્પણના નાન્દીવિષેના પ્રકરણમાં એ પ્રકારની ચર્ચા મળતી નથી. પણ अनर्घराघव ઉપરની રુચિપતિની ટીકામાં જે નાટ્યદર્પણમાંથી અવતરણ ટાંકવામાં આવ્યું છે તે આપણું આ જ નાટ્યદર્પણ [ भावसिद्धिः प्ररोचनेति नाट्यदर्पणे ના० ૬૦ ૧. વિ. શ્લો. ૫૮ ]. રુચિપતિનો કાળ હજુ નક્કી થયો નથી.

( Apollon ) જન્મ સાથે આ આશ્ચર્યજનક ઘટનાની સરખામણી કરી છે. આપોલોનની માતા લેટો ( Leto ) કષ્ટપ્રસંગે ઝાડની એક અથવા તો બે ડાળીઓ પકડી રાખે છે અને ઘુંટણ જમીન સાથે દબાવે છે ભારત રમણી અનાયાસે મળી આવતી ડાળીને પકડે છે અને વિનાકષ્ટે દેવપુત્રને જન્મ આપે છે, એ આ બે ઘટનાઓ વચ્ચે ભેદ છે.

ગ્રીક, સ્વીડીશ, સ્લાવ વગેરે પ્રજાઓની લોકકથાઓ પણ આ સાથે સરખાવવા જેવી છે. વળી ભારતમાંના વૃક્ષલગ્નના પ્રસંગો પણ જાણવા જેવા છે. સત્યવતી અને એની માતા વૃક્ષને આલિંગન દેવાથી ગર્ભવતી થએલીનું મહાભારતમાં વર્ણન છે ( ૩: ૧૧૫; ૧૩:૪, ૫૬; ૧૨: ૧૪૯ ). વળી વૃક્ષ રક્ષણદાતા છે એવી પણ માન્યતા છે; તે લગ્ન પછીના ભયથી બચાવે છે અને સંતતિ પણ આપે છે.

૪

સામાન્ય રીતે માનવબાળક જન્મ, પછી રડે છે—આ નિયમના એકેએક અપવાદથી આશ્ચર્ય થાય. જન્મ્યા પછી બાળક બોલે તો તે અશુભ ચિહ્ન છે એમ બાબિલોનમાં મનાતું તેમ જ ભારતમાં પણ મનાય છે દાસી દિસાથી જન્મેલો રાજા ઓક્કાકનો પુત્ર કણ્હ ( કાળો ) જન્મતાં બોલ્યો એટલે લોક બોલી ઉઠયા, કે " જન્મતાં જ એ બોલે છે ! કાળો જન્મ્યો, અશુભ જન્મ્યો !" ( દીઘનિકાય ૩: ૧–૧૬ ).

નવો અવતરેલા બાળક જો હસે તો એ બહુ જ શુભ ચિહ્ન ગણાય છે. પણ જે બાળકોમાં ખાસ મહત્ત્વની વિશેષતા આવવાની હોય છે તે જ બાળકો જન્મને પ્રથમ દિવસે હસી શકે છે. એ પ્રકારના બાળકો તે Virgilનો અને Dionysosનો Ecloge તેમ જ ઇરાની પયગમ્બર છે: risisse eodem die quo genitus esset unum hominem accepimus Zoroastren. રૂસ્તમ જે પોતે પણ મેકડફ–Macduff–ના જણાવ્યા પ્રમાણે અલૌકિક રીતે જન્મ પામ્યો હતો ) તેનો પુત્ર સોહરાબ એ જ રીતે જન્મ્યાનું વર્ણન ફીરદોશી આપે છે

પણ એ બધાં આશ્ચર્યોથી પણ વધારે આશ્ચર્ય બોધિસત્ત્વે પોતાના જન્મસમયે કર્યું હતું. " જન્મ્યા કે તરત જ એમણે પગલાં માંડ્યા હતાં," ' એ સાત પગલાં ચાલ્યા, એમના ઉપર શ્વેત છત્ર ધરાયું ને ચારે દિશામાં નજર કરીને વૃષભસમ સુરે બોલ્યા: હું જગતમાં પ્રથમ છું, જગતમાં શ્રેષ્ઠ છું !" મહાવસ્તુના એક શ્લોકમાં (૨: ૨૦ ૧૯) માં એમના હાસ્ય વિષે પણ આમ જણાવ્યું છેઃ

> जातमात्रो च विक्रमे सप्त विक्रमते भुवि ।
> दिशाये च प्रविलोकेति महाहासं च ऊहति ॥

" જન્મતાની સાથે જ એમણે પૃથ્વી ઉપર સાત પગલાં ભર્યાં ને ચારે દિશામાં નજર કરીને મહાહાસ્ય કર્યું." આ હાસ્યનું વર્ણન અલૌકિક છે, છતાં એની વિશેષતા સંબંધે બહુ લખાયું નથી.

तरंगदत्त प्रकरण.
उदात्तराघव.
उदयनचरित, अश्वत्थाम्नः.
उत्तरचरित.
वनमालानाटिका (अस्मदुपज्ञ॰).
वानरविलास.
* वासवदत्तानृत्तधार.
वेणीसंहार.
* विधिविलसित.
विक्रमोर्वशी.
* विलक्षदुर्योधन (સરખાવો વિલક્ષકુરુપતિ જેનો ઉલ્લેખ અભિનવ ગુપ્ત કરે છે.)
वीरचरित.
यादवाभ्युदय.

ગણપતિ શાસ્ત્રીને દક્ષિણ હિંદુસ્તાનમાં જે સુંદર નાટકો મળી આવ્યાં છે, અને જે ભાસનાં લખેલાં છે એમ તે જણાવે છે, તેને વિષે જે ચર્ચા ઊભી થઇ છે તેમાં નાટ્યદર્પણ પ્રાપ્ત થવાથી ઘણી જ કીમતી મદદ મળી શકશે. એ નાટકો સાહિત્યની દૃષ્ટિથી ભલે તેટલાં ઉચ્ચ હોય, પણ એક બાબતથી તેમના કર્તૃત્વ વિષે શંકા થયા વગર રહેતી નથી; અને તે એ છે કે અનેક સુભાષિતસંગ્રહ ગ્રંથોમાં ભાસના નામે આપેલા અનેક શ્લોકોમાંથી એકકે શ્લોક ગણપતિશાસ્ત્રીએ પ્રગટ કરેલા નાટકોમાં જડતો નથી. આપણા નાટ્યદર્પણમાં જ સ્વપ્નવાસવદત્તા, કે જે ભાસની જ કૃતિ છે એવું સ્પષ્ટ જણાવવામાં આવ્યું છે, તેમાંથી અવતરણ લીધેલાં છે; પણ એ અવતરણ કે અવતરણનો સંબંધ, કશું જ ગણપતિશાસ્ત્રીની સ્વપ્નવાસવદત્તામાં મળતું નથી.[2] પ્રથમ વાચનને સમયે એમ લાગે છે કે,

---

૨, ૫૨ (અનુમાન, પૃ. ૧૧૩,); लिङ्गाद्धेतोर्गम्यतरोपलक्षितेऽङ्गिनो निश्चयोऽनुमानम्। निश्चयरूपत्वादेव चोहरूपाया युक्तेर्भिद्यते। यथा भासकृते स्वप्नवासवदत्ते शेफालिकामण्डपशिलातलमवलोक्य वत्सराजः

पादाक्रान्तानि पुष्पाणि सोष्म चेदं शिलासनम् ।
नूनं काचिदिहासीना मां दृष्ट्वा सहसा गता ॥

(સુધારો ગતા)

સરખાવો ગણપતિ શાસ્ત્રીએ સંપાદિત કરેલી સ્વપ્નવાસવદત્તા અં. ૪, ક. ૧. પ્રવેશક પછી.

पद्मावतीः—हला! ताणि दाव सेहालिअ.गुम्हआणि पेक्खामि कुसुमिदाणि वा ण वेत्ति ।

चेटीः—भट्टिदारिए! ताणि कुसुमिदाणि णाम, पवालन्तरिदेहिं विअ मोत्तिआलम्बएहिं आइदाणि कुसुमेहिं ।

બુદ્ધજીવનમાં પાછળથી જુદે જુદે કાળે એ કથાઓ ઉમેરાઈ હોવી જોઈએ એ વાત ભારતના વિવિધ લેખો તપાસીને નક્કી કરવાનું કાર્ય હજી પદ્ધતિસર થયું નથી. **દશમાસ**ની કથા સર્વે ગ્રંથોમાં મળતી આવે છે અને વળી 'દશ પુરા માસે' જન્મ થયાની પણ બાકીની ત્રણ કથાઓ પાલિ ગ્રંથોમાં નથી (અને તેથી અશોકના સમયમાં ત્રણ સાધુ-સંઘો મળ્યા તેને પરિણામે 'દક્ષિણ'મતે જે ગ્રંથો બંધાયા ત્યારથી એ ધર્મમાં જે બે મોટા સંપ્રદાયો બંધાયા ત્યાર પછી ઉમેરાએલી) અને તેથી આપણે અહીં પણ એ ત્રણને જુદી પાડી શકીએ. વૃક્ષકથા સંસ્કૃત ગ્રંથોમાં સામાન્ય રીતે વિસ્તારથી આપેલી છે અને તે ઘણું કરીને, ઉભા રહેતાં વાંકા વળવાની સર્વસામાન્ય (આજ સુધી સ્પષ્ટ નહિ થએલી) પ્રાચીન કથાઓમાંથી લીધી છે. દક્ષિણ બાજુની કથા, **મહાવસ્તુ**ના એક અથવા બીજા મૂળમાં ન હોય તોપણ આપોઆપ ધારેધારે ઘડી કઢાઇ છે (માયાનો દક્ષિણ હાથ શાખાને પકડે છે). હાસ્યકથા કંઇ અલૌકિક રીતે જ ઉત્પન્ન થઇ લાગે છે.

"બુદ્ધનું જીવન કોઈએક સૂર્યકથાને આધારે જ રચાયું છે" એવો સેનાર્ટનો (Sen art)નર્યુંય ભૂલભરેલો છે Est-ce a dire que j'entende presenter le Buddha comme une entite astronomique, et le buddhisme comme une religion siderale, comme une mythologie naturaliste ? Aucun lecteur compotent ne me pretera ceridicule." "Mythologique par *son caractere, natura liste par son origine lointaine,* la legende du Buddha n'est naturaliste et mythologique qu'indirectement, et, si j'se qule dire, au second degre. Sakyamuni nus pu etre le sujet immediat decreations mythologiques originales: ie ne pouvait que beneficier de traditions anterieures, se parer de lagendes nees sous une inspiration differente et attachees auparavant a d'autres noms.*

બહુ સંકોચથી જ ઉપરનાં વાક્ય સાથે એકમત થઇ શકાય. સેનાર્ટની ભૂલ એ છે કે એ પુષ્કળ સમાન કથાઓ આપે છે, તે પછી એ સૌને એક પાટલે બેસાડવાનું કરે છે. ચાળીશ *વર્ષ ઉપર જે મત હતો, તે આજે ધીરેધીરે બદલાઇ ગયો છે. નૉર્ડનના (Nordau)*

---

* શું હું એવું કહેવા ઇચ્છું છું કે હું બુદ્ધને એક નાક્ષત્રિક (astronomical) સત્ત્વ અને બૌદ્ધ ધર્મને એક નાક્ષત્રિક ધર્મ અથવા તો પ્રાકૃતિક પુરાણકથા તરીકે રજુ કરવા ઇચ્છું છું ? મને ખાત્રી છે કે કોઇ પણ કુશળ વાચક આવો હાસ્યજનક વિચાર મારો છે એવું નહિ માને. એને સ્વભાવે એ પૌરાણિક અને દૂરને મૂળે કરીને પ્રાકૃતિક હોવા છતાં બુદ્ધની કથા માત્ર આડકતરી રીતેજ પ્રાકૃતિક અને પૌરાણિક છે. અને જો હું એવું કહી શકું તો કેવળ ગૌણ રીતે જ. શાક્યમુનિ મૂળ પૌરાણિક સર્જનોનો અનંતર વિષય હોઇ શકે નહિ. એમની પૂર્વે ઉત્પન્ન થયેલી શ્રુતપરંપરાઓથી એમને લાભ થયા વિના રહી શકે જ નહિ. ભિન્ન પ્રેરણાથી ઉત્પન્ન થએલી અને ભિન્ન નામને વળગેલી પુરાણકથાઓથી પોતાની જાતને શણગાર્યા સિવાય રહી શકે જ નહિ.

નિયમથી ઉલટું છે. મુદ્રારાક્ષસ અને વેણીસંહાર, કે અભિજ્ઞાનશાકુન્તલ જેવાં શિષ્ટ અને મહાન ગ્રંથોના નામની સાથે તેમના કર્તાનું નામ જોડવાનો તેમનો રીવાજ નથી. એટલે भासकृता એમ લખવામાં તેમનો કોઈ ખાસ હેતુ હોય એમ જણાય છે. અને તે, ભાસકૃત વાસવદત્તાને, તે જ નામવાળા બીજા જ કોઈ નાટ્યગ્રંથથી જૂદો પાડવાનો હશે. દર્પણકારો मृच्छकटिक ને પણ श्री शूद्रकविरचित એમ જણાવે છે. અને તેમાં પણ તેમનો હેતુ ઉપર જણાવ્યો તે જ છે. વળી બીજા સ્થાને નાટ્યકલાના સંબંધમાં દૈવ અને પુરુષાર્થની ચર્ચા કરતાં દર્પણ દરિદ્રચારુદત્તમાંથી અવતરણ આપે છે. ( ततो दैवायत्तफले दरिद्रचारुदत्तरूपके पुरुषव्यापारस्य गौणत्वात् कथं प्रारम्भादयः स्युः પૃ. ૬૨ ). એટલે દર્પણકારો બને નાટકોથી જ્ઞાત છે, અને શુદ્રકનું નામ મુકીને, એ બંનેમાંથી ક્યાંમાંથી પોતે અવતરણ લીધું છે તે સ્પષ્ટ કરવા માગે છે.

બીજી પણ એક બાબત નોંધવા જેવી છે, અને તે એ છે કે અભિનવગુપ્તે સ્વપ્નવાસવદત્તમાંથી (કર્તાનું નામ લખ્યા શિવાય જે શ્લોક ઉતાર્યો છે તે પણ ગણપતિશાસ્ત્રીની વાચનામાં દેખાતો નથી.[૩]

"બંધ થએલાં પાંપણરૂપી કપાટવાળા નયનદ્વારને પોતાના સૌંદર્યથી ઠોકીને ઉઘાડી, તે નૃપતનયા મારા હૃદયગૃહમાં પેઠી."

ગણપતિશાસ્ત્રી એમ લખે છે કે એ શ્લોક સ્વપ્નવાસવદત્તામાંથી લીધેલો જ નથી, કેમકે તેનો પૂર્વાપર સંબંધ મળી શકતો નથી. મારૂં માનવું એથી જૂદું જ છે. અભિનવગુપ્તે પણ, પોતાના અવતરણનું મૂળ સ્પષ્ટ બતાવ્યું છે: स्वप्नवासवदत्ताख्ये नाटके અને એ જ અવતરણની પહેલાં તેણે तापसवत्सराजમાંથી વસ્તુવિકાસનું નિરૂપણ કરવા માટે એક અવતરણ લીધું છે, અને તેની ટીકામાં આનન્દવર્ધને કરેલા મોઘમ ઉલ્લેખની જ પુનરુક્તિકરી સંતોષ માન્યો છે: જેમકે यथा तापसवत्सराजे.........तापसवत्सराजे हि.........

નાટ્યદર્પણમાંથી મુદ્રારાક્ષસના લેખક વિશાખદત્તના લખેલા બીજા એક નાટકનું નામ આપણને મળે છે કે જે અત્યારસુધી અજ્ઞાત રહેલું છે. પશ્ચિમના વિવેચનની દૃષ્ટિએ જે લેખક ઉત્તમ ભારતીય નાટકકારોમાં ગણાય છે; અને જેવું એક નાટક હિન્દુસ્થાનની શિષ્ટ કૃતિઓમાં મનાય છે તેવા મહાન સાહિત્યકારની કૃતિ આટલા લાંબા વખત સુધી અંધારામાં રહી એ અજાયબી ભરેલું છે. એ નાટકનું નામ देवीचन्द्रगुप्त છે; અને જો એના નામ ઉપરથી જ વિચારીએ તો આપણને એમ જ લાગે કે મુદ્રારાક્ષસનો ચંદ્રગુપ્ત તે જ આ બીજા નાટકનો ચંદ્રગુપ્ત છે. પણ ખરી રીતે તેમ નથી. નાટ્યદર્પણમાં જૂદે જૂદે સ્થળે જે

---

૩ ધ્વન્યાલોક-લોચન ૩. ૧૪ પૃ. ૧૫૧. ૧૫૨ કાવ્યમાલા. આનંદવર્ધન કહે છે दृश्यन्ते च कवयोऽलंकारनिबंधनैकरसा अनपेक्षितरसाः प्रबन्धेषु ।

આનંદવર્ધન ટીકા કરે છે यथा स्वप्नवासवदत्ताख्ये नाटके

संचितपक्ष्मकपाटं नयनद्वारं स्वरूपताडनेन ।
उद्घाट्य सा प्रविष्टा हृदयगृहं मे नृपतनया ॥ इति

# ભારતીય નાટ્યશાસ્ત્રના બે નવીન ગ્રંથો

[ પ્રો. સીલ્વૅ લેવી ]

ફ્રેંચમાંથી અનુવાદક

[ અ. બા. ગ. ઠાકોર. ]

શ્રી વિજયધર્મસૂરિ તરફથી નાટ્યદર્પણની એક નકલ મને મોકલવામાં આવી છે; એ નકલમાં કાગળ ઉપર લખેલાં કુલ ૩૬૨ પાનાં છે, અને દરેક પાના દીઠ સરેરાશ ૧૪ લીટીઓ લખેલી છે. આખા પુસ્તકના ૪ વિભાગ કરેલા છે, અને દરેકનું નામ વિવેક આપેલું છે. ૧ લો नाटकनिर्णय તેના ૬૩ શ્લોકો છે ( પ્રતના પૃ. ૧-૧૬૧ ), ૨ જો प्रकरणाद्येकादशरूपकनिर्णय તેના ૩૬ શ્લોક છે ( પ્રતના પૃ. ૧૬૨-૨૩૧ ), ૩ જો वृत्तिरसभावाभिनयविचार તેના ૫૧ શ્લોક છે ( પ્રતના પૃ. ૨૩૨-૩૧૪ ), ૪ થો सर्वरूपकसाधारणलक्षणनिर्णय તેના ૨૦ શ્લોકો છે ( પ્રતના પૃ. ૩૧૫-૩૬૨ ). દરેક વિભાગના અંતે श्रीरामचंद्रविरचितायां स्वोपज्ञनाट्यदर्पणविवृतौ...... ......नाम.........विवेकः એમ લખેલું છે, અને આખા પુસ્તકના અંતે ग्रंथकर्तुरुप-संहारवचनानि એવું મથાળું કરીને ૫ શ્લોક આપેલા છે. પણ कर्तुः એમ એક વચન લખવા છતાં પુસ્તકની અંદર બબ્બેવાર લેખકો પોતાને વિષે દ્વિવચન વાપરે છેઃ

વિ. ૨. को नौ कुशमर्यवत्याति.........

વિ. ૪. वाग्विलासस्त्रिमार्गो नौ.........

ઉપરના ૫ શ્લોકમાંના પ્રથમ શ્લોકમા કર્તા પોતાના ગુરુ હેમચંદ્રને આ પ્રમાણે નમસ્કાર કરે છે.

शब्दप्रमाणसाहित्यछंदोलक्ष्मविधायिनाम् ।
श्रीहेमचंद्रपादानां प्रसादाय नमो नमः ॥

બન્ને લેખકો અનેકવાર પોતાના બીજા ગ્રંથોનો ( अस्मदुपज्ञ° ) ઉલ્લેખ કરે છેઃ यादवाभ्युदय, પ્રતના પૃ. ૪૨, ૧૧૩, ૧૨૭, ૧૪૮, ૧૬૦-૧૬૩, જુઓ આફ્રેક્ટ કૅટ૦ કૅટ 3, ૧૦૨; राघवाभ्युदय પ્રતના પૃ ૫૪, ૫૯, ૧૪૩, ૨૭૨, સરખાવો કૅટ કૅટ૦ 3, ૧૦૭; सुधाकलश પ્રતના પૃ ૨૨૬, ૨૬૦; मल्लिकामकरन्दप्रकरण, પૃ. ૨૭૨; वनमालानाटिका પૃ ૨૭૩. આફ્રેક્ટ પણ (૩ પૃ ૬૦ અને ૩. પૃ. ૧૦૪) આ જ રામચંદ્રના नलविलास તથા रघुविलास લખેલાં છે એમ જણાવે છે. પણ नाट्यदर्पण માં આ છેલ્લા બે ગ્રંથોમાંથી તે કોનાં લખેલાં છે તે જણાવ્યા સિવાય પુષ્કળ અવતરણો આપવામાં આવ્યાં છે. नलविलास પૃ. ૨૬, ૩૭, ૪૬, ૫૮, ૯૨, ૧૦૫, ૨૨૬, ને ૨૪૦ ઉપર અને रघुविलास પૃ. ૬૯ ૧૦૮, ૧૧૦, ૧૧૪, ૧૧૫, ૧૨૪, ૧૨૬, ૧૩૧, ૧૩૪, ૧૫૦, ૧૫૧ ને ૨૨૦ ઉપર; सत्यहरिश्चंद्र માંથી પણ નીચેના પાનાં ઉપર અવતરણો

રાજા—પ્રસ્થાન કર ! ઉભો થા. ખરેખર હું તને તજવાને શક્તિમાન નથી.

પ્રથમ યૌવનના વિભૂષણ આ અંગ, તારા યાવનને યોગ્ય રૂપ સૌન્દર્ય અને મારા વિષે અનુપમ આસક્તિ—આ બધાથી આકર્ષાતો હું દેવીને તજું છું. તારા ઉપર મારો અનુરાગ બલવાન છે.

રાણી—(અન્યસ્ત્રીની શંકાથી) ભક્તિની અપેક્ષા રાખે છે માટે મને મન્દભાગિનીને તજે છે. (સુધારો मन्दभागिणीम्)

રાજા—વળી, તારા માટે દેવીને તૃણની જેમ તજી દઉં.
રાણી—જીવનનો ત્યાગ કરતી હું પ્રથમ આર્યપુત્રને ગુમાવીશ.
રાજા—તારા વિના આ રાજ્ય નિષ્ફળ છે.
રાણી—હું પણ નિષ્ફળ એવા જીવલોકને સુખેથી છોડી શકીશ.
રાજા—પરણેલો છું એટલે દેવી વિષે હું દયાળુ છું.
રાણી—આ આર્યપુત્રની દયાળુતા ! જે નિરપરાધીનો ત્યાગ કરે છે !
રાજા—સ્નેહથી બંધાએલું મન તારા વિષે રહેલું છે.
રાણી—એટલા માટે જ હું મન્દભાગા તજાઉં છું.

રાજા—તારા ઉપરના પ્રેમને લઇને તારા માટે યશને અને દેવીને હું તજું છું; તું આ જન મારૂં પોતાનું જ છે !

રાણી—(સૂત્રધારીને) હે સખિ ! આ આર્યપુત્રની કરુણા !

સૂત્રધારી—દેવિ ! ચન્દમણ્ડલમાંથી જ્વાળા ( चडुली=उल्का દેશીનામમાલા, ૩ ૧૫ ) પડે ત્યારે શું કરીએ !

राजा—त्वद्दुःखस्यापनेतुं सा शतांशेनापि न क्षमा ॥ इति पतत् स्त्रीवेषधारी चन्द्रगुप्तबोधनार्थमभिहितमपि विशेषणसाम्येन ध्रुवदेव्या स्त्रीविषयं प्रतिपन्नमिति मिश्रार्थयोजकम् ।

વળી. ૧, ૪૧ ઉપર (રોધ, પૃ. ૬૪) आर्तिः खेदो व्यसनमिष्टराधाद्रोधः ।
यथा देवीचन्द्रगुप्ते राजा चन्द्रगुप्तमाह
त्वद्दुःखस्यापनेतुं सा शतांशेनापि न क्षमा ।
ध्रुवदेवी सूत्रधारीमाह
एसे इयं सा इदसी अज्जउत्तस्स करुणापराहीणदा
सूत्रधारीः—देवि, पडन्ति चंदमंडलाउ वि चुडुअलीउ किं च नु करिम्ह ।
राजाः— त्वय्युपरोपितप्रेम्णा त्वदर्थे यशसा सह।
परित्यक्ता मया देवी जनोऽयं जन एव मे
ध्रुवदेवीः—अहंपि जीविदं परिच्चयन्ती पढमपरं य्येव तुमं परिच्चइस्सं
अत्र स्त्रीवेषनिह्नुते चन्द्रगुप्ते प्रियवचनैः स्त्रीप्रत्ययाद् ध्रुवदेव्या गुरुमन्युसंतापरूपस्य व्यसनस्य संप्राप्तिः ।

* देवीचन्द्रगुप्त, विशाखदत्तकृत.
* हयग्रीववध.
* इन्दुलेखानाटिका (पृ. १६२), वीथी (पृ. २१७).
* कौमुदीमित्रानंद प्रकरण.+
कृत्यारावण.
कुन्दमाला, धीरनागनिबद्धा [ સરખાવો આઉફ્રેખ્ટ, નામ્ના: કુન્દમાલા નાટક. ]
मालतीमाधव.
* मालविका.
* मल्लिकामकरन्दप्रकरण ( अस्मदुपज्ञ० ).
* मनोरमावत्सराज, भीमभटविरचित.
* मायापुष्पक.
मृच्छकटिका. श्रीशूद्रकविरचिता.
मुद्राराक्षस.
नागानन्द.
नलविलास.
पाण्डवानन्द.
* पार्थविजय.
* प्रतिमानुरुद्ध, भीमदेवसूनोर्वसुनागस्य कृति.
* प्रयोगाभ्युदय.
पुष्पदूषितक.
* पुष्पवर्तितक.
* राधाविप्रलम्भ, भेज्जलविरचित.
राघवाभ्युदय ( अस्मदुपज्ञ० ).
रघुविलास.
रामाभ्युदय.
रत्नावली
रोहिणीमृगांकप्रकरण ( अस्मदुपज्ञ० ).
सत्यहरिश्चन्द्र
* सुधाकलश (अस्मदुपज्ञ०)
स्वप्नवासवदत्त, भासकृत.
तापसवत्सराज.

---

+ જૈનઆત્માનંદસભાદ્વારા મુનિશ્રીચતુરવિજયજીથી સંશોધિત થઇ પ્રકાશિત થએલ છે. તે રામચન્દ્રની જ કૃતિ છે. સં.

પાંચમા અંકમાં, ચંદ્રગુપ્ત ગાંડો હોવાનો ઢોંગ કરીને રંગભૂમિ ઉપર પ્રવેશ કરે છે, અને પોતાના નામ ઉપર નીચે પ્રમાણે શ્લેષ કરે છે.[૬]

આ ચંદ્ર, ધવલ કિરણથી અંધકાર શત્રુનો નાશ કરી, ગ્રહને ઓળંગી પોતાના પ્રભાવથી આકાશમાં પ્રવેશ કરે છે.

એ જ અંકના અંતે તે રાજમહેલ તરફ ઉપર પ્રમાણે ગાંડાનો ઢોંગ કરતો જાય છે ને બોલે છેઃ

મદનને લીધે બહુવિધ કાર્યોને અતિ ગૂઢ રીતે સંતાડે છે; રિપુનું ચિત્ત ક્ષુબ્ધ થવાથી સ્ખલન પામે છે.........

પોતાના પતિનો નામર્દાઇ ભર્યો નિશ્ચય જાણ્યા પછી રાણીને જે દુઃખ થાય છે તે જોઇને ચંદ્રગુપ્તને પણ દુઃખ થાય છે. તે દુઃખ બતાવતો એક શ્લોક પણ નાટ્યદર્પણમાં ટાંકવામાં આવ્યો છે, પણ તે કયા અંકમાંથી લીધો છે તે કહેવામાં આવ્યું નથી. પણ સંભવ છે કે એ શ્લોક બીજા અંકમાં હોય[૭]

---

૬ ૪. ૨ (ધ્રુવા; પૃ. ૩૧૮): यथा वा देवीचन्द्रगुप्ते पञ्चमेऽङ्के

एसो सियकरवित्थरपणासियासेसवेरतिमिरोहो ।
नियविहवरेण चंदो गयणं गहलंघिओ विसइ ॥

इयं स्यापायशंकिनः कृतकोन्मत्तस्य कुमारचन्द्रगुप्तस्य चन्द्रोदयवर्णनेन प्रवेशप्रतिपादिकेति ।
अङ्कान्तेऽङ्कमध्ये वा सनिमित्तं रङ्गात् पात्रस्य बहिर्निःसरणं निष्क्रमः । तत्प्रयोजना अनुशतिकादेराकृतिगणत्वात् ' इकणि 'उभयपदवृद्धौ नैष्क्रामिकी । यथा देवीचन्द्रगुप्ते पंचमाङ्कान्ते ।

बहुविहकज्जविसेसं अइगूढं निह्णवेइ मयणाहो ।
निक्खलइ खुद्धचित्त उरन्ना...त्त मणो रिउणो ॥

इयमुन्मत्तस्य चन्द्रगुप्तस्य मदनविकारगोपन-परस्य मनाकुं शत्रुभीतस्य राजकुलगमनार्थं निष्क्रमसूचिकेति ।

७ ४. २ (ક્રમ; પૃ. ૧૧૬): भावस्य पराभिप्रायस्याथवा भाव्यमानस्यार्थस्योह-प्रतिभादिवशाद्विर्णयो यथावस्थितरूपनिश्चयः क्रमः । बुद्धिस्तत्र क्रमते न प्रतिहन्यते इत्यर्थः । यथा देवीचन्द्रगुप्ते चन्द्रगुप्तो ध्रुवदेवीं दृष्ट्वा स्वगतमाह

इयमपि देवी तिष्ठति । येषा ।
रम्यां चारतिकारिणीं च करुणाशोकेन नीता दशां
तत्कालोपगतेन राहुशिरसा गुप्तेव चान्द्रीकला
पत्युः क्लीबजनोचितेन चरितेनानेन पुंसः सतो
लज्जाकोपविषादभीत्यरतिभिः क्षेत्रीकृता ताम्यति ॥

अत्र ध्रुवदेव्यभिप्रायस्य चन्द्रगुप्तेन निश्चयः ।

જે અવતરણ લેવામાં આવેલું છે તેનો સંબંધ અજ્ઞાતકર્તાવાળી પ્રતમાંથી મળી રહે છે. ભાસના નાટકમાં રાજા શેફાલિકાના મણ્ડપમાં પ્રવેશ કરે છે, ને જે આરમની બેઠક ઉપર પદ્માવતી થોડીવાર ઉપર બેઠી હતી, તેના ઉપર બેસે છે ને બોલે છેઃ

"ફૂલો પગથી ચંપાયેલાં છે અને આ શિલાસન હૂંફાળું છે. ખરેખર કોઇ અહીંઆં બેઠેલી મને જોઇને એકદમ ચાલી ગઇ."

પણ અજ્ઞાતકર્તાવાળી પ્રતના ૪ થા અંકમાં મિશ્રવિષ્કમ્ભકને અંતે પ્રથમ પ્રવેશમાં પદ્માવતી, શેફાલિકાના કુસુમો જોઇને મુગ્ધ થાય છે. દાસી તેને આરસની બેઠક ઉપર બેસવાનું કહે છે, અને પોતે માળા તૈયાર કરવા ફૂલો વીણવા જાય છે. રાજા આવી પહોંચતાં બંને સ્ત્રીઓ માધવીના મંડપમાં જઇને સંતાય છે અને રંગભૂમિ ઉપર પ્રવેશ કરતાં વિદૂષક ઉચ્ચારે છેઃ

"તત્રભવતી પદ્માવતી અહીંઆ આવીને ગયાં હશે."

"તમે કેવી રીતે જાણ્યું ?" રાજાએ પૂછ્યું.

"ફૂલ ચૂંટી લીધેલા આ શેફાલિકાના ગુચ્છોને આપ જુઓ ને" વિદૂષક જવાબ આપે છે.પછી રાજા આરસની બેઠક ઉપર બેસવાનું કહે છે ને કુંવરીની વાટ જુએ છે. સૂર્ય માથે તપેલો છે, એટલે રાજા ને વિદૂષક બંને માધવીમંડપમાં પ્રવેશે છે. અહીંઆં ભાસે જે પ્રવેશ લખ્યો હશે તેના અંશો અસ્તવ્યસ્ત થઇ ગયાં છે. પણ ફેરફાર પામેલી વાચનામાં રાજાનો શ્લોક છૂટી જાય છે.

દર્પણકારોએ સ્વપ્નવાસવદત્તાની સાથે ભાસકૃતા જેવું સ્પષ્ટ લખ્યું છે ને તેમના માધારગ્ર

---

पद्मावती:—हळा, जदि एव्वं, किं दाणिं विळम्बेसि ।
चेटी.—तेण हि इमस्सिं सिळावट्टए मुहुत्तअं उपविसदु भट्टिदारिआ ।
( उभे उपविशतः । )
चेटीः—( तथा कृत्वा ) पेक्खदु पेक्खदु भट्टिदारिआ अद्धमणसिळावट्टपहिं विअ सेहाळिआकुसुमेहि पूरिअं मे अञ्जळिं ।
पद्मावतीः—हं अय्यउत्तो ।... ..अय्यउत्तदंसणं परिहरामि । ता इमं दाव माहवीळदामण्डवं पविसामो ।
( तथा कुर्वन्ति । )
विदूषकः—तत्तहोदी पदुमावदी इह आअच्छिअ णिग्गदा भवे ।
राजाः—कथं भवान् जानाति।
विदूषकः—इमाणि अवइदकुसुमाणि सेफाळिआगुच्छआणि पेक्खदु दाव भवं।
राजाः—वसंतक, अस्मिन्नेवासीनौ शिलातले पद्मावतीं प्रतीक्षिष्यावहे ।
विदूषकः—भो तह ( उपविश्योत्थाय ) ही ही सरअकाळतिक्खो दुस्सहो आदवो । ता इमं दाव माहवीमण्डवं पविसामो।

કે એના પાત્રો ઐતિહાસિક દૃષ્ટિથી બહુ અગત્યના નહિ હોવાથી ધાર્મિક મહાપુરુષો અને કલ્પનાશક્તિમાંથી જન્મેલા મહાન પાત્રોની આગળ તેમની અગત્ય નહિ જેવી ગણાઈ. કાલિદાસના નામે માલવિકાગ્નિમિત્ર હયાત રહ્યું; અને ચાણક્યના નામે મુદ્રારાક્ષસ બચ્યું. પણ, દેવીચંદ્રગુપ્તમાં ઐતિહાસિક સત્તા એટલી બધી ઓછી છે—ચંદ્રગુપ્તનો રામગુપ્ત ભાઇ, અને રામગુપ્તની સ્ત્રી ધ્રુવદેવી, તથા એ ધ્રુવદેવીના ઉપર શકરાજને પ્રેમ થયો તેથી જ તેનો નાશ થયો;—એ સઘળી વાતો એટલી અનૈતિહાસિક છે કે તેથી જ કદાચ એ નાટક ઓછું પ્રખ્યાત હશે, અને પાછળથી ખેવાઇ પણ ગયું હશે.

એ વાત બાજુએ રાખીને વિશાખદત્તના કાળ સંબંધી, આ નાટક ઉપરથી, આપણને શો નિર્ણય કરવો પડે છે તે જોઇએ. સ્પાયર, હિલબ્રાન્ટ અને કોનોનો મત છે કે વિશાખદત્ત ચંદ્રગુપ્ત બીજાના સમયમાં થઇ ગયો. એ મત હવે ટકી શકે એમ નથી. તેજ પ્રમાણે શાર્પાંતીએએ (જ. રો. એ. સાં. ૧૯૨૩–૫૯૦) થોડા જ માસ ઉપર લખ્યું છે કે તે સ્કન્દગુપ્તના સમયમાં થઇ ગયો એ પણ માની શકાય એવું નથી. એ વિષે એક નવી જ અટકળ આપણે કરવી પડે છે, અને હું ધારૂં છું તે પ્રમાણે ઇ. સ. ની ૭ મી સદીના આરંભમાં, ગુપ્તવંશના અંતમાં અને હર્ષરાજના કાળમાં તે હયાત હશે. પણ સત્ય કહું તો એ સંબંધી છેવટનો નિર્ણય કરવાનો કાળ જ હજી આવ્યો નથી.

આ લેખ પૂરો કરતાં પહેલાં, જૈન યતિ વિજયધર્મસૂરીનું નામ મારે લેવું જ જોઇએ. કેમકે તેમની જ કૃપાથી નાટ્યદર્પણનો ગ્રંથ મને પ્રાપ્ત થયો છે. ગ્વાલીઅરથી ૭૦ માઇલ દૂર આવેલા શિવપુરી ગામમાં, તેમનો અંતકાળ જોવાની અને તેમની અંતકાળની ઇચ્છા સાંભળવાનું નિર્દય ફરજ મને પડી હતી. મારા હિંદુસ્તાનમાં આગમન પછી તરત જ તેમને મળવા જવાની તેમણે મને વિનંતી કરેલી અને ઉપરાઉપરી તેમના કાગળો આવતા જેમાં તેઓ મને વધુને વધુ આગ્રહ કરતા. પણ મારાથી ઇ. સ. ૧૯૨૨ ના સપ્ટેંબર સુધી તેમની પાસે જવાઇ શકાયું નહિ. તેઓ રોગથી પીડાતા હોવાથી તેમનાથી ઉઠી શકાતું નહિ. અને બહુ જ મુશ્કેલીથી બોલી શકતા હતા. શિવપુરી ગામના જૈનો તે સમયે અત્યંત ભાવપૂર્વક તેમની આસપાસ બેઠા હતા, અને તેમને એકલા પડવા દેતા નહિ. તેમનો એ નમ્ર સેવકગણ, યતિમહારાજના ખંડમાં દાદર ચઢીને આવતો ને જતો, અથવા તેમની પથારીથી જરા દૂર શાંત ઉભા રહેતા. યતિશ્રીના મુખમાંથી દુઃખનો એક અક્ષર સરખો પણ નીકળતો નહિ, સરળ અને સુંદર સંસ્કૃતમાં તેમનો પ્રિય વિચાર તેમણે મને જણાવ્યો. જૈન ધર્મ સ્યાદ્વાદના ઉપનામથી પણ ઓળખાય છે, કેમકે તે ધર્મ સ્વીકારે છે કે પ્રત્યેક દૃષ્ટિમાં સત્યનો કાંઇક અંશ આવે છે. બૌદ્ધ ધર્મ ને બ્રાહ્મણ ધર્મ બન્નેને વાસ્તે તેમને માન હતું. અને, નાસ્તિકવાદોના વિનાશ કરનાર શંકરાચાર્યની જ[illegible] રસ્યણે પ્રમુખ સ્થાન પણ લીધું હતું. ફ્રાંસમાં જૈન ધર્મ સંબંધી જ્ઞાન વિષે મ[illegible] ત—અને મેં કહ્યું કે, અમારા પુસ્તકસંગ્રહોમાં જોઇએ તેવાં ને તેટલા ગ્રંથો નથી. એ[illegible]ણે મારા ઉપયોગને સારૂ વિવિધ ગ્રંથોનો સંગ્રહ કર્યો હતો, કે જે તેમણે મારા ઉપર મોકલી આપ્યો છે. અને હું આશા રાખું છું કે એ ગ્રંથોના અભ્યાસથી આપણે લાં ઘણા વખતથી વિસારી મુકેલી શોધખોળો કરવાનો વખત હવે આવી લાગશે. અને

આછી આછી સૂચનાઓ તે વિષે છે, તે ઉપરથી એમ જણાય છે કે દેવીચંદ્રગુપ્તના બીજા અંકમા પોતાની પ્રજાની વિનંતીને વશ થઇને, રામગુપ્ત રાજા, શક રાજાની સાથે સંધિ કરે છે, કે જે તેને માટે ઘણું શરમાવનારૂં છે. કારણ કે એ સંધિની સરત મુજબ રામગુપ્તને પોતાની ધર્મપત્ની ધ્રુવદેવી સોંપી દેવી એવી ફરજ પડે છે. પણ રામગુપ્તનો ભાઈ ચંદ્રગુપ્ત, એવી સરતને પાળવાનું ના કહે છે. તે એવી રીતે કે પોતે સ્ત્રીના વેશમાં, ધ્રુવદેવીના વસ્ત્રો ધારણ કરીને જાય અને શક રાજા આગળ હાજર થાય; પછી ત્યાં જ તે રાજાનું ખૂન કરે. રાણીને આ તરફની ખબર નથી: રજા લેવાના પ્રવેશમાં આદિથી અંત સુધી દ્વિઅર્થી વાર્તાલાપ જ થાય છે. ૪

૪ ૨,૩૨ (ત્રિગત પૃ. ૧૨૪): भिन्नस्य प्रस्तुताद्न्यस्य त्रिगतमनेकार्थगतम्। त्रिशब्दस्यानेकार्थत्वात्। तेन द्व्यर्थमपि। यथा देवीचन्द्रगुप्ते द्वितीयेऽङ्के प्रकृतीनामाश्वासनाय शकस्य ध्रुवदेवी संप्रदानेऽभ्युपगते राज्ञा रामगुप्तेनारिवधनार्थमियासु, प्रतिपन्नध्रुवदेवीनेपथ्यः कुमारचन्द्रगुप्तो विज्ञापयन्नुच्यते। यथा

प्रतिष्ठोत्तिष्ठ न खल्वहं त्वां परित्यक्तुमुत्सहे।
प्रत्यग्रयौवनविभूषणमंगमेतद्
रूपश्रियं च तव यौवनयोग्यरूपम्।
भक्तिं च मय्यनुपमामनुरुध्यमानो
देवीं त्यजामि बलवांस्त्वयि मेऽनुरागः॥

अन्यस्त्रीशंकया ध्रुवदेवी:—यदि भत्तिं अवेक्खसि तदो मं मंदभाइणिं परिच्चयसि.
राजा:—अपि च.

त्यजामि देवीं तृणवत् त्वदन्तरे

ध्रुवदेवी.—अहं पि जीविदं परिच्चयन्ती अज्जउत्तं पढमपरं य्येव परिच्चयिस्सं
राजा:— त्वया विना राज्यमिदं हि निष्फलम्।
ध्रुवदेवी.—ममावि संपदं निष्फलो जीवलोउ सुहपरिच्चयणीउ भविस्सदि
राजा:— ऊढेति देवीं प्रति मे दयालुता

ध्रुवदेवी:—इयं अज्जउत्तस ईदीसी दयालुदा जं. अणवरद्धो जणो अणुगादा एवं परिच्चइयदि।
राजा — त्वयि स्थितं स्नेहनिबंधनं मनः॥
ध्रुवदेवी:—अदो य्येव मन्दभागा परिच्चयामि।
राजा:— त्वय्युपारोपितप्रेम्णा त्वदर्थे यशसा सह।
परित्यक्ता मया देवी जनोयं जनो [?] एव मे॥

ध्रुवदेवी.—हञ्जे, इयं सा अज्जउत्तस्स करुणदा।
सूत्रधारी:—देवि, पडन्ति चंदमंदला चुडलीउ किं एत्थ कारीयदि।
राजा:—देवीवियोगदु:खार्तास्त्वमस्मान् रमयिष्यसि।
ध्रुवदेवी:—वियोगदुक्खं पि दे अकरणस्स अत्थि जेण्

ગ્રંથ રચ્યો છે, તેનો આશ્રયદાતા હતો એમ આપણે જાણીએ છીએ. બીજી બાજુથી, ગયાનો એક શિલાલેખ, જેનો કાળ નિર્વાણ સં. ૧૮૧૩ આપેલો છે (ઇ. સ. ૧૧૭૬, જુઓ Keilhorn's List of Northern Inscriptions, 575 Ind Ant X ૩૫૨) તેમાં લખ્યું છે કે વાસુદેવ નામે એક પુરુષ હતો જે નન્દિવંશાવતંસ હતો. તેના પૌત્ર મંજુનન્દિને તે લેખ રચ્યો અને ઇન્દ્રનન્દિને કોતર્યો.

ઉપરોક્ત ગ્રંથનો ઉલ્લેખ ઘણીવાર થયેલો જોવામાં આવે છે. ઇ. સ. ૧૪૩૧ માં રચેલી અમરકોષ ઉપરની પોતાની ટીકામાં રાયમુકુટ નાટકલક્ષણરત્નકોશનો ઉલ્લેખ કરે છે. અનર્ઘરાઘવની નાન્દી વિષે ટીકા કરતાં રુચિપતિ પણ તે જ [રત્નકોશ] ગ્રંથનું નામ લે છે. જ્યારે, વિક્રમોર્વશીયની ઇ. સ. ૧૬૫૬ માં રચેલી ટીકામાં રંગનાથે તો, કર્તાનું નામ લઇને અનેકવાર તે ગ્રંથની નીચે મુજબ મદદ લીધી છે, જેમકે

(પૃ. ૫. આવૃત્તિ નિર્ણયસાગર) सागरोऽपि । (પૂર્વરંગ વિષે)
(પૃ. ૭) इति सागरोक्तेः । (નેપથ્ય વિષે)
(પૃ. ૧૪) सागरोऽपि । (નાટકમાં વાપરવાના નામો વિષે)
(પૃ. ૧૬) इति सागरः । (दिष्ट्या વિષે)
(પૃ. ૧૭) इति सागरोऽपि । (स्वगतम् વિષે)

કાશ્મીરી જગદ્ધર પંડિતે પોતાના संगीतसर्वस्व નામક ગ્રંથ, કે જેની બે જુદી જુદી હસ્તલિખિત પ્રત મેં જાતે નેપાલમાં જોઇએ છે, તે ગ્રંથમાં દશરૂપ, ભરતનાટ્યશાસ્ત્ર નાટ્યદર્પણ અને નાટ્યલક્ષણરત્નકોશ એ ચાર ગ્રંથોના આધાર લીધા છે.

नाट्यदर्पणसंगीतवल्लीसंगीतशेखरम् ।
नाट्यलोचनसंगीतकल्पवृक्षौ निरूपयन् ॥
दशरूपं रत्नकोशं भरतोक्तादिकं तथा ।
संगीतसर्वस्वमिदं तनोति श्रीजगद्धरः ॥

સાગરે પોતે જે ગ્રંથોની મદદ લીધી છે તેના કર્તા મોટે ભાગે જાણીતા છે, ભરત માતૃગુપ્ત, શ્રીહર્ષ: વળી કેટલાએક અજાણીતા ને સંશયાત્મક છે. દા. ત. વિક્રમનું નામ આ ગ્રંથમાં શા માટે? ગર્ગ અને અશ્મકુટ કોણ છે? નખકુટ નામથી આપણે તદ્દન અજ્ઞાત નથી. સાહિત્યદર્પણમાં, સાગરનન્દિનના ગ્રંથમાંથી આમુખ વિષે એક શ્લોક ઉતાર્યો છે. (પણ એ શ્લોકને સંપાદકે ભૂલથી મૂળ ગ્રંથનો જ હોય એમ ગણીને તેને ૨૯૬ સંખ્યા પણ આપી છે.) બાદરાયણના ગ્રંથમાંથી પણ નાન્દી વિષે અનેકવાર અવતરણો કરવામાં આવ્યાં છે. અને, નાટ્યકલા ઉપર વિવેચન કરતાં, સાગરે, કાત્યાયન, ચારાયણ, રાહુલ, શાતકર્ણી આદિના ગ્રંથોમાંથી અવતરણો લીધાં છે, ઘણીવાર તો अन्यः અથવા अन्योऽपि કે अपरः કે केचित् કે आचार्याः એવા જ સાધારણ શબ્દોથી જ તે સંતોષ પામે છે. દશરૂપ કે તેની પછીના કોઇપણ ગ્રંથનું નામ સાગરના નાટ્યલક્ષણરત્નકોશમાં જોવામાં આવતું નથી.

રાજા—દેવીના વિયોગદુઃખથી આર્ત એવા અમને તું આનંદ આપ.

રાણી—તને અકરુણને વિયોગદુઃખ પણ છે?

રાજા—તારાથી થનાર દુઃખને એ શતાંશે પણ દૂર કરવાને શક્તિમાન નથી.

ધ્રુવદેવી પોતાના પતિની પાસે સ્ત્રીના વેશમાં ઉભેલા ચંદ્રગુપ્તને નથી ઓળખી શકતી અને કોઇ સપત્ની પોતાના પતિની પાસે પ્રેમયાચના કરવા આવી છે એમ ધારે છે.

ચતુર્થ અંકમાં, ચંદ્રગુપ્ત, દરબારની એક માધવસેના નામની ગણિકા આગળ પોતાનો પ્રેમ જાહેર કરે છે; કેમકે પોતાની યુક્તિને પાર પાડવામાં તેની મદદની જરૂર છે. ૫

ચન્દ્રગુપ્ત– પ્રિયે માધવસેને! તું હવે મારા બન્ધનની આજ્ઞા કર!

હે કિન્નરકંઠિ! કરણ્ઠમાં તારી બાહુલતાનો પાશ વીંટ! તારો સ્તનબાંધવ હાર મારા બે હાથને જોરથી બાંધો! તારા જઘનસ્થલની પ્રણયિની મેખલા મારા પગ જકડો! તારા ગુણથી પ્હેલાં બંધાઇ ગએલું હૃદય ફરીથી બન્ધન યોગ્ય નથી!

ધવલ કમલ જેવા નેત્રમાં આનન્દના અશ્રુજલ મુકી, રોમાંચવાળા અંગોમાં, હે વરાનને! સ્વેદ ફેલાવી, સંપૂર્ણ નિતમ્બનો ઉપચય કરી કોઇકે નીચે સ્પર્શ કર્યા વિના આ તારા વસ્ત્રની ગાંઠ ઢીલી કરી છે।

---

૫ રૃ. ૫૨ (प्रार्थना: पृ ११४) भावानां साध्यफलोचितानां रतिहर्षोत्सवादीनां याचनं प्रार्थना। यथा देवीचंद्रगुप्ते चतुर्थेऽङ्के

चंद्रगुप्तः—प्रिये माधवसेने! त्वमिदानीं मे बन्धमाज्ञापय।
कण्ठे किन्नरकण्ठि बाहुलतिकापाशः समासज्यतां
हारस्ते स्तनबान्धवो मम बलाद् बध्नातु पाणिद्वयम्।
पादौ त्वज्जघनस्थलप्रणयिनी संदानयेन्मेखला
पूर्वं त्वद्गुणबद्धमेव हृदयं बन्धं पुनर्नार्हति॥

अत्र रतेः प्रार्थना।

२. २ (प्रकरण पृ. ११८): तथा च वेश्यायां नायिकायां विनयरहितमपि चेष्टितं निबध्यते। यथा विशाखदत्तकृते देवीचन्द्रगुप्ते माधवसेनां समुद्दिश्य कुमारचन्द्रगुप्तस्योक्तिः

आनन्दाश्रुजलं सितोत्पलरुचोराबध्नता नेत्रयोः
प्रत्यंगेषु वरानने पुलकिषु स्वेदं समातन्वता।
कुर्वाणेन नितम्बयोरुपचयं संपूर्णयोरप्यसौ
केनाप्यस्पृशताप्यधो निवसनग्रन्थिस्तवोच्छ्वासिता॥
इति।

* गृह( वृक्ष )वाटिका.
जानकीराघव ( सा ).
* कदलीगृह.
* कैकेयीभारत.
* कलावती.
* कामदत्ता, भाणिका.
कनकवतीमाधव, शिल्पक ( सा ).
कर्पूरमञ्जरी, सट्टक.
केलिरैवत, हल्लीशक ( सा ).
* कीचकभीम.
* कोशलाङ्क.
क्रीडारसातल, श्रीगदित ( सा )
कृत्यारावण.
* क्षपणकापालिक.
कुलपत्यंक. (सा).
* कुम्भांक.
* कुम्भांकरावण.
कुन्दमाला (सा).
* कुन्दमालानिर्वास.
* कुन्दशेखरविजय, ईहामृग.
* मदनमञ्जुला.
* मदनिकाकामुक, रासक.
* मदयन्तीसंहार.
मालतीमाधव.
* मालतीपरिणय.
* मारीचवञ्चितक.
मायाकापालिक, संलाप ( सा ).
* मायालक्षणांक.
* मायामदालस.
* मायाशकुन्त ( नल विषे ).
* मोटकांक.
मृच्छकटिका.
मुद्राराक्षस.
नागानन्द.

शृंगारतिलक. ( સા ).
सुग्रीयांक.
सुग्रीववध.
* सुन्दरांक.
स्वप्नवासवदत्त.
* तमालवीथ्यंक.
* उन्मत्तचंद्रगुप्त ( मौर्य ).
* उन्मत्तमाधव.
* उपाहरण.
* उत्कण्ठितमाधव, काव्यखंड.
उत्तरचरित.
वध्यशिला [ જીમૂતવાહન વિષે (સા).
* वासवदत्तासंकेत.
वेणीसंहार.
* विभीषणनिर्भर्त्सनांक.
विक्रमोर्वशी.
* वीणावती.
विलासवती, नाट्यरासक ( સા ).
वृक्षयाटिका ( સરખાવો गृह ° )
* वृत्तोद्धरण, डिम.

હું આ લેખમાં માત્ર બે જ અવતરણો વિષે લખવા માગું છું. પહેલું ચારુદત્તમાંથી લીધેલું છે. રત્નકોશમાં બીજે જ સ્થળે મૃચ્છકટિકાનું નામ અને અવતરણ આવે છે, એટલે આ બંને જૂદા જ ગ્રંથો છે એમ સાબીત થાય છે.

चारुदत्तम्‌માંથી નીચેનો શ્લોક ઉતારવામાં આવ્યો છે:[1] ( પૃ. ૧૯ બી; ૫ ):

शुष्कद्रुमगतो रौत्यादित्याभिमुखं स्थितः ।
कथयत्यनिमित्तं मे वायसो ज्ञानपण्डितः ॥ ( સુધારો० जीर्ण ? )

મૃચ્છકટિકના ૯ મા અંકમાં આ જ શ્લોક લઈ લેવાંમાં આવ્યો છે, અને તેના શબ્દોમાં ફેરફાર કરી નાખવામાં આવ્યો છે, એ અંકનો ૧૧ મો શ્લોક આ પ્રમાણે છે.

चारुदत्तः ( परिक्रम्याग्रतोऽवलोक्य च )—

૧ મારી પાસે જે હસ્તલિખિત પ્રત છે તેમાં यथा चारुदत्ते ને બદલે यथा चारदत्तः એમ છે:

સૌને આશ્ચર્ય લાગશે કે એ ગ્રંથો વિવિધ વિષયો, જેવા કે બૌદ્ધ ધર્મનો ઈતિહાસ, વાર્તાશાસ્ત્ર, પ્રમાણશાસ્ત્ર, ભાષાશાસ્ત્રની સાથે સંકળાએલા હોવા છતાં, આજદિન સુધી એમને આપણે બાજુએ જ મૂકી છાંડયા હતા. એ સિવાય પણ એ ગ્રંથોના પોતાનામાં પણ વિવિધ પ્રકારનો રસ છે. જે પંથમાં વિજય ધર્મસૂરી જેવા પુરુષો પાકયા છે તે પંથ શુષ્ક કે મૃત કહી શકાય જ નહિ. શિવપુરીમાં જે દૃશ્ય મારી નજરે પડયું તે, પરિનિર્વાણ વિષે બૌદ્ધ કથાઓનાં અર્વાચીન સ્વરૂપ તરીકે મારી સ્મરણ-શક્તિમાં હમેશાં રહી જ જશે; એ દૃશ્ય તે આખી કોમનું દુઃખ, આખા ગામનો શોક, મરવા સુતેલાની આસપાસ સંબંધીનો જ્વરજ્વર, અને એક પથારીમાં શારીરિક દુઃખથી પીડાતું એક કલેવર, પણ જે પીડાતા શરીર ઉપર આત્માનો સંપૂર્ણ કાબુ હતો. આવા સંજોગોમાં થએલા અમારા સંબંધને પરિપક્વ કરવા માટે જ શ્રી. વિજયધર્મસૂરિના શિષ્ય શ્રી વિજયઈન્દ્રસૂરિએ નાટ્યદર્પણની પ્રત મારા ઉપર મોકલી આપી છે. તે પણ પોતાના સંપ્રદાય અને જ્ઞાનનો સંબંધ જાળવનાર છે, તથા જ્ઞાનવડે પોતાના ધર્મને ઉજ્જ્વલ કરનાર છે.

## २ नाटकलक्षण रत्नकोश.

આ પ્રસંગનો લાભ લઇને હું એક બીજા હસ્તલિખિત ગ્રંથ તરફ વિદ્વાનોનું ધ્યાન ખેંચું છું. એ ગ્રંથ પણ નાટ્યશાસ્ત્ર વિષે છે. તેની એક નકલ મને નેપાલમાંથી રાજગુરુ હેમરાજ શર્મનના સંગ્રહમાંથી પ્રાપ્ત થઇ છે.

ગ્રંથનું નામ, નાટકલક્ષણરત્નકોશ આપેલું છે, અને તાડપત્રના ૫૮ પાતા ઉપર લખેલો છે. એ પાનાં ઘણાં નાનાં છે, એટલે દરેક પાતા દીઠ માત્ર ૭ જ લીટીઓ લખેલી છે. ગ્રંથની લિપિ ઇ. સ. ની ૧૩ થી ૧૪ મી સદીની હોય એમ લાગે છે. કર્તાનું નામ સાગરનન્દિન્ છે, અને છેલ્લા શ્લોકમાં તે જણાવે છે કે, તેના પિતાનું નામ મુકુટેશ્વરનન્દિન્ હતું. પોતાના ગ્રંથનો મુખ્ય આધાર તેણે ભરતનાટ્યશાસ્ત્ર ઉપર રાખ્યો છે, પણ ભરતમુનિના વચનોની પૂર્તિમાં તેણે, શ્રી હર્ષ, રાજા વિક્રમ માતૃગુપ્ત, ગર્ગ, અશ્મકુટ્ટ, નખકુટ્ટ, અને બાદર, (બાદરાયણનું સંક્ષિપ્ત નામ) ના ગ્રંથોનો પ્રમાણ તરીકે ઉપયોગ કર્યો છે.

इह हि भरतमुख्याचार्यशास्त्राम्बुराशेरमृतमिव रसाढ्यं लक्षणं नाटकस्या प्रतिघृत्तमपहाय व्यासमुक्त्वा च लक्षाण्यपि गमयितुमन्यज्ञानमल्पश्रमेण ॥ श्रीसागरेण मुकुटेश्वरनन्दिवंशव्योमांगनैकशशिनाल्पधियां हिताय सृष्टया मुनि-प्रवचनैरिह नाटकस्य बीजादिनैकविधलक्षणरत्नकोशः ॥

श्रीहर्षविक्रमनराधिपमातृगुप्तगर्गाश्मकुट्टनखकुट्टबादराणां । एषां मतेन भरतस्य मतं विगाह्य सृष्टं मया समनुगच्छत रत्नकोशं ॥

समाप्तश्चायं नाटकलक्षणरत्नकोशः कवेः श्रीसागरनन्दिनः ।

મુકુટેશ્વર નન્દિન'શ સંબંધી હજી સુધી કાંઇ જાણવામાં આવ્યું નથી. મુકુટેશ્વર કરીને એક રાજા લાડમના પુત્ર ગોવિંદ કે જેણે ઇ. સ. ૧૧૭૦ માં बालबोध નામનો

भृत्यैर्मगधराजस्य स्निग्धैः कन्यानुगामिभिः ।
धृष्टमुत्सार्यते सर्वस्तपोवनगतो नरः ॥

સાગરે જે પ્રતમાંથી અવતરણ કર્યું છે તેમાં સૂત્રધાર પોતે જ યૌગંધરાયણ પ્રવેશ છે એવું જાહેર કરે છે, જેમ શકુન્તલામાં, દુષ્યન્તના પ્રવેશ વિષે છે તેમ. ગણપતિ શાસ્ત્રી આવૃત્તિમાં સૂત્રધારને મુખે માત્ર સામાન્ય શબ્દો છે અને તે પણ શ્લોકદ્વારા બોલાવે છે; એટ જ નહિ પણ નાટકની શરૂઆત જે પાત્રના પ્રવેશથી થાય છે તેનું નામ પણ લીધા વિ સૂત્રધાર વિદાય થાય છે. પણ જે વિષે; સાગર ઉપરનું અવતરણ મૂકે છે તે જ વિષય પુષ્ટિ ન કરે એવી રીતે એ પ્રવેશ આપે એ પોતે બદલી નાંખે એમ માનવું અશક્ય એટલે ગણપતિશાસ્ત્રીએ પ્રસિદ્ધ કરેલી સ્વપ્નવાસવદત્તાની પ્રત અને સાગરની પાસે જે પ્ર હતી તે બંને જૂદી જ છે, એમ આપણને માનવું પડે છે.

સાગરે ઘણા બહોળા નાટક સાહિત્યનો ઉપયોગ કર્યો છે, જો કે તેમાનાં ઘણાં ખરાં અત્યારે અપ્રાપ્ત છે. પણ એ અપ્રાપ્ત નાટકોના નામ અને તેમાંથી અવતરણો સાહિત્યદર્પણમા આપણને મળે છે અને સાહિત્યદર્પણકાર તો નાટ્યલક્ષણની ઘણી મદદ, તેનુ નામ લીધા સિવાય, લે છે. નીચે આપેલી યાદીમાંના નાટ્યગ્રંથોમાંથી નાટ્યલક્ષણમા અવતરણો લીધેલાં છે. તેમા * આવી નીશાનીવાળા ગ્રંથો અપ્રાપ્ત છે; અને (સા) નિશાનીવાળાનું નામ સાહિત્યદર્પણમા પણ જોવામાં આવે છે.

अभिज्ञान (-शकुन्तला)
अनुतापांक (शकुन्तला)
अश्वत्थामांक
* अयोध्याभारत
वकुलवीथिका वीथी (मालतीमाधव)
बालचरित (सा)
बालिवध, प्रेक्षणक (सा)
भग [व] दज्जुक, प्रहसन
भानुमती (परिणय मा).
* भानुमत्यंक
* भीमविजय
बिन्दुमती, दुर्मल्लिका (सा)
* बृहद्वकुलवीथिका
* चैत्रवत्यंक
* चन्दनलतागृह
चारुदत्त.
* चौरीगृह.
* चौर्यविवाह (मालतीमाधव)
* चिन्तामती (भाणी)
* चित्रशालिका
चूडामणि (० नाटक सा जीमूतवाहन ।५५
* दशरथांक
देवीमहादेव, उल्लाप्यक (सा).
* धृतराष्ट्राङ्क.
* दुर्दिनाङ्क (मृच्छकटिका)
दूतांगद.
* गौरीगृह (जीमूतवाहन).
* ग्रामेयी, नाटिका.

વંશકો બીજ મમ નાશ હોહી;
મોર ઉપકાર બડ સ્નેહફલે ધાર દિલ
કરહુ યહ સદ્ય હમ કહિત તોહી.'

—રત્નમાલા ૭–૩૪

રાજાનો અત્યન્ત આગ્રહ જોઈ સુરપાળ ભગિનીને વનમાં લઇ ગયો. રૂપસુન્દરીને બહુ ખોટું લાગ્યું, એને તો પતિસંઘાતે સહગમન કરવાના મનોરથ હતા. પણ સુરપાળે એને કહ્યું,

* 'ગ્રભવાલ પ્રતિપાલ કરી,
વંશ વિશાલ કહુ કાલ હોહી;
નાંહિ તબ તોહિકુ ગર્ભ સંહારતે
વંશવિધ્વંસકો પાપ હોહી."

—રત્નમાલા ૭–૩૬

અન્તે વાત રૂપસુન્દરીને ગળે ઊતરી, એટલે ભાઇને તરત જયશિખરીની સેવામાં પોંચી જવા વીનવીને પોતે વનમાં રહી. ત્યાં એને એક ભિલ સ્ત્રી મળી, તેણે એને રાણી જાણીને કહ્યું,

+ 'વનમેં હમાર સન રહઉ વીરી,
ફલ ફલ પત્ર ભ્રખ મીલહિ ગિરિ.'

—રત્નમાલા ૮–૩૦

રાણીએ તેની વાત માન્ય કરી, અને નવ માસ ભર્યા થયે સુપુત્રને જન્મ આપ્યું. આ બાળક જ પ્રસ્તુત લેખનો નાયક છે.

વિક્રમાદિત્ય શાક વર્ષ જાણ,
શત સપ્ત ઠકપંચાસ માન;
ઋતુ તત્ર વસન્ત. મકરસૂખરાશિ,
વૈશાખમાસ તિથિ પૂર્ણમાસી.
અરુણોદયેહિ ઉદ્યૌ બ્રૂસૂર્ય,
દ્વિજવેનુપાલ પરાક્રમ હિ પૂર;

*'The child of your pregnancy preserve; thence some day will spring a great race. If not, destroying your child, you will have the sin of putting to death the whole race.'

(પૃ. ૯૩)

+'In the forest with me remain, O sister!
Fruits, flowers, leaves for food can be had in the mountains.

(પૃ૦ ૯૯)

* नागवर्मांक
  नलविलय.
  नन्दयन्तीसंहार.
* नरकवध.
* नरकोद्धरण, डिम.
* पद्मावतीपरिणय, प्रकरण.
* पलित्यक.
* पत्रलेखा. भाण.
* प्रतिज्ञाभीम
* प्रस्थानांक.
* प्रावृडंक.
* पुसवनांक.
  पुष्पदूषितक
* राधख्या वीथी.
  राघवाभ्युदय (सा).
* रैवतीपरिणय.
  रामानन्द (सा).
* रामविक्रम.
* रामाभ्युदय.
* रम्भानलकूबर.
  रत्नावली.
* शक्रानन्द, समवकार.
* शवस्यंक
  शाकुन्तला
* शालभञ्जिका.
* शम्पात्यंक.
* संहारांक.
* संकेतांक.
  शर्मिष्ठाणय ?
* शशिकामदत्त, प्रकरण.
* शशिविलास, प्रहसन.
* सत्यभामा, गोष्ठी.
* सीतानिर्वास.
* श्मशानांक.

વીરમતી નામે આર્યાએ બાળકનું પરિપાલન કર્યું, ને ગુરુએ એનું વનરાજ નામ પાડ્યું.

वीरमतीगणिन्या स बालः परिपाल्यमानो गुरुभिर्दत्तवनराजाभिधानः... ।

બાળપણથી જ એના ભાવિ ગૌરવનાં ચિહ્ન સ્પષ્ટ હતાં. કહેવત છે, કે પુત્રનાં લક્ષણ પારણામાંથી વર્તાય.

पीऊण पाणियं सर-वरंमि पिट्ठिं न दिंति सिहिडिंभा ।
होही जाण कलाओ पयइ च्चिअ साहए ताण ॥
( पीत्वा पानीयं सरोवरे पृष्ठं न ददति सिंहडिम्भाः ।
भविष्यन्ति येषां कलाः प्रकृतिरेव शिक्षयति तेषाम् ॥ )

'સરોવરમાં પાણી પીને સાવજનાં બચ્ચાં પીઠ દઈને વળતાં નથિ. જે કલાધર થવાના છે એને પ્રકૃતિ જ કળા શીખવે છે, બીજા કોઈને શીખવવી નથિ પડતી.'

કિશોર વયનો થયો એટલે વનરાજે એના મામાને સંઘાતે ચોરી તથા લુંટફાટ કરવા માંડ્યાં. એક રાત્રિએ કાકરગામમાં કોઇ વ્યવહારિયાના ઘરમાં ખાતર પાડ્યું, ત્યાંથી ધન ચોરતાં વનરાજનો હાથ દહિંના દોહણામાં પડ્યો, એટલે 'આંહીં તો હું જમ્યો ગણાઉં' એમ સમજીને બધું ધન ત્યાંજ મૂકીને નીકળી ગયો. સવારે શેઠની પુત્રી શ્રીદેવીએ ગોરસમાં હાથની આંગળીની રેખાઓ જોઈને 'આ કોઇ ભાગ્યવાન્ પુરુષ છે, ને મારે ભાઇસમાન છે; હવે તો તેને જોઇને પચ્છી જ અન્ન લઉં' એવી પ્રતિજ્ઞા કરી. વનરાજ આવ્યો, એનો એણે ભારે સત્કાર કર્યો, એટલે વનરાજે એને કહ્યું, કે 'તું આજથી મારી બ્હેન છો, અને મારા રાજ્યાભિષેકસમયે તિલક તારી પાસેજ કરાવીશ.'

---

વનમેં ભયો સુભવ તેહિ કામ, સંન્યાસી દિન્હ વનરાજ નામ.
જયશિખરિમૃત્યુકી વાત કિન્હ, સુતરક્ષણ ધૈર્ય દુઃખણીકો દિન્હ.

When he became six months old, the boy,
To the forest came a Yati at that time.
From a tree's branches seeing a cradle swinging
The swinger like one of Indra's (sic)
Astonished he inquired the story
A king's queen knowing her he brought her to the city.
In the forest took place his birth, therefore
The Sanhyasi gave him the name of Vanaraja.
Of Jayashikhari's death the story he told,
The child's protection, assuring the mourning one,
he promised.

(પૃ. ૯૯, ૧૦૦)

शुष्कवृक्षस्थितो ध्वांक्ष आदित्याभिमुखस्तथा ।
मयि चोदयते वाम चक्षुर्घोरमसंशयम् ॥

૨૧ મો શ્લોક સર્પ સામો આવે છે ને અપશુકન થાય છે તે વિષે છે. ૧૩ મા શ્લોકમા ચારુદત્ત, ઉપરના બને અપશુકનો વિષે બોલે છે.

स्खलति चरणं भूमौ न्यस्तं न चार्द्रतमा मही
स्फुरति नयनं वामो बाहुर्मुहुश्च विकम्पते ।
शकुनिरपरश्चाय तावद्विरौति हि नैकशः
कथयति महाघोरं मृत्युर्न चात्र विचारणा ॥

[ वि ] रौति, कथयति. એ બે શબ્દો જાણે ચારુદત્તના શ્લોકનો પડઘો ન પાડતા હોય એમ લાગે છે. વળી મૃચ્છકટિકવાળા ઉપરના જ શ્લોકમાં બીજા જ ઉતારાની છાયા આપણને જણાય છે. शुष्कवृक्षस्थितो ध्वांक्षः એ વરાહમિહિરના ગ્રંથમાં પણ આપણને મળી આવે છેઃ बृ सं. ૯૫, ૩૮

छिन्नाग्रेऽङ्गच्छेदः कलहः शुष्कद्रुमस्थिते ध्वांक्षे ।

મૃચ્છકટિકના રૂપાન્તરમા શુકનશાસ્ત્રના પારિભાષિક શબ્દોનો ઉપયોગ થયો છે એવી છાપ આપણા મગજ ઉપર પડયા વિના રહેતી નથી. રત્નકોશમાં જે અવતરણ આપવામાં આવ્યું છે તે એમ સાબીત કરી આપે છે કે ચારુદત્તનો વસ્તુવિકાસ અંત સુધી મૃચ્છકટિક પ્રમાણે જ કરવામાં આવ્યો હશે; પછી શૂદ્રકના નામે લખાએલા નાટકમાં બીજી ગમે તેટલી ભ્રષ્ટતાઓ પેસી ગઈ હોય.

બીજું અવતરણ સ્વપ્નવાસવદત્તમાંથી છે. વિષ્કમ્ભકને નાટકની સાથે જોડી દેવાની જુદી જુદી રીતોના ઉદાહરણ તરીકે, સાગર, શકુન્તલા, રત્નાવલી, પ્રતિજ્ઞાભીમ, અને છેવટે સ્વપ્નવાસવદત્તાનો અનુક્રમે ઉલ્લેખ કરે છે.

यथा स्वप्नवासवदत्ते । नेपथ्ये सूत्रधारः ( उत्सारणां श्रुत्वा पठति । )

अये कथं तपोवनेऽप्युत्सारणा । (विलोक्य) कथं मंत्री यौगंधरायणो वत्सराजस्य राज्यप्रत्यानयनं कर्तुकामः पद्मावतीयजनेनोत्सार्यते ।

इत्युत्सारणशब्दोऽत्र पूर्वकप्रयोगमुत्सार्य नाटकार्थसूचक इति प्रयोगातिशयः ।

ગણપતિ શાસ્ત્રીની પ્રતમાં પણ એ જ વસ્તુ છે, માત્ર શબ્દો ફેર છે. ( नेपथ्ये-) उस्सरह उस्सरह अय्या उस्सरह ।

सूत्रधारः-भवतु विज्ञातम्

सताङ्गमपि राज्यं तेभ्यः समर्पयंस्तैर्निःस्पृहैर्भूयो निषिद्धः। गुर्वादेशाच्छ्रीपार्श्वनाथप्रतिमालङ्कृतं पञ्चासराभिधानं चैत्यं निजाराधकमूर्तिसमेतं च कारयामास।

નવા નગરને યોગ્ય શૂર ભૂમિ ગોતતા હતા ત્યાં પીપલુલા તળાવની પાળે સાખડ ભરવાડનો પુત્ર અણહિલ્લ વીસામો ખાતો હતો તે મળ્યો. અણહિલ્લે પૂછ્યું, ' શું ગોતો છો ?' વનરાજ કહે, ' નગર વસાવવા ભૂમિ '. અણહિલ કહે, 'નગરને મારું નામ આપો તો દેખાડું.' પછી તેણે જાલિવૃક્ષની પાસે સસલાએ કૂતરાને જેટલે દૂર હઠાવ્યો હતો એટલી ભૂમિ બતાવી. ત્યાં સં. ૮૦૨ ના વૈશાખ શુદિ ૨ ને સોમવારે અણહિલપુર નગર વસાવીને જાલિવૃક્ષના મૂળ પાસે મહેલ ચણાવીને ત્યાં શુભ મુહૂર્તે કાકરગામવાળી શ્રીદેવી પાસે તિલક કરાવીને વનરાજે પચાસ વર્ષને વયે પોતાનો રાજ્યાભિષેક કરાવ્યો. જાંબ વાણિયાને પ્રધાનપદ આપ્યું. પંચાસરથી શીલગુણસૂરિને બોલાવીને સિંહાસન ઉપર બેસાડીને કૃતજ્ઞતાપૂર્વક રાજ્ય તેમને ચરણે ધર્યું. પણ નિઃસ્પૃહ સાધુએ તે ન લીધું. સાધુના ઉપદેશથી વનરાજે પંચાસરા પાર્શ્વનાથનું ચૈત્ય પોતાની આરાધકમૂર્તિ સહિત કરાવ્યું.

અણહિલવાડની સ્થાપનાની તિથિ વિષયે બહુ ગોટો છે. (૧) મેરુતુંગે વર્ધમાનપુર (વઢમાણ, વઢવાણ)માં પ્રબન્ધચિન્તામણિ સં. ૧૩૬૧ ની હુતાશનીને દિવસે રવિવારે પૂરો કર્યો એમાં સં. ૮૦૨ ના વૈશાખ શુદિ ૨ ને સોમવાર કહ્યો છે. આનું વિવેચન કરતાં મિ. સ્યુએલ (જ૦ રૉ૦ એ૦ સો૦ જુલાઈ ૧૯૨૦, પૃ. ૩૩૬ ) લખે છેઃ

The weekday is wrong for all calculations except that for an expired Vikrama year beginning with the month Ashadha or Karttika, and then only when the reckoning is by mean planetary motions. When true motions are the guide the quoted tithi was coupled with Tuesday but was current for the most part of Monday (March 28, A. D. 746).

(૨) વિવેકધીરગણિએ સં. ૧૫૮૭ માં શત્રુંજયતીર્થોદ્ધારપ્રબન્ધ રચ્યો છે, એને અન્તે રાજાવલીમાં કહે છેઃ

संवत ८०२ वर्षे वैशाख सुदि ३ रवौ रोहिणी-तात्कालिकमृगशिरनक्षत्रे, वृषस्थे चन्द्रे, साध्ये योगे, गरकरणे, सिंहलग्ने वहमाने मध्याह्नसमयेऽणहिल्लपुरस्य शिलानिवेशः। तस्यायुर्वर्षम्। वर्ष २६००, मास ७, दिन ९, घटी ९९ इति।

(૩) ત્યાંથી ચાલતાં મેજર વૉટ્સને એક ચારણનું કવિત છાપ્યું છે (ઇ. એ. ૪-૧૪૭) તે આ પ્રમાણે છેઃ

संवत् आठ बीलोतरे ॥ नगर एक वस्यो निरन्तर ॥
माह वदि सातम ॥ सबळ जो वार शनिश्चर ॥

# ગૂર્જરેશ્વર વનરાજ

[ વાલજી ગોવિન્દજી દેસાઇ ]

કલ્યાણકટકના ભુવડે પંચાસરને ઘેરો ઘાલ્યો હતો. એને અંગે આથમણો ગઢ તુટયો તે સમયે પંચાસરના મહારાજા જયશિખરીને સુઝી ગયું કે પોતે આ લડાઈમાંજ કામ આવી જાશે. એટલે તેણે પોતાના સાળા તથા સેનાપતિ સુરપાળને બોલાવીને કહ્યું,

*'વંશ મમ અંશ જો રખન ચાહો,
ગર્ભવતી બ્હેન તવ લેઇ કઉ પુર વન,
માની મમ વાણી અબ સઘ જાઓ.'

કૃષ્ણજીકૃત રત્નમાલા ૭-૬૩

રાણી રૂપસુન્દરી સગર્ભા હતી એને સુરપાળ ક્યાંક સુરક્ષિત સ્થાને લઇ જાય અને રાણીને પુત્ર અવતરે તો પોતાના વંશનો ઉચ્છેદ ન થાય, એમ ધારીને રાજાએ સેનાપતિને આમ કહ્યું. પણ રણરંગે રંગાયેલો રજપૂતબચ્ચો કોઇ પણ કારણે રણક્ષેત્ર છોડવાની વાત શેનો સાંભળે? સુરપાળ માનતો નહોતો એને પલાળવા રાજાએ ફરી કહ્યું,

+ 'મેરઉ કુલ નાહિ તિલતોયદાતા;
પિંડકો દાન નહિ પિતૃ કછુ પાવહી,
પુત્ર વિણુ મોક્ષ કછુ નાહિ તાતા;
વૈરીકો રાજ નિષકંટક હોવહી,

---

* રોયલ એશિયાટિક સોસાઇટીની મુંબઈ શાખાના જર્નલમાં (પુ. ૯, અંક ૨૫, ૧૮૬૭-૮) માં અલેક્ઝાંડર કિન્લૉક ફૉર્બ્સ કૃત રત્નમાલાનું ઇંગ્રેજી ભાષાન્તર આપ્યું છે, તેમાંથી નીચે ઊતાર્યું છે:

'If you would preserve the seed of my race,

Your pregnant sister taking to some pur or jangal obeying my injunctions, this moment go.'

( પૃ૦ ૯૨ )

+'In my race there is none to offer tilodak. Pindadana the Purvaja will not obtain; sonless liberation is not attainable, O brother! The enemy's rule will be thornless, the seed of my race will be destroyed. For my advantage, the fruit of our great love considering it, do this immediately as I have told it you.'

( પૃ. ૯૨-૯૩ )

લક્ષ્મીના ધામરૂપ વિસ્મયજનકપ્રશસ્તપ્રતાપવાન્, ચાપોત્કટ વંશરૂપી વનના ચક્રવર્તી સિંહ જેવો, અસીમચરિત વનરાજ રાજા હતો, જેણે સંતાપ પામતા શત્રુઓના કપાળ ઉપર પોતાના ચરણરૂપ કમળ મૂક્યાં હતાં.

यत्खड्गखण्डितविरोधिशिरोधिरक्त-
स्रोतस्विनीभिरुदधिर्विदधे सरागः ।
येनाधुनाप्यरुणतां भजतस्तदङ्ग-
सम्पर्कतोऽर्कशशिनावुदयक्षणेषु ॥ २ ॥

વનરાજના ખડ્ગથી હણાએલા શત્રુઓનાં માથાંમાંથી લોહીની નદીઓ ચાલી તેથી સમુદ્ર રાતો થઈ ગયો છે; એટલે જ સૂર્યચન્દ્રને ઉદયસમયે સમુદ્રનો સ્પર્શ થતાં તે રાતા થઈ જાય છે.

निर्गत्य कोशकुहरादसिदन्दशूकः
श्यामो यथागतमगात्त्वरितं यदीयः ।
एतेषु मा स्म विशदेष परैरितीव ।
रुद्धानि वक्त्रविवराणि कराङ्गुलीभिः ॥ ३ ॥

વનરાજના મ્યાનરૂપી બોણુમાંથી તલવારરૂપી કાળો નાગ નીકળીને ધુમવા મંડ્યો, એટલે રખેને આ આપણા મુખમાં પ્રવેશ કરે એવા ભયના માર્યા શત્રુઓએ પોતાના મુખરૂપી ગુહાઓને હાથની આંગળીઓ વડે બંધ કરી દીધી (વિસ્મયથી મોંમાં આંગળા ઘાલી ગયા તે ઉપરથી ઉત્પ્રેક્ષા).

खट्वाङ्गसङ्गतकरस्तरवारिलग्न-
कृत्तारिमुण्डमिषतः समराङ्गणे यः ।
भालाधिरोपितहुताशनचण्डचक्षु-
राभादिभासुरविरोधिविभासुरश्रीः ॥ ४ ॥

સમરાઙ્ગણમાં વનરાજના હાથમાં ખટ્વાંગ (એક અસ્ત્ર) હોય છે, અને એની તલવારને શત્રુનાં કપાઈ ગયેલાં માથાં વળગ્યાં હોય છે, અને અગ્નિ જેવી ઉગ્ર આંખ્ય ક્રોધથી કપાળે ચડાવેલી હોય છે, એટલે તે ગજાસુરના શત્રુ (શિવ) જેવો શોભે છે. (શિવ ખટ્વાંગધારી છે, મુંડમાળા પહેરે છે અને ત્રિલોચન છે.)

तेने कृतान्तसमतां रसनासनाभि-
र्धारोद्धुरो यदसिरञ्जनमञ्जुलश्रीः ।
अह्नाय यस्य युधि दर्शनसंभ्रमेण ।
भिन्दन्नरीनधित किङ्करतां कृतान्तः ॥ ५ ॥

તિહિ દિવસ નિર્મલહિ ઉદય ભાણુ,
આકાશ સ્વચ્છ નદી વહન આન
દ્વિજ અગ્નિહોત્ર નિર્ધૂમ હોય,
પ્રકટ્યો સુજાણ બડપુરુષ કોઇ.*

—રત્નમાલા ૮ ૩૧-૩૩

હવે એક દિવસે એક બાણુ (?) નામે વૃક્ષની શાખાએ બાંધેલી ઝોળીમા રાજપુત્રને સુવરાવીને રૂપસુન્દરી બગતણુ સારુ સાઠી વીણવા ગઈ હતી

वनगहनमध्ये झोलिकासंस्थ बालक घणनाम्नि वृक्षे निधाय तन्मातेन्धनमवचिनोति। मेरुतुङ्ग प्रबन्धचिन्तामणौ।

ત્યા કોઇ કારણે શીલગુણસૂરિ નામે જૈન સાધુ આવી ચડ્યા, એણે જોયુ તો રોઢો થઈ ગયા છતા ઝાડની છાયા થભી રહી છે ને બાળક ઉપર તાપ પડવા દેતી નથિ આ બાળક ઉપ્રભાગી છે ને આગળ જૈનધર્મપ્રભાવક થાય એમ ધારીને સાધુ માતા તથા પુત્રને તેડી ગયા અને તેમને સ્થાનકને પડખે રૂડી રીતે રાખ્યા

प्रस्तावात्तत्रायातै जैनाचार्यैः शीलगुणसूरिनामभिरपराह्णेऽपि तस्य वृक्षस्य छायामनमन्तीमालोक्य तस्यैव बालकस्य पुण्यप्रभावोऽयमिति विमृश्य जिनशासनप्रभावकोऽयं भावीत्याशया तत्स्वरूप श्राद्धानामावेद्य प्रच्छन्नमानाय्य तस्य रक्षा कारिता । प्र० चि० तथा जिनमण्डन-कुमारपालप्रबन्धः ।

---

"Vikramajit's year I know,
Hundreds seven and two and fifty,
It'was the Ritu Vasanta then, the heap of delight,
Vaishakha month, the day the fifteenth
At the time of sunrise rose the sun of the land,
Brahmans and-cows protector, of exploits full,
That day clear rose the sun,
The sky was clear, clear the river's stream
The Brahman's sacrificial pits emitted no smoke,
'Arisen has' men know, some mighty man.'

( પૃ ૬૯ )

*આ જૈન વૃત્તાન્ત સાથે રત્નમાલા( ૮, ૩૩-૩૫ )નો વૃત્તાન્ત સરખાવવા જેવો છે:
જબ ભયો માસ ખટકો સુજાત વન આયે યતિ કોઉ એહિ કાન.
તરુશાખ ઝરી ઝવતી દેખા, ફૂલાનહારી ઇન્દ્રાણી લેખી,
વિસ્મિત હોઈ પૂછ્યો વૃત્તાન્ત, નૃપરાણી જાણી આણી પુરાંત.

# " લૌકિક વ્યવહારની સંસ્કૃત ભાષા "

પુરાતત્ત્વના ગઇ વખતના જોડ-અંકમાં (હવે તો ગત વર્ષના ૧ લા, ૨ જા અંકમાં) 'પાટણના બે જૂના દસ્તાવેજો' વિષેનો મેં એક નાનો સરખો લેખ લખ્યો હતો. તે ઉપર વસંતના ભાદ્રપદના અંકમાં સાક્ષરવર શ્રીમાન્ નરસિંહરાવ ભો. દીવેટિઆએ આ નોંધની મથાળે આપેલા શિરોલેખના નામે એક ચર્ચાપત્ર છપાવ્યું છે. મારા લેખમાં, એ દસ્તાવેજોની ભાષા સંબંધે કાંઇક વિચાર દર્શાવતાં, મેં જે એવા આશયનો અભિપ્રાય વ્યક્ત કર્યો છે કે-પાટણમાંથી હિંદુસત્તા નષ્ટ થયા પછી પણ હિંદુલોકોમાં, વ્યાવહારિક કામકાજ માટે સંસ્કૃત ભાષાનો ઉપયોગ થતો હતો અને તે કાજીઓની કચેરીમાં પણ કબુલ રખાતો હતો; તેમ જ, આવા વ્યવહારિક કામકાજ માટે જે સંસ્કૃતભાષા ઉપયોગમાં લેવાતી તે કેવળ શુદ્ધ સંસ્કૃત નહિ પણ દેશી ભાષાના મિશ્રણવાળી સંસ્કૃત હતી; અને એ જાતની સંસ્કૃતને મેં **બોલચાલની સંસ્કૃત** એવું નામ આપવું પસંદ કર્યું છે.

મારા આ જાતના અભિપ્રાયમાં શ્રીમાન્ નરસિંહરાવભાઇને જે " શંકા " થઇ આવી છે અને તેમની જે " અલ્પમતિ ગભરાઇ " ગઇ છે તેનું કારણ, તેમનું ચર્ચાપત્ર ફરી ફરી વાંચતાં અને તેને મારા મૂળ વિચાર સાથે સરખાવતાં પણ, મારી અલ્પતર મતિને કશું સમજાતું નથી.

શ્રીમાન્ નરસિંહરાવ મારા ઉક્ત પ્રકારના અભિપ્રાયનો અર્થ એમ કરે છે, કે, જાણે વિક્રમના ૧૬ મા સૈકામાં ગૂજરાતના લોકો સંસ્કૃત ભાષામાં જ પોતાનો બધો કાર્ય વ્યવહાર કરતા હતા અને કચેરી-કોર્ટોમાં " પક્ષકારો, હેમનાં પ્રતિનિધિઓ, કાજી સાહેબ, કાજી સાહેબનો કારકુન વગેરે આ પ્રકારની પણ સંસ્કૃત ભાષામાં વાતચીત, વાદવિવાદ, જબાની આપવી વગેરે કરતા હતા. "

મારા લેખના શબ્દોમાંથી આવો સિદ્ધાન્ત સ્થાપિત થતો હોય એમ મને, એ ચર્ચાપત્ર દૃષ્ટિગોચર થયાં પછી, મારો અસલ લેખ વારંવાર વાંચી જવા છતાં પણ, લાગતું નથી; અને ગૂજરાતી મારી માતૃભાષા ન હોવાથી એ સંબંધે મેં મારા સહચારિઓનો અભિપ્રાય પૂછ્યો, તો તેમને પણ એ લેખમાં એવું કશું લાગ્યું નથી. છતાં રા. નરસિંહરાવ જેવા પારદર્શી વિદ્વાનને આવી શંકા ઉદ્ભવી છે તો મારે માનવું જોઇએ, કે મારા એ લખાણમાં, ક્વચિત્ વાક્ય પ્રયોગની ન્યૂનતા રહી ગઇ હશે અને તેથી મારા કહેવાનો અર્થ અસ્પષ્ટ રહી ગયો હશે. એ અસ્પષ્ટતાના દોષનું પરિમાર્જન કરવા માટે હું અહિં એટલો ખુલાસો કરવો ઉચિત ધારું છું કે-મારા એ લખાણનો જે અર્થ શ્રીમાન્ નરસિંહરાવને જણાયો છે તે અર્થ મને એ લખવામાં અભિપ્રેત છે જ નહિં. શ્રીમાન્ નરસિંહરાવની માફક હું પણ એમ જ માનું છું કે ૧૬ મા સૈકામાં ગૂજરાતના લોકો તે જ ભાષા બોલતા હતા જે ભાષામાં પદ્મનાભ, ભીમ, કર્મણમંત્રી, કેશવ, ભાલણ અને લાવણ્ય સમયે પોતાની કૃતિઓ બનાવી છે. અને એ કરતાં વધારે પણ કહું કે, મારી પાસે તો એ સૈકામાં

एकदा काकरग्रामे खात्रपातनपूर्वं कस्यापि व्यवहारिणो गृहे धनं मुष्णतस्तस्य दधिभाण्डे करे पतिते सत्यत्र भुक्तोहमिति विचिन्त्य तत्सर्वस्वं तत्रैव मुक्त्वा विनिर्ययौ।

प्रातस्तत्पुत्र्या श्रीदेव्या गोरसे हस्ताङ्गुलिचिह्नानि घृतभृतानि दृष्ट्वा कोप्ययं महापुरुषो भाग्यवानिति तं बान्धवत्वेन प्रतिपद्य तं दृष्ट्वा भोक्ष्यामीति कृतप्रतिज्ञया तत्स्वरूपमाकर्ण्य निशि समागतो वनराजो गुप्तवृत्त्या स्नानभोजनवस्त्रवस्त्यादिना सत्कृतो मम पट्टाभिषेके भवत्यैव भगिन्या तिलकं विधेयमिति प्रतिपेदे।

બીજે એક પ્રસંગે વનરાજ તથા તેના સાથીઓએ ક્યાંક વનમાં જમ્બ (? જામ્બ ? જામ્બાક ? ચાંપો ?) નામના વાણિયાને લુંટવા સારું રોકયો. વાણિયા પાસે પાંચ બાણું હતા તેમાંથી એણે બે ભાંગીને ફગવી દીધા. વનરાજે કારણ પૂછયું, તો કહે, ' તમે ત્રણ જણ છો ને ત્રણને ત્રણ બાણે પૂરા કરીશ, એટલે બે બાણ વધારાના હતા તે નાખી દીધા.' વણિકની ધનુર્વિદ્યાની પરીક્ષા કરીને આ કોઈ વીર્યવાન્ પુરુષ છે એમ વનરાજ કળી ગયો, એને પોતાની ટોળીમાં લીધો, અને મારા રાજ્યમાં તને પ્રધાન કરીશ એવું વચન આપ્યું ને જવા દીધો.

अन्यदा वनराजेन क्वाप्यरण्यप्रदेशे रुद्धो जम्बाभिधानो वणिक्चौरत्रयं दृष्ट्वा शरपञ्चकमध्याच्छरद्वयं भञ्जंस्तैः पृष्टः कारणं प्राह। यूयं त्रयो जनाः शरास्तु पञ्च तेन द्वाभ्यामधिकाभ्यां किं प्रयोजनमिति। तदुक्तं चलवेध्यं बाणेनाहत्य तैः परितुष्टैरात्मना सह नीतस्तद्योधविद्याचमत्कृतेन श्रीवनराजेन मम पट्टाभिषेके त्वं महामात्यो भावीत्यादिश्य विसृष्टः।

પચ્છી વનરાજે ભુવડના અધિકારીઓ ખંડણી ઉઘરાવીને જતા હતા, એની પાસેથી ચોવીશ લાખ સોનૈયા અને ચાર સહસ્ર જાત્ય ઘોડા પડાવી લીધા, એક વર્ષ ફાલુંભાર- વનમાં રહીને ભુવડનું રાજ્ય ઊખેડી નાખ્યું, અને રાજ્યાભિષેક નવું નગર વસાવીને ત્યાં કરવા ધાર્યું.

अथ निजराज्याभिषेकाय नूतननगरनिवेशचिकीः शूरां भूमिमवलोकमानः पीपलुलातडागपाल्यां सुखनिषण्णेन भीरुयाडसाखडसुतेनाणहिल्लनाम्नापृष्टः किमु विलोक्यते। नगरनिवेशयोग्या शूरा भूमिरिति तैरभिहिते यदि तस्य नाम मम दद्यात ततस्तां भुवमावेदयामीत्यभिधाय जालिवृक्षसमीपे गत्वा यावती भूः शशकेन श्वा त्रासितस्तावतीं भुवं दर्शयामास। तदणहिल्लपुरनाम्ना नगरं निवेश्य संवत् ८०२ वर्षे वैशाख सुदि २ सोमे श्रीविक्रमार्कात् तस्य जालितरोर्मूले धवलगृहं कारयित्वा राज्याभिषेकलग्ने काकरग्रामवास्तव्यां तां प्रतिपन्नभगिनीं श्रीदेवीमाय तया कृततिलकः श्रीवनराजो राज्याभिषेकं पञ्चाशद्वर्षदेशीयः कारयामास। स जम्बाभिधानो वणिङ् महामात्यश्चके। पञ्चासरतः श्रीशीलगुणसूरीनानीय निजसिंहासने निवेश्य कृतज्ञचूडामणितया

બતાવેલા મજકુર પ્રમાણે, અભ્યાસવશ સિદ્ધ થયેલી આ જાતની મિશ્ર-સંસ્કૃતમાં ગોઠવી, લખી આપતા. જેમ આજે અપીલ કે અર્જીઓ કરી આપનારા, પોતાની ઠરાવેલી અમુક ભાષામાં અને અમુક શૈલીમાં, કાયદાનો કે ભાષાનો કશો વિશિષ્ટ અભ્યાસ કર્યા વિના, હમેશના અભ્યાસથી, યથાયોગ્ય લખી આપે છે, તેમ એ આગળના જમાનામાં પણ ઉક્ત પ્રકારના સંસ્કૃત દસ્તાવેજોના લેખકો તે લખી આપતા હતા. જો લોકો વિનંતી પત્રો, ખતપત્રો વગેરેમાં આવી સંસ્કૃત ભાષાનો વ્યવહાર, એ વખતે, ન કરતા હોય તો પછી આવા લેખોના સંગ્રહ ગ્રંથોની આવશ્યકતા જ શી રહે છે ?

શ્રીમાન્ નરસિંહરાવે, મેં એ લેખમાં, આવા દસ્તાવેજોની ભાષાને એક પ્રકારની જે "બોલચાલની સંસ્કૃત" કહી છે તે માટે પણ પોતાની શંકા દર્શાવી છે. પ્રમાણમાં એ બંને દસ્તાવેજોના ઉપોદ્ઘાતનાં વચનો ટાંકી, તેઓ પૂછે છે "આ બોલચાલની સંસ્કૃત ભાષા કહેવાય ખરી ?" જે વાક્યોને ઉદ્દેશીને તેઓ એ શંકા કરે છે તે વાક્યો બોલચાલની સંસ્કૃતના નહિ કહી શકાય. પણ મારું એ વિધાન કાંઇ એ વાક્યોને લક્ષીને ન હતું. મેં તો આ જાતનાં લખાણો માટે જે ભાષા શૈલી વાપરવામાં આવે છે તે શૈલીની સમગ્રતાનો ખ્યાલ મનમાં રાખીને તે વિધાન કર્યું છે. "બોલચાલની સંસ્કૃત" નો અર્થ એ વિદ્વાન એવો કરવા માગે છે કે તેનો શબ્દ તો એકે એક પ્રાકૃત કે દેશ્ય હોય અને પ્રત્યયો માત્ર સંસ્કૃતના હોય, તો તે તેવી સંસ્કૃત કહેવાય. એમના કથનનો આશય મને તો એવોજ કાંઇક જણાય છે. અને જો એ પ્રમાણે જ વસ્તુતાએ હોય તો પછી જે ભાષા આપણે બોલીએ છીએ અને લખીએ છીએ તે પણ શુદ્ધ ગૂજરાતી ન કહી શકાય. કારણ કે એ ભાષામાં પણ હજારો એવા શબ્દો છે જે શુદ્ધ સંસ્કૃત છે અને તે મૂળરૂપે જ એ ભાષામાં વ્યવહારાય છે. શ્રી નરસિંહરાવના મતે ગમે તેમ હો હું તો "બોલચાલની સંસ્કૃત" નો અર્થ એ લઉં છું કે, જેમાં પાણિનિ કે હેમચંદ્રના નિયમોને સંપૂર્ણ ભાવે અધીન ન રહી, પ્રસંગ પડે પ્રાકૃત કે દેશ્ય શબ્દોને પણ માત્ર વિભક્તિ કે પ્રત્યયોનાં પ્રાવરણથી સજ્જ કરી, એ અણઘડ શબ્દોને પણ સુઘડ સંસ્કૃત શબ્દોની વચ્ચે ગોઠવી દેવામાં આવે, તેવા પ્રકારની ભાષા શૈલી તે "બોલચાલની સંસ્કૃત" એ જાતની સંસ્કૃતમાં *પ્રાકૃત શબ્દો પણ હોય, દેશ્ય શબ્દો પણ હોય, યાવની શબ્દો પણ હોય, અને દ્રાવિડિ* શબ્દો પણ હોય. એ સંસ્કૃતમાં ક્યાંક પ્રાકૃતની ઘાટી હોય તો ક્યાંક વળી અપભ્રંશની છાયા હોય. કોઇ પંક્તિ સંસ્કૃત તો વળી કોઇ પંક્તિ અપભ્રષ્ટ હોય એ પ્રકારની ભાષાની મિશ્રતાવાળી જે સંસ્કૃત તે "બોલચાલની સંસ્કૃત" આવી સંસ્કૃતનાં વિગતવાર અવતરણો આપવાનું આ સ્થળ નથી તેથી હું વધારે વિવરણમાં ઉતરવા માંગતો નથી. શ્રી નરસિંહરાવ એ દસ્તાવેજોને ધ્યાનપૂર્વક ફરી જોશે તો તેમને એમાંથી એવાં કેટલાએ શબ્દો અને વાક્યો મળી આવશે જેમની સિદ્ધિ સંસ્કૃતના વ્યાકરણો અને કોષોથી નહિ થાય. છતાંએ તે અર્થશૂન્ય કે અસંબદ્ધ તો આપણને નથીજ લાગવાનાં. શ્રી નરસિંહરાવે જે અવતરણ, મારા કથનના વિરુદ્ધ પુરાવા તરીકે, એ દસ્તાવેજોમાંથી ટાંક્યું છે તેમાંજ મારા કથનનું સમર્થન સૂચવનારા એવા અણઘડ શબ્દો છે. ઉદાહરણ તરીકે: राज्यलक्ष्मो એ શબ્દ આગળ વક્રરેખા વચ્ચે જે (? राजलक्ष्मी) આવો શબ્દ શ્રી નરસિંહરાવે મુકયો છે, તે શા

भणे कवि जयचन्द ॥ जोप जोवंते जति ॥
पोर एक पाछले ॥ वनराज आण वरती ॥
आयखुं ए बांध्युं नगर ॥ जन्मोत्री जगसे जुवे ॥
संवत् नव सत्ताणवे ॥ अणहिल्लपुर ऊजड हुवें ॥

(૪) પાટણના ગણેશના લેખમાં ચૈત્ર શુ૦ ૨ લખી છે, અને (૫) વ્રજલાલશાસ્ત્રી આષાઢ શુ૦ ૩ કહે છે (રણછોડભાઈનું રાસમાળાનું ભાષાન્તર ૧૯૨૨, પૃ. ૪૨). (૬) 'ગૂજરાતના રાજાની વંશાવલી'માં 'શ્રાવણ શુ૦ ૨ સોમે વૃષલગ્ને' એમ કહ્યું છે (ફાર્બસસભાના હસ્તલેખ પૃ. ૫૧), (૭) 'ચાર જુગના રાજાની વંશાવલી'માં 'ચૈત્ર શુ. ૯ ગુરુવાર' ત્યાંજ, પૃ. ૧૭૨) છે, અને (૮) કરમાણંદની વંશાવલીમાં આષાઢ શુ. ૨ છે (ત્યાં જ પૃ. ૨૨૮).

વનરાજ સાઠ્ય વર્ષ રાજ્ય કરીને સં. ૮૬૨માં મરણ પામ્યા. એનો ઉપલબ્ધ ઇતિહાસ તો આટલો જ છે.

વનરાજને વિષયે ઉદયપ્રભસૂરિકૃત સુકૃતકીર્તિકલ્લોલિનીમાં બે સરસ શ્લોક છે:

राजा श्रीवनराज इत्यभिधया चापोत्कटः कोप्यभूद् ।
गोत्रेण क्रियया च कश्चन वनाद्वीरः समभ्युत्थितः ।
सूर्येणापि जितेन यस्य महसा बाल्येऽपि दोलातरु-
च्छाया नाम न नामिता दिशि दिशि क्रोधारुणं धावता ॥९॥

ચાપોત્કટ વનરાજ નામે તેમજ ગુણે શૂરવીર હતો, બાળપણમાં પણ એણે સૂર્યને જિતી લીધો, એટલે સૂર્ય દશે દિશાએ ક્રોધે રાતો ચોળ થઈને દોડે છે, તોય જે ઝાડે એનું ખોયું હતું ત્યાંથી છાયાને એણે નમાવી નહિ.

सूर्याचन्द्रमसौ कदाप्युदयतश्चेत्पश्चिमस्यां ततो ।
राज्यं स्यादिह सन्वयेति सुतया देशं समुद्ग्राहयन् ।
येनास्यां दिशि वर्धमानमहसा राज्ञा च शूरेण च ।
प्राप्तेनाभ्युदयं महोदयपतिः पूर्णप्रतिज्ञः कृतः ॥ १० ॥

ભુવડ કહે, 'કદાપિ સૂર્યને ચન્દ્ર બેય પશ્ચિમમાં ઊગે તો ગૂજરાતમાં સ્વરાજ્ય-સ્થાપના થાય.' વનરાજરૂપ રાજા (૧ ભૂપ ૨ ચન્દ્ર) તથા શૂર (૧ શૂરો ૨ સૂર્ય) પશ્ચિમમાં ઊગ્યો અને એણે ભુવડની પ્રતિજ્ઞા પૂર્ણ કરી.

અરિસિંહે સુકૃતસંકીર્તનના પ્રારંભમાં જ વનરાજનું સરસ વર્ણન કર્યું છે:

श्रीवेश्मविस्मयमयप्रबलप्रताप-
श्चापोत्कटान्वयवनैकहरिर्नरेन्द्रः ।
आसीदसीमचरितः परितप्तशत्रु-
भालार्पिताङ्घ्रिनलिनो वनराजदेवः ॥ १ ॥

# સાભાર સ્વીકાર

| | | |
|---|---|---|
| સપ્રકાશસ્તત્ત્વ નિબંધ | | |
| પ્રો. જેઠાલાલ શાહ | પુષ્ટીમાર્ગીય વૈષ્ણવસભા | ૦—૮—૦ |
| જિતકલ્પસૂત્રમ્ | | |
| મુનિ જિનવિજય | જૈ. સાહિત્ય સંશોધક સમિતિ | ૩—૦—૦ |
| બીબ્લીઓગ્રાફીકલ કોન્ટ્રીબ્યુશન્સ | | |
| જેકોબ હેન્રી ગેમલ | યુનિવર્સીટી ઓફ નેબ્રાસ્કા | |
| પ્રમાણમીમાંસા | | |
| મોતીલાલ લાધાજી | અર્હતમતપ્રભાકર કાર્યાલય | |
| સ્યાદ્વાદ મંજરી | | |
| મોતીલાલ લાધાજી | " " | |
| જૈન મેઘદૂતમ્ | | |
| મુનિ ચતુરવિજય | જૈન આત્માનંદ સભા | ૨—૦—૦ |
| આચારોપદેશ (અનુવાદ) | | |
| ગાંધી વલ્લભદાસ ત્રિભુવન | જૈન આત્માનંદ સભા | ૦—૮—૦ |
| સુમુખ નૃપાદિ ધર્મપ્રભાવકોની કથા | " | |
| દેવેન્દ્ર નરકેન્દ્ર પ્રકરણમ્ | | |
| મુનિ ચતુરવિજય | " | ૦—૧૨—૦ |
| મંડલ પ્રકરણ | | |
| મુનિ ચતુરવિજય | " | ૦—૪—૦ |
| ધર્મરત્નપ્રકરણ | | |
| શાંતિસૂરિ | " | ૧—૦—૦ |
| ગુરુતત્ત્વવિનિશ્ચય | | |
| મુનિ ચતુરવિજય | " | ૩—૦—૦ |
| કાવ્યસુધાકર | | |
| અજિતસાગર સૂરિ | " | ૨—૮—૦ |
| બાબરનામા (અનુવાદ) | | |
| મુન્શી દેવીપ્રસાદ | મણિલાલ મગનલાલ શેઠ | |

વનરાજની ધારાળી, આંજણ જેવી શ્યામ, યમપાશ જેવી તલવાર સાક્ષાત્ યમરાજ હતી. વનરાજ યુદ્ધમાં દેખા દે કે તરત જ યમરાજ એનો તલવારરૂપે સેવક બનીને શત્રુઓને મારવા મંડતો.

आकर्ण्य तूर्णमुपकर्णयितुं च यस्य
कीर्तिं मुहुर्भुजगभीरुगणेन गीताम् ।
चक्षुःश्रवा रसवशेन दृशां निमेषो-
न्मेषक्रियामनिमिषोऽपि चकार शेषः ॥ ७ ॥

નાગાઙ્ગનાઓ વનરાજની કીર્તિ ગાય છે તે સાંભળતાં શેષનાગને એટલો રસ પડે છે, કે આમ તો તેનાં નેત્ર અનિમિષ છે તોય આ પ્રસંગે તે આંખ ઉઘાડમીંચ કરે છે.

| | | |
|---|---|---|
| શ્રી વિજયચંદ્રકેવલીનું ચરિત્ર | ,, | |
| ચંદ્રપ્રભમહત્તર | ,, | |
| પરિશિષ્ટપર્વ | ,, | |
| હેમચંદ્રાચાર્ય | ,, | |
| ચાનનો અવાજ ( અનુવાદ ) | દત્તાત્રય બાલકૃષ્ણ | |
| ચંદ્રશંકર શુક્લ | કાલેલકર | ૦—૮— |
| કંકાવટી | | |
| ઝવેરચંદ મેઘાણી | સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર | |
| વિલ્હેલ્મ ટૅલ ( શિલર ) | નરસિંહભાઇ ઇ. પટેલ. | ૨—૦— |
| નરસિંહભાઇ પટેલ | | |

લખાએલા ગુજરાતી ભાષાના ગદ્યનો–અને તે પણ સારા ગદ્યનો–એટલો મોટો સંગ્રહ પડેલો છે કે જેને છપાવવામાં આવે તો ગૂજરાતી પ્રેસના કાવ્યદોહન જેવાં ૨૦–૨૫ પુસ્તકો ભરાય. જે સૈકાના ગુજરાતી પદ્યલેખકોનું સ્મરણ એ વિદ્વાન ચર્ચાપત્રી મને ઉદ્દેશીને કરેછે, તે સૈકા અગાઉના ગૂજરાતી ભાષાના ઉત્તમ પ્રકારના ગદ્યના નમૂના તરીકેના સંગ્રહનો એક ભાગ તો હાલ હું પુરાતત્ત્વ મન્દિરની ગ્રંથાવલીમાં છપાવું છું અને તે થોડા સમયમા બહાર પણ પડશે.

આ ઉપરથી હું એ કહેવા માંગું છું, કે, જે જમાનાના ઉક્ત દસ્તાવેજોની સંસ્કૃત-ભાષા સંબંધે, મેં તેવો અભિપ્રાય બતાવ્યો છે તે જમાનાની દેશીભાષાનું મને યત્કિંચિત્ જ્ઞાન છે જ; અને એ જ્ઞાનનું, ઉક્ત લખાણ કરતાં મને સ્મરણ પણ હતું જ. મારા એ લખાણનો આશય માત્ર એટલો જ છે, કે–જે કારણથી ઘર વગેરે સ્થાવર અને જંગમ મિલ્કતના વેચાણ ખરીદીના, તથા વ્હેંચણી–લેણીના દસ્તાવેજો જેવા, વ્યવહારની દૃષ્ટિએ અત્યંત મહત્ત્વના અને સદા ઉપયોગના લેખોમાં, સંસ્કૃતભાષાનો ઉપયોગ થએલો દૃષ્ટિગોચર થાય છે; અને જે દસ્તાવેજોને હિંદુઓથી ઇતર જાતિ અને ઇતર સંસ્કૃતિના કટ્ટર પુરસ્કર્તા એવા અધિકારીઓ બહાલ રાખીને તે ઉપર પોતાના સહી–સિક્કાઓ મારી તેમની પ્રામાણિકતા પણ સાબીત કરે છે; તે કારણથી આપણે માનવું જોઇએ કે એ દસ્તાવેજોના જમાનામાં સામાન્ય લોકો પણ સંસ્કૃત ભાષાનો વ્યવહાર કરતા હતા ખરા. આજે જેમ, વ્યાવહારિક કામ–કાજના દસ્તાવેજો માટે સંસ્કૃત ભાષાનો સર્વથા પરિહાર થઇ ગયો છે, તેમ એ જમાના સુધી ન હોતો થયો; એટલો જ તે લખાણનો તાત્પર્યાર્થ હતો. બાકી, જેમ એ દસ્તાવેજો સંસ્કૃત ભાષામાં લખેલા છે તેમ એજ સમયના ગુજરાતી ભાષામાં લખેલા દસ્તાવેજો પણ મેં જોએલા છે; તેથી દસ્તાવેજો માટે સર્વત્ર સંસ્કૃત ભાષાનો જ ઉપયોગ થતો હતો એમ પણ કહેવાનો મારો અભિપ્રાય નથી. "કાજીઓની કચેરીમાં સંસ્કૃત ભાષાનો વ્યવહાર થતો હતો" એ વાક્યનો અર્થ એ કે પોતાની કચેરીમાં લોકો જો દસ્તાવેજ વગેરે પ્રચલિત દેશભાષા કે રાજભાષામાં ન લખી લાવતાં, સંસ્કૃતમાં પણ લખી લાવે તો તેને પણ કાજીઓ સાંભળતા, સમજતા, વિચારમાં લેતા અને કબૂલ રાખતા. જો એવો વ્યવહાર પ્રચલિત ન હોય તો લોકો એ ભાષાનો ઉપયોગ કરે જ શા માટે, જેમ આજે નથી કરતા તેમ. "કરતા હતા" એમ દૃઢસિદ્ધાન્ત સ્થાપનારું વચન" એટલા માટે છે કે તેના સાક્ષાત્ પુરાવા તરીકે આ દસ્તાવેજો જ વિદ્યમાન છે. કોઇ બીજાં અર્વાંતર ઉલ્લેખો કે પુરાવાઓ ઉપરથી જો મારે એવા દસ્તાવેજોની હયાતી કલ્પવાની હોત તો "કરતા હશે" એમ તર્ક શબ્દો" વાપરવાની જરૂર પડત.

વળી, એક બીજું પ્રમાણ આપું. વડોદરાની ગાયકવાડસ્ ઓરિએન્ટલ સીરીઝમાં **લેખ પદ્ધતિ** નામનું એક પુસ્તક છપાયું છે. એમાં સંસ્કૃતમાં લખેલા શાસનપત્રો, વિનંતીપત્રો, ખતપત્રો વગેરે વિવિધ પ્રકારના દસ્તાવેજોના, અનેકાનેક નમૂના સંગ્રહેલા છે. એ સંગ્રહ કરવાનો હેતુ, જુદી જુદી જાતના દસ્તાવેજો કેમ લખવા એ શિખવવાનો છે. જે લોકો પત્રાદિ લખવા રૂપ લેખકનો ધંધો કરતા તેઓ પ્રથમ આવા સંગ્રહનો અભ્યાસ કરતા અને જે કોઇ એમની પાસે આવા પ્રકારના દસ્તાવેજો લખાવા આવતા તેમને તેમના

# લેખાનુક્રમ




મુદ્રક: ચિમનલાલ ઈશ્વરલાલ મહેતા

મુદ્રણસ્થાન: 'વસન્ત મુદ્રણાલય'

ઘીકાંટારોડ, સિવિલહૉસ્પિટલ સામે

માટે? એટલા માટે કે સંસ્કૃત વ્યાકરણના નિયમ પ્રમાણે **राज्यलक्ष्मी** એ શુદ્ધ નથી. તેના ઠેકાણે **राजलक्ष्मी** હોય તો તે શુદ્ધ ગણાય. પણ આજે ગૂજરાતી ભાષાના કેટલાએ સિદ્ધ લેખકો સુધા રાજ્યલક્ષ્મી જેવો શબ્દ પ્રયોગ કરે છે. તો શું એ લખનારાઓની શૈલી શુદ્ધ ગૂજરાતી છે કે ભ્રષ્ટ? જેમ એ આધુનિક લેખકોની શૈલી વ્યાકરણથી શુદ્ધ ન હોવા છતાં તેમની ભાષા તે બોલચાલની ભાષા છે, તેનો ભાવાર્થ બધા સમજે છે; તેમ એ જૂના દસ્તાવેજો લખનારાઓની શૈલીના વિષે પણ સમજવું જોઇએ. બીજા અવતરણમાં પણ આવી જ રીતે બે શંકાચિન્હો એમણે કર્યાં છે. (૧) **समस्तसगीन** (?) **जनानां**, (૨) **संनिध्ये** (? **सांनिध्ये**). આમાંના પહેલા વાક્યમાંના **सगीन** શબ્દનો તો અર્થ પણ એ સમજતા ન હોય તેમ સૂચવે છે. **सगीन** એટલે સગા-સંબંધી એ એનો અર્થ છે. આ દેશી શબ્દ છે પણ શૈલીના જોરે એ ત્યાં આવી બેઠો છે. આવી જ રીતે **सांनिध्ये**નું અપભ્રષ્ટ રૂપ **सनिधे** પણ ત્યાં લોક વ્યવહારના અધિકારબળે લખાયું છે. આ આખા દસ્તાવેજમાંથી ફક્ત **लागभागो नहि** આટલું જ એમણે અપવાદ રૂપે આપી બાકીના મારા કથનને શંકાશીલ ગણ્યું છે. પણ ખરી રીતે જોવામાં આવે તો એ દસ્તાવેજોમાં શુદ્ધ સંસ્કૃત શબ્દો તો ગણ્યા ગાંઠ્યા જ છે અને બાકીના ઘણા ખરા તો દેશી શબ્દો જ છે.

આશા છે કે આ ખુલાસો શ્રી નરસિંહરાવ મહાશયને સંતોષકર થશે

પુરાતત્ત્વમંદિર,<br>કાર્તિક વદી ૮.<br>સંવત્ ૧૯૮૩

મુનિ જિનવિજય.

જૈન સાહિત્યમાં આગમ એ મુખ્ય છે, વેદો અને ત્રિપિટકોની પેઠે તેની પાઠસંકલના. વિભાગવ્યવસ્થા અને સંશોધન એ બધું જોકે રચનાના સમય પછી થયું છે છતાં તેની પ્રાચીનતા લુપ્ત થઇ નથી. વિશિષ્ટ વિચારપ્રવાહ. ભાષાનાં જૂનાં રૂપો અને કેટલાક વર્ણનો એ બધું મૂળ આગમો ગણધરોએ રચ્યાં છે એવી જૈન પરંપરાનું સમર્થન કરે છે. એની રચનાનો સમય એટલે ભગવાન મહાવીરની નજીકનો સમય છે.

આ સમય એટલે દીર્ઘ તપસ્વી મહાવીરે જીવનમાં ઉતારેલ અહિંસાપ્રધાન આચાર અને અનેકાંતપ્રધાન વિચારસરણીની સ્થાપનાનો સમય. એ સમયમાં મહાવીરના જીવંત આચાર અને વિચારને પોત પોતાના જીવનમાં ઉતારી સ્વસિદ્ધાંત સ્થાપવાની જ ભાવના શિષ્યોમાં મુખ્ય હતી. આંતરિક યોગ્યતાને જ માન અપાતું અને તે રીતે ક્રાંતિનું કામ ચાલતું. પોતાને વિરુદ્ધ લાગતા આચાર અને વિચારોનું નિરસન આદર્શ જીવનથી થતું. માત્ર શબ્દથી નહિ. એ વખતે ભગવાન મહાવીરના સિદ્ધાંતના રચનાત્મક કાર્યની જ મુખ્યતા હતી અને વિરોધી મંતવ્યોના ખંડનાત્મક કાર્યની ગૌણતા હતી. અનુયાયીઓની સંખ્યા કરતાં-યોગ્યતાના પ્રમાણ તરફ વધારે ધ્યાન આપતું, ને તે રીતે સ્વપક્ષના નિર્માણનું કાર્ય ચાલતું. પોતાના સિદ્ધાંત ઉપરની અચળ અને જાગતી શ્રદ્ધાને લીધે જો કે તે પ્રચલિત અને પોતાને ભ્રાંત જણાતા અનેક આચારવિચારવિષયક મંતવ્યોના સંબંધમાં પોતાનો વિરોધ સ્પષ્ટપણે બતાવવામાં આવતો છતાં તે વિરોધી મંતવ્ય ધરાવનાર વ્યક્તિ કે સમૂહ વિષે દ્વેષવૃત્તિ ન કેળવતાં માત્ર ઉદાસીનતા દાખવવામાં આવતી.

એ જ કારણને લીધે આપણે આગમ ગ્રંથો પૈકી કેટલાક અંગગ્રંથોમાં પરમતના નિરસન કે ઉલ્લેખપ્રસંગે કોઇ વ્યક્તિ કે પક્ષવિશેષનું નામ નથી જોતા, માત્ર તેમાં પરમતવિરોધસૂચક મિથ્યાદૃષ્ટિ, અનાર્યદર્શન, બાલ, મંદ. આદિ શબ્દો જોઇએ છીએ. આગમગત એવા સ્થળોને ઉંડાણથી વાંચતાં મન ઉપર એવી છાપ પડે છે કે તેમાં સાંપ્રદાયિકતા નથી. પણ તેમાં સ્વસિદ્ધાંતની જાગતી શ્રદ્ધા અને તેથી પ્રામાણિકપણે થતો પરમતનો વિરોધ માત્ર છે.

જૈન સાહિત્યમાં મૂળ આગમ પછી બીજું સ્થાન તેના વ્યાખ્યાગ્રંથોનું છે. આગમના વ્યાખ્યાગ્રંથો મુખ્યપણે ચાર ભાગમાં વહેંચાય છે, નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણિ અને ટીકા. એમાં નિર્યુક્તિ એ પ્રાચીન છે. નિર્યુક્તિના કર્તા આચાર્ય ભદ્રબાહુ મનાય છે. તેઓ મૌર્યસમ્રાટ ચંદ્રગુપ્તના સમકાલીન હતા. એ સમય એટલે ભગવાન મહાવીરના નિર્વાણ બાદ ૧૦૦ વર્ષ વ્યતીત થઇ ગયા પછીનો સમય. આ વખતે પ્રથમની પરિસ્થિતિ સંપૂર્ણપણે રહી ન હતી. એ સમયમાં સિદ્ધાંત સ્થાપનના કાર્ય સાથે પ્રથમ સ્થપાએલ સ્વપક્ષના રક્ષણનું કાર્ય પણ આવી પડયું હતું અને તેટલા જ માટે વિરોધી પક્ષની હરિફાઇમાં ઉતરવાનું અને બનતે પ્રયત્ને તેને પરાસ્ત કરવાનું કાર્ય પણ ઉપસ્થિત થયું હતું. રાજસભામાં જવાનો અને રાજાશ્રયમાં પક્ષની સલામતી જોવાનો પરાશ્રયી પ્રસંગ સહુને સમાન રીતે પ્રાપ્ત થયો હતો. પરપક્ષના વિજયમાં જ સ્વપક્ષનું તેજ છે એમ માનવા અને મનાવવાની પરાવલંબી પ્રથા બધા સંપ્રદાયોમાં શરૂ થઇ હતી. વિરોધી મત ધરાવનાર વ્યક્તિ કે સમૂહની અવમાનના થાય એવા ભાવ અને પ્રવૃત્તિનો જન્મ થઈ ગયો હતો. તત્કાલીન

જૈન ઐતિહાસિક ગુર્જર કાવ્યસંચય ૨—૧૨—૦
મુનિ જિનવિજય મુનિ જિનવિજય
સ્વાનુભવદર્પણ ( અનુવાદ )
માણેકલાલ ઘેલાભાઇ ઝવેરી માણેકલાલ ઘેલાભાઇ ઝવેરી.
સવીર્યધ્યાન ( અનુવાદ )
વીરચંદ રાઘવજી ગાંધી „ ૦—૧૨—૦
શ્રી ગુણસ્થાનક ક્રમારોહણ
મુનિ જયવિજય મુનિ જયવિજય
સદ્બોધ સંગ્રહ ભા. ૧–૨–૩
મુનિ જયવિજય ભંડારી જસરાજ રાજભાઇ ૧—૪—૦
જ્ઞાનપ્રકાશપ્રકરણસંગ્રહ શા. હીરાચંદ વિજયચંદ
હુકમ મુનિજી મહારાજ
અનુભવ જૈન હુકમ પ્રકાશ
હુકમ મુનિજી મહારાજ „
હૈમલઘુપ્રક્રિયા
વિનય વિજય જૈનધર્મ પ્રસારક સભા
પઉમચરિયમ્
વિમલસૂરિ „
પંચસૂત્રમ્
ચિરંતનાચાર્ય „ ૦—૮—૦
ઉપદેશપ્રાસાદ ભાગ ૩, ૪
વિજયલક્ષ્મણસૂરિ „
કર્પૂરપ્રકર હરિ વિરચિત જૈનધર્મ પ્રસારક સભા
બૃહત્ક્ષેત્રસમાસ „
જિનમંડનગણિ „
સપ્તતિકા ભાષ્યમ્ „
અભયદેવ „
વાસપૂજ્યચરિતમ્ „
વર્ધમાનસૂરિ „
યોગશાસ્ત્ર તથા ઉપદેશમાલા
હેમચંદ્ર તથા ધર્મદાસગણિ „

જન્મસિદ્ધ શ્રેષ્ઠત્વ એ પણ મતભેદની મુખ્ય બાબતો થઇ પડી છે. વૈદિક દર્શન સાથે જૈનદર્શનની પેઠે બૌદ્ધ દર્શનનો પણ આ ત્રણ બાબત પરત્વે મતભેદ છે જ. વેદના પ્રામાણ્ય વિષે બૌદ્ધો અને જૈનોનો સમાન મતભેદ હોવા છતાં તેમાં થોડો તફાવત પણ છે, અને તે એ કે જ્યારે જૈન ગ્રંથો હિંસાપ્રધાન વર્તમાન વેદોને કલ્પિત માની તેની ઉત્પત્તિ પાછળથી માને છે અને અસલી વેદો લુપ્ત થયાનું કહે છે ત્યારે બૌદ્ધો એ વિષયમાં કશું કહેતા હોય એમ અદ્યાપિ જણાયું નથી. યજ્ઞોમાં ચાલતી પશુહિંસાના વિરોધનો વખત આવતાં જ બ્રાહ્મણ વર્ણના જન્મસિદ્ધ શ્રેષ્ઠત્વ અને વેદના પ્રામાણ્યનો પ્રશ્ન ઉપસ્થિત થયો. બ્રાહ્મણ એ માત્ર જન્મથી ઉચ્ચ નથી. ઉચ્ચતાનો આધાર ગુણ–કર્મની યોગ્યતા છે. ચંડાળકુલમાં જન્મેલ પણ શ્રેષ્ઠ ગુણ–કર્મ વડે બ્રાહ્મણ જેટલો ઉચ્ચ હોઇ શકે એ જાતનું વૈદિક બ્રાહ્મણો પ્રત્યે થએલું જૈનોનું આક્રમણ આપણે ઉત્તરાધ્યયન–નામક જૈન આગમના હરિકેશબલ નામક બારમા અધ્યયનમાં જોઇએ છીએ. એ જ આગમનાં યજ્ઞીય નામક પચીસમા અધ્યયનમાં પણ તે જ જાતનું આક્રમણ છે. ધર્મમાર્ગમાં દરેક વર્ણનો સમાન અધિકાર સ્થાપવા જતાં જૈનોને લોકોમાં રૂઢ થએલ બ્રાહ્મણવર્ણની જન્મસિદ્ધ ઉચ્ચતાનો વિરોધ કરવો પડયો. ઉચ્ચતાભિમાની બ્રાહ્મણોએ જૈનોને યજ્ઞનિંદક, વેદનિંદક, બ્રાહ્મણનિંદક કહી લોકોમાં વગોવવા માંડયા. આ સંઘર્ષણ બહુ વધ્યું. ક્ષત્રિયકુલ એ બ્રાહ્મણકુલ કરતાં ચડિયાતું છે એવો આશય જૈનોના પ્રસિદ્ધ ગ્રંથ કલ્પસૂત્રમાં પ્રસંગે જે વર્ણવાયો છે તેને આ સંઘર્ષણનું પરિણામ ઘણા વિદ્વાનો માને છે. ગમે તેમ હો પણ બ્રાહ્મણ વર્ણની પ્રાચીનતા વિરુદ્ધ ચર્ચા બહુ વધી.

બ્રાહ્મણો વેદને આધારે એમ મતાવવાનો પ્રયત્ન કરતા કે "બ્રહ્માના મુખથી સર્વપ્રથમ બ્રાહ્મણો ઉત્પન્ન થયા ને ત્યાર બાદ અન્ય અંગોથી બીજા વર્ણો. માટે ઇતરવર્ણો કરતાં બ્રાહ્મણો જેમ પ્રાચીન તેમ પૂજ્ય પણ છે." ત્યારે એની સામે જૈનો એમ કહેવા લાગ્યા કે ક્ષત્રિયાદિ ત્રણ વર્ણની સૃષ્ટિ પ્રથમ થઇ અને બ્રાહ્મણવર્ણ તો પાછળથી એ ત્રણ વર્ણોમાંથી જ ઉત્પન્ન કરવામાં આવ્યો. જૈનોનો આ પક્ષ શ્વેતાંબર અને દિગંબર બન્નેના ગ્રંથોમાં યુક્તિ અને વિવિધ કલ્પનાઓના મિશ્રણપૂર્વક વર્ણવવામાં આવ્યો છે.

આ વર્ણન શ્વેતાંબરીય આગમ અને ચરિત બન્ને સાહિત્યમાં છે. અને દિગંબરીય માત્ર ચરિતસાહિત્યમાં છે. આગમ સાહિત્યમાં આ વર્ણન માટે નિર્યુક્તિ, ભાષ્ય

---

તદ્દન જૂદી જ છે. એમાં બ્રાહ્મણ નામની ઉત્પત્તિ તો માહણ શબ્દમાંથી જ બતાવવામાં આવી છે પણ એ માહણ શબ્દ જુદા જ ભાવમાં ત્યાં યોજાયો છે. જ્યારે ઋષભદેવની ભવિષ્ય વાણીથી લોકોને માલુમ પડયું કે ભરતે સ્થાપેલ બ્રાહ્મણવર્ણ તો આગળ જતાં અભિમાની થઇ સાચો માર્ગ લોપશે ત્યારે લોકોએ એઓને હણવા (પીટવા) માંડયા. એ લોકોને મા (ન) हण (મારો) એમ કહી ઋષભે હણતાં વાર્યા ત્યારથી પ્રાકૃતમાં माहण અને સંસ્કૃતમાં બ્રાહ્મણ નામ પ્રચલિત થયું. આદિપુરાણમાં વળી દ્વિજ નામને ઘટાવતાં કહેવામાં આવ્યું છે કે બ્રાહ્મણત્વ જન્મસિદ્ધ છે પણ તે શાસ્ત્ર અને તપના સંસ્કાર દ્વારા યોગ્ય બને છે અને ત્યારે જ દ્વિજ કહી શકાય.

ભરતને ખિન્ન જોઇ તેને શાંત કરવા અવગ્રહની[૮] ચર્ચા ઉપાડી. ભરતે છેવટે વિચાર્યું કે બીજું કાંઇ નહિ તો આ ભિક્ષુકોને મારા દેશમાં વિચારવાની અનુમતિ આપી કૃતાર્થ થાઉં એ વિચારથી તેણે પોતાના દેશમાં વિચરવાની ભિક્ષુકોને અનુમતિ આપી અને ત્યાં હાજર રહેલ ઇંદ્રને પૂછ્યું કે આ અહીં આણેલ અન્નપાણીનું શું કરવું? ઇંદ્રે જવાબ આપ્યો કે એ અન્નપાણી ગુણશ્રેષ્ઠ પુરુષોને આપી તેઓનો સત્કાર કર. વધારે વિચારતાં ભરતને જણાયું કે સાધુ સિવાય તો ફક્ત શ્રાવકો જ શ્રેષ્ઠ છે. કારણ કે તેઓ વિરત [ ત્યાગધર્મી ] છે અને વિરત હોવાથી ગુણશ્રેષ્ઠ છે. માટે એ વિચારથી તે અન્નપાન તેઓને જ આપી દીધું. વળી ભરતે શ્રાવકોને બોલાવી કહ્યું કે તમારે હમેશાં મારું જ અન્નપાન લેવું, ખેતી આદિ કામ ન કરવાં અને શાસ્ત્રાભ્યાસમાં પરાયણ રહેવું. ખાધા પછી મારા ગૃહદ્વાર પાસે બેસી કહેવું કે **जितो भवान वर्धते भयं तस्मान्मा हन मा हन**, અર્થાત્ આપ જીતાયા છો, ભય વધે છે માટે આત્મગુણને હણ મા હણ મા. એ શ્રાવકોએ તેમ જ કર્યું. શ્રાવકોના પ્રતિપાદનના એ વાકયથી ભરતને સૂઝ્યું કે હું રાગ આદિ દોષોથી જીતાયો છું તે દોષોથી જ ભય વૃદ્ધિ પામે છે. આવી આલોચનાથી તેને વૈરાગ્ય પ્રાપ્ત થયો.

જમનાર ઘણા થવાથી રસોઇ કરવા અશક્ત થએલા રસોઇઆઓએ ભરતને વિનવ્યું કે ઘણા લોકો જમવા આવે છે તેથી કોણ શ્રાવક છે અને કોણ નથી એ જણાતું નથી. ભરતે પૂછી લેવા કહ્યું. એટલે રસોઇયાઓ આગન્તુકને પૂછવા લાગ્યા કે તમે કોણ છો? તેઓ જ્યારે કહે કે શ્રાવક ત્યારે વળી પાચકો પૂછે કે શ્રાવકોનાં કેટલાં વ્રત? ઉત્તરમાં આગંતુક કહેતા કે શ્રાવકોને વ્રતો [ મહાવ્રતો ] ન હોય. અમારે તો પાંચ અણુવ્રત અને સાત શિક્ષાવ્રત હોય છે. જ્યારે પાચકોએ આવા દ્વાદશ વ્રતધારી શ્રાવકોની ભરતને સૂચના કરી, ત્યારે ભરતે કાકિણીરત્ન વડે તેઓને ચિન્હ કર્યું. છ છ મહીને પરીક્ષા કરી જે શ્રાવકો જણાયા તેઓને ચિહ્ન કર્યું એ રીતે ચિહ્નવાળા તે જ બ્રાહ્મણો થયા. એ લોકો પોતાના છોકરાઓ સાધુઓને આપતા તેમાંથી કેટલાક દીક્ષા લેતા અને જે ન લેતા તે શ્રાવક જ રહેતા. ભરતે શ્રાવકોને જમાડેલ તેથી બીજા પણ લોકો તેઓને જમાડવા લાગ્યા. તેઓના સ્વાધ્યાય માટે ભરતે અર્હત્સ્તુતિ તથા મુનિ અને શ્રાવકોની સામાચારીવાળા [ આચાર પ્રથાવાળા ] વેદો રચ્યા. તેઓની કાકિણીરત્નની રેખા એ જ યજ્ઞોપવીત થઇ અને ક્રમે બધા માહનને બદલે બ્રાહ્મણ કહેવાયા. એ જ શ્રાવકો તે મૂળ બ્રાહ્મણ. આ મર્યાદા ભરત-રાજ્યના વખતની.

ત્યાર બાદ તેનો પુત્ર આદિત્યયશા થયો તેણે કાકિણીરત્ન ન હોવાથી સોનાની યજ્ઞોપવીત ચલાવી. પછી મહાયશ વગેરે રાજાઓમાંથી કોઇએ રૂપાની અને કોઇએ વિચિત્રપટ્ટસૂત્રની જનોઇ ચલાવી. આ બ્રાહ્મણધર્મ આઠ પેઢી સુધી બરાબર ચાલ્યો. આ

૮ સાધુઓને અને સાધ્વીઓને રહેવા અગર વિચરવા માટે અનુમતિ આપેલ જે જગ્યા તે અવગ્રહ કહેવાય છે. ઇંદ્રની અનુમતિવાળી જગ્યા તે ઇંદ્રાવગ્રહ એ રીતે ચક્રવર્તી-અવગ્રહ અને રાજ-અવગ્રહ પણ સમજવા.

सत्यं परं धीमहि

# पुरातत्त्व

[पुस्तक ५ मुं.] · चैत्र, १९८३ [अंक २

## सांप्रदायिकता अने तेना पुरावाओनुं दिग्दर्शन

लेखांक, २

[ पंडित सुखलालजी ]

प्रस्तुत लेखमाळा माटे गया अंकमां वैदिक साहित्यनो उपयोग थयो छे. आ अंकमां जैन साहित्यनो उपयोग करवा धार्यो छे. प्राचीन काळमां जैन साहित्यनो विभाग १वस्तुनी दृष्टिए करवामां आव्यो छे; जे बहु व्यापक अने सर्वसंमत छे. पश्चिमीय विद्वानो वळी २नवी ज दृष्टिए जैन साहित्यनो विभाग करे छे. ए विभागोने बाजुए राखी ऐतिहासिक अने तुलनात्मक दृष्टिए लखवा धारेल प्रस्तुत लेखमां वधारे उपयोगी थाय तेवा जैन साहित्यना विभाग मात्र लेखनी सगवड खातर नीचे प्रमाणे करवामां आवे छे.

१. आगम,
२. चरित
३. खंडनात्मक
४. तर्क

पहेला विभागमां प्राचीन आगमो अने तेना उपरनी बधी व्याख्याओनो समावेश थाय छे.

बीजामां, मध्यकाळमां रचायेल कथा, आख्यान, आख्यायिका आदि जीवनवर्णनवाळा ग्रंथो आवे छे.

त्रीजामां मुख्यपणे परमतनुं खंडन करी स्वमतनुं स्थापन करवाना हेतुथी लखाएल ग्रंथो आवे छे. अने चोथामां प्रमाण प्रमेयादिनुं तर्कपद्धतिए निरूपण करनार ग्रंथो आवे छे.

श्वेताम्बर शाखानुं साहित्य आ चारे भागोमां उपलब्ध थाय छे, अने दिगंबर शाखाओनुं त्रण भागमां. एमां आगमग्रंथो नथी.

---

१. द्रव्यानुयोग, चरणकरणानुयोग गणितानुयोग, धर्मकथानुयोग. आ माटे जुओ पुरातत्त्व वर्ष २ जुं पृ० १२२ पं बेचरदास. नो लेख

२. तत्त्वविद्या, विश्वविद्या, जीवविद्या अने मानसशास्त्र. विस्तार माटे जुओ प्रो. लोयमान लिखित निबंधनो गुजराती अनुवादः 'बुद्ध अने महावीर', पृ. ३३.

મગધાધિપ શ્રેણિકે ગૌતમને કહ્યું કે ક્ષત્રિય આદિ ત્રણ વર્ણોની ઉત્પત્તિ તો મેં સાંભળી. હવે બ્રાહ્મણની ઉત્પત્તિ કહો. એટલે ગૌતમે તે ઉત્પત્તિનું વર્ણન કરતાં કહ્યું કે જ્યારે ભરત ચક્રીએ આણેલો આહાર ત્યાગી શ્રમણોએ એ અકલ્પ્ય હોવાથી ન સ્વીકાર્યો ત્યારે તેણે વ્રતધારી ગૃહસ્થોને દાન આપવાનો વિચાર કર્યો અને તેઓને આમંત્ર્યા. જે જે વ્રતધારી શ્રાવકો આંગણામાં પડેલ સચિત્ત [સજીવ] વનસ્પતિને કચડી રાજમહેલમાં દાખલ ન થયા તે બધાને ભરતે વ્રતધારી સમજી ઓળખાણ માટે તેઓના કંઠમાં સૂત્ર નાંખ્યું જે યજ્ઞોપવીત થઈ. એ બધાને દાનમાનથી બહુ સત્કાર્યા. એ લોકો આદરસત્કારથી અતિગર્વ ધારણ કરવા લાગ્યા. સારબાદ ક્યારેક મતિસાગર નામના મંત્રીએ સભામાં ભરત ચક્રીને કહ્યું હે રાજન ! જિનેશ્વરે-ઋષભદેવે જે રીતે કહ્યું છે તે રીતે હું કહું છું. એકાગ્રચિત્તે સાંભળ. હે નરાધિપ ! તેં જે પ્રથમ વ્રતધારી શ્રાવકોનો સત્કાર કર્યો હતો તેઓ શ્રી મહાવીરના અવસાન પછી કુતીર્થ પ્રવર્તક થશે. મિથ્યાવચનથી વેદનામક શાસ્ત્ર રચી તે દ્વારા યજ્ઞમાં પશુવધ કરશે અને અનેક આરંભપરિગ્રહમાં બંધાઇ પોતે જ મૂઢ બની લોકોને મોહમાં નાંખશે.

આ વચન સાંભળી ભરત કુપિત થયો ને તે અભિમાની શ્રાવકોને નગર બ્હાર કરવા લોકોને કહ્યું. લોકો પણ ચીઢાઇ એ ભાવિ બ્રાહ્મણોને પથ્થર આદિથી મારવા મંડ્યા. એ બિચારા શ્રીઋષભદેવને શરણે ગયા. શ્રી ઋષભદેવે ભરતને વારી કહ્યુંઃ **माहण** અર્થાત્ એઓને ન હણ. ત્યારથી તેઓ માહણ [ બ્રાહ્મણ ] તરીકે પ્રસિદ્ધ થયા.

જેઓ સૌ પહેલાં પ્રવ્રજિત થઇ પાછા પ્રવ્રજ્યાથી ભ્રષ્ટ થયા હતા તેઓ જ તાપસ અને પાખંડી થયા. તેઓના જ ભૃગુ અંગીરા વગેરે શિષ્ય પ્રશિષ્ય લોકોને કુશાસ્ત્રોથી મોહ પમાડતાં સંસારનું બીજ થયા.

[ ચતુર્થ ઉ. ગા. ૬૮ થી ૮૮ પૃ. ૧૭ ]

[ ઘ ] પદ્મપુરાણ પૃ. ૩૮ તથા પૃ. ૪૧ માં પઉમચરિયની હકીકતને જ વિશદ કરી વર્ણવી છે તેમાં એટલું ઉમેર્યું છે કે ભ્રષ્ટ વલ્કલધારી તાપસોમાંથી જ પરિવ્રાજક-દંડિમત, સાંખ્ય-યોગમત પ્રવર્ત્યો.

## [ ङ ] આદિપુરાણ

ભગવાન ઋષભદેવે અસિ [શસ્ત્રધારણ] મષિ [લેખન] કૃષિ ( ખેતી ) વિદ્યા વાણિજ્ય અને શિલ્પ એ ૭ કર્મોવડે આજીવિકા કરવાનો લોકોને ઉપદેશ કર્યો તે વખતે તેઓએ ત્રણ વર્ણ સ્થાપ્યા. શસ્ત્ર ધારણ કરનાર ક્ષત્રિય કહેવાયા. ખેતી, વ્યાપાર અને પશુપાલન કરનાર વૈશ્ય કહેવાયા. ક્ષત્રિય અને વૈશ્યની સેવા કરનાર તે શૂદ્ર કહેવાયા. શૂદ્રો પણ કારુ અકારુ એમ બે પ્રકારના થયા. ધોબી, હજામ વગેરે કારુ અને તે સિવાયના અકારુ. કારુમાં પણ જે પ્રજાબાહ્ય તે અસ્પૃશ્ય અને બાકીના સ્પૃશ્ય થયા. દરેક વર્ણવાળા પોત પોતાનું નિયત જ કર્મ કરતા. વિવાહ, જાતિસંબંધ આદિ બધો વ્યવહાર અને બધી નિર્દોષ આજીવિકા શ્રી ઋષભદેવે નક્કી કર્યા પ્રમાણે જ ચાલતી.

[ પર્વ ૧૬ શ્લોક ૧૭૯ થી ૧૮૮ ]

કોઇ પણ સંપ્રદાય એ પરિસ્થિતિથી મુક્ત ન હતો; જોકે હજી મધ્યકાળની સાંપ્રદાયિક કટુકતા દાખલ થઇ ન હતી. તથાપિ સ્વપક્ષરાગ અને તજ્જન્ય પરપક્ષદ્વેષનું વિરલ પણ ચોક્કસ વાતાવરણ તૈયાર થયું હતું.

આ વાતાવરણનો પ્રતિઘોષ આપણે નિર્યુક્તિમાં જોઇએ છીએ. નિર્યુક્તિકાર શ્રી ભદ્રબાહુ મહા વિદ્વાન અને તપસ્વી હતા, છતા સાંપ્રદાયિકતાના ઝેરી વાતાવરણથી છૂટવું તેઓને પણ કઠણ થઇ ગયુ હોય તેમ તેઓની નિર્યુક્તિ જોતાં લાગે છે. તેઓની સામે અનેક પ્રતિપક્ષો હતા; જેમાં બૌદ્ધ દર્શન અને વૈદિક દર્શનની તત્કાલીન છૂટી પડી વિરોધી બનેલી શાખાઓ પણ હતી. આ પ્રતિપક્ષીઓમા મુખ્ય બૌદ્ધ, યાજ્ઞિક, સાંખ્ય, વૈશેષિક અને આજીવક પંથ હતા. નિર્યુક્તિમાં ભરત ચક્રવર્તીદ્વારા, બ્રાહ્મણ વર્ણની સ્થાપના, બ્રાહ્મણોને દાન આપવાની શરૂ થએલી પ્રથા અને અસલી આર્યવેદોની રચના થયાનું જે વર્ણન છે તેમ જ સાંખ્ય અને વૈશેષિક દર્શન વગેરેની ઉત્પત્તિનો જે સંબંધ વર્ણવવામા આવ્યો છે તેમાં તે વખતની સાંપ્રદાયિકતાનો પડઘો હોય તેમ લાગે છે.

નિર્યુક્તિમાં જે છૂટાં છવાયાં સાંપ્રદાયિકતાનાં બીજો નજરે પડે છે અને જે આગળ જતાં ચરિતસાહિત્યમાં વૃક્ષ અને મહાવૃક્ષનુ રૂપ ધારણ કરે છે તે જ બીજા ભાષ્ય, ચૂર્ણિ અને ટીકાગ્રંથોમા અનુક્રમે અંકુરિત થતાં અને વધતાં આપણે જોઇએ છીએ. ભાષ્ય, ચૂર્ણિ અને ટીકાની સાંપ્રદાયિકતાસૂચક વાતો એ નિર્યુક્તિના સંક્ષિપ્ત સૂચનોનો વિવિધ વિસ્તાર અને પૂરવણી માત્ર છે. ભાષ્ય, ચૂર્ણિ અને ટીકાની રચના મધ્ય કાળમાં થએલી હોવાથી તેમા તે વખતના બ્રાહ્મણપુરાણની સાંપ્રદાયિક કટુકતા નજરે પડે છે અને પ્રાચીન આગમની તટસ્થતા ઓછી થાય છે.

ચરિત, ખંડનાત્મક અને તર્ક એ ત્રણ વિભાગના સાહિત્યની રચના પણ મધ્યકાળમાં થએલી હોવાથી તે સાહિત્ય એ વખતે પ્રસરેલ સાંપ્રદાયિકતાની વિષવલ્લીના કટુકતમ ફળોથી મુક્ત રહે એ સંભવિત ન હતું.

આ બધી સાંપ્રદાયિકતાના કેટલાક નમુનાઓ માત્ર ઐતિહાસિક દષ્ટિએ આગળ આપવા ધાર્યા છે. પરંતુ તે આપતાં પહેલાં તેને વધારે સ્પષ્ટ રીતે સમજવા ખાતર કેટલીક અગત્યની હકીકત પ્રથમ જ જણાવી દેવી યોગ્ય ધારી છે.

( ૧ )

બ્રાહ્મણ વર્ણની ઉત્પત્તિ[૩]

તત્ત્વજ્ઞાન અને આચારને લગતી ઘણી બાબતો વિષે વૈદિક અને જૈનદર્શન વચ્ચે પ્રબળ મતભેદ છે. પરંતુ એ બધી બાબતોમા યાજ્ઞિક હિંસા એ મુખ્ય મતભેદની બાબત છે અને તેને લીધે જ વેદનું પ્રામાણ્ય તથા બ્રાહ્મણ વર્ણનું

૩. બ્રાહ્મણ શબ્દની ઉત્પત્તિ વિષે જૈનોની કલ્પના ખાસ ધ્યાન ખેંચે છે. ભરતે પોતાને કર્તવ્યનું ભાન કરાવવા ખાતર વ્રતધારી શ્રાવકોને હમેશાં પોતાને દરવાજે બેસી જે "માહણ માહણ" શબ્દ ઉચ્ચારવા કહેલું તે જ શબ્દમાંથી બ્રાહ્મણ નામની ઉત્પત્તિ થઇ છે એ એક જ કલ્પના અન્ય તમામ શ્વેતાંબર ગ્રંથોમાં છે. જ્યારે નામ વિષેની કલ્પના પઉમચરિયમા

એ દ્વિજોના સંસ્કાર દઢ કરવા ભરતે શ્રાવકાધ્યાયસંગ્રહમાંથી ત્રણ પ્રકારની ક્રિયાઓ ઉપદેશીઃ ગર્ભાન્વય, દીક્ષાન્વય અને કર્ત્રન્વય. એ ત્રણમાં–પહેલીના ૫૩, બીજીના ૪૮ અને ત્રીજીના ૭ પ્રકારો ભરતે બહુ વિસ્તારથી[૧૩] કહી સંભળાવ્યા. એ ક્રિયામાં દઢ થએલા પોતાના સ્થાપેલા દ્વિજો (શ્રાવકો)ને જોઈ ભરત પ્રસન્ન થયો.

**દુઃસ્વપ્નનું ફળ: બ્રાહ્મણપૂજા**–એક વાર ભરતને કેટલાક દુઃસ્વપ્ન આવ્યાં તેનું અનિષ્ટ સામાન્ય રીતે તેણે જાણ્યું છતાં વધારે ખુલાસા માટે ભગવાન ઋષભદેવ પાસે જઇ એ સ્વપ્નો તેણે કહી સંભળાવ્યાં.

એ વિલક્ષણ સ્વપ્નોમાં એક સ્વપ્ન એવું હતું કે નૈવેદ્ય ખાતા શ્વાનની લોકો પૂજા કરે છે. આ સ્વપ્નનું ફળ જણાવતાં ભગવાને કહ્યું કે જે અવ્રતી બ્રાહ્મણ હશે તેઓ ગુણી અને વ્રતીની પેઠે સત્કાર પામશે. આ ફળશ્રુતિ કહ્યા પહેલાં ભગવાને ભરતને તેણે સ્થાપેલ બ્રાહ્મણ વર્ણ વિષે માર્મિક વિચારો સંભળાવ્યા. તેઓએ કહ્યું હે વત્સ ! તેં ધર્માત્મા આ દ્વિજોની સાધુઓની પેઠે જે પૂજા કરી તે બહુ જ સારૂં કર્યું. પણ તેમાં જે થોડો દોષ છે તે સાંભળ. તેં જે ગૃહસ્થોની રચના કરી છે તે સત્યયુગ હશે ત્યાંસુધી તો પોત પોતાના યોગ્ય આચરણો કરતા રહેશે. પરંતુ કળિયુગ નજીક આવતાં જ તેઓ બ્રાહ્મણ જાતિના અભિમાનથી સદાચારભ્રષ્ટ થઇ મોક્ષ માર્ગના વિરોધી બની જશે. કળિયુગમાં પોતાની મહત્તાના અભિમાનમાં ફસી એ લોકો ધનની ઇચ્છાથી મિથ્યા શાસ્ત્ર દ્વારા સર્વ લોકોને મોહિત કરતા રહેશે.

આદરસત્કારથી અભિમાન વધવાને લીધે તેઓ ઉદ્ધત થઇ સ્વયમેવ શાસ્ત્રો રચી લોકોને ઠગ્યા કરશે.

આ અધાર્મિક બ્રાહ્મણો પ્રાણીહિંસાપરાયણ થશે. મધુ, માંસ ભક્ષણને પસંદ કરશે અને પ્રવૃત્તિરૂપ ધર્મની ઘોષણા કરશે. તેઓ અહિંસાધર્મમાં દોષ બતાવી વેદોક્ત માર્ગને પોષશે. પાપ ચિહ્નરૂપ જનોઇ ધારણ કરનાર તેઓ હિંસારત થઇ ભવિષ્યમાં આ શ્રેય માર્ગના વિરોધી થશે.

આ કારણથી જો કે ભવિષ્યની દૃષ્ટિએ બ્રાહ્મણોની રચના દોષરૂપ છે તથાપિ હવે વર્ણ સ્થપાયા પછી મર્યાદા સાચવવા ખાતર તેનો લોપ ન કરવો એ જ યોગ્ય છે. તેં જે પૂજાતા શ્વાનનું સ્વપ્ન જોયું તેનું ફળ ભવિષ્યમાં થનાર ધર્મસ્થિતિનો નાશ એ છે. અર્થાત્ ધર્મભ્રષ્ટ બ્રાહ્મણોની પૂજા એ એ સ્વપ્નોનું ફળ છે.

[ વિસ્તાર માટે જુઓ પર્વ ૩૮, ૩૯–૪૦–૪૧ ].

---

૧૩. ગર્ભાધાનથી માંડી મોક્ષપ્રાપ્તિ સુધી ૫૩ સંસ્કારો કરવામાં આવે છે તે બધા ગર્ભાન્વય ક્રિયામાં ગણાય છે. આવી જાતના સોળ સંસ્કારો અને તેથી વધારે પણ સંસ્કારો બ્રાહ્મણ શાસ્ત્રમાં વર્ણવાયલા છે. વ્રતના સ્વીકારથી માંડી મોક્ષપ્રાપ્તિ સુધી આચરવાની વિભાગવાર ક્રિયાઓ દીક્ષાન્વય ક્રિયા કહેવાય છે. જે અડતાલીસ છે. એ રીતે સાત કર્ત્રન્વય ક્રિયાઓ પણ છે. જેને મોક્ષ માર્ગનો આરાધક સેવે છે. આ બધી ક્રિયાઓનું વિસ્તૃત વર્ણન ખાસ જોવા જેવું છે. તેમાં સમગ્ર બ્રાહ્મણીય વર્ણાશ્રમ વ્યવસ્થાની છાપ છે. ( જુઓ આદિપુરાણ પર્વ. ૩૮–૩૯–૪૦. )

આદિ ચારે જાતનું આવશ્યકસૂત્ર ઉપરનું વ્યાખ્યાસાહિત્ય મુખ્ય છે. અને ચરિતવિભાગમાં શ્રીવિમલસૂરિકૃત પઉમચરિય[૪] તથા આચાર્ય હેમચંદ્રનું ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર[૫] છે. દિગંબરીય સાહિત્યમાં એ વર્ણન માટે પદ્મપુરાણ[૬] અને આદિપુરાણ[૭] મુખ્ય છે.

એ ગ્રંથોમાંના બ્રાહ્મણવર્ણની ઉત્પત્તિના વર્ણનનો ટુંકસાર આ પ્રમાણે છે.

### (क) આવશ્યક વૃત્તિ

પોતાના ભાઇઓએ પ્રવ્રજ્યા લીધી છે એ જાણી ભરત ચક્રવર્તી ખિન્ન થયો, તેણે ધાર્યું કે હું વૈભવ આપું તો કદાચ તેઓ સ્વીકારશે, એમ ધારી તેણે વૈભવ ભોગવવા તેઓને પ્રાર્થના કરી પણ જ્યારે તેઓએ ત્યક્ત ભોગોનો સ્વીકાર ન કર્યો ત્યારે ભરતે વિચાર્યું કે આ નિઃસંગ ભ્રાતૃમુનિઓને આહાર આપી ધર્માનુષ્ઠાન કરૂં. એ વિચારથી તેણે વિવિધ આહાર ભરેલાં પાંચસો ગાડાં મંગાવ્યાં પણ યતિઓને તેવો સ્વનિમિત્તે બનેલો અર્થાત્ સદોષ આહાર ન ખપે એમ જ્યારે તેણે જાણ્યું ત્યારે વળી બીજા તદ્દન નિર્દોષ આહાર માટે તે યતિઓને આમંત્ર્યા. રાજપિંડ [ રાજઅન્ન ] પણ યતિઓ ન લે એમ જ્યારે તેણે ભગવાન પાસેથી જાણ્યું ત્યારે તે બહુ ઉદ્વિગ્ન થયો અને વિચારવા લાગ્યો કે ભગવાને તો મને દરેક રીતે ત્યજી જ દીધો છે. તે વખતે ભગવાન ઋષભદેવ પાસે ઉપસ્થિત થએલ ઇંદ્ર

---

૪. આ ગ્રંથના લેખક વિમલસૂરિનો સમય હજી નિશ્ચિત થયો નથી. પ્રો. યાકોબીનું કહેવું છે કે તે ચોથા સૈકાથી જૂના નથી. [ જો કે ગ્રંથકારના લખ્યા પ્રમાણે તેઓ વિક્રમના પહેલા સૈકામાં થએલા હોવા જોઇએ. ] પદ્મપુરાણ એ પઉમચરિયનું અનુકરણ છે એમ કેટલાક માને છે એ મંતવ્ય સાચું હોય તો પદ્મપુરાણના લેખક રવિષેણ, જેઓ વિક્રમના સાતમા આઠમા સૈકામાં થયા છે તે પહેલાં પઉમચરિયના કર્તા વિમલસૂરિ ક્યારેક થયા હોવા જોઇએ.

૫. આ ચરિત્રગ્રંથમાં આચાર્યે ત્રેસઠ મહાન જૈન પુરુષોનાં જીવન આલેખેલાં છે તેથી તે ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર કહેવાય છે.

૬ આ ગ્રંથના લેખક દિગંબરાચાર્ય રવિષેણ છે જેઓ વિક્રમના સાતમા આઠમા સૈકામાં થઇ ગયા છે. તે વિષે જુઓ **विद्वद्रत्नमाला** (નાથુરામજી પ્રેમી લિખિત) પૃ. ૪૩

૭. આ ગ્રંથ દિગંબરાચાર્ય જિનસેનનો બનાવેલો છે જેઓ વિક્રમના નવમા સૈકામાં પ્રસિદ્ધ જૈન રાજા અમોઘવર્ષના સમકાલીન હતા. આદિપુરાણ એ મહાપુરાણનો પૂર્વભાગ છે તેનો ઉત્તરભાગ ઉત્તરપુરાણ છે. આદિપુરાણમાં શ્રી ઋષભદેવજીનું વર્ણન છે ઉત્તરપુરાણમાં બાકીના તીર્થંકરોનું.

ઉત્તરપુરાણ ગુણભદ્ર સ્વામિએ રચ્યું છે જેઓ ભટ્ટારક જિનસેનના શિષ્ય હતા અને જેઓનો સમય વિક્રમનો નવમો દશમો સૈકો ગણવામાં આવે છે. જિનસેન અને ગુણસેન સ્વામિના સમય, ગ્રંથો આદિ વિષે વધારે માહિતી મેળવવા ઇચ્છનારે **विद्वद्रत्नमाला** પહેલો ભાગ જોવો.

## (क) ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર

લાકડીઓના મારથી જર્જર થએલ નારદે 'અન્યાય! અન્યાય!' એવો પોકાર કરી રાવણને કહ્યું હે રાજન્ ! આ રાજપુર નગરમાં મરુત નામનો રાજા છે તે નિર્દય બ્રાહ્મણોના સહવાસથી યજ્ઞ કરવા પ્રેરાયો છે. તે માટે તેણે અનેક પશુઓને એકત્ર કર્યાં છે. તેઓનો–પશુઓનો, પોકાર સાંભળી મને દયા આવી તેથી આકાશમાંથી ઉતરી મેં મરુતને પૂછ્યું કે 'આ શું આરંભ્યું છે?' તેણે ઉત્તર આપ્યો: 'આ બ્રાહ્મણોએ કહ્યા પ્રમાણે દેવતૃપ્તિ અને સ્વર્ગપ્રાપ્તિ માટે ધર્મ્ય યજ્ઞ કરું છું. તેમાં પશુઓ હોમવાનાં છે.' પછી મેં તેને કહ્યું:–'આ શરીર વેદી છે, આત્મા યજમાન છે, તપ અગ્નિ છે, જ્ઞાન ઘૃત છે, કર્મ સમિધ છે, ક્રોધાદિક પશુઓ છે, સત્ય યૂપ છે, દયા દક્ષિણા છે, અને જ્ઞાન, દર્શન, ચારિત્ર–એ ત્રણે રત્નો તે ત્રણ દેવ (બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર) છે. આ વેદોક્ત યજ્ઞ મુક્તિનું સાધન છે. જેઓ ક્રૂર થઇ બકરા વગેરેને મારી યજ્ઞ કરે છે તેઓ નરકયાતના ભોગવે છે. માટે હે રાજન્ ! આ પાપ છોડ. જો હિંસાથી સ્વર્ગ મળે તો આખું જગત્ સ્વર્ગ પામે.' મારા આ કથનથી બ્રાહ્મણો ચીઢાયા અને મને માર્યો. હે રાવણ ! હું ભાગી તમારે શરણે આવ્યો છું. તમે હવે એ પશુઓને બચાવો. નારદના આ કથનથી એ ઘટના જોવા રાવણ વિમાનમાંથી ઉતરી યજ્ઞસ્થળમાં આવ્યો. તેણે મરુતને હિંસાયજ્ઞ કરતાં રોકયો અને નારદને 'આવા હિંસાત્મક યજ્ઞો કયારથી પ્રવર્ત્યા હશે?' એમ પૂછ્યું. નારદે રાવણને કહ્યું, 'ચેદિ દેશના એક નગરમાં ક્ષીર કદંબક નામના ગુરુને ત્યાં તેઓનો પુત્ર પર્વત, હું અને રાજપુત્ર વસુ એમ ત્રણે ભણતા. અમારા ત્રણમાંથી કોઈ બે નરકગામી છે એવું જ્ઞાનીનું વચન સાંભળવાથી કયા બે નરકગામી છે એની ખાતરી કરવા ગુરુએ યુક્તિ રચી. લોટના કુકડા બનાવી અમને ત્રણને આપ્યા ને કોઇ ન દેખે ત્યાં મારવા કહ્યું. પર્વત અને વસુએ એકાંતમાં જઇ કુકડા મારી નાખ્યા પણ મને વિચાર આવ્યો કે જ્યાં બીજું કોઈ નથી દેખતું ત્યાં પણ હું તો જોઉં જ છું અને જ્ઞાની તો સર્વત્ર જુએ છે માટે ગુરુની આવી આજ્ઞામાં કાંઇક રહસ્ય હોવું જોઇએ એમ વિચારથી તે કુકડો મેં ગુરુને પાછો સોંપ્યો. તેઓ મારા ઉપર પ્રસન્ન થયા, પણ પર્વત અને વસુ ઉપર નારાજ થયા. કુકડાને મારનાર-એ બંનેના ભાવી નરક ગામીપણાની ચિંતાથી દુઃખિત થઇ ગુરુએ દીક્ષા લીધી અને ગુરુપુત્ર પર્વત શાસ્ત્ર ભણાવવા લાગ્યો. હું મારે સ્થાને ગયો ને વસુ રાજ્ય કરવા લાગ્યો. સ્ફટિકની અદૃશ્ય શિલા ઉપર આસન મુકી વસુ બેસતો ને સત્યને પ્રભાવે આસન ઉંચું રહ્યાની વાત ફેલાવતો. એક વાર ગુરુપુત્ર પર્વતને ત્યાં હું જઇ ચઢયો. તેણે શિષ્યોને ભણાવતાં **अजैर्यष्टव्यम्** એ વાક્યનો અર્થ કર્યો કે બકરાઓવડે યજ્ઞ કરવો. આ અર્થ સાંભળી મેં તેને ગુરુકથિત અર્થથી વિરુદ્ધ અર્થ કરવા બદલ ઠપકો આપ્યો. મેં કહ્યું: ગુરુ તો એ જ શબ્દનો [ત્રણ વર્ષના જુના ન ઉગે એવા જવ] એવો અર્થ કરતા અને તું બકરા એવો અર્થ કેમ કરે છે?"

પર્વતે મારૂં કથન ન સ્વીકાર્યું ને સહાધ્યાયી વસુ પાસે નિર્ણય કરાવવા તત્પર થયો. અમે બંને વસુ પાસે નિર્ણય અર્થે ગયા. પણ ગુરુપત્ની પર્વતની માતાના દબાણથી વસુએ

ક્રમ અર્થાત્ ભરતે નિર્માણ કરેલી બ્રાહ્મણસૃષ્ટિ અને તેઓ માટે રચેલા આર્યવેદો સુવિધિ નામ- નવમા તીર્થંકર સુધી ચાલ્યા અનાર્ય વેદો તો પાછળથી સુલસ, યાજ્ઞવલ્ક્ય વગેરેએ બનાવેલા છે.

[ પૃ. ૧૫૬ થી ૧૫૮ ]

આ જ વસ્તુ સવિશેષ વિસ્તૃત અને આલંકારિકરૂપે ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્રમા વર્ણવાએલી છે જૂઓ ગુજરાતી અનુવાદ પૃ ૨૨૩ થી ૨૨૭

( ख ) त्रिषष्टिचरित्र

બ્રાહ્મણત્વનુ પતન શ્રી સુવિધિસ્વામિના[૯] નિર્વાણ પછી કેટલોક કાળ જતાં કાળના દોષથી સાધુઓનો ઉચ્છેદ થઇ ગયો પછી જેમ માર્ગભ્રષ્ટ થએલા વટેમાર્ગુઓ બીજા જાણીતા મુસાફરોને માર્ગ પૂછે તેમ ધર્મના અજ્ઞ લોક સ્થવિર શ્રાવકોને ધર્મ પૂછવા લાગ્યા તેઓ પોતાને અનુસારે ધર્મ કહેવા લાગ્યા. એવી રીતે પૂજા થવાથી દ્રવ્યાદિકમા લુબ્ધ થઇને એ સ્થવિર શ્રાવકોએ તત્કાળ નવા કૃત્રિમ શાસ્ત્રો રચી તેમા વિવિધ જાતના મોટાં ફળવાળા દાનો વર્ણવ્યાં તેમા પ્રતિદિન દ્રવ્યાદિકમા લુબ્ધ થઇને તેઓએ આલોક તથા પરલોકમાં નિશ્ચિત મોટા ફળવાળા કન્યાદાન, પૃથ્વીદાન, લોહદાન, તિલદાન, કપાસ દાન, ગોદાન, સુવર્ણદાન, રૂપ્યદાન, ગૃહદાન, અશ્વદાન, ગજદાન અને શય્યાદાન વગેરે વિવિધ દાનોને મુખ્યપણે ગણાવ્યા. અને મોટી ઇચ્છાવાળા તેમ જ દુષ્ટ આશયવાળા તેઓએ તે સર્વદાન દેવા માટે યોગ્યપાત્ર પોતે છે અને બીજા અપાત્ર છે એમ જણાવ્યું. એવી રીતે લોકોની વચના કરતાં છતા પણ તેઓ લોકોના ગુરુ થઇ પડયા. વૃક્ષ વગરના દેશમા એરંડાના વૃક્ષને પણ લોકો વેદિકા રચાવે છે

એવી રીતે શ્રી શીતળસ્વામિનુ[૧૦] તીર્થ પ્રવર્તતા સુધી આ ભરતક્ષેત્રમા સર્વ પ્રકારે તીર્થોચ્છેદ રહ્યો તેથી તે વખતમા ગનિએ ઘુવડ પક્ષીની જેમ કનિષ્ટ બ્રાહ્મણોએ આ ભરતક્ષેત્ર ઉપર પોતાનુ એકછત્ર રાજ્ય ચલાવ્યુ. તે પછી બીજા ૭ જિનેશ્વરોના અંતરમાં પણ એટલે શાંતિનાથના અંતર સુધી એવી રીતનુ આતરે આતરે મિથ્યાત્વ પ્રવર્ત્યુ અને તીર્થનો ઉચ્છેદ થવાથી તે સમયમા મિથ્યાદષ્ટિઓનો અસ્ખલિત પ્રચાર થયો.

[ ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર ગુજરાતી ભાષાંતર પૃ ૭૮ ]

( ग ) પઉમચરિય.

શ્રી ઋષભદેવે ગામ નગરાદિ વસાવી તેમની રક્ષા માટે જે વર્ગ યોજ્યો તે ક્ષત્રિય નામે પ્રસિદ્ધ થયો વ્યાપાર, ખેતી, પશુપાલન આદિ કરનારો વર્ગ તે વૈશ્ય તરીકે પ્રસિદ્ધ થયો. અને જેઓ બીજાની આજ્ઞા ઉઠાવનાર તથા નીચકર્મરત હતા તે શૂદ્રવર્ગમાં ગણાયા એના અનેક ભેદો હતા

[ તૃતીયઉ. ગા ૧૧૨ થી ૧૧૬ પૃ ૧૨ ]

૯ જૈનોના ચોવીસ તીર્થંકરો પૈકી નવમા

૧૦ દશમા તીર્થંકર

વગેરેમાં ઘણા યજ્ઞો કરાવ્યા, થોડે થોડે તેનો મત પ્રસરતાં તેણે રાજસૂયાદિક યજ્ઞો પણ કરાવ્યા, અને તે અસુરે યજ્ઞના કરનારાઓને યજ્ઞમાં હોમેલા પ્રાણી કે રાજા વગેરેને વિમાન પર રહેલા બતાવ્યા તેથી પ્રતીતિ આવતાં તે પર્વતના મતમાં રહીને લોકો પ્રાણિહિંસાત્મક યજ્ઞો નિઃશંકપણે કરવા લાગ્યા.

આ બધું જોઇને મેં દિવાકર નામના એક વિદ્યાધરને કહ્યું કે "આ યજ્ઞોમાંથી બધા પશુઓને તારે હરી લેવા ' એટલે મારૂં વચન માનીને તે યજ્ઞમાંથી પશુઓનું હરણ કરવા લાગ્યો. તે પેલા પરમાધાર્મિક અસુરના જાણવામાં આવ્યું, જેથી તેની વિદ્યાનો ઘાત કરવાને તે મહાકાલે યજ્ઞમાં ઋષભ દેવની પ્રતિમા સ્થાપિત કરવા માંડી. એટલે તે દિવાકર-ખેચર વિરામ પામી ગયો. પછી હું ઉપાયક્ષીણ થવાથી શાંત થઇને બીજે ચાલ્યો ગયો. પછી તે અસુરે માયાથી યજ્ઞમાં તત્કાલ સુલસા સહિત સગરરાજાને અગ્નિમાં હોમી દીધો. પછી તે મહાકાળ અસુર કૃતાર્થ થઇને પોતાને સ્થાનકે ગયો.

આ પ્રમાણે પાપના પર્વતરૂપ તે પર્વત થકી યાજ્ઞિક બ્રાહ્મણોએ હિંસાત્મક યજ્ઞો પ્રવર્ત્તાવ્યા છે, તે તમારે અટકાવવા યોગ્ય છે " આવાં નારદનાં ' વચન અંગીકાર કરી સત્કારપૂર્વક તેને વિદાય કરીને રાવણે મરુતરાજાને ક્ષમા આપી.

[ ગૂજરાતી ભાષાંતર પર્વ ૭, સર્ગ, ૨૭ પૃ. ૨૭ થી ૩૪ ]

[ख] ઉત્તરપુરાણ

મહાકાળ નામના અસુરે હિંસાપ્રધાન વેદો રચ્યા. તે વડે તેણે પર્વતનામક એક બ્રાહ્મણદ્વારા હિંસક યજ્ઞો પ્રવર્તાવ્યા. અને તેમ કરી તે અસુરે પોતાના પૂર્વ શત્રુ સગર નરપતિ અને તેની રાણી સુલસાને હિંસામાર્ગે દોરી નરકમાં પહોંચાડયા. પર્વત એ નારદનો એક વખતનો સહાધ્યાયી અને પાછળથી અજ શબ્દના અર્થ વિષે મતભેદ ઉઠતાં બની ગએલ શત્રુ. અજ શબ્દનો અર્થ બકરો યજ્ઞના પ્રસંગમાં લેવો એ પક્ષ પર્વતનો અને તેનો અર્થ ત્રણ વર્ષનું જૂનું ન ઉગે તેવું ધાન્ય એટલો લેવો એ પક્ષ નારદનો. બન્નેનો ફેંસલો આપનાર સત્યવાદી તરીકે પ્રસિદ્ધ થએલ વસુ, અને પર્વતના પક્ષમાં ખોટો ચુકાદો આપવાથી આસન સાથે વસુનું નીચે ગબડી પડવું, અને નરકમાં જવું આટલી વસ્તુ ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર અને ઉત્તરપુરાણમાં સમાન છે. આ કથાવસ્તુના અંદરના પ્રસંગોમાં અને વર્ણનોમાં તે બન્ને ગ્રંથોમાં અલબત્ત ફેર છે પણ વક્તવ્યમાં કશો જ ફેર નથી.

[ પર્વ ૬૭ શ્લોક ૧૫૭ થી ૪૬૧ સુધી ]

[ग] પદ્મપુરાણ

અજ શબ્દના અર્થ વિષે નારદ તથા પર્વતનો વિવાદ તથા વસુએ આપેલો પર્વતના પક્ષમાં ફેંસલો અને ત્યારથી હિંસાત્મક યજ્ઞની પ્રવૃત્તિ થઇ છે એ મુદ્દો રવિષેણ કૃત પદ્મપુરાણમાં પણ છે. એમાં વક્તા ગૌતમ અને શ્રોતા શ્રેણિક રાજા છે. મુદ્દો એક જ હોવા છતાં બીજી પ્રાસંગિક વાતો અને અર્થઘટના થોડી ઘણી ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર અને ઉત્તરપુરાણથી જુદી પડે છે.

પદ્મપુરાણ दौलतरामजीकृत हिंदी अनुवाद પૃ. ૧૫૭ થી આગળ.

ભગવાનના વર્ણનમાં–તે ઋષભદેવ ગંગાને હિમાચલ ધારણ કરે તેમ કંઠમાં હાર કંઠમાં કટિસૂત્ર અને ખભે યજ્ઞોપવીત ( જનોઇ ) ધારણ કરતા શોભતા. ( શ્લોક. ૨૩૫ )

ભગવાને પોતે હાથમાં શસ્ત્ર ધારણ કરી ક્ષત્રિયોનું કર્મ, જંઘાથી યાત્રા કરી બતાવી વૈશ્યનું કર્મ, અને પગથી ચાલી શૂદ્રકર્મ બતાવ્યું.+ આ ત્રણ વર્ણો ઋષભદેવે બનાવ્યા. પાછળથી ભરતે શાસ્ત્રનું પઠન કરાવી બ્રાહ્મણો બનાવ્યા અને દરેકનાં કર્મ વ્યવહાર વગેરે નક્કી થયાં તેથી પ્રથમની ભોગભૂમિ તે હવે કર્મભૂમિ થઇ.

[ પર્વ ૧૬ શ્લો. ૨૪૨ થી ૨૪૯ ]

ગૌતમે કહ્યું કે શ્રેણિક ! હું અનુક્રમે બ્રાહ્મણોની ઉત્પત્તિ કહું છું. તું સાંભળ. ભરત દિગ્વિજય કરી પાછો ફર્યો ત્યારે તેને વિચાર થયો કે આ બધું ધન જૈન મહામહ યજ્ઞમાં વાપરી વિશ્વને સંતુષ્ટ કરું.. મુનિઓ તો નિઃસ્પૃહ છે. ગૃહસ્થોમાં જે દાન, માન યોગ્ય હોય તેનો જ સત્કાર કરવો જોઇએ. એવા યોગ્ય તો અણુવ્રતધારી શ્રાવકો જ છે. આ વિચારથી એવા શ્રાવકોની પરીક્ષા કરવા ભરતે ઉપસ્થિત રાજાઓને પોત પોતાના પરિવાર સાથે જુદા જુદા આવવા આમંત્ર્યા. બીજી બાજુ ભરતે પોતાના મહેલના આંગણામાં લીલી વનસ્પતિ ફળ ફુલ આદિ ફેલાવ્યાં અને દરેક આગંતુકને તે રસ્તે થઇ મહેલમાં આવવા કહ્યું. જેઓ અવ્રતી હતા તેઓ એ વનસ્પતિ ખુંદી બેધડક મહેલમાં ચાલ્યા ગયા પણ કેટલાક તો બહાર જ ઉભા રહ્યા. ભરતે તેઓને પણ અંદર આવવા કહ્યું પરંતુ તેઓએ સચિત્ત વનસ્પતિ કચરી અંદર આવવા ના પાડી. ભરતે તેઓને વ્રતધારી જાણી બીજે માર્ગેથી મહેલમાં લાવ્યો. અને અનેક રીતે તેઓનો સત્કાર કર્યો તેમ જ વ્રતની નિશાની તરીકે પદ્મનિધિમાંથી જનોઇ મંગાવી તે વડે તેઓને ચિહ્નિત કર્યા. કોઇને એક સૂત્ર, કોઇને બે એમ અગીયાર સુધી સુતરના તાંતણા પહેરાવ્યા. જેને એક પ્રતિમા[11] હતી તેને એક, જેને બે હતી તેને બે, એ રીતે જેને ૧૧ પ્રતિમા હતી તેને ૧૧ સૂત્રથી ચિહ્નિત કર્યા. દરેક વ્રતધારીઓનો આદર કર્યો અને અવ્રતીઓને બહાર કર્યા. વ્રતધારીઓ સત્કાર મળવાથી પોત પોતાના વ્રતમાં વધારે સ્થિર થયા અને લોકો પણ તેઓનો આદર સત્કાર કરવા લાગ્યા. ભરતે ઉપાસકાધ્યયન નામના સાતમા અંગ શાસ્ત્રમાંથી તે વ્રતીઓને ઇજ્યા ( પૂજા ) વાર્તા, દત્તિ,[12] સ્વાધ્યાય, સંયમ અને તપનો સવિસ્તર ઉપદેશ આપ્યો. એમાં તેણે અનેક જાતના જૈન યજ્ઞો, દાનના પ્રકારો વગેરે સમજાવ્યા અને છેવટે જણાવ્યું કે જે જાતિ ( જન્મ ) થી દ્વિજ હોય પણ તપ અને શ્રુતના સંસ્કાર ન મેળવે તે નામનો જ દ્વિજ કહેવાય. તપ અને શ્રુતના સંસ્કાર મેળવનાર જાતિદ્વિજ એ જ ખરો દ્વિજ બને છે.

---

+ સરખાવો પુરુષસૂક્ત મં. ૧૦. સૂ. ૯૦, ઋ. ૧૨ 'બાહુને રાજન્ય કર્યા, ઊરુને વૈશ્ય કર્યા, અને પગમાંથી શૂદ્ર જન્મ્યો.' સં

૧૧. પ્રતિમા એટલે એક પ્રકારના અભિગ્રહો–નિયમો. એવા નિયમો અગીઆર છે. જે ખાસ શ્રાવકો માટે છે. પહેલી પ્રતિમા એક માસની, બીજી બે માસની એમ વધતાં અગીઆરમી અગીઆર માસની હોય છે. દરેક પ્રતિમામાં ભિન્નભિન્ન ગુણો કેળવવાના હોય છે.

[ જુઓ ઉપાસકદશાઙ્ગ–પૃ ૧૯. ]

૧૨. દાન આપતાં એકવારે એક સાથે જેટલું આપવામાં આવે તે એક દત્તિ, એમ બીજીવાર જેટલું એક જ સાથે અપાય તે બીજી દત્તિ.

હિંસા હોવી ન જોઇએ. પ્રથમના ઋષિઓએ એ બાબત કહ્યું છે કે "કરોડો ઋષિઓ તપથી સ્વર્ગ પામ્યા છે. અનેક તપોધનો ઉંછવૃત્તિ, ફળ, મૂળ, શાક અને જલપાત્ર સ્વીકારીને સ્વર્ગે ગયા છે. અદ્રોહ, અલોભ, દમ, ભૂતદયા શમ, બ્રહ્મચર્ય, તપ, શૌચ, કરુણા, ક્ષમા, ધૃતિ એ સનાતનધર્મનું ઉંડું મૂળ છે. યજ્ઞ એ દ્રવ્ય અને મંત્રાત્મક છે. તપ એ સમતારૂપ છે. મનુષ્ય યજ્ઞથી દેવોને પ્રાપ્ત કરે છે. જ્યારે તપથી વિરાટપણું મેળવે છે. કર્મસંન્યાસથી બ્રહ્મપ્રાપ્તિ થાય છે. વૈરાગ્યથી પ્રકૃતિલય અને જ્ઞાનથી કૈવલ્ય મળે છે. આ પાંચ ગતિઓ [ પ્રાપ્તિ માર્ગો છે ]." આ રીતે યજ્ઞની પ્રવૃત્તિની બાબત દેવો અને ઋષિઓનો વિવાદ પહેલાં સ્વાયંભુવ સર્ગમાં થએલો ત્યારે તે ઋષિઓ વસુના વાકયોનો આદર કર્યા સિવાય જ પોતપોતાને સ્થાને ચાલ્યા ગયા. બ્રહ્મ, ક્ષત્ર આદિ અનેક તપઃસિદ્ધો સાંભળવામાં આવે છે. પ્રિયવ્રત, ઉત્તાનપાદ, ધ્રુવ, મેધાતિથિ, વસુ, સુધામા, વિરજા, શંખપાદ, રાજસ, પ્રાચીનબર્હિ, પર્જન્ય, હવિર્ધાનિ અને બીજા અનેક રાજાઓ તપ દ્વારા સ્વર્ગે ગયા છે. રાજાઓ જ તપ વડે ઋષિ થઇ રાજર્ષિ કહેવાયા છે. માટે દરેક રીતે જોતાં યજ્ઞથી તપ જ ચઢી જાય છે. આ રીતે સ્વાયંભુવ સૃષ્ટિમાં યજ્ઞપ્રવૃત્તિ થઇ ત્યારથી દરેક યુગો સાથે આ યજ્ઞ ચાલુ થયો છે.

[ મન્વન્તરાનુકલ્પ-દેવર્ષિ સંવાદ નામક અધ્યાય ૧૪૩, પૃ. ૨૭૦ ]

---

અન્યમતિઓનો સંગ ત્યાગવા માટે ભગતનો ઉપદેશ

એક વાર રાજસભામાં ઉપસ્થિત થએલ બધા મુખ્ય ક્ષત્રિયોને તેઓનો ધર્મ સમજાવતા ભરતે કહ્યું કે તમે પોતે જ ઉચ્ચ વંશમાં ઉત્પન્ન થયા છો તેથી તમારે અન્યમતવાળાઓ ઉપર શ્રદ્ધા રાખી તેઓ પાસેથી શેષ [ પૂજા આદિમાં વધેલા ચોખા ] અને સ્નાનોદક [ અભિષેકનું પાણી ] ન લેવા, કારણ કે તેથી તમારી મહત્તા ઘટે અને બીજા પણ દોષો દાખલ થાય અન્યમતવાળાઓને નમસ્કાર કરવામાં યોગ્ય સમજવાની નથી. કદાચ કોઈ દ્વેષી હોય તો શેષ સ્નાનોદક આદિ દ્વારા વિષપ્રયોગ, વશીકરણ આદિ કરીને તમને નષ્ટ કરે તેથી રાજાઓએ અન્યમતવાળાઓ પાસેથી શેષ, આશીર્વાદ, શાંતિવચન, શાંતિમંત્ર અને પુણ્યાહવાચન એ કશું લેવું કે રાખવું નહિ.

આ વાત નહિ માને તેઓ નીચકુળમાં જન્મશે પરંતુ જિનેશ્વર પોતે ક્ષત્રિય હોવાથી તેઓના સ્નાનોદક, ચરણ પુષ્પ આદિનો સ્વીકાર કરવામાં કશો જ વાંધો નથી ઉલટું તેથી અનેક લાભો છે તેવી રીતે પ્રથમ બ્રાહ્મણ હોય કે વૈશ્ય પણ જો તે મુનિ થાય તો તેઓની શેષ આદિ લેવામાં કશી અડચણ નથી કારણ મુનિ થયો એટલે ગુણથી ક્ષત્રિય અને ક્ષત્રિય એટલે સજાતીય, સજાતીયની વસ્તુ સ્વીકારવામાં દોષ નથી. ભરત કહે છે કે રાજાઓ આ પ્રમાણે નહિ વર્તે તો અન્યમતવાળાઓ [ બ્રાહ્મણો ] મિથ્યાપુરાણનો ઉપદેશ કરી તેઓને ઠગી લેશે

[ પર્વ ૪૨ પૃ ૧૪૮૫ થી આગળ ]

જૈન અગ્નિહોત્રનો ઉપદેશ—ભગવાનના નિર્વાણોત્સવ પછી ઇંદ્ર અને દેવોએ શ્રાવક બ્રહ્મચારીઓને ઉપદેશ આપતા કહ્યું કે તમારામાંથી જેઓ ઉપાસકાધ્યયનનામક સાતમા અંગના અભ્યાસી હોય અને સાતમી, આઠમી, નવમી, દશમી તેમ જ અગીયારમી પ્રતિમાના ધારક હોય તેઓએ ગાર્હપત્ય, પરમાહવનીયક અને દક્ષિણાગ્નિ નામના ત્રણ કુંડો કરી તેમાં નિઃષ્પ અગ્નિ સ્થાપી જિનેંદ્રની સ્થાપના કરી પૂજા કરવી તેથી તમો આદરસત્કાર પામી અતિથિપદ પામશો

[ પર્વ ૪૭ શ્લોક ૩૫૦ થી ૩૫૩ પૃ. ૧૭૫૮ ]

૨

યજ્ઞમાં હિંસાની પ્રવૃત્તિ અને તેના પ્રતિપાદક વેદોની ઉત્પત્તિ

વૈદિકો કહે છે કે વેદ અપૌરુષેય હોઇ અનાદિ હોવાથી નિર્દોષ અને પ્રામાણિક છે તેજ પ્રમાણભૂત પ્રાચીન વેદોમાં યાજ્ઞિક હિંસાનું વિધાન છે આની સામે જૈનો કહે છે કે યજ્ઞમાં હિંસાની પ્રવૃત્તિ પાછળથી થઇ છે, અને તેના પ્રતિપાદક વર્તમાન વેદો પણ પાછળથી જ રચાયા છે પહેલા તો દયામય યજ્ઞ થતો અને હિંસાવિધાન વિનાના આર્યવેદો હતા હિંસાપ્રધાન અનાર્યવેદો પાછળથી રચાએલા છે જૈનોનો આ પક્ષ શ્વેતાંબર દિગંબર બન્નેના ગ્રંથમાં છે શ્વેતાંબર ગ્રંથોમાં પઉમચરિય તથા ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર મુખ્ય છે અને દિગંબર ગ્રંથોમાં પદ્મપુરાણ તથા ઉત્તરપુરાણ[૧૪] મુખ્ય છે આ ગ્રંથોમાંનો પ્રસ્તુત પક્ષને લગતો ટુંક સાર આ છે

૧૪ આ ગ્રંથ ભટ્ટારક ગુણભદ્રની કૃતિ છે તે વિષે જુઓ પાછળ પૃ ૮૫ નોટ નંબર ૭.

હેમચન્દ્રે હા કહી, રાજાના માણસને કાશ્મીર મોકલી ત્યાંથી આઠ વ્યાકરણ મગાવ્યાં. મેરુતુંગ* લખે છે કે બહુ દેશથી અઢાર વ્યાકરણ તજ્જ્ઞ પંડિતો સાથે મગાવ્યાં.

> व्याकरणान्यष्टौ वर्तन्ते पुस्तकानि च ॥ ८६ ॥
> आनाययतु काश्मीरदेशात्तानि स्वमानुषैः ।
> महाराज यथा सम्यक् शब्दशास्त्रं प्रतन्यते ॥ ८७ ॥

અને એ સર્વનું દોહન કરીને એક વર્ષમાં સવાલાખશ્લોકપ્રમાણ સિદ્ધહેમ નામનું પંચાંગસંપૂર્ણ નવીન વ્યાકરણ રચ્યું.+

> श्रीहेमसूरयोऽप्यत्रालोक्य व्याकरणव्रजम् ।
> शास्त्रं चक्रुर्नवं श्रीमत्सिद्धहेमाख्यमद्भुतम् ॥ ९६ ॥

તે વ્યાકરણને રાજાના પટ્ટહસ્તી ઉપર મૂક્યું, એના ઉપર છત્રચામર ધરાવ્યાં, અને રાજસભામાં આણ્યું. ત્યાં રાજાએ એની પૂજા કરી અને એને પોતાના સરસ્વતીકોશમાં પધરાવ્યું.

राजयाद्यकुम्भिकुम्भे तत्पुस्तकमारोप्य सितातपत्रधारणे ध्रियमाणे चामरग्राहिणीचामरयुग्मवीज्यमानं नृपसभामानीय प्राज्यपर्यंपूजापूर्वं स्वसरस्वतीकोशे स्थापितम् । मे० ।

પછી રાજાની આજ્ઞાથી બીજાં વ્યાકરણને સ્થાને એજ વ્યાકરણ સર્વત્ર ચાલવા મંડ્યું.

ततो राजाज्ञयान्यानि व्याकरणान्यपहाय तस्मिन्नेव व्याकरणे सर्वत्राधीयमाने...। मे० ।

જિનમંડનગણિએ કુમારપાલપ્રબન્ધમાં એક વિશેષ વાત આપી છે કે, બ્રાહ્મણોએ રાજાને કહ્યું, 'મહારાજ, આ વ્યાકરણ શુદ્ધ છે કે અશુદ્ધ તેની પરીક્ષા કર્યા વિના એને રાજાના સરસ્વતીકોશમાં રાખવું યોગ્ય નહિ. અને પરીક્ષા તો જ થાય, કે જો એને કાશ્મીર લઈ જઈને ત્યાં સરસ્વતીની મૂર્તિ આગળ પાણીનો કુંડ છે એમાં એને નાંખીએ. કુંડમાંથી ભીંજાયા વિના બહાર આવે તો શુદ્ધ જાણવું.' આથી શંકાકુલ થઈને રાજાએ વ્યાકરણ કાશ્મીર મોકલ્યું, ત્યાં બે ઘડી એને કુંડમાં રાખ્યું, પણ કોરું જ નીકળ્યું! એટલે રાજાએ સાનંદાશ્ચર્ય પામીને ૩૦૦ લહિયા પાસે ૩ વર્ષ સુધી હેમચન્દ્રના વ્યાકરણની પ્રતિઓ લખાવી અને ૧૮ દેશોમાં મોકલી. વિદ્યાધામ કાશ્મીરમાં વીશ પ્રતિ મોકલી.

---

* बहुदेशेभ्योऽष्टादश व्याकरणानि तद्वेदिभिः पण्डितैः सह समानीयार्पितानि गुरुभ्यः । હીરસાભાગ, ૧૪-૮૨, જુઓ.

\+ सर्वव्याकरणान्यवगाह्य सारं च समादाय श्रीसिद्धहेमाभिधानं व्याकरणं सपादलक्षग्रन्थप्रमाणं संवत्सरेण रचयांचक्रे । मेरुतुङ्गः ।

પર્વતના પક્ષમાં ચૂકાદો આપતાં અજ શબ્દનો બકરો અર્થ ગુરુએ કહેલ છે એમ જણાવ્યું. વસુના અસત્યથી કુપિત થએલા દેવોએ તેનું આસન તોડી પાડ્યું. વસુ ગબડી પડ્યો ને મરી નરકમાં ગયો. પર્વત લોકતિરસ્કારથી ખિન્ન થઇ નગર બ્હાર ચાલ્યો ગયો જ્યાં તેને મહાકાલ નામના અસુરે પોતાના પક્ષમાં લીધો.

રાવણે પુછ્યું કે 'એ મહાકાલ અસુર કોણ?' તેના ઉત્તરમાં નારદે કહ્યું કે એક મધુપિંગ નામનો રાજકુમાર હતો જે પોતાને વરવા ઇચ્છનાર સુલસા નામક રાજકુમારીને વચ્ચેથી જ પરણી જનાર સગર નામક કોઇ બીજા રાજાના છળ બળથી ઉદાસ થઇ જંગલમાં ચાલ્યો ગયેલો અને ત્યાં અજ્ઞાનમય તપ કરી છેવટે મરી અસુર દેવોના સ્વામી તરીકે ઉત્પન્ન થયો. એ જ મહાકાલ.

આ મહાકાલ પૂર્વ જન્મના શત્રુ સગર આદિ રાજાઓને તેઓના કૃત્યનો બદલો આપવાના વિચારથી ફરતો હતો તેવામાં તેને પર્વત મળ્યો. આ તકનો લાભ લેવા તેણે બ્રાહ્મણનું રૂપ ધારણ કરી પર્વતને કહ્યું: "હું તારા પિતા ક્ષીર કદંબકનો મિત્ર છું. મારૂં નામ શાંડિલ્ય છે. અમે બન્ને એક જ ઉપાધ્યાય પાસે ભણેલા. નારદ વગેરેએ તારું અપમાન કરેલું જાણી હું અહિં આવ્યો છું. હું મંત્રોથી વિશ્વને મોહિત કરીને તારા પક્ષની પૂર્તિ કર્યા કરીશ." આ પ્રમાણે કહી તે અસુરે પર્વતની સાથે રહી દુર્ગતિમાં પાડવાને માટે ઘણા લોકોને કુધર્મમાં મોહિત કરી દીધા. લોકોમાં સર્વ ઠેકાણે વ્યાધિ અને ભૂત વગેરેના દોષો ઉત્પન્ન કરી પર્વતના મતને નિર્દોષ ઠરાવવા માંડયો. શાંડિલ્યની આજ્ઞાથી પર્વતે રોગની શાંતિ કરવા માંડી અને લોકોને ઉપકાર કરી કરીને પોતાના મતમાં સ્થાપન કરવા માંડ્યા. સગર રાજાના નગરમાં, અંતઃપુરમાં અને પરિવારમાં પણ તે અસુરે દારુણ રોગો વિકુર્વ્યા. સગર રાજા પણ લોકની પ્રતીતિથી પર્વતને ભજવા લાગ્યો એટલે તેણે શાંડિલ્યની સાથે રહીને સર્વ ઠેકાણે રોગની શાંતિ કરી.

પછી શાંડિલ્યના કહેવા પ્રમાણે પર્વતે લોકોને ઉપદેશ આપવા માંડયો કે "સૌત્રામણી યજ્ઞમાં વિધિવડે સુરાપાન કરવાથી દોષ લાગતો નથી માટે તેમાં સુરાપાન કરવું, ગોસવ નામના યજ્ઞમાં અગમ્ય સ્ત્રીની સાથે ગમન કરવુ, માતૃમેધ યજ્ઞમાં માતાનો વધ અને પિતૃમેધ યજ્ઞમાં પિતાનો વધ અંતર્વેદિમાં કરવો, તેથી દોષ લાગતો નથી. કાચબાના પૃષ્ઠ ઉપર અગ્નિ મૂકી 'जुह्वकारव्याय स्वाहा' એમ બોલી પ્રયત્નથી. હુત દ્રવ્ય વડે તેમાં હોમ કરવો, જો કાચબો ન મળે તો માથે ટાલવાળા, પીળા વર્ણના, ક્રિયારહિત અને કુસ્થાનમાં અવતરેલા એવા કોઇ શુદ્ધ દ્વિજાતિ (બ્રાહ્મણાદિ)-ના, જલ વડે પવિત્ર કુર્માકાર મસ્તક ઉપર અગ્નિને પ્રદિપ્ત કરી તેમાં આહુતિ નાખવી. જે થઇ ગયેલું છે અને જે થવાનું છે તે સર્વ પુરુષ (ઇશ્વર) જ છે. જે અમૃતના સ્વામિ થએલા છે (મોક્ષે ગયેલા છે) અને જે અન્નથી નિર્વાહ કરે છે તે સર્વ ઇશ્વરરૂપ જ છે. એવી રીતે સર્વ એક પુરુષ [ઇશ્વર] રૂપ જ છે; તેથી કોણ કોને મારે છે? માટે યજ્ઞમાં ઇચ્છા પ્રમાણે પ્રાણીઓની હિંસા કરવી અને યજ્ઞમાં યજમાને માંસનું ભક્ષણ કરવું, કારણ કે તે દેવતાના ઉદ્દેશથી કરેલું છે, અને મંત્રાદિવડે પવિત્રિત છે". આ પ્રમાણે ઉપદેશ આપી સગરરાજાને પોતાના મતમાં ભેળવી તેણે કુરુક્ષેત્ર

# પ્રહ્‌લાદનપુર (પાલણપુર)ની બે સંસ્કૃત પ્રશસ્તિ

[ વાલજી. ગોવિન્દજી. દેસાઈ ]

[ ૧ ]

[ નીચલા શ્લોક દેવવિમલગણિકૃત હીરસૌભાગ્યમ્ નામના સંસ્કૃત મહાકાવ્યના પ્રથમ સર્ગમાંથી ઊતાર્યા છે. ]

तद्दक्षिणार्धे सुरगेहगर्वसर्वंकषो गूर्जरनीवृदास्ते ।
श्रियेव रन्तुं पुरुषोत्तमेन जगत्कृताकारि विलासवेश्म ॥ २३ ॥

ભરતક્ષેત્રના દક્ષિણાર્ધમાં, જાણે વિષ્ણુ સંઘાતે વિહાર કરવા સારું લક્ષ્મીએ વિધાતાસે વિલાસધામ ન કરાવ્યું હોય એવો દેવલોકના ગર્વને ખર્વ કરનારો ગૂર્જરદેશ છે.

अशेषदेशेषु विशेषितश्रीर्यो मज्ञिमानं वहते स्म देशः ।
आक्रान्तदिक्चक्र इवाखिलेषु वसुन्धराभर्तृषु सार्वभौमः ॥ २४ ॥

સર્વ રાજામાં જેમ દિગ્વિજયી ચક્રવર્તી હોય તેમ સર્વ દિશાએ વ્યાપેલ અને તેશેષશોભાવાન્ જે દેશ દેશમાત્રમાં સૌન્દર્ય ધરાવે છે.

शत्रुञ्जयाद्रेः तलहट्टिकायां यदार्षभिर्वासयति स्म पूर्वम् ।
द्विपन्निव क्षोणिभृतां विनीतां यस्मिंस्तदानन्दपुरं समस्ति ॥२६॥

ઇન્દ્રે અયોધ્યા વસાવી તેમ, શત્રુંજય પર્વતની તળેટીમાં જે ભરતે પૂર્વે વસાવ્યું હતું, । આનન્દપુર ( વૃદ્ધનગર, વડનગર ) જે દેશમાં આવેલું છે.

यत्तुङ्गतारङ्गगिरौ गिरीशशैलोपमे कोटिशिला समस्ति ।
स्वयंवरोर्वीव शिवाम्बुजाक्षीपाणिग्रहे कोटिमुनीश्वराणाम् ॥२७॥

જે દેશમાં કૈલાસ જેવા તારંગા નામે ઉંચા પર્વત ઉપર, કરોડો મુનિ જ્યાં સિદ્ધિ પામ્યા એવી કોટિશિલા છે.

यत्पर्वते कल्पितसप्तभूमी राजर्षिणाकार्यत जैनगेहः ।
इवाधिरोढुं शिवचन्द्रशालां निःश्रेणिकारोहणसप्तकाङ्क्षा ॥ २८ ॥

મુક્તિરૂપ અગાશી ઉપર ચડવાની જાણે નીસરણી ન હોય એવું સાત ઓવાળું જૈન મન્દિર જે પર્વત ઉપર રાજર્ષિ કુમારપાલે ચણાવ્યું.

અને તેમાં હાથીના લાંછનવાળા અજિતનાથ ભગવાનની પ્રતિમા સ્થાપી. ( ૨૯ )

चैत्येन चूडामणिनेव शीर्षं विभूष्य राजर्षिरमुष्य शृङ्गम् ।
सिद्धाचलस्येव सुमङ्गलाभूस्तीर्थत्वमुर्व्यां प्रथयांचकार ॥ ३० ॥

[ ઘ ] પદ્મપુરાણમાંનું બધું પ્રસ્તુત વર્ણન બરાબર પઉમચરિયંને મળતું છે. એ બન્નેની કલ્પના, શબ્દસામ્ય વગેરે બહુ મળતું છે. એ બન્નેને ગ્રંથોમાં પર્વત પોતે જ હિંસાત્મક યજ્ઞની પ્રવૃત્તિ કરે છે. પદ્મપુરાણમાં પર્વત તે જ જન્મમાં હિંસકયજ્ઞમાર્ગ પ્રવર્તાવે છે. અને પઉમચરિયમાં તે મરણ પામી રાક્ષસ થઇ પૂર્વજન્મના શત્રુ નારદનો બદલો લેવા હિંસકયજ્ઞ પ્રવર્તાવે છે. આ બન્ને ગ્રંથોમાં મહાકાલ અસુરે પર્વત દ્વારા યજ્ઞવિધિ પ્રવર્તાવ્યાની વાત નથી જેવી કે ઉત્તરપુરાણ અને ત્રિષષ્ટિશલાકાપુરુષ ચરિત્રમાં છે.

[ પઉમચરિય એકાદશઉ. ગા. ૧ થી ૩૨ પૃ. ૬૨ થી. ]

[ ङ ] મત્સ્યપુરાણ

ઉપર્યુક્ત જૈન વર્ણનનું મુખ્ય વસ્તુ નારદ અને પર્વતનો યજ્ઞમાં અહિંસા યા હિંસા વિષે વિવાદ તથા તેમાં વસુનું વચ્ચે પડવું, અને તેનું પર્વતના પક્ષપાતી થવું એ છે. આજ વસ્તુ મત્સ્યપુરાણમાં છે એમાં ફક્ત નારદ અને પર્વતને સ્થાને ઋષિ અને ઈંદ્ર છે. બાકી બધો પ્રસંગ એક સરખો છે. મત્સ્યપુરાણમાંની એ વસુની કથા પ્રસ્તુત જૈનકથા સાથે સરખાવવા ટુંકમાં નીચે આપવામાં આવે છે. આ સરખામણીમાં છેવટે વાચક જોઇ શકશે કે જૈન ગ્રંથોમાં અને મત્સ્યપુરાણમાં છેવટે યાજ્ઞિકહિંસાને એક સરખી રીતે અવગણવામાં આવી છે અને તપને પ્રધાનતા આપવામાં આવી છે. આટલી સમાનતા છતાં એક મહત્વનું અંતર છે અને તે એકે પ્રસ્તુત કથામાં જૈનગ્રંથો વેદની ઉત્પત્તિ પાછળથી થયાનું કહે છે, ત્યારે મત્સ્યપુરાણ તે બાબત ચૂપ છે. આ અંતર કોઇ ગૂઢ ઐતિહાસિક તથ્ય તરફ લક્ષ્ય ખેંચ્યા વિના રહેતું નથી.

ઋષિઓએ પૂછ્યુ કે સ્વાયંભુવ સ્વર્ગમાં ત્રેતાયુગના આરંભમાં યજ્ઞ કેવી રીતે પ્રવર્ત્યો એ બરાબર કહો. ઉત્તરમાં સુતે કહ્યું.

વિશ્વભુગ ઈંદ્રે યજ્ઞ આરંભ્યો ત્યારે અનેક મહર્ષિઓ આવ્યા. તે યજ્ઞમાં અન્ય વિધિ સાથે પશુવધ થએલો જોઇ મહર્ષિઓએ ઇંદ્રને કહ્યું કે તેં યજ્ઞમાં પશુવધ નવો જ સ્વીકાર્યો છે. તેં પશુહિંસારૂપ અધર્મથી ધર્મનો નાશ આરંભ્યો છે; હિંસા એ ધર્મ કહેવાય નહીં. આ રીતે સમજાવ્યા છતાં ઈંદ્ર કોઇ પણ રીતે ન સમજ્યો. અને કદાગ્રહમાં આવી ગયો. મહર્ષિ અને ઈંદ્ર વચ્ચે યજ્ઞવિધિ બાબત વિવાદ થયો કે, જંગમ [ ચાલતાં પ્રાણી ] વડે યજન કરવું અથવા સ્થાવર વડે. એ વિવાદનો અંત લાવવા ઈંદ્ર અને મહર્ષિઓ આકાશચારી વસુ પાસે પહોંચ્યા.

વસુએ બળાબળનો વિચાર કર્યા વિના જ કહી દીધું કે યજ્ઞમાં પશુઓનું પણ યજન થાય છે અને ફળમૂળાદિનું પણ જે પ્રાપ્ત થાય–પછી તે જંગમ હોય કે સ્થાવર–તે વડે યજ્ઞ કરવો. યજ્ઞનો સ્વભાવ હિંસા છે એમ હું જાણું છું. આ પ્રમાણે ઉત્તર સાંભળી મહર્ષિઓએ તે વસુને શાપ આપ્યો જેથી તે આકાશમાંથી નીચે પડી અધોગામી થયો. સૂતે કહ્યું કે યજ્ઞમાં હિંસાવિધિનું સમર્થન કરવાથી વસુનો અધઃપાત થયો માટે યજ્ઞમાં

तत्रापि च स्फूर्तिमियर्त्यपूर्वां श्रीस्तम्भने स्तम्भनपार्श्वदेवः ।
व्यध्वंसि धन्वन्तरिणेव येन कुष्ठोपतापोऽभयदेवसूरेः ॥ ४४ ॥

ગૂર્જરદેશમાં સ્તંભતીર્થ (ખંભાત) માં સ્તંભનપાર્શ્વનાથ બિરાજે છે, જેણે નવ અંગના વૃત્તિકાર અભયદેવસૂરિનો કોઢ મટાડ્યો હતો.

स्वक्षारतां सूनुकलङ्कितां च मार्ष्टुं क्रमाम्भोजरजोमृतेन ।
वेलाछलाद्यं जलधिर्द्विवेलमुत्कण्ठितो नन्तुमिवाभ्युपैति ॥ ४५ ॥

જેના ચરણરજે કરીને પોતાની ખારાશ તથા પોતાના પુત્ર ચન્દ્રનું લાંછન દૂર કરવા સારું ઉત્કંઠિત સમુદ્ર ભરતીને મિષે બે વાર વંદના કરવા આવે છે.

स्वयं स्वयंभूतनया किमेषा सरस्वती यत्र विभाति सिन्धुः ॥४७॥

જે દેશમાં સાક્ષાત્ બ્રહ્માની પુત્રી સરસ્વતી નદી શોભે છે.

कपोलपालीमृगनाभिपत्रलताङ्कितैश्च द्विजचन्द्रिकाङ्कैः ।
क्रीडन्मृगाक्षीवदनैर्बभौ या सहस्रचन्द्रेव विरञ्चिपुत्री ॥ ४८ ॥

સરસ્વતીનદીમાં સ્ત્રીઓ નાય છે તેમના ગાલ ઉપર કસ્તૂરીના દાધ હતા અને તેમના દાંતમાંથી ચન્દ્ર જેવી કાન્તિ ઝરતી હતી, એટલે જાણે નદીમાં સહસ્રાવધિ ચન્દ્ર કેમ ન હોય એમ લાગતું હતું.

मुक्तालताङ्केव निजोपकण्ठश्रेणीभवल्लक्ष्मणपक्षिलक्षैः ।
शिञ्जानमञ्जीरवतीव कूलानुकूलकूजत्कलहंसिकाभिः ॥ ५१ ॥
× × × यत्र देशे ।
स्वकेलिलोलान्वरवर्णिनीव युवव्रजान्साभ्रमती तनोति ॥ ५३ ॥

સાભ્રમતીને કાંઠે શ્રેણીબદ્ધ સારસ ઊભા છે એટલે એણે મોતીનો હાર ધારણ કર્યો લાગે છે, અને કલહંસિકા મધુરું ગાન કરે છે એટલે જાણે પગમાં નૂપુર પહેર્યાં છે તે રણઝણ રણઝણ થમકે છે.

यत्रोन्नमद्वारिदवर्मिताङ्गास्तडिल्लतोपात्तनिशातशल्याः ।
आखण्डलेन द्विपतेव रोषाद्योद्धुं व्यवस्यन्ति विलासशैलाः ॥५४॥

જે દેશના પર્વત ઇન્દ્ર સાથે યુદ્ધ કરવા વાદળાંરૂપ કવચ પહેરીને અને વીજળીરૂપ શસ્ત્ર ધારણ કરીને તયાર થયા છે.

इयत्तयानन्तमपि प्रमातुं प्रगल्भमाना इव कौतुकेन ।
शैलाः कृतव्योमवहावगाहा जगाहिरे निर्जरराजमार्गम् ॥ ५५ ॥

# હેમચન્દ્ર તથા સિદ્ધરાજ

[ વાલજી ગોવિન્દજી દેસાઈ ]

સિદ્ધરાજે માલવરાજ યશોવર્માને બાર વર્ષે હરાવીને અવંતીનો પુસ્તકભંડાર અણહિલવાડ આણ્યો, તેમાંનું એક પુસ્તક જોઈને એણે પૂછ્યુ, 'આ શું છે તે?' રાજપુરુષ કહે, 'એ ભોજનું રચેલું સરસ્વતીકંઠાભરણ વ્યાકરણ છે. માલવાધીશ ભોજ પંડિતશિરોમણિ હતા, એણે વ્યાકરણ, અલંકાર, તર્ક, જ્યોતિષ, વૈદ્યક, ય, અંકગણિત, ન શથાપત્કુરૂ સામુદ્રિક ઇ. શાસ્ત્રોના ગ્રન્થ રચ્યા છે.'

भोजव्याकरणं ह्येतच्छब्दशास्त्रं प्रवर्त्तते ॥ ७५ ॥
असौ हि मालवाधीशो विद्वच्चक्रशिरोमणिः ।
शब्दालङ्कारदैवज्ञतर्कशास्त्राणि निर्ममे ॥ ७६ ॥
चिकित्साराजसिद्धान्तरत्नवास्तूदयानि च ।
अङ्कशाकुनकाध्यात्मस्वप्नसामुद्रिकान्यपि ॥ ७७ ॥

चन्द्रप्रभः प्रभावकचरिते ।

રાજા કહે, 'આપણા ભંડારમા આવા શાસ્ત્ર નથિ? આખા ગૂર્જરદેશમાં કોઇ વિદ્વાન્ ન મળે?'

भूपालोऽथावदत्किं नास्मत्कोशे शास्त्रपद्धतिः ।
विद्वान् कोऽपि कथं नास्ति देशे विश्वेऽपि गूर्जरे ॥ ७९ ॥

આ વચન સાંભળતાં ત્યાં પંડિતો હતા તે સર્વેની દૃષ્ટિ હેમચન્દ્ર પ્રત્યે વળી.

सर्वे संभूय विद्वांसो हेमचन्द्रं व्यलोकयन् ।

એટલે રાજાએ હેમચન્દ્રને વિજ્ઞપ્તિ કરી, કે 'વ્યાકરણ રચીને મારો મનોરથ પૂરો. તમારા વિના બીજાથી આ નહિ બને. પરોપકારાર્થે નવું વ્યાકરણ રચો, જેથી મને યશ મળે, અને તમને ખ્યાતિ તથા પુણ્ય મળે.'

महाभक्त्या च राज्ञाऽसावभ्यर्थ्य प्रार्थितः प्रभुः ॥ ८० ॥
शब्दव्युत्पत्तिकृच्छास्त्रं निर्मायास्मन्मनोरथम् ।
पूरयस्व महर्षे त्वं विना त्वामत्र कः प्रभुः ॥ ८१ ॥
यशो मम तव ख्यातिः पुण्यं च मुनिनायक ।
विश्वलोकोपकाराय कुरु व्याकरणं नवम् ॥ ८४ ॥

આંહીં હારની સરમાં દલ ( ગુંથણી ) હતો, લોકોમાં નહિ. બન્ધન માત્ર કેશને જ હતું, મુનિઓને નહિ. ત્રાસ ( વિંધ ) ગ્રંથિમાં જ હતો, વ્યવહારિયાના હૃદયમાં નહિ. કુષ ( ઔષધ ) ગાંધીને હાટે હતું, માણસના શરીરમાં નહિ.

दृश्येत यत्र धनुषो गुणभङ्गभावो लोकस्य नो गुणवतः स कदाचनापि ।
मारिस्तु शारिषु न चैव जनेषु खड्गे पूर्णायके भवति नो दृढमुष्टिता तु ॥२३॥

ત્યાં ગુણભંગ ( દોરીનું તુટવું ) ધનુષમાં જ થાતો, ગુણિજનમાં નહિ. માર સોકઠાંને જ વાગતો, લોકોને નહિ. દૃઢમુષ્ટિ [ ૧ કઠણ મૂંઠ્ય ૨ લોભ ) તલવારમાં હતી, રાજામાં નહિ.

यत्राङ्गनानयनतीक्ष्णकटाक्षलक्षाच्छूरा हि बिभ्यति रणे न रिपुमहारात् ।
लोकाः सृजन्ति कलहं कलहंसशुद्धाः सार्धं विरोधिकलिना स्वजनेन नैवं ॥२४॥

જ્યાં શૂરપુરુષો સ્ત્રીઓના નયનબાણથી ભય પામતા, શત્રુના ઘાથી નહિ; અને હંસ જેવા શુદ્ધ લોકો કલિકાલ સાથે વઢતા, સ્વજન સાથે નહિ.

यस्मिन्रणे वितरणेऽप्युभये पटिष्ठो दृग्गोचरीभवति शूरजनः समग्रः ।
मर्त्यार्थिषु प्रसभमर्थिषु चापि शस्त्रैर्वस्त्रैश्च वर्षति सहर्षमनाः सदा यः ॥२५॥

જ્યાં રણમાં તથા દાનમાં શૂર લોકો દૃષ્ટિએ પડે છે; જે સદા શત્રુ ઉપર શસ્ત્ર અને માગણ ઉપર વસ્ત્ર આનન્દપૂર્વક વર્ષે છે.

यस्मिन्वसन्त्यपरुषा पुरुषा उदारा धाराधरा अभिनवाः सकलोर्वरायाम् ।
नक्तंदिनं वितरणाम्बुविशुद्धवक्त्रा वर्षन्ति वर्जितमहोर्जितगर्जिता ये ॥२६॥

જ્યાં કોમળ હૈયાના ઉદાર પુરુષો નવી જાતના મેઘ જેવા વસે છે, જે દિવસ અને રાત્ય ગાજ્યા વિના વર્ષ્યા કરે છે.

श्रीसार्वमन्दिरमहोन्नतशातकुम्भकुम्भप्रभाभिरभितस्तिमिरे निरस्ते ।
नित्यप्रकाशभवनेक्षणतोऽन्यलोको यस्मिन् सविस्मयमनाः किल चोभवीति ॥२७॥

જ્યાં મંદિરોના ઉંચા સુવર્ણકલશથી અંધકાર નાશ પામતાં સદાયે પ્રકાશ રહેતો જોઈને બીજા લોકો વિસ્મય પામે છે.

यस्मिन्नघोद्भवभयं भवति स्वचक्रद्विट्चक्रजा तु नहि जातु समस्ति भीतिः ।
लोके न लोकविसृतोऽपि तु तीर्थनेतुः प्रासादपङ्क्तिषु सदा परिवर्ति दण्डः ॥२९॥

જ્યાં ભય કેવળ પાપનું જ લાગતું, સ્વચક્ર પરચક્રનું નહિ. દંડ રાજનીય નહોતો, પણ તીર્થંકરના મન્દિરોની પંક્તિઓ ઉપર જ રહેતો.

यस्मिन्पुरे सुरगुरुर्गुरुधीरदुष्प्यवेदुप्यलक्षणजुषो विदुषो निरीक्ष्य ।
किं शिक्षितुं तदधिकाः किल हृद्यविद्या अद्यापि न त्यजति मङ्गुललेखशालाम् ॥३०॥

આંહીંના નિર્દોષવિદ્યાવાન્ પંડિતોને જોઈને મહાબુદ્ધિશાળી બૃહસ્પતિ પણ તેમનાથી અધિક વિદ્યા શીખવા ઇચ્છતા જાણે ન હોય તેમ હજી સુંદર લેખશાળા [ ૧ દેવલોક ૨ લેહશાળ, લેશાળ, લીશાળ, નીશાળ ] છોડતા નથિ.

काश्मीरदेशे ब्राह्मीमूर्तेः पुरःस्थितजलकुण्डायामक्लिन्नं निर्गच्छति तदा ज्ञायते शुद्धमिदम् । ...तत्रत्यनृपविद्वत्समक्षं कुण्डमध्ये मुक्तो घटिकाद्वयमक्लिन्न एव निर्गतश्च ।...ततो राज्ञा विस्मितहृष्टहृदयेन लेखकशतत्रयं मेलयित्वा वर्षत्रयं यावत् श्रीहैमचन्द्रव्याकरणप्रतयो लेखिता *अष्टादशदेशेषु च प्रहिताश्च। ततो राजाज्ञया सर्वः कोपि पठति पाठयति च।

अङ्गवङ्गकलिङ्गेषु लाटकर्णाटकुङ्कणे ।
महाराष्ट्रसुराष्ट्रासु वत्से कच्छे च मालवे ॥ १०६ ॥
सिन्धुसौवीरनेपाले पारसीकमुरण्डके ।
गङ्गापारे हरिद्वारे काशिचेदिगयासु च ॥ १०७ ॥
कुरुक्षेत्रे कान्यकुब्जे गौडश्रीकामरूपयोः ।
सपादलक्षवज्जालंधरे च खसमध्यतः ॥१०८॥
सिंहलेऽथ महाबोधे चौडे मालवकौशिके ।
इत्यादिविश्वदेशेषु शास्त्रं व्यस्तार्यत स्फुटम् ॥ १०९ ॥
अस्य सोपनिबन्धानां पुस्तकानां च विंशतिः ।
प्राहीयन्त नृपेन्द्रेण काश्मीरेषु महादरात् ॥११०॥

એક એક પ્રત વિદ્યાર્થીઓને ભેટ આપી, અને આ વ્યાકરણ ભણી ઉતરે એને કંકણ, દુકૂલ, સુખાસન, છત્ર ઇ. આપ્યાં.

प्रत्येकमेवादीयन्ताध्येतृणामुद्यमस्पृशाम् ॥ १०५ ॥
राजा च तत्र निर्व्यूढान्कङ्कणैः समभूषयत् ॥ ११४ ॥
निष्पन्ना अत्र शास्त्रे च दुकूलस्वर्णभूषणैः ।
सुखासनातपत्रैश्च ते भूपालेन योजिताः ॥ ११५ ॥

---

*कर्णाटे गूर्जरे लाटे सौराष्ट्रे कच्छसैन्धवे ।
उच्चायां चैव भम्भेर्यां मारवे मालवे तथा ॥ १ ॥
कौंकणे च तथा राष्ट्रे कीरे जालन्धरे पुनः ।
पाञ्चाले लक्षमेवाडे दीपे काशीतटे पुन ॥ २ ॥

# અકબરના સમયનો એક શિલાલેખ[1]

[શ્રી. પ્રતાપરાય ગિરધરલાલ મહેતા]

અમરેલીની દક્ષિણ દિશાએ ફત્તેહપુર ગામ તરફ, રેલ્વેના પુલની પેલી બાજુ, નદીના કીનારા નજીકની, એક વિશાળ શિલાના ગર્ભમાં કોતરેલો એક લેખ મળી આવ્યો છે. તેની ભાષા ગૂજરાતી અને લીપી બાળબોધ છે; અને લંબાઇ ૩॥ ફુટ, પહોળાઇ ૨ ફુટ, અને ઉંચાઇ ૧॥ ફુટ છે. અક્ષરો વીશેક મણની કાળમીંઢ મહાન શિલામાં કોરી કાઢેલા હોવાથી, આજ વરસો પસાર થયાં છતાં અક્ષત છે. એકાદ લીંટી સિવાય બધું સુવાચ્ય છે. લેખની મિતિ સંવત્ ૧૬૫૦ ના ભાદરવા સુદ ૧૩ ની છે.

લેખનો મઝકુર જોતાં અને તે વખતના કાળ અને રાજ્યનો વિચાર કરતાં, તથા અંદર લખાયેલા અધિકારીનાં નામ જોતાં અકબર બાદશાહની રાજ્યસત્તાના સમયનો એ શિલાલેખ છે એમ નિઃસંશય કલ્પના થઇ શકે છે. વસ્તુસ્થિતિ જોતાં એ કલ્પના ચોકસપણે સત્ય હોવાનું જણાઇ આવે છે. તેમાં નીચે મુજબ કોતરાયું છેઃ—

(૧) संवत १६५० वरखे भादरवा सुद १३

(२) दने श्री दीवानपनश्री नवरंगपन हवा—

(३) ले प्रगणे अमरेली मीरथी महमद[2]

(४) हसन आदिसन[3] नवापुराना माहजन

(५) समत जोग जत तमोनि विठ माप[4] छे

[5](६) ..................हर महे तिने

(७) गधेहेगाळ

અમરેલીના નવાપુરાના મહાજનની વેઠ[6] માફ કરવા સંબંધનો આ પ્રકારનો ઉલ્લેખ

---

૧. અપ્રસિદ્ધ "અમરેલી" નામના પુસ્તકનું પરિશિષ્ટ.

૨ जाहिरात.

૩. 'સમસ્ત' શબ્દને બદલે.

૪. 'માફ' શબ્દને બદલે.

૫. છઠ્ઠી લીંટીમાં આ શબ્દો પુરા બેસતા નથી.

૬ "ભાવનગર પ્રાચીન શોધસંગ્રહ" (પૃ. ૪૩ નં. ૧૭૪) માં આ શિલાલેખનો સાર આ પ્રમાણે આપવામાં આવ્યો છેઃ—"દિવાનખાનશ્રી નવરંગખાનને તાબે અમરેલીના નવાપુરાના મહાજનનો વેરો માફ કર્યા બાબત" આ લેખની સાલ પ્રસ્તુત ગ્રંથમાં ૧૩૫૦ ની લખાયેલી છે, પણ તે મુદ્રણદોષ લાગે છે. જો ૧૩૫૦ હોય તો તે વખતમાં એટલે ઇ. સ. ૧૨૯૪ ના અરસામાં મુસલમાની સત્તા કાઠિયાવાડમાં પ્રસરી ન હતી. રાજકોટ મ્યુઝીયમમાં સંવત્ ૧૬૫૦ ની સાલ નોંધાયેલી છે, અને મૂળ શિલાલેખમાં પણ ૧૬૫૦ સ્પષ્ટ છે.

જેમ ભરતે શત્રુંજયની ખ્યાતિ ફેલાવી તેમ કુમારપાલે તારણગિરિના મસ્તક ઉપર ચૂડામણિ સમાન મન્દિરે કરીને એને શોભાવીને એનો મહિમા વધાર્યો.

देशे पुनस्तत्र समस्ति शङ्खेश्वरोऽन्तिकस्थायुकनागनाथः ।
धात्रा धरित्र्यां जगदिष्टसिद्धयै मेरोरिवादाय सुरद्रुरुप्तः ॥ ३१ ॥

જગતના લોકોની ઇષ્ટસિદ્ધિને અર્થે જાણે વિધાતાએ મેરુ ઉપરથી આણીને કલ્પતરુ ન રોપ્યો હોય એવા, નાગનાથ ધરણેન્દ્ર જેની સેવામાં છે એવા શંખેશ્વર પાર્શ્વનાથ ગૂર્જરદેશમાં બિરાજે છે.

આ પ્રતિમા પ્રથમ નમિવિનમિએ અને પચ્છી ઇન્દ્રે પૂજી હતી. (૩૨)

ઇન્દ્રે રૈવત ( ગિરનાર ) પર્વતના કાંચનબલાનક શિખર ઉપર એ પ્રતિમાને સ્થાપી, તેને પોતાના વિમાનમાં લઈ જઈને સુમુક્ષુ સૂર્યચન્દ્રે પૂજી. (૩૩)

સૂર્યચન્દ્રે પણ ગિરનાર ( ઉજ્જયન્ત ) ઉપર એ પ્રતિમા સ્થાપી, ત્યાંથી નાગેન્દ્ર પોતાને ઘેર પૂજા અર્થે લઈ ગયો. (૩૪)

નેમિનાથના વચનથી નારાયણે અઠ્ઠમ ( ત્રણ ઉપવાસ ) કરીને નાગેન્દ્રને પ્રસન્ન કર્યો અને એ પ્રતિમા આણી. (૩૫)

જેમ સૂર્યે બાણ કવિનો કુષ્ઠ રોગ મટાડચો હતો તેમ એ પ્રતિમાએ પ્રતિવાસુદેવ જરાસન્ધની મેલી વિદ્યાથી યાદવોને આવેલી વૃદ્ધાવસ્થા નવણના પાણી વડે ટાળી. (૩૬)

જ્યાં પોતાની સેનાના રક્ષણ અર્થે નેમિનાથે શંખ પૂર્યો હતો ત્યાં શ્રીકૃષ્ણે શંખપુર નગર વસાવ્યું. (૩૭)

જાણે પૃથ્વી ઉપર ઇન્દ્રપ્રાસાદ ન હોય એવું મેરુ જેટલું ઉંચું મંદિર બંધાવીને નારાયણે તેમાં એ પ્રતિમા સ્થાપી. (૩૮)

સજ્જન-મન્ત્રીએ કૈલાસ જેવુ સુન્દર મંદિર નિર્માણ કરી એમાં એ પ્રતિમા સ્થાપી તથા એને પ્રતાપે સર્વ સિદ્ધિ પામ્યો. (૩૯)

[ ટીકામાં પૂર્વાચાર્યરચિત નીચલો શ્લોક આપ્યો છે:

૫ ૮ ૧૧

श्रीविक्रमान्मन्मथबाणमेरुमहेशतुल्ये समये व्यतीते ।
त्वं श्रेष्ठिना सज्जननामकेन निवेशितः सर्वसमृद्धिदोऽभूः ॥ ]

ઝંઝૂપુર ( ઝિંઝુવાડા )ના સૂર્યનારાયણ પાસેથી ન મળ્યું એવું કામદેવ જેવું રૂપ એની પાસેથી દુર્જનશલ્ય રાજા પામ્યો એટલે એનું મંદિર ચણાવ્યું. (૪૦)

[ ટીકામાં પૂર્વાચાર્યપ્રણીત આ સ્તુતિકાવ્ય દીધું છે:

झञ्झूपुरे सूर्यपुरोऽनवाप्तं त्वत्तोविगम्याङ्गमनङ्गरूपम् ।
अचीकरद्दुर्जनशल्यभूपो विमानतुल्यं तव देवचैत्यम् ॥ ] .

એ વાત તો નિર્વિવાદ છે કે અત્રે અકબરનું રાજ્ય હતું. અહીં અકબરના સિક્કાઓ પણ ઉપલબ્ધ થયા છે. ઉપરાંત અકબરના સમયના જાણીતા ઇતિહાસગ્રંથ આઇને અકબરીમાં સોરઠ સરકારના વર્ણનમાં સોરઠની ઉત્પન્ન ૧,૭૮૪,૬૧૦ ³દામની ગણાવી છે. એટલે મોગલાઇ અમલમાં અમરેલી મહાલનું ઉત્પન્ન ૪૪,૬૦૪ રૂપીઆ હતું એમ જણાય છે. આમ અમરેલી ઉપર અકબરની સત્તા સ્પષ્ટ સાબીત થઇ, અને નવરંગખાનના અમલ વિષે પણ ચોકસ થયું. શિલાલેખ⁴ અને તેની તારીખ એ બાબતને પુષ્ટિ આપે છે. વળી અકબર જેવા ડાહ્યા સામ્રાટના રાજ્યકાળમાં, તેના અમલદારો પ્રજાના વેરા યા વેઠ માફ કરવા જેવું શાણું પગલું ભરે એ સર્વથા સંભવિત છે, અને તે હુકમને નિરંતર જાળવવા અને માન્ય રખાવવા તેને ભવ્ય શિલાના અંતરમાં કોતરી રાખવાની નીતિનો અમલ થાય તે પણ તેવા રાજ્યકાળમાં બનવા જેવું જ છે. આ સહુ સંયોગો ઉપરથી મને ચોકસ લાગે છે કે ઉક્ત શિલાલેખ શાહેનશાહ અકબરના રાજ્યકાળનો છે.

આ લેખની છઠ્ઠી લીંટી પુરતી ઉકલી શકી નથી. એ સંબંધનો પ્રયાસ ચાલુ છે. છેવટે 'ગધેડે ગાળ' એ શબ્દ છે, અને નીચે ગધેડા જેવું .ચિત્ર છે. કોઇ કહે છે કે તે અશ્વ હશે. એ કાળના શિલાલેખોમાં "ગધેડેગાળ" એ જાતનો શાપ કે ગાળ, એ લેખ પ્રમાણે ન વર્તનારને આપવામાં આવતી. ચાંપાનેરમાં મહમદ બેગડાનો એક શિલાલેખ છે તેમાં તે શબ્દ વપરાયેલો છે, અને નીચે બે ગધેડાનાં ચિત્રો કોરેલાં છે. આ ઉપરથી એમ લાગે છે કે આપણા શિલાલેખમાં પણ જે ચિત્ર છે તે ગર્દભનું હશે. જે લીંટી ઉકલી નથી તેનો અર્થ પણ, છેવટના શબ્દ ઉપરથી લાગે છે કે, 'જે આ પ્રમાણે ન વર્તે તેને એ ગાળ હજો,' એમ હશે.

અનન્ત આકાશને પણ માપવાને કૌતુકી કેમ ન હોય એવા પર્વત આકાશમાં અવગાહન કરે છે.

नित्यातिवाहाद्विगतावलम्बेऽम्बरेऽम्बरद्वीपवती विखिन्ना ।
भोत्तुंगयद्भूधरनिर्झराणां निभेन भूभागमिवाभ्युपैति ॥ ६६ ॥

આકાશગંગા આધાર વિનાના આકાશમાં નિત્ય વહી વહીને જાણે થાકી જાય છે એટલે ગૂર્જરદેશના ગગનચુંબી પર્વતના ઝરણારૂપે પૃથ્વી ઉપર આવે છે.

उत्तालतालं करतालिकाभिः सृजन्ति गीतीरिह शालिगोप्यः ।
श्रिया समग्रान्विषयान्विजित्य कीर्तीः स्थितानामिह गूर्जराणाम् ॥६१॥

ખેતરનું રક્ષણ કરતી સ્ત્રીઓ રાસડા લ્યે છે અને બધા દેશને હરાવનાર ગૂર્જરદેશનાં યશોગાન કરે છે.

क्वापि दम्यैरनुगम्यमानाः सरिद्वरायाः सखितां दधानाः ।
यद्गोचरे द्रोणदुघाश्चरन्ति मूर्ताः समाज्ञा इव मण्डलस्य ॥ ६२ ॥

જે દેશના ગોચરમાં, પાછળ મોટાં વાછરૂ ફરે છે એવી, રંગે ધોળી હોવાથી ગંગાજીની સખી જેવી લાગતી, ગૂર્જરદેશની કીર્તિના અવતારસમાન એક દ્રોણ (૩૨ પાકા શેર) દૂધ દેનારી ગાયો ચરે છે.

गावः क्वचिद् भान्ति सुधासुधाक्तपयः स्रवन्त्यः प्रविभाव्य वत्सान् ।
यदीर्ष्यया निर्मितनाकभाग्यैरिवावतीर्णा भुवि देवगावः ॥ ६३ ॥

વાછડાને જોઈને જેની આગળ અમૃતેય તુચ્છ છે એવું દૂધ દેનારી, ગૂર્જરદેશની ઈર્ષ્યાને લીધે જાણે કામધેનુઓ પૃથ્વી ઉપર ન અવતરી હોય એવી ગાયો ક્યાંક ક્યાંક જોવામાં આવે છે.

ब्रह्माण्डभाण्डोपरिभित्तिभागप्रोत्तानयानोद्भवदर्तिभाजः ।
सातं चरन्त्यः किमुपेत्य धात्र्यां स्वर्धनवो यत्र विभान्ति गावः ॥ ६४ ॥

આકાશના ઉપલા ભાગમાં ઉપર પગ ને નીચે માથું એમ ચાલી ચાલીને કાઈ ગયેલી કામધેનુઓ પૃથ્વી ઉપર ઊતરીને જાણે સુખે ચરતી ન હોય એવી ગાયો જે દેશમાં છે.

અણહિલ્લવાડમાં કુમારપાળે ચણાવેલ બત્રીશ મન્દિર હતાં. (૬૫)

श्रीस्तम्भतीर्थं पुटभेदनं च यत्रोभयत्र स्फुरतः पुरे द्वे ।
अहम्मदावादपुराननायाः किं कुण्डले गूर्जरराजलक्ष्म्याः ॥ ६६ ॥

અમદાવાદ જાણે ગૂર્જરદેશનું મુખ છે અને ખંભાત તથા પાટણ બે કુંડળ છે.

બોપદેવકૃતત્વનો વિચાર કરીએ. શ્રી બોપદેવ પંડિત વરાડ પ્રાન્તમાં વરદા(વર્ધા) નદી કાંઠે વેદપદ નામના ગામડામાં શક ૧૧૮૨માં જન્મ્યા હતા. એના પિતાનું નામ કેશવ અને ગુરુનું નામ ધનેશ મહામહોપાધ્યાય. શ્રી બોપદેવ વ્યાકરણ, વૈદક, ધર્મશાસ્ત્ર વગેરે અનેક શાસ્ત્રોમાં પંડિત હતા. તેઓ દેવગિરિ (નીઝામ રાજ્યમાં આવેલું દૌલતાબાદ)ના યાદવવંશી રાજા શ્રીમહાદેવના ધર્માધિકરણ મંત્રી શ્રીહેમાદ્રિના સભાપંડિત હતા. આ શ્રી બોપદેવે ભાગવત નહીં પણ ભાગવત સંબંધી ત્રણ ગ્રંથો લખ્યા છે. મુક્તાફલ, પરમહંસપ્રિયા અને હરિલીલા. હરિલીલાના પહેલા જ શ્લોકમાં બોપદેવે કહ્યું છે કે:—

श्रीमद्भगवतस्कन्धाध्यायार्थादि निरूप्यते ।
विदुषा बोपदेवेन मन्त्रिहेमाद्रितुष्टये ॥

શ્રીમદ્‌ભાગવતના સ્કન્ધો અને અધ્યાયોનો અર્થ (સાર) મંત્રી હેમાદ્રિના સંતોષ માટે બોપદેવ પંડિતે રચ્યો છે.

આ વચનથી દેખાય છે તેમ બોપદેવ અને એના આશ્રયદાતા તથા મિત્ર હેમાદ્રિ પણ શ્રીમદ્‌ભાગવત તરફ બહુમાનની દૃષ્ટિથી જુએ છે. બોપદેવ પોતે જ કહે છે તેમ ભાગવતની અનુક્રમણિકારૂપ[2] આ હરિલીલા નામના ગ્રંથ ઉપર હેમાદ્રિએ ટીકા લખી છે અને હરિલીલાના શ્લોકોની ટીકા કરતાં આચાર્ય નામથી ( **इत्यत्र स्पष्टीकृतमाचार्येण** ) શ્રીધરસ્વામીનો હેમાદ્રિ ઉલ્લેખ કરે છે, તથા શ્રીધરી ટીકામાંથી ઉતારા કરે છે (જુઓ હરિલીલા શ્લો. ૧૦–૧૧ની ટીકા પુરાણનિરીક્ષણ–પા. ૭૮); વળી હેમાદ્રિ વ્રતખંડ અને દાનખંડમાં ભાગવતમાંથી ઉતારા કરે છે. આ ઉપરથી શ્રીમદ્‌ભાગવત જ નહિ પણ તેની શ્રીધરી ટીકા પણ બોપદેવ પહેલાં હોવાનો સંભવ છે. વળી બોપદેવનો જન્મ ઉપર કહ્યું તેમ શક–૧૧૮૨ એટલે ઇ. સ. ૧૨૬૦ માં હોવાનું નક્કી છે પણ તે પહેલાં થઇ ગયેલા શ્રી મધ્વાચાર્યે ભાગવતતાત્પર્યનિર્ણય નામનો ભાગવત ઉપર ખાસ ગ્રંથ લખ્યો છે. એ આચાર્ય ભાગવતને મહાભારત જેટલું માન આપે છે અને બ્રહ્મસૂત્રભાષ્યમાં ભાગવતમાંથી ઉતારો કરે છે. મધ્વનો જન્મ એની મઠપરંપરામાં ઇ. સ. ૧૧૧૮ મનાય છે પણ ડા. ભાંડારકરે ઇ. સ. ૧૧૯૯ નક્કી કર્યો છે (જુઓ વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ પા. ૧૧૩) એ યથાર્થ માનીએ તો પણ બોપદેવના જન્મ પહેલાં ભાગવત પ્રસિદ્ધ હતું એમ નિઃસંદેહ જણાય છે.

મધ્વાચાર્યે પોતાના ભાગવતતાત્પર્યનિર્ણયમાં એ વખતે ભાગવતની અનેક ટીકાઓ હોવાનું કહ્યું છે, અને તેમાં શ્રીમચ્ચિત્સુખયોગીની તથા શ્રીધરસ્વામીની ટીકાઓનો ખાસ ઉલ્લેખ કર્યો છે. આ જોતાં ભાગવતના ટીકાકાર શ્રીધરસ્વામી મધ્વાચાર્યની પછી એટલે ઇ. સ. ૧૨૭૮ ( મધ્વનો દેહત્યાગનો સમય ) થી અર્વાચીન ન હોવા જોઇએ. શ્રી ચૈતન્યપ્રભુ શ્રીધરસ્વામી તરફ જે માનથી જુએ છે તે એમની પ્રાચીનતા જોતાં સમજી

---

२ इति भागवतस्यानुक्रमणी रमणी कृता ।
विदुषा बोपदेवेन विद्वत्केशवसूनुना ॥
हरिलीलेति नामेयं हरिभक्तैर्विलोक्यताम् ।
अस्या विलोकनादेव हरौ भक्तिर्विवर्धते ॥
हरिलीला.

यस्मिन् सकर्णमनुजाः स्वककर्णपर्णैस्तूर्णं मुनीन्द्रवचनामृतमापिबन्तः ।
मिथ्यात्वजीवितहरोत्कटकालकूटं पीतं वमन्ति च भवन्त्यजरामरास्ते ॥३२॥

જ્યાં માણસો કાનરૂપ પત્રે કરીને મુનિવચનામૃતપાન કરીને અસત્યરૂપી પ્રાણુઘાતક ઉગ્ર કાલકૂટ વિષનું વમન કરે છે ને અજરામર બને છે.

यत्रार्हतां भगवतां सदनेषु शश्वद्दह्यमानघनधूपसमुत्थधूमः ।
अभ्रभ्रमं विरचयन् शिखिनां कुलानि हर्षाकुलानि कुरुते च सताण्डवानि ॥३३॥

જ્યાં દેવાલયમાં બળતા ધૂપથી થયેલો ધુવાડો મોરને વાદળાનો ભ્રમ કરાવે છે અને હર્ષપૂર્વક નચાવે છે.

यस्मिन्विराजति महोन्नतिभृद्विशालः शालः सुराचलकलः प्रतिपन्थिकालः ।
सद्वर्तुलत्वकलितः किमु भूमिरामाहस्ताम्बुजन्मकटकः स्फुटकम्रताभृत् ॥३७॥

જ્યાં ઉંચો, વિશાળ, મેરુ જેવો, શત્રુને કાળ સમાન, તથા ગોળાકૃતિ ગઢ શોભે છે, જે જાણે પૃથ્વીરૂપ સ્ત્રીના હસ્તકમળનું સુંદર કડુ ન હોય એવો લાગે છે.

पूर्णेन्दुबिम्बवदना मदनातिरेकाश्चातुर्यवर्यकमलाः कमलायताक्ष्यः ।
तारुण्यपुण्यतनुवल्लिमभाभिरामाः श्यामातिकृष्णकबरीजितभृङ्गरामाः ॥३८॥
सौभाग्यभाक्सिमदाः प्रमदा विभान्ति यस्मिन् स्मितद्युतिविराजितराजदन्ताः ।
किं स्वर्णवर्णवपुषः सुरयोषितोऽत्राजग्मुः पुरस्य सुषमात्तवीक्षणोत्काः ॥३९॥

જ્યાં ચન્દ્રમુખી, ચતુરાઈમાં લક્ષ્મી જેવી, કમળનયની, શ્યામ કેશપાશે કરીને ભમરીને જિતનારી, હાસ્યથી શોભતા રાજદંત( આગળના ઉપલા બે દાંત )વાળી તરુણીઓ, જાણે સુવર્ણવર્ણી દેવાંગનાઓ પ્રહ્લાદનપુરની શોભા જોવા ન આવી હોય એવી લાગતી હતી.

છતાં ઇ. સ. દશમા શતકથી ભૂતકાળમાં આગળ ભાગવતનો સમય ખેંચી જવા માટે ચોક્કસ પુરાવાઓ દુર્લભ છે. રા. કાળે, ગોપાળાચાર્યના ભાગવતભૂષણના આધારે, શંકરાચાર્યે વાસુદેવસહસ્ર નામની ટીકામાં અને ચતુર્દશમતવિવેકમાં ભાગવતમાંથી ઉતારા કર્યા છે, એમ કહે છે. પણ આ ગ્રન્થો આદ્ય શંકરાચાર્યના હોય એમ માનવું મુશ્કેલ છે. એ જ રીતે ગૌડપાદે ઉત્તર ગીતાની વ્યાખ્યામાં ભાગવતમાંથી ઉતારો કર્યો છે એમ સદ્ગત કાળે બતાવે છે. તથા શૌનકના ઋગ્વિધાનમાં અને જૈમિનીયાશ્વમેધમાં ભાગવતનો ઉલ્લેખ છે એ બતાવે છે. પણ આ બધા પુરાવા સંદિગ્ધ છે. અને સદ્ગત કાળેએ પણ ઇ. સ. પૂર્વે પહેલા અને ચોથા શતકમાં ભાગવત હોવાનું કેટલાક સજ્જનો માને છે એમ કહ્યા છતાં શ્રીધર (ઇ. સ. ૧૧૦૦) ના વખતમાં ભાગવત આ જ પ્રમાણે હતું એટલો જ નિશ્ચય દર્શાવ્યો છે (જુઓ પુરાણનિરીક્ષણ પા. ૮૧). સર્વસિદ્ધાન્તસારસંગ્રહ નામનો એક ગ્રંથ શંકરાચાર્યનો ગણાય છે, તેમાં ભાગવતનો ઉલ્લેખ છે. પણ એ યે આદ્ય શંકરાચાર્યનો હોય એમ માનવું મુશ્કેલ છે.

શ્રી ભાગવતનું દશમા શતક પહેલાં અસ્તિત્વ સાબીત કરે એવો નીચલો પુરાવો મને લાગે છે. વિશિષ્ટાદ્વૈત મતના સ્થાપક શ્રી રામાનુજાચાર્યના ગુરુ યામુનમુનિએ આગમપ્રામાણ્ય નામના ગ્રંથમાં ભાગવતનો ઉલ્લેખ કર્યો છે, એમ શ્રી રાધાકૃષ્ણન કહે છે (Indian Philosophy મેં એ ઉલ્લેખ જોયો નથી). યામુનમુનિ ઇ. સ. દશમા શતકમાં થઇ ગયા છે. એટલે ભાગવત તે પહેલાં હોવું જોઇએ. વળી યામુનમુનિની પણ પહેલાં થઇ ગયેલા કુલશેખર આલવારે મુકુન્દમાલા નામના સ્તોત્રમાં શ્રીમદ્ભાગવતનો **कायेन वाचा मनसेन्द्रियै वा** (૧૧–૨–૩૬) શ્લોક ઉતાર્યો છે. એટલે કુલશેખર આલવારના વખતમાં ભાગવત હતું એટલી વાત નક્કી. પણ કુલશેખરના સમય માટે બહુ મતભેદ છે. ઘણા પુરાતત્ત્વજ્ઞો કુલશેખરને ઇ. સ. બારમા શતકના મધ્યમાં આને છે (જુઓ વૈષ્ણવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ. પા. ૯૩). પણ દ્રાવિડ વિદ્વાનો કુલશેખર નામના એક કરતાં વધારે રાજાઓ કેરલમાં થઇ ગયા છે અને આ આલવાર કુલશેખર રામાનુજ પહેલાં થઇ ગયા છે એમ માને છે (જુઓ Early History of Vaishnavism in South India 1920 by Krishnaswami Ayangar). મારા મત પ્રમાણે કુલશેખર આલવારના સમય વિશે સદ્ગત ટી. એ. ગોપીનાથરાવે History of Sri Vaisnavas ઉપર ઇ. સ. ૧૯૨૩ માં મદ્રાસ યુનીવર્સીટીમાં આપેલા ભાષણોમાં છેવટનો સપ્રમાણ નિર્ણય કર્યો છે (આ ભાષણો ૧૯૨૩ માં મદ્રાસમાં છપાયાં છે). એ નિર્ણયની મતલબ નીચે ટુંકામાં ઉતારી છેઃ—

કુલશેખર આલવાર પોતાને કોલીકાવલન (કોલીના રાજા) કુડલનાયકન્ (મદુરાના પતિ), કોલીકોન (યુરૈયુરના રાજા) કહે છે એ ઉપરથી તેઓ કેરલ, પાંડ્ય અને

સ. બીજા ત્રીજા શતકના ઠાકરડાઓ લાગે છે (જુઓ, Dynasties of the Kali age p. 48 and 72). રા. વૈદ્ય History of Orrisa નો જે પુરાવો આપે છે તે પુરાવા તરીકે કાંઇ કામનો નથી (જુઓ, Journal of Indian History 1925 April. P. 133.).

ઉક્ત શિલાના ભૂગર્ભમાં અંકાઇ રહ્યો છે. અમરેલી ઘણા જુના વખતથી, જુદા જુદા રાજ્યકાળમાં એક પ્રગણા તરીકે ગણાયેલ છે. અત્યંત પ્રાચીન સમયમાં પણ તેનું સ્થાન ઘણું સારૂં હોવાની પ્રમાણબદ્ધ માહીતિ મળી આવે છે. અમરેલીને 'નવાપુરા' નામનું પરૂં હોય, તે બનવા જોગ છે. જે સ્થાનેથી આ પથ્થર મળ્યો છે, તે તરફ કેટલાક ટીંબા જણાય છે; તેથી સંભાવત છે કે અમરેલીથી થોડેક દૂર આ સ્થળમાં નવુંપરૂં હોય અને વખતના વહેવા સાથે તે વિલીન થયું હોય. આ શિલા એવી નથી કે જે ઓછા પ્રયત્ને ફરી હરી શકે; એટલે લાગે છે કે જ્યારથી તેનુ સ્થાન તે સ્થળે ગોઠવાયું ત્યારથી જ તે ત્યાં હશે. કાળની ગતિ સાથે મકાનો અને બધું. નષ્ટપ્રાય બની, માટીમાં મળી ગયું, વીંખાઇ ગયું, અને તેનું નામનિશાન પણ ભાગ્યે જ રહ્યું; પરંતુ આ દીર્ઘકાય શિલા તો તે સમયનાં એકાકી સ્મરણ તરીકે, ત્યાં રહી ગઇ.

આ વખતે ઇતિહાસપ્રસિદ્ધ અકબર દિલ્હીના સિંહાસને આરૂઢ હતો. શરૂઆતમાં તેની સત્તા અમુક જ પ્રદેશ ઉપર હતી, પણ પોતાની બુદ્ધિ અને શક્તિના બળે તેનો વિકાસ ત્વરિત ગતિએ થતો ચાલ્યો, દેશ પછી દેશ જીતાવા લાગ્યા, અને છેવટે તે ભારતનો સમ્રાટ બન્યો.

આ સમયમાં કાઠીઆવાડ ઉપર અકબરના સુબાઓનાં આક્રમણો થવા લાગ્યાં, અને ઇ. સ. ૧૫૯૨ માં જુનાગઢમાં મોગલસત્તા શરૂ થઇ. આ વખતથી સોરઠ ખાલસા સરકાર બન્યું, અને નવરંગખાન[૭] એ પહેલો શાહી ફોઝદાર થયો. આમઇ. સ. ૧૫૯૨ માં (એટલે વિક્રમ સંવત્ ૧૬૪૮ ના અરસામાં) નવરંગખાન સોરઠનો વરિષ્ટ અધિકારી થયો, એ હકીકત અને કાળ ઉપરથી આપણી કલ્પનાને બળ મળે છે કે શિલાલેખમાં જે નવરંગખાનના અમલમાં અમરેલી પ્રગણું જણાવેલું છે તે સત્ય છે અને તેની જ સત્તા દરમિઆન આ લેખ થએલો છે. 'તવારિખે સોરઠ' નામના પોતાના ફારસી ગ્રંથમાં દીવાન રણછોડજી જણાવે છે કે આ અરસામાં નવરંગખાન હાકેમ હતો. પ્રસ્તુત શિલાલેખની મિતિ વિક્રમ સંવત્ ૧૬૫૦ ના ભાદરવા સુદ ૧૩ ની છે. એટલે ઇ. સ. ૧૫૯૪ ની સાલ થાય. ઇ. સ. ૧૫૯૨ માં નવરંગખાનને[૮] કાઠિઆ-વાડની સત્તા મળી પછી બે વર્ષે ઇ. સ. ૧૫૯૪ (વિ. સં. ૧૬૫૦) માં અમરેલીના નવાપુરાના મહાજનના વેરા કે વેઠ માફ કરવાનું ફરમાવ્યું હોય, યા તો મીરશ્રી મહમદ-હુસેને આમ કરવાની તેને ભલામણ કરી હોય, એમ જણાય છે. મહમદહુસેન, એ અમરેલી પ્રાંતનો સુબો હોય એમ જણાય છે.

---

૭. Naurangkhan was the first of the Imperial Fozadars of Junagadh. (B. G. Vol. VIII)

૮. રા. ભગવાનલાલ સંપતરામ પણ પોતાના સોરઠ દેશના ઇતિહાસમાં જણાવે છે કે:—ઇ. ૧૫૯૧ માં ફરીને તે (અકબરનો બહાદુર સુબેદાર અજીજ કોકા) નવા લશ્કરથી જુનાગઢ ઉપર આવ્યો. × × × × ઘોઘા, માંગરોળ, અને સોમનાથનું બંદર વગેરે ૩૬ તાલુકા તાબે કરી આખર જુનાગઢ આવ્યો. જુનાગઢનો કિલ્લો અમીનખાનના દીકરા દોલતખાન પાસેથી લઇ ત્યાં પોતાના તરફથી નવરંગખાનને ફોજદાર મુકરર કર્યો.

એ જોવાથી ભાગવત પછી અને વિષ્ણુપુરાણ પહેલાં રચાયું છે એ દીવા જેવું દેખાય છે: દા. ત. કૃષ્ણચરિત્ર જ જુઓ. વિષ્ણુપુરાણના (અં. ૫ અ. ૧)જ શબ્દો ઉતારી દશમસ્કંધની શરૂઆત કરીને એ જ ક્રમમાં કૃષ્ણચરિત વર્ણવતાં તૃણાવર્તવધ, યશોદાને ભગવાન પોતાના મુખમાં સમસ્ત વિશ્વ દેખાડે છે તે, કૃષ્ણ દોરડાંથી ન બંધાયા તે, શંખચૂડ વ્રજસ્ત્રીઓને પકડી જાય છે તે, વગેરે વિષ્ણુપુરાણમાં નથી એવી કથાઓ ભાગવતકાર ઉમેરે છે. અહીં કહેવું જોઇએ કે ભાગવતકાર વિષ્ણુપુરાણના અથવા બીજા કોઇ પુરાણના રચનાર કરતાં વધારે વિદ્વાન છે. ભાગવતકાર પ્રતિભાશાળી કવિ તો છે જ અને એ શક્તિથી જાતે નવી અને રમણીય રચના ઘણી કરી છે, પણ એ પૂરા વિદ્વાન છે અને એ વખતમાં પ્રચલિત સંસ્કૃત વિદ્યાઓનો એમને ઘણો પરિચય છે.

વૈદિક મંત્રોમાંથી અને ઉપનિષદોમાંથી અનેક શબ્દો, વાક્યો અને કેટલીક વાર અર્ધા પોણા શ્લોકો લઇને પોતાની રચનામાં સુંદર રીતે એ ગુંથી દે છે. ભાગવતમાંથી માંત્રિક અને ઔપનિષદ ઉલ્લેખો જુદા તારવ્યા હોય તો મોટો સંગ્રહ થાય; દાર્શનિક સાહિત્યનો તથા સ્મૃતિઓનો પણ ભાગવતકારને ઘણો પરિચય છે. મહાભારત, રામાયણ અને પુરાણોનો તો હોય જ. ભાગવતકારે એ વખતે જેટલાં પુરાણો પ્રચલિત હશે તેટલાં જોયાં લાગે છે. વિષ્ણુપુરાણ તો ભાગવતનો આધાર જ છે અને હરિવંશ વિષ્ણુપુરાણનો આધાર છે. પણ ભાગવતે વિષ્ણુપુરાણમાં નથી એવું ઘણું હરિવંશમાંથી લીધું છે અને આ બે ઉપરાંત વાયુપુરાણ[4] મત્સ્યપુરાણ, બ્રહ્મપુરાણ, માર્કંડેયપુરાણ, કૂર્મ કે લિંગ જેવું કોઇક શૈવપુરાણ વગેરે ઘણું પૌરાણિક સાહિત્ય ભાગવતકારે જોયું છે. હાલનાં પુરાણોના મૂળમાં જૂનાં પુરાણો હતાં એ અન્યત્ર સવિસ્તર દર્શાવ્યું છે. અને ભાગવતકાર પાસે આ જુનાં બધાં પુસ્તકો હોવાં જોઇએ. આ ઉપરાંત ભક્તજનોમાં શ્રીકૃષ્ણચરિત સંબંધી જે કથાઓ પ્રચલિત હશે તેનો અને દ્રાવિડ પ્રબંધો જેવા સાહિત્યનો પણ ભાગવતકારે ઉપયોગ કર્યો છે. "કૃષ્ણે માટી ખાધી અને તેની બળદેવે યશોદાજી પાસે ફરીઆદ કરતાં કૃષ્ણે મોઢું ઉઘાડી એમાં માટીને બદલે વિશ્વ બતાવ્યું" આ પ્રમાણે પ્રસંગ ભાગવતમાં છે; વિષ્ણુપુરાણમાં કે બીજે ક્યાંય નથી. સાર્ઙ્ગધરપદ્ધતિ વગેરે છુટક પદ્યોના જૂના સંગ્રહોમાં આ મતલબનો શ્લોક મળે છે[5]. આ શ્લોકના શબ્દો અને ભાગવતના આ પ્રસંગના વર્ણનના શબ્દો બહુ મળતા આવે છે; વળી ભાગવતમાં એ પ્રસંગ પૂર્વાપર સંબંધ વગર આવે છે, એ બધું જોતાં કોઇ સંત ભક્તે મુક્તક રચ્યું (આવાં આશીર્વાદાત્મક મુક્તકો રચવાનો રિવાજ સામાન્ય હતો, હજી સુધી ચાલે છે) અને ભાગવતકારે એ ગુંથી દીધું. મતલબ કે વિષ્ણુપુરાણ પછી અમુક વખતે ભાગવત રચાયું છે. વિષ્ણુપુરાણનો સમય ઇ. સ. ૬૦૦ ની આસપાસ છે એ અન્યત્ર બતાવ્યું છે, એટલે શ્રીભાગવત ઇ. સ. ૭૦૦ પહેલાં હોવાનો સંભવ નથી.

---

૪. મત્સ્ય અને બ્રહ્મપુરાણના જૂના અંશો જ ભાગવતકારે જોયા હશે.

૫ कृष्णेनाम्बगतेन रन्तुमधुना मृद्भक्षिता स्वेच्छया ।
सत्यं कृष्ण, क आह ह्येष मुसली मिथ्याम्ब पश्याननं ॥
व्यादेहीति विदारिते [च] वदने दृष्ट्वा समस्तं जगत् ।
माता यस्य जगाम विस्मयपदं पायात् स वः केशवः ॥

# ભાગવતનો સમય

[ શ્રી. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી ]

નેવું વર્ષ પ્હેલાં વીલ્સન સાહેબે વિષ્ણુપુરાણના અંગ્રેજી ભાષાંતરના ઉપોદ્ઘાતમાં ભાગવતપુરાણ તેરમા શતકમાં બોપદેવે રચેલું છે એવો મત પ્રગટ કર્યો અને પુરાણોને પ્રમાણરૂપ ન માનનાર આર્યસમાજે એ મત લોકોમાં ફેલાવ્યો; પણ ગયા નેવું વર્ષમ થયેલી પુરાતત્ત્વ સંબંધી શોધખોળને લીધે પુરાણોના સમય માટે વીલ્સને, તે કાળન ઐતિહાસિક સાધનોના બળથી દોરેલાં અનુમાનો ખોટાં ઠર્યાં છે. ભાગવતપુરાણ બોપદેવ રચેલું નથી એ વાત ઘણાં વર્ષોથી પુરાતત્ત્વજ્ઞોના મતે નક્કી થઇ ગઇ છે.

બોપદેવે ભાગવત રચ્યાની વાત વૈષ્ણવવિરોધી શાક્તોએ ચલાવેલી લાગે છે. એ મૂળ ભવિષ્યપુરાણના પ્રતિસર્ગ પર્વમાં મળે છે. આ પર્વની બંગાળી પ્રતોમાં અંગ્રેજી રાજ સમયની આધુનિક વાતો, કોઇ આધુનિક શાક્ત પંડિતોને હાથે દાખલ થઇ ગઇ છે તેમ ભાગવત બોપદેવે રચ્યું છે એમ લખ્યું છે ( જુઓ પ્રતિસર્ગપર્વ અ. ૩૨ વેંકટેશ્વરન છાપેલી પ્રત ). બંગાળામાં આ બાબતમાં વૈષ્ણવો અને શાક્તો વચ્ચે ખુબ ટપાટપી થઇ દુર્જનમુખચપેટિકા, દુર્જનમુખપદ્મપાદુકા, 'ભાગવતસ્વરૂપવિષયશંકાનિરાસ ત્રયોદશ, વગેરે નાના નાના ગ્રંથો લખાયા છે.[1] શાક્તો દેવીભાગવતને અઢાર મહાપુરાણમાંનું એક ગણે છે, જ્યારે વૈષ્ણવો શ્રીમદ્ભાગવતને મહાપુરાણ માને છે અને દેવી ભાગવતને ઉપપુરાણ ગણે છે. શ્રી ભાગવતપુરાણની અત્યારે ઉપલબ્ધ સૌથી જુની શ્રીધરી ટીકામ આરંભમાં મત્સ્યપુરાણોક્ત લક્ષણ ઉતારી શ્રી ભાગવત મત્સ્યોક્ત મહાપુરાણ છે એ ઠરાવવા માટે કહ્યું છે કે अस्तो भागवतं नामान्यदिति न शंकनीयम्। પણ આ વચનનો અર્થ, શ્રીધરસ્વામીના વખતમાં જે નિષેધ કર્યો છે માટે કાંઇક શંકાનું કારણ હ એમ કરવામાં આવે છે. પણ આ શંકા બોપદેવ સંબંધી તો નથી જ. પણ શ્રીધરસ્વામીન વખતમાં ભાગવત નામનાં એક કરતાં વધારે પુરાણો પ્રચલિત હોય અને તેમાં મહાપુરાણ ગણાતું ભાગવત આ જ એમ શ્રીધર સ્વામીનો કહેવાનો આશય જણાય છે.

ટુંકામાં શ્રી ભાગવત વિષે બે શંકાઓ છે (૧) એક એ બોપદેવે રચેલું છે અને (૨ એ મહાપુરાણ નથી પણ ઉપપુરાણ છે. મહાપુરાણ કે ઉપપુરાણ એ પ્રશ્ન મહત્ત્વનો નથી બાકી દેવીભાગવત કરતાં વૈષ્ણવ ભાગવત પ્રાચીન છે એમ દેવીભાગવત ઉપરથી સિદ્ધ થાય છે (પુરાણનિરીક્ષણ પા. ૮૪).

---

૧ રામાશ્રમે 'દુર્જનમુખચપેટિકા'માં વૈષ્ણવ ભાગવત મહાપુરાણ છે એમ ઠરાવવાને પ્રયત્ન કર્યો છે અને કોઇએ (નામ જાણવામાં નથી) 'દુર્જનમુખપદ્મપાદુકા'માં દુર્જનમુ ચપેટિકાનો જવાબ આપ્યો છે. કાશીનાથભટ્ટે 'દુર્જનમુખમહાચપેટિકા'માં દેવીભાગવત મહાપુરાણ છે એમ ઠરાવવાનો પ્રયાસ કર્યો છે. 'ભાગવતસ્વરૂપવિષયશંકાનિરાસ'મ પુરુષોત્તમે વૈષ્ણવ ભાગવતનો પક્ષ કર્યો છે. આ જ પ્રમાણે ગોપાલાચાર્યે 'ભાગવતભૂષણ નામનો સરસ નિબંધ વૈષ્ણવ ભાગવતના પક્ષમાં લખ્યો છે. મિતાક્ષરાના ટીકાકાર બાલંભ વૈષ્ણવ ભાગવત મહાપુરાણ નથી એમ કહ્યું છે. પુરાણનિરીક્ષણ પા. ૮૭.

દેખાય છે. જો એ સાચું હોય તો શ્રીભાગવત ઈ. સ. ૮૦૦ થી ૮૨૫ વચ્ચે જ રચાયું હોવું જોઈએ. અને ખોટું હોય અથવા એવા કટકાઓ પ્રક્ષિપ્ત હોય તો આઠમા શતકના મધ્ય ભાગમાં રચાયું હોય. પુરાવિદ્ પાર્જિટર નવમા શતકમાં ભાગવત રચાયું છે એમ માને છે.

## શ્રીશંકરાચાર્ય અને શ્રીમદ્ભાગવત.

શ્રીમદ્ભાગવતમાં ભરેલાં અદ્વૈત જ્ઞાનને વાંચીને ઘણા ઘણા પૌરાણિકો ભાગવતમાં શાંકરવેદાંત ભર્યું છે એમ જ માને છે. પણ વસ્તુતઃ એમ નથી. ભાગવતનું પોતાનું સ્વતંત્ર અદ્વૈત દર્શન છે જે શંકરના કેવલાદ્વૈતથી, રામાનુજના વિશિષ્ટાદ્વૈતથી, અને શ્રીવલ્લભાચાર્યના શુદ્ધાદ્વૈતથી જુદું છે, પણ ત્રણેયને કેટલાક અંશમાં મળતું છે. ભાગવતમાં શાંકરમતને મળતાં વચનો છે તેમ એ મતનું ખંડન કરે એવાં પણ છે. ભાગવતકારે શંકરાચાર્ય, રામાનુજાચાર્ય કે વલ્લભાચાર્ય પેઠે તત્ત્વજ્ઞાનનો અમુક વાદ સળંગ બરાબર યોજ્યો છે એમ હું કહેતો નથી. ભાગવત એ રીતે દાર્શનિક ગ્રંથ નથી, પુરાણ પેઠે વિચારોની છૂટ રાખે છે. છતાં એમાં જે જ્ઞાનવાદ છે તે અદ્વૈતવાદ છે. દ્વૈતવાદ તો નથી જ. હવે શુદ્ધાદ્વૈતની દૃષ્ટિએ તો એ મતના આચાર્યે ભાગવત ઉપર ટીકા લખેલી છે. પણ ભાગવતમાં સળંગ શુદ્ધાદ્વૈતવાદ જ હોય એમ એ પુરાણને નિષ્પક્ષ દૃષ્ટિએ જોતાં નથી લાગતું. સમગ્ર ભાગવત-ગ્રંથનો કોઈપણ સંપ્રદાયને અનુસર્યા વગર અર્થ કરવાની અહીં જગ્યા નથી. સૌથી જૂની શ્રીધરી ટીકા મુજબનો સાથી વધારે સીધો અર્થ કરે છે. વળી ભાગવતના અદ્વૈત દર્શનના મુખ્ય મુદ્દા મેં અન્યત્ર જુદા તારવ્યા છે. અહીંતો ભાગવતના સમયના વિચારને અંગે શાંકર દર્શનના કેટલાક ખાસ સિદ્ધાન્તો ભાગવતનાં વચનોમાં મને દેખાય છે તે દાખલા રૂપે બતાવ્યા છે. એવા વધારે દાખલા વિવેકી વાંચનાર મૂળમાંથી શોધી શકશે.

(૧) જીવ ઇશ્વરનો ભેદ—શ્રી શંકરાચાર્ય જીવ ઇશ્વરનો વાસ્તવ ભેદ માનતા નથી. જે ભેદ દેખાય છે તે દેહાદિઉપાધિનિમિત્ત છે એમ કહે છે. શ્રીભાગવતમાં એક ઠેકાણે સ્પષ્ટ વચન છે કે "પુરુષ અને ઇશ્વરમાં જરા પણ વિલક્ષણતા નથીઃ—"

> पुरुषेश्वरयोरत्र न वैलक्षण्यमण्वपि ।
>
> भा. ११. २२. ११.

આ જ વાત જુદી જુદી રીતે બીજે અનેક ઠેકાણે કહી છે. પુરંજનાખ્યાનમાં હંસરૂપ પરમાત્મા માનસહંસરૂપ પુરુષને કહે છે કે "હું જ તું છો, તું કોઈ બીજો નથી, તું એ જ હું એમ સમજજે; આપણી વચ્ચે જ્ઞાનીઓ જરા પણ અંતર જોતા નથીઃ—"

> अहं भवान् न चान्यस्त्वं त्वमेवाहं विचक्ष्व भोः ।
> न नौ पश्यन्ति कवयश्छिद्रं जातु मनागपि ॥ ४–२–८–६२.

(૨) 'એક જ પરમેશ્વર માયાવી પેઠે માયાથી અવિદ્યાથી અનેકરૂપ દેખાય છે,' એમ શંકરાચાર્યનો મત છે;

શકાય છે. 'ભાગવતભૂષણ' લખનાર ગોપાલાચાર્ય કહાડકરને અનુસરી સદ્‌ગત કાળે પણ ભાગવત ઉપર હનુમાનની ચિત્સુખાચાર્યની અને શંકરાચાર્યની ટીકાઓ હોય એમ માને છે. અત્યારે તો એક પણ મળતી નથી. વળી ચિત્સુખસ્વામીની વિષ્ણુપુરાણ ઉપરની વ્યાખ્યા જોઈને શ્રીધરસ્વામીએ વિષ્ણુપુરાણની ટીકા લખી છે એમ એ પોતે કહે છે એટલે ચિત્સુખસ્વામીની ટીકાની વાત સાચી હોય એ સંભવિત છે. હનુમાનની ટીકાની વાત માનવા જેવી નથી. શંકરાચાર્યે પણ ભાગવત ઉપર ટીકા લખી હોય એ બેસતું નથી. ચિત્સુખાચાર્યનો સમય કાળે ઇ. સ. ૮૫૦ આપે છે, પણ એ ભ્રમ લાગે છે. ચિત્સુખાચાર્યનો સમય રા. રા. નર્મદાશંકર દેવશંકર મહેતા ઇ. સ. ૧૨૦૦ આપે છે .(જુઓ હિંદતત્ત્વજ્ઞાનનો ઇતિહાસ ઉ. પા. ૨૨૨.) તે બરાબર છે. એટલે ચિત્સુખાચાર્ય અને શ્રીમધ્વાચાર્યની વચ્ચે શ્રીધરસ્વામી થઇ ગયા હોય તથા ચિત્સુખાચાર્યની અને મધ્વાચાર્યની વચ્ચે સાઠ પોણોસો વર્ષનો ગાળો હોય એમ માનીએ તો શ્રીધરસ્વામીએ ૧૩મા શતકની પ્હેલી વીશીમાં ટીકાઓ લખી હોવી જોઇએ.

શ્રીધરસ્વામી પ્હેલાં થઇ ગયેલા ગૌડપતિ લક્ષ્મણસેને શક ૧૦૯૦ (ઇ. સ. ૧૧૬૮) માં રચેલા અદ્‌ભુતસાગરમા ભાગવતમાંથી ઉતારા કર્યા છે; અને એ લક્ષ્મણસેનના સભારત્ન જયદેવ કવિએ લગભગ એ જ અરસામાં ગીતગોવિંદ લખ્યું છે. ગીતગોવિંદના લેખક શ્રીમદ્‌ભાગવતનો રસ ખૂબ પીધો છે. એટલે ઇ. સ. ૧૨માથી ૧૪મા શતક સુધીમાં શ્રીમદ્‌ભાગવત સર્વત્ર પ્રસિદ્ધ થઇ ગયુ હતું એમ નિશ્ચય થાય છે. વળી ૧૪મા શતકના પ્રખ્યાત વેદાંતી પંચદશીકાર શ્રી વિદ્યારણ્યસ્વામી જીવન્મુક્તિવિવેકમાં શ્રીભાગવતમાંથી ઉતારા કરે છે. અને ભાગવતોક્ત પરમ ભાગવદ્‌ભક્તને વેદાંતદૃષ્ટિએ જીવન્મુક્ત ગણે છે. શ્રીભાગવતના પહેલા ટીકાકાર શ્રીધરસ્વામી પણ શાંકર અદ્વૈત માને છે (જુઓ ગીતા ઉપરની શ્રીધરીટીકા). મતલબ કે ઇ. સ. ૧૨૦૦ થી ૧૪૦૦ સુધી ભાગવતોક્ત ભક્તિવાદ શાંકરદર્શનનો વિરોધી છે એમ નહોતું મનાતું.

ઇ. સ. બારમા શતકમાં પ્રમાણગ્રંથ તરીકે પ્રસિદ્ધ થવાને એ વખતે ઓછામાં ઓછાં બસો વર્ષ તો થવાં જોઇએ. અને એ મર્યાદાને અનુસરી કેટલાક ઇતિહાસલેખકો ભાગવતને દશમા શતકમાં મુકે છે. વળી રા. ચિંતામણિ વૈદ્ય ભાગવતને દશમા શતકમા મુકવા માટે કેટલીક નવા દલીલો આપી છે ( જુઓ, Journal of the B. B. R. A. S. 1925 p. 144 to 158 ), અને એ લેખકની પ્રતિષ્ઠાને અંગે એ માન્ય થવાનો સંભવ છે. પણ રા. વૈદ્ય આપેલી દલીલો મને તો પોકળ લાગે છે. અને રા. વૈદ્યની દલીલોનું યોગ્ય ખંડન Journal of Indian History April 1925 માં પ્રમાણપુરઃસર થએલું છે. આ પાછલા લેખમાં કહ્યું છે તેમ વિષ્ણુપુરાણ અને જયદેવની વચ્ચે શ્રીભાગવતનુ સ્થાન છે એટલી વાત સાચી; પણ કપિલ સંબંધી કે કૈકિલ યવનો સંબંધી રા. વૈદ્યની દલીલથી કશું સાબીત થતું નથી[૩] (એ જ નં. પા ૧૩૨, ૧૩૩.).

૩. કૈકિલ યવનોનો ભાગવતમાં ઉલ્લેખ છે એ ઉપરથી ભાગવતનો સમય નક્કી કરવા રા. વૈદ્ય માગે છે, પણ કૈકિલ યવનોનો ઉલ્લેખ શું એકલા ભાગવતમાં છે? વિષ્ણુમાં, મત્સ્યમાં, વાયુમા બધામાં છે. આ યવનો પુરાવિદ પાર્જિટર કહે છે તેમ. ઇ.

બદ્ધ પણ નથી, કોઇ સાધક પણ નથી કોઇ મુમુક્ષુ એ નથી અને કોઇ મુક્ત નથી "[૧૨] એ કારિકાનો રણકો સંભળાય છે.

૪ જેનાથી બ્રહ્માત્મૈક્યનો બોધ થાય એને જ શંકરાચાર્ય મોક્ષપ્રદ વિદ્યા ગણે છે. ભાગવતમાં પણ આ મતલબનાં વચનો મળે છે. 'બ્રહ્મદર્શન એજ જ્ઞાન'[૧૩], 'ઐકાત્મ્યદર્શન એ જ જ્ઞાન'[૧૪].

૫ ભગવાને આ સૃષ્ટિને પોતાની માયાશક્તિથી ઉત્પન્ન કરી છે એ ભાગવતનો સૃષ્ટિ વિષે સામાન્ય સિદ્ધાન્ત છે. છતાં કોઇ ઠેકાણે 'દ્રષ્ટામાં દૃશ્યપણાનો અજ્ઞાનીઓએ આરોપ કર્યો છે' એ જાતનું શાંકરવેદાન્તના સિદ્ધાન્તનું વચન મળે છે.

૬ ઘટાકાશ અને મહાકાશ જેવો જીવાત્મા અને પરમાત્માનો સંબંધ છે ( જુઓ. ब्र. सू. अ. २–३–१७ ) એમ શંકરાચાર્ય સ્પષ્ટ કહે છે. ભાગવતકાર એક સ્થળે એ જ દાખલો આપે છે.[૧૫]

૭ શંકરાચાર્ય કર્મથી કર્મનો નાશ ન જ થાય એ વાત બહુ જોરથી કહે છે. ભાગવતમાં પણ એક સ્થળે કહ્યું છે કે 'કર્મથી કર્મનો આત્યંતિક નાશ નથી થતો.'[૧૬]

૮ જ્ઞાનીનાં સંચિત કર્મ અને ક્રિયમાણનો જ્ઞાનથી નાશ થાય પણ પ્રારબ્ધનો ન થાય એટલે જ્યાં સુધી પ્રારબ્ધ ભોગવાઇ રહે ત્યાં સુધી જ્ઞાનીનો દેહ એ કર્મના બળથી ટકી રહે એ પ્રમાણે શંકરાચાર્ય માને છે (જુઓ. ब्र. सू. ४–१–१५); અને ભાગવતપ્રમાણે પણ સ્પષ્ટ શબ્દોમાં–મુક્ત પણ જાતે અભિમાનશૂન્ય હોવા છતાં પ્રારબ્ધ ભોગવતાં ભોગવતાં પોતાનો દેહ ધારણ કરે છે.[૧૭] જીવન્મુક્તિની બાબતમાં શંકરાચાર્ય કે એના સમકાલીન સુરેશ્વરાદિ શિષ્યો કરતાં ભાગવત આગળ વધેલું છે. અને પાછળના વિદ્યારણ્ય જેવા વેદાન્તીઓ જીવન્મુક્તિના વિચારમાં ભાગવતમાંથી ઉતારા કરે છે એ અન્યત્ર દર્શાવ્યું છે.

---

१२. न निरोधो न चोत्पत्तिर्न बद्धो न च साधकः ।
न मुमुक्षुर्न वै मुक्त इत्येषा परमार्थता ॥ गौडपादीयकारिका

१३. ज्ञानं यद्‌ब्रह्मदर्शनम् । भा. ३. ३२. २३.

१४. ज्ञानं चैकात्म्यदर्शनम् । भा. ११. १९. २७.
यथं द्रष्टरि दृश्यत्वमारोपितमबुद्धिभिः ।
भा. १. ३. ३१.

१५. ब्रह्मण्यात्मानमाधारे घटाकाशमिवाम्बरे ।
भा. १. १३. ५६.

१६. कर्मणा कर्मनिर्हारो न ह्यात्यन्तिक इष्यते ।
भा. ६. १. ११.

१७. मुक्तोऽपि तावद्बिभृयात्स्वदेह—
मारब्धमश्नन्नभिमानशून्यः ।
यथानुभूतं प्रतियातनिद्रः
किं त्वन्यदेहाय गुणान्न वृङ्क्ते ॥
भा. ५. १. १६.

ચોલ રાજ્યોના સ્વામી હતા એમ જણાય છે. પરંપરાપ્રમાણે તેઓ કોલીનગર (મલબાર કાંઠા)માં કલિ સં ૨૮ (ઇ. સ. પૂર્વે ૩૦૭૫)માં જન્મ્યા હતા. તેઓ મહાન વિષ્ણુભક્ત હતા અને પાછળથી રાજ્યગાદી છોડીને શ્રીરંગમ્‌માં જઇ રહ્યા. અને ત્યાંના રંગનાથના મન્દિરના કેટલાક ભાગો ચણાવ્યા એમ કહેવાય છે. એમણે પેરૂમાલતિરૂમોલી તામીલમાં અને મુકુન્દમાળા નામનું સ્તોત્ર સંસ્કૃતમાં રચ્યું છે. હવે આ આલવારો વિશે ઐતિહાસિક વિચાર કરતાં ગોપીનાથરાવ પહેલી વાત એ કહે છે કે પ્રાચીનતમ આલવારો પેયાલવાર, ભૂતનાલવાર અને તેના સમકાલીનો તોંડઇમંડળમાં પલ્લવોના રાજ્યકાળમાં અવતર્યા હતા. પલ્લવો કાંચીમાં ઇ. સ. ચોથા શતક પહેલાં નથી આવ્યા. એટલે આ આલવારો તે પછીના છે. વળી ભૂતનાલવાર પોતાની જન્મભૂમિને મામલ્લૈ કહે છે. મામલ્લૈ તે મહાબલિપુર. કાંચીના નરસિંહવર્મા (ઉર્ફે મામલ) રાજાએ સાતમા શતકમાં તે સ્થાપ્યું માટે આ ભૂતનાલવાર સાતમા શતકથી પ્રાચીન નથી. તે પછી થયેલા નામઆલવાર અથવા શઠકોપ ઇ. સ. ૮૦૦ થી ૮૫૦ના અરસામાં પર્રાતક પાંડ્યના રાજ્યકાળમાં થઇ ગયા એમણે લિંગપુરાણના અનુયાયીઓનો ઉલ્લેખ કર્યો છે.

કુલશેખર આલવાર પાંડ્ય, કેરળ અને ચોલદેશના રાજા હોવાનું લખ્યું છે. અને આ આલવારનાં અમુક વચનો ઉપરથી ગોપીનાથરાવ ઇ. સ. ૮૫૦ સુધીમાં એ થયા હોવાનું તથા ઇ. સ. ૮૨૫ માં પલ્લવરાજા દન્તીવર્મન્ સાથેની પાંડ્ય રાજાઓની લડાઇમાં એમણે ભાગ લીધો હોવાનું અનુમાન કરે છે તે યથાર્થ લાગે છે. તિરૂમંગઇ આલવાર પણ આ વખતમાં ઇ. સ. ૭૭૬ થી ૮૩૦ માં થઇ ગયા.

નાથમુનિ નવમા શતકના અન્તમા અને દશમા શતકના આરંભમાં, તે પછી આ લવાન્દાર અને પછી રામાનુજ,—શ્રી ગોપીનાથરાવની આ ગોઠવણ તદ્દન બંધબેસ્તી છે. વળી એને દ્રાવિડ સાહિત્ય તથા દ્રાવિડ ઇતિહાસનો સાક્ષાત પરિચય જેને છે એવા દ્રાવિડ વિદ્વાનોનો ટેકો છે. Journal of the R. A. S. April 1925 માં એ. એસ રમાનાથ આય્યર પણ કુલશેખર આલવારને ઇ. સ. ૮૨૫ થી ૮૪૩ માં મુકે છે. ઇ. સ. તેરમા શતકના તપતીસંવરણ અને સુભદ્રાધનંજય નાટકો લખનાર કુલશેખર આ કુલશેખર આલવારથી અર્વાચીન અને જુદા.

ટુંકામાં બધા આલવારો રામાનુજ પહેલાં થઇ ગયા છે એ પરંપરાને ખોટી માનવાનું કારણ નથી; અને શ્રી ગોપીનાથરાવે તો શિલાલેખોથી એ માન્યતાને હકીકત તરીકે સિદ્ધ કરી છે.

કુલશેખર આલવાર પહેલાં એટલે ઇ. સ. ૮૨૫ પહેલાં શ્રીમદ્‌ભાગવત હતું એટલું સિદ્ધ માનવામાં મને વાંધો નથી લાગતો: પણ અહીં અટકવું પડશે.

હવે શ્રી ભાગવતની પૂર્વ મર્યાદા જોઇએ. શ્રીમદ્‌ભાગવત વિષ્ણુપુરાણને અનુસરે છે. વિષ્ણુપુરાણના ૭ અંશના બાર સ્કંધ કરીને વિષ્ણુપુરાણનાં જ વસ્તુનો શ્રીમદ્‌ભાગવતે વિસ્તાર કર્યો છે. આ બાબતમાં બન્ને પુરાણોને સરખાવવાથી લેશ પણ સન્દેહ નહિ રહે. વળી ભાગવતે વિષ્ણુપુરાણમાં જેટલું મળે છે તેટલું લીધા પછી કેટલુંક નવું ઉમેર્યું છે

सर्वंप्रत्ययसाक्षिण आकाशशरीरस्य साक्षात्परब्रह्मणः परमात्मनः ।

भा. ६. ९. ४२.

આ વચનને શંકરાચાર્યનાં નીચેનાં વચન સાથે સરખાવો.

एवमहंप्रत्ययिनमशेषस्वप्रचारसाक्षिणि प्रत्यगात्मनि ।

(ब्र. सू. भा. નો ઉપોદ્ઘાત)

શ્રીમદ્‌ભાગવત ભગવાન્ કૃષ્ણને कृष्णस्तु भगवान् स्वयं (१. ३ २ ८) એમ કહીને પૂર્ણાવતાર ગણે છે, (ભાગવતમાં કવચિત્ અંશાવતારનાં વચનો પણ મળે છે); અને પરમાત્મા પોતે જ ભક્તો ઉપર અનુગ્રહ કરવા માટે અવતાર લે છે એ ભાગવતનો સામાન્ય સિદ્ધાંત છે. છતાં કૃષ્ણ માટે એક સ્થળે કહે છે કે—

कृष्णमेनमवेहि त्वमात्मानमखिलात्मनां
जगद्धिताय सोप्यत्र देहीवाभाति मायया

भा. १०. १४, ५५.

" શુકદેવજી કહે છેઃ કૃષ્ણને તમે બધા પ્રાણીઓના આત્મારૂપે જાણો. અને તે સર્વાત્મા પણ અહીં જગતના કલ્યાણ માટે માયાથી શરીરવાળા હોય તેવા ભાસે છે."

શ્રીશંકરાચાર્ય પણ ગીતાભાષ્યના આરંભમાં લગભગ આ રીતે જ કહે છેઃ-

स च भगवान् ज्ञानैश्वर्यशक्तिबलवीर्यतेजोभिःसदासंपन्नस्त्रिगुणात्मिकां वैष्णवीं स्वां मायां मूलप्रकृतिं वशीकृत्याजोऽव्ययो भूतानामीश्वरो नित्यशुद्धबुद्धमुक्तस्वभावोऽपि सन् स्वमायया देहवानिव जात इव लोकानुग्रहं कुर्वन् लक्ष्यते ।[१८]

ભગવાન કૃષ્ણ (ગીતાનો ઉપદેશ કરનાર) લોકાનુગ્રહ કરતા પોતાની માયાથી જન્મ્યા હોય, દેહવાળા હોય, એવા દેખાય છે, એ શંકરાચાર્યના શબ્દો અને ભાગવતના ઉપલા શબ્દો લગભગ એક જ છે. વળી 'માયાથી દેહવાળા જેવા લાગે છે–વસ્તુતઃ નથી–એ શંકરાચાર્યનો તો ખાસ સિદ્ધાન્ત છે, પણ ભાગવતકારનો નથી એ જોતાં પ્હેલાની બીજા ઉપર અસર હોવાનો ચોખ્ખો સંભવ લાગે છે. (શ્રીવલ્લભાચાર્ય આ અધ્યાયને પ્રક્ષિપ્ત ગણે છે એટલું અત્ર કહેવું જોઇએ.)

ઉપરના શ્રીશંકરાચાર્યના વચનમાં नित्यशुद्धबुद्धमुक्तस्वभाव એ શબ્દો આવે છે. બ્રહ્મના વર્ણન માટે શંકરાચાર્યના એ ખાસ શબ્દો છે. એમનાં ભાષ્યોમાં વારંવાર આવે છે. અને શંકરાચાર્યના સિદ્ધાન્ત પ્રમાણે બ્રહ્મનું એ શબ્દોમાં વર્ણન એટલું યુક્તિયુક્ત છે કે શંકરાચાર્યે પોતે જ એ શબ્દો ઘડયા લાગે છે. પણ ભાગવતમાં એક સ્થળે આ શબ્દો થોડા ફેરફાર સાથે વપરાયા છેઃ—

૧૮ શંકરાચાર્યના પોતાના नित्य. થી इव સુધીના શબ્દો છે બાકીના ગીતાના તથા પૌરાણિક માન્યતાના અનુવાદ રૂપ છે.

વળી ભાગવતના એકાદશ સ્કંધમાં "દ્રવિડદેશ જ્યાં કાવેરી અને તામ્રપર્ણી નદી વહે છે ત્યાં પવિત્ર હૃદયના વાસુદેવ ભક્તો કલિયુગમાં થશે" (ભા.-૧૧. ૫ ૩૮ થી ૪૦) એમ લખ્યું છે. વળી ભાગવતકારને ઉત્તર હિંદુસ્તાનની ભૂગોળની થોડી ખબર છે (જુઓ ભા.-૨. ૧૦. શ્લો. ૩૩ થી ૩૯.), અને દક્ષિણના કોંક, વેંકટ, કુટક જેવા પ્રદેશોનાં નામ લખે છે (ભા. પ્ર.-૬.). એ બધા ઉપરથી ભાગવતકાર, દક્ષિણમાં-કદાચ શ્રીરંગની આસપાસમાં, દક્ષિણમાં વૈષ્ણવ ધર્મનું જોર જામ્યા પછી થયા હોય. ભાગવતકારે ઉપર દ્રાવિડ ભક્તોની પ્રશંસા કરી છે. એવી પ્રશંસા વૈષ્ણવ આલવારોની પ્રસિદ્ધિ પછી જ થઇ શકે.

દક્ષિણ ભારતમાં પ્હેલાં બૌદ્ધ અને જૈન ધર્મોનું જોર હતુ, ભાગવત ઉપરથી એ વાત દેખાય છે; પછી ઇ. સ. છઠ્ઠા શતકમા શૈવોનુ જોર થયું, પછી સાતમા શતકના મધ્ય ભાગથી વૈષ્ણવો વચ્ચે વિરોધો પણ જાગ્યા. વૈષ્ણવ આલવારોનો મોટો ભાગ, એ વિષયના પૂરા અભ્યાસી ગોપીનાથ રાવ કહે છે તેમ, ઈ. સ. ૭૦૦ થી ૯૦૦ વચ્ચે થયો છે (જુઓ વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ. પા. ૯૩).

વળી વિષ્ણુપુરાણ વગેરેથી જુદી રીતે ભાગવત હર્યશ્વો નારાયણ સરોવર ગયા એ રીતે (ભા. ૬ અ. ૫.) કચ્છના નારાયણ સરોવરનો ઉલ્લેખ કરે છે (પુરાણોમા એક બ્રહ્મવૈવર્ત જ ભાગવતને અનુસરે છે), વળી તીર્થો ગણાવતાં શ્રીરંગને ગણાવ્યું છે. શ્રીરંગ માટે દશમા શતકથી ઐતિહાસિક પુરાવા મળે છે અને તે પ્હેલા દિવસો એક વર્ષથી હોય; કુલશેખર આલવાર પછી એનું જોર વધ્યુ હશે. ટુંકામાં બધા પુરાવા જોતાં શ્રીમદ્ભાગવત ઇ. સ. ૭૦૦ થી ૮૨૫ સુધીમાં રચાયું હોય એમ મને લાગે છે.

આ પૂર્વ મર્યાદા બાંધવા માટે ઘણાં કારણો છે. જો કે એ બધાં આ લેખમાં નથી આવ્યાં. વિષ્ણુપુરાણનો સમય એ મોટામાં મોટુ કારણ છે. માર્કંડેય પુરાણ ઇ. સ. ૬૦૦ થી બહુ જૂનું નથી અને ભાગવતકારને માર્કંડેય પુરાણની ખબર છે. પુરાણોના પૌર્વાપર્યમાં વાયુ, મત્સ્ય અને બ્રહ્માંડનું કલિવંશ વર્ણન ઇ. સ. ચોથા શતકના આરંભનું છે. વિષ્ણુંનું તે પછીનું, અને ભાગવતમાં તો વિષ્ણુપુરાણના ગદ્યનો પદ્યાત્મક અનુવાદ છે. વિષ્ણુપુરાણ અને માર્કંડેયપુરાણ બન્ને વરાહમિહિર પછી રચાયાં છે. એટલે ભાગવતની પૂર્વ મર્યાદા ઉપર જે નક્કી કરી છે તે, પુરાણોમાં એનુ સ્થાન જોતાં બરાબર લાગે છે.

વળી માઘના શિશુપાલ વધમાં આરંભમાં જ કૃષ્ણ પાસે નારદ આવે છે. આ પ્રસંગ મહાભારતમાં નથી. કદાચ માઘનો પોતાનો કલ્પેલો હોય પણ ભાગવતમાં કૃષ્ણ પાસે નારદ આવે છે અને યુધિષ્ઠિરના યજ્ઞમાં જવાનું ભગવાનને કહે છે. અને નારદના ગયા પછી કૃષ્ણ ઉદ્ધવની સલાહ લે છે (જુઓ. ભા. ૧૦. અ. ૭૦.).

આ બન્ને વાત માઘને મળતી ભાગવતમા છે. માઘનો સમય ખૂબ ચર્ચાયો છે પણ હમણાં વર્મલાતના લેખ ઉપરથી તે ઇ. સ. ૭૦૦ ની આસપાસમાં ઠર્યો છે (જુઓ નાગરી-પ્રચારિણીપત્રિકા ભા. ૭. અ. ૨. પા. ૧૭).

વળી નાથમુનિ પ્હેલાના આલવારોએ જેમ શંકરાચાર્યનું ખંડન નથી કર્યું તેમ ભાગવતકારે પણ નથી કર્યું, ઉલટુ શ્રીમદ્ભાગવતમાં કેટલેક ઠેકાણે શંકરાચાર્યની અમર

વર્ષ પછી એ મંદિરના કોઇ વિદ્વાન આચાર્ય અચાનક પોથીઓ તપાસતાં એ પુરાણને જુએ, પોતાના શિષ્યોને બતાવે અને પ્રસિદ્ધ કરે, એવી રીતે પુરાણોની પ્રસિદ્ધિ એની રચના પછી અમુક કાળે જ થવાનો સંભવ છે.

હવે જો ઇ. સ. ૮૨૫ થી ૮૫૦ સુધીમાં થયેલા કુલશેખર આલવારને આ પુરાણું જાણવામાં હતું એમ માનીએ. તો તે ઉપરના કારણથી ઇ. સ. ૭૫૦ પછી ન રચાયું હોવું જોઇએ. પણ આગળ બતાવ્યું છે તેમ શંકરાચાર્યની ભાગવત ઉપર અસર હોય તો ઇ. સ. ૮૦૦ પ્હેલાં તે ન રચાઇ શકે. એટલે કાંતો ભાગવત તંત્ર કે બીજા કોઇ નામથી આ પુરાણ ઇ. સ. ૮ મા શતકના પ્હેલા ભાગમાં પ્હેલાં રચાયું અને પછી નવમા શતકમાં એમાં કોઇએ ઉમેરા કર્યા[૧૯] એમ હોય, અથવા તો ભાગવતમાં કુલશેખરે ઉતાર્યા છે એવા શ્લોકો એ વખતનાં વૈષ્ણવ સ્તોત્રોમાંથી ભાગવતકારે લીધા હોય અને કુલશેખરે પણ એ મૂળમાંથી જ ઉતારો કર્યો હોય, અથવા કુલશેખર જેવા કોઇના જાણવામાં એ પુરાણ તરત આવ્યું હોય. ગમે તેમ હો. પણ શ્રીમદ્‌ભાગવત અત્યારે છે તેવું ઇ. સ. ૮૦૦ પ્હેલાં નથી રચાયું અને નવમા કે દશમા શતકમાં કદાચ કોઇ કોઇ ભક્તોના જાણવામાં હશે. પણ એની સાર્વત્રિક પ્રસિદ્ધિ ૧૨ મા શતકમાં થઇ, પછી દર સૈકે આ મહાપુરાણની પ્રતિષ્ઠા વધતી ગઇ અને છેવટે ૧૬ મા શતકમાં વેદ અને ગીતા જેટલી એની પ્રતિષ્ઠા થઇ ગઇ.+

---

૧૯ ભાગવતમાં પ્રક્ષિપ્ત કટકાઓ છે એતો નક્કી જ. શ્રીવલ્લભાચાર્ય દશમસ્કંધના ત્રણ અધ્યાયો પ્રક્ષિપ્ત માને છે. (બીજા ટીકાકારો એ અધ્યાયોને પ્રક્ષિપ્ત નથી માનતા). વળી શ્રીવૈષ્ણવमतं तथा એ રીતે એક સ્થળે શબ્દો છે (ભા. ૩. ૨. ૭૮). આ અંશી કે કે આખો શ્લોક તો ચોખ્ખો ઘુસી ગયેલો છે.

+ આ લેખના વિદ્વાન લેખકે ભાગવતના સમય સંબંધી જે અનેક પુરાવાઓ આપ્યા છે તેમાં નીચેનો પુરાવો અમે ઉમેરીએ છીએ. જૈનોના અનુયોગદ્વાર અને નન્દીસૂત્રમાં જૈનેતર શાસ્ત્રગ્રંથોની એક પરંપરા સચવાઇ છે. અનુયોગદ્વારમાં कणगसत्तरी...माढर पुराणभागवयपायंजल...એ પ્રમાણે ઉલ્લેખ છે. આમાં પુરાણનો ઉલ્લેખ છે. નન્દીસૂત્રમાં कणगसत्तरी...माढरं पुराणं भागवयं पायंजलो...ઇત્યાદિ ઉલ્લેખ છે. અનુયોગદ્વાર સામાન્યરૂપે પુરાણનો ઉલ્લેખ કરે છે તેનો નન્દીમાં વિશિષ્ટરૂપે–ભાગવત પુરાણના રૂપે–ઉલ્લેખ છે. આ સૂચવે છે કે નન્દીસૂત્રના રચનાર દેવર્ધિગણિને ભાગવત પુરાણની ખબર છે. દેવર્ધિનો સમય મહાવીર પછી ૯૮૦ વર્ષે એટલે કે ઇ. સ. ૪૫૪ ના અરસામાં છે. જુઓ પુરાતત્ત્વ પું. ૧. પૃ. ૧૫૫. આથી ભાગવત ઇ. સ. પાંચમા સૈકામાં પ્રસિદ્ધ હતું એમ જણાય છે. આ ભાગવત તે હાલનું ભાગવત કે બીજું કોઇ ભાગવત કે હાલના ભાગવતની મૂળ આવૃત્તિ એ કહેવું શકય નથી.

સંપાદક.

શ્રીમદ્‌ભાગવત ઘણા સ્થળે લગભગ એમ જ કહે છે. ધ્રુવ ભગવાનની સ્તુતિ કરતાં કહે છે કે:–" હે ભગવાન્ તમે એક જ પુરુષ તમારી ઘણા ગુણવાળી માયારૂપ શક્તિથી, આ મહત્તત્ત્વ વગેરે સર્વ જગત્ ઉત્પન્ન કરીને તેમાં અનુપ્રવેશ કરવાથી લાકડાંઓમાં અગ્નિ પેઠે તે માયાના ખોટા પદાર્થોમાં જુદા જુદા રૂપે દેખાવ છો. "[૬]

શંકરાચાર્ય માયાને સત્ કે અસત્ કાંઇ ન કહી શકાય એવી ગણે છે.[૭] ભાગવત પણ ભગવાનની દૈવી પ્રકૃતિને સદસદાત્મિક કહે છે.[૮]

૩ બંધમોક્ષવ્યવસ્થા–શ્રીમદ્‌ભાગવત ખરી રીતે ભક્તિનું શાસ્ત્ર છે. ભક્તિના ઊંડા રહસ્યનું વિવેચન કરવું અને ભગવાનની ભક્તિમાં લોકોનાં મન આકર્ષવાં એ આ પુરાણનું મુખ્ય લક્ષ્ય છે; છતાં ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યનો ત્રણેનો સમન્વય સાધનાર આ પુરાણ " અવિદ્યાથી પુરુષને અનાદિ બન્ધ થયો છે; અને વિદ્યાવડે મોક્ષ થાય છે " એમ કહે છે[૯] ત્યારે બહારની અસરની શંકા પડે છે. શંકરાચાર્ય પણ અનાદિ અવિદ્યાથી બન્ધ અને વિદ્યાથી મોક્ષ થાય છે એમ માને છે[૧૦] (જુઓ બ્રહ્મસૂત્રના શાંકરભાષ્યનો ઉપોદ્‌ઘાત. ). પણ સમાનતા અહીં અટકતી નથી. પણ શ્રીમદ્‌ભાગવત " બન્ધ અને મોક્ષ વસ્તુતઃ નથી, "[૧૧] એમ કહે છે ત્યારે તો એમાં ગૌડપાદની " કોઇ

---

૬. एकस्त्वमेव भगवन्निदमात्मशक्त्या
मायाख्ययोरुगुणया महदाद्यशेषम् ।
सृष्ट्वानुविश्य पुरुषस्तदसद्गुणेषु
नानेव दारुषु विभावसुवद्विभासि ॥

भा. ४–९. ७.

७. नामरूपे तत्त्वान्यत्वाभ्यामनिर्वचनीये संसारप्रपञ्चबीजभूते सर्वज्ञस्येश्वरस्य माया शक्तिः प्रकृति... । ब–सू भा. २. १ १४

८. सा वा एतस्य संद्रष्टु शक्तिः सदसदात्मिका माया...३ ५. २५
तस्मादिमां स्वां प्रकृतिं दैवीं सदसदात्मिकाम् ।

भा. ३ २८. ४४.

९. बन्धोऽस्याविद्ययानादिर्विद्यया च तथेतरः ॥

११. ११. ४

१०. तथाह्यविद्याकृतत्वाद्बन्धस्य विद्यया मोक्ष उपपद्यते ॥

ब्र. सू. भा. ३. २. २९.

११. बद्धो मुक्त इति व्याख्या गुणतो मे न वस्तुतः ।
गुणस्य मायामूलत्वान्न मे मोक्षो न बन्धनम् ।

भा. ११. ११. १.

अतो न बन्ध तव नैव मोक्षः । भा. १०. ४८. २२.
पश्यन् बन्धं च मोक्षं च मायामात्रं न वस्तुतः ।

भा. ७. १३. ५.

માર્ગ અને દેશી બન્ને પદ્ધતિઓનું યથાયોગ્ય વર્ણન સંગીતરત્નાકરમાં છે જ્યારે સંગીતસમયસારમાં કેવળ દેશી સંગીત વિષે જ લખ્યું છે. અને દેશી સંગીતને લગતું જેટલું વર્ણન સંગીતરત્નાકરમાં છે તેટલું જ વર્ણન સંગીતસમયસારમાં છે. એટલુંજ નહિ પણ જેટલા દેશીરાગોનાં નામો તેમ જ લક્ષણો સંગીતરત્નાકરમાં આપેલા છે તેટલા જ રાગનાં નામો અને લક્ષણો સંગીતસમયસારમાં છે. ફક્ત વિષય મૂકવાની પદ્ધતિ અને ભાષા જુદી છે. સંગીતરત્નાકરનો ગ્રંથ પૂર્ણ સ્વરૂપમાં છે એમ કહી શકાય; પરંતુ સંગીતસમયસાર ત્રુટિત અને કોઇક ઠેકાણે અસંબદ્ધ લાગે છે. ઉદાહરણાર્થ તૃતીય અધિકરણમાં દેશી રાગોના વિભાગો જેમકે રાગાંગ, ભાષાંગ, છાયાંગ, ઉપાંગ ઇત્યાદિ જણાવીને પછી એકદમ સપ્ત સ્વરોનાં નામો તેમ જ તેમની શ્રુતિવ્યવસ્થા આપી છે. પછી એકદમ સર્વે વિભાગોમાં આવેલા રાગનાં નામો આપેલાં છે. હવે આપણે પ્રસ્તુત પુસ્તકમાં કુલ નવ અધિકરણો ( પ્રકરણો ) આપ્યા છે તે જોઇશું.

૧. પ્રથમ અધિકરણમાં નાદોત્પત્તિ, નાદભેદ, ધ્વનિસ્વરૂપ, તેના ભેદો, મિશ્રધ્વનિ, શારીરલક્ષણ, ગીતલક્ષણ અને તેના ભેદો આલપ્તિ, વર્ણ, અલંકાર ઇત્યાદિ વિષયો આપેલા છે. નાદોત્પત્તિ પછી સ્વર, શ્રુતિ, મૂર્છના વગેરેની વ્યાખ્યાઓ આપવી જોઇતી હતી પરંતુ તે આ ગ્રંથમાં જોવામાં નથી આવતી. આલપ્તિ વગેરેનું વર્ણન શ્રુતિ સ્વર વ્યાખ્યાની પછી આવવું જોઇએ. સ્થાયી અને બીજા મળીને તેર અલંકાર અને ગમકો સાત જ આપ્યા છે. સંગીતરત્નાકરમાં તો કેટલાય અલંકારો અને ગમકો આપ્યા છે. ગ્રંથકારે કદાચ વ્યવહારમાં જેટલા અલંકારો અને ગમકો તે સમયે વપરાતા હશે તેટલા જ આપ્યા હશે એમ પણ કહી શકાય.

૨. દ્વિતીય અધિકરણમાં આલાપના ભેદો, સ્થાયીનાં નામો, કરણો અને તેમનાં સ્વરૂપો આપ્યાં છે. પ્રસ્તુત વર્ણન સંગીતરત્નાકરથી જરાયે જુદું પડતું નથી. સ્થાયીનાં નામો જોતાં ગ્રંથકારે મહારાષ્ટ્ર તેમ જ કર્ણાટક પ્રાન્તમાં ચાલતા સંગીત તરફ ખૂબ ધ્યાન આપેલું જણાય છે. કર્ણાટકી નામો ઘણીવાર જોવામાં આવે છે તેથી ગ્રંથકાર પોતે કર્ણાટક તરફનો હોવાનો સંભવ લાગે છેઃ જેમકે **जोडणे** ( કરુણા ) **गीताचे ठाय, जोडी चे ठाय, सादाचे ठाय, शारीरचे ठाय, मुयेय, हंदुपायी, धरीमेल्ली, निवकरड, भजवणे, नीजवणे, उट्टुंटुल, परिवडी, ग्रुह्वाचे** ઇત્યાદિ સ્થાયીનાં નામો ઉપરથી ગ્રંથકર્તાનું કર્ણાટકીપણું સમજી શકાય તેમ છે.

• વાદીસ્વર એટલે જીવસ્વર. જે રાગમાં જે સ્વર મુખ્ય હોય કે જેના વગર રાગદર્શન થાય જ નહિ તે વાદીસ્વર. તેની વ્યાખ્યા આ ગ્રંથમાં સુંદર આપી છે. જેમ કે

सप्तस्वराणां मध्येऽपि स्वरे यस्मिन् सुरागता ।
स जीवस्वर इत्युक्त अंशो वादी च कथ्यते ॥

સંવાદી, વિવાદી અને અનુવાદી સ્વરોની વ્યાખ્યા પણ એટલી જ સ્પષ્ટ આપી છે.

આલપ્તિ કરવાની પદ્ધતિ સંગીતરત્નાકર સાથે તદ્દન મળતી છે. ફક્ત ભાષા જ જુદી છે. ગાયકને ગાયન શરૂ કરતાં પહેલાં જે રાગ ગાવો હોય તે રાગના આલાપો પ્રથમ

ઉપર દિગ્દર્શક તરીકે શાંકરવેદાંતની અસરના થોડા દાખલા આપ્યા છે, અને એ જ દિશામાં શોધ કરનારને બીજા ઘણા મળે એમ છે. પણ શ્રીશંકરાચાર્ય પહેલાં એક કરતાં વધારે ઔપનિષદ વિચારકો થઇ ગયા છે એમ શંકરાચાર્યનાં ભાષ્યો તથા એ ઉપરની ટીકાઓ જોતાં જણાય છે ( જુઓ હિંદતત્ત્વજ્ઞાનનો ઇતિહાસ. ઉ. ૧૫૦ ). એટલે ઉપર કહ્યું છે તે પ્રકારની બધી અસર શંકરાચાર્યની જ છે કે એમના પહેલાના કોઇ અદ્વૈતવાદીની છે એ કહેવું મુશ્કેલ પડે; પણ એ બધા સિદ્ધાન્તો સાથે શંકરાચાર્ય પહેલાંના કોઇ એક આચાર્યના હોય એમ માનવાનું કારણ નથી. વળી નીચે આપેલા દાખલા સ્પષ્ટ ઉતારાના સૂચક છે.

ગૌડપાદાચાર્યે માધ્યમિક બૌદ્ધો પાસેથી ઘણું લીધું છે એમ આધુનિક ઐતિહાસિક વિચારકોનો મત છે ( જુઓ હિંદતત્ત્વજ્ઞાનનો ઇતિહાસ. ઉ. ૧૯૬ ). કારિકામાં ગૌડપાદે વાપરેલો અલાતશાન્તિ શબ્દ પણ બૌદ્ધ છે. હવે ભાગવતકારે " આ જગતને જોરથી ફરતા અલાતચક્ર જેવું અને મનના વિલાસરૂપ કહ્યું છે. " આ બેય વાતો બૌદ્ધ સિદ્ધાન્તની છે. પણ ભાગવતકારે બૌદ્ધો પાસેથી લીધી હોય એ કરતાં ગૌડપાદ પાસેથી લીધી હોવાનો સંભવ વધારે છે.

નીચેના વચનોમાં મને શંકરાચાર્યના શબ્દોની સાક્ષાત્ અસર હોય એમ લાગે છે.

द्रष्टुश्च भान्ति अतद्धर्मा यथाग्नेर्दारुविक्रिया ।

भा. ६. १. ९.

અનેકપણું, જન્મ, નાશ, ક્ષય, વૃદ્ધિ વગેરે દ્રષ્ટાના ધર્મો ન હોવા છતા દ્રષ્ટાના ભાસે છે. આમાં **अतद्धर्मा** શબ્દ છે ( જુઓ શારીરિક ભાષ્યનો ઉપોદ્ઘાત ).

सौवीरपतिरपि सुजनसमवगतपरमात्मसतत्त्व आत्मन्यविद्याध्यारोपितां देहात्ममतिं विससर्ज । भा. ५. १३. २५.

આ વચનમાં કહેલો સિદ્ધાંત તો શાંકરવેદાંતનો છે જ, પણ એ વાક્ય વાંચતા જાણે શંકરાચાર્યના ભાષ્યનો કટકો વાચતાં હોઇએ એવું લાગે છે. '**अविद्याध्यारोपित**'તો શાંકરભાષ્યનો ખાસ શબ્દ છે ( જુઓ. ब्र. सू. अ. ४-२-१४ भाष्य ).

પંચમ સ્કંધમાં અને ૫૪ સ્કંધના ગદ્યોમાં બીજા પણ એવા કટકાઓ છે કે જે વાંચતાં શાંકરભાષ્યની શૈલી યાદ આવે છે.

રજ્જુમાં સર્પ બુદ્ધિ ( भा. ६. ९. ३. ७. ) વગેરે શાંકર વેદાંતના પ્રસિદ્ધ દાખલાઓ ભાગવતમાં મળે છે પણ એ દાખલાઓ જૂના વખતથી વપરાતા હોવાનો સંભવ છે. બૌદ્ધ સાહિત્યમાં તથા મહાભારતના શાંતિપર્વમાં પણ મળે છે.

---

देहोपि दैववशगः खलु कर्म यावत्<br>
स्वारम्भकं प्रति समीक्षत एव सासुः ।<br>
ईक्षेत विभ्रममिदं मनसो विलासं<br>
दृष्टं विनष्टमतिलोलमलातचक्रम्

भा. ११. १३. ३४.

षड्ज षाड्जी सम्मुद्भूतं श्रीरागं स्वल्पपंचमं ।
सन्यासांशग्रहं मंद्रगांधारं तारमध्यमम् ।
समशेषस्वरं वीरे शास्ति श्रीकरणाग्रणीः ॥

ષડ્જ ગ્રામમાં ષાડ્જી જાતિથી આ રાગ ઉત્પન્ન થાય છે. આમાં અલ્પ પંચમ છે. ષડ્જ સ્વર અંશ, ગ્રહ ન્યાસ છે. મંદ્ર ગાંધારથી તાર મધ્યમ સુધી વ્યાપ્તિ છે. બાકીના સ્વરો સમ છે. વીરરસમાં યોજાય છે. બન્ને ગ્રંથોનાં લક્ષણો એક બાબત સિવાયની બાકીની બાબતોમાં સર્વાંશે મળે છે. સંગીતસમયસાર ઋષભ, અને પંચમ બન્ને સ્વરો વર્જે છે. રત્નાકરમાં કેવળ પંચમ જ અલ્પ કર્યો છે. બાકીનાં લક્ષણો તો તે જ છે. ગ્રહ, અંશ, ન્યાસ, વ્યાપ્તિ, રસ બધું એક. એ ઉપરથી જરૂર એમ લાગે છે કે સંગીતરત્નાકરના સમયમાં એક તો 'શ્રીરાગનું' સંપૂર્ણ સ્વરૂપ જ વધારે પ્રચારમાં હશે. અને એમ જ જો આપણે માની લઈએ તો સંગીતસમયસાર ગ્રંથની કેટલાક રાગોની વર્ગીકરણપદ્ધતિ રત્નાકર કરતાં કંઈક જુદી હોવી જોઈએ એમ અનુમાન થાય છે. પણ પ્રત્યક્ષ જોતાં રત્નાકરમાં જ આવેલા રાગો રાગાંગ, ભાષાંગ, ક્રિયાંગ વગેરે વિભાગના રાગો આપણને મળે છે. આ અનુમાનને જરા વધારે સ્પષ્ટ કરવાની જરૂર છે. એટલે દરેક મુખ્ય રાગમાં વાદી, સંવાદી અનુવાદી અને વિવાદી એવા સ્વરો જે હોય છે તેમાંથી વિવાદીસ્વરોને આપણે જુદી જુદી રીતે રાગોમાં સ્થાન આપીએ અને તે એવી રીતે કે જેથી કરીને રાગના મૂળ સ્વરૂપમાં જરાએ બગાડ ન થાય, ઉલટી એની શોભા જ વધે. વિવાદીસ્વરો બે પ્રકારના હોય છે. એક પ્રકાર એવો કે જેને રાગમાં સ્થાન આપવાથી રાગ જ બગડી જાય. એને તો આપણે છોડી દઈએ. બીજો પ્રકાર એવો કે કિંચિત્ પ્રમાણમાં વિવાદીસ્વરોને લેવા જેથી રાગનો વિસ્તાર વધવામાં ખૂબ મદદ થાય. હવે એવી રીતે આપણે જોઈ શકીશું તો સંગીતસમયસારનું શ્રીરાગનું ઓઢવ સ્વરૂપ અને સંગીતરત્નાકરનું સ્વલ્પપંચમવાળું સંપૂર્ણ સ્વરૂપ, આ બન્નેનો ઉકેલ થશે. સંગીતરત્નાકરમાં જે ગ્રામરાગો અને જાતિઓ આપેલી છે તેના વર્ણનમાં પણ ઘણે ઠેકાણે આપણને તે તે રાગોના સંપૂર્ણ સ્વરૂપો ઉપરાંત ષાડવ અને ઓઢવ સ્વરૂપના ઉલ્લેખો મળશે. અને એ વાત ઉપલા વર્ણનને ટેકો જ આપે છે. અત્યારે પણ આપણે કોઈ પણ શ્રેષ્ઠ રાગમાં તેના વિવાદીસ્વરોને રાખીને કે કાઢી મૂકીને સંપૂર્ણ રીતે ગાઈ શકીએ છીએ અને એ જ વાત પ્રાચીન રાગોના ષાડવ, ઓઢવ અને સંપૂર્ણસ્વરૂપોનું સમર્થન કરે છે. લગભગ એક જ સમયના ગ્રંથોમાં એક રાગનું ઓઢવ સ્વરૂપ એક ગ્રંથમાં અને તે જ રાગનું સંપૂર્ણ અગર ષાડવ સ્વરૂપ બીજા ગ્રંથમાં, એમ જ્યારે જોવામાં આવે છે ત્યારે બીજો તર્ક સંભવતો જ નથી. અને એ જ હિસાબે ભૈરવ, હિંડોલ, માલકંસ ઇત્યાદી પ્રાચીન રાગોના વર્ણન ઉપરથી તે તે રાગોનો ઉકેલ કરવો પડશે. હવે આપણે તૃતીય અધિકરણ ઉપર આવીએ.

૩. આ અધિકરણમાં કેવળ તે વખતના પ્રચલિત દેશી રાગોનાં જ વર્ણનો છે. રાગોના—રાગાંગ, ભાષાંગ, ઉપાંગ, ક્રિયાંગ ઇત્યાદિ વિભાગો પાડેલા છે. અને તે પ્રાચીન

त्वं नित्यमुक्तपरिशुद्धविशुद्ध आत्मा । कूटस्थ आदिपुरुषो भगवंस्त्र्यधीशः ।

भा. ४. ९. १५.

મારી પાસેની ભાગવતની છાપેલી પ્રતમા આ રીતે પાઠ છે અને મારી પાસે બીજી હસ્તલિખિત કે છાપેલી પ્રત નથી પણ 'પરિશુદ્ધ' અને 'વિશુદ્ધનો' અર્થ એક જ છે એ જોતાં વિશુદ્ધને બદલે વિબુદ્ધ પાઠ હોવાનો સંભવ લાગે છે. અને નિત્ય, મુક્ત શુદ્ધ, બુદ્ધ અને કૂટસ્થ એ રીતે આદિ પુરુષનું વર્ણન શંકરાચાર્ય પ્હેલાં કોઇએ કર્યું હોય એ માની શકાય એવું નથી. ઉપલો શ્લોક વાંચતાં જ શંકરાચાર્યના 'નિત્ય શુદ્ધ—બુદ્ધ—મુક્ત—સ્વભાવ' શબ્દો યાદ આવે છે. વળી **द्वयासोऽविद्यया कृतः** એ ભાગવત (૧૧ ૨૬ ૩૮) ના શબ્દોમાં શંકરાચાર્યના **अविद्याध्यासतः सर्वं ज्ञात आत्मान्यसद् भवेत्** (ઉપદેશસહસ્રી) એ શબ્દોનો પડઘો સંભળાય છે. ભાગવતકારને વિશાળ સંસ્કૃત સાહિત્યનો પરિચય છે એ ઉપર કહ્યું જ છે. ઉપનિષદો, ગીતા, મહાભારતના બીજા ભાગો, વૈશેષિકદર્શન, ન્યાયદર્શન, સાંખ્ય-ઈશ્વરકૃષ્ણની કારિકાનુ સાંખ્ય, યોગશાસ્ત્ર-પૂરક, રેચક, કુંભક વગેરે યોગની પ્રક્રિયાઓ પણ,-માધ્યમિક બૌદ્ધ દર્શન, પૂર્વમીમાંસા અને શંકરાચાર્ય પ્હેલાંના ભેદાભેદ વાદી ભર્તૃપ્રપંચમત તથા બીજા વેદાંતી આચાર્યોના મતો વગેરેનો ભાગવતકારને પરિચય છે, અને જુદે જુદેથી પોતાને રુચતી વસ્તુ ભાગવતકાર ઉપાડી લે છે એટલું કબુલ કર્યા છતાં ઉપર જે દાખલાઓ આપ્યા છે તે બધાનો ખુલાસો શંકરાચાર્યની અસર માન્યા વગર કોઇ રીતે થઇ શકતો નથી.

શ્રીશંકરાચાર્યે પુરાણમાંથી બ્રહ્માત્મૈક્ય પ્રતિપાદક વચન બ્રહ્મસૂત્રભાષ્યમાં ઉતાર્યું છે (જુઓ. ૨. ૧. ૧.). એ શ્લોક થોડા ફેરફાર સાથે વાયુપુરાણમાં મળે છે. પણ જો ભાગવતનાં સ્પષ્ટ બ્રહ્માત્મૈક્ય પ્રતિપાદક વચનો શંકરાચાર્ય પાસે હોત તો પ્રસ્તુત પ્રસંગે એમાંથી એકાદ જરૂર ઉતારત; પણ નથી ઉતાર્યું એ ઉપરથી શ્રીશંકરાચાર્યને ભાગવતની ખબર નથી અને ઉપર આપેલા દાખલાઓથી ભાગવતકારને શ્રીશંકરાચાર્યના ગ્રંથોનો પરિચય છે એમ મારા અભિપ્રાય પ્રમાણે તો સાબીત થાય છે.

શ્રીશંકરાચાર્યના ગ્રંથો રચાયા કે તરત પ્રસિદ્ધ થયા હતા અને તે ઉપર ટીકાઓ વગેરે રૂપે પુષ્કળ સાહિત્ય ઉત્પન્ન થવા માંડયું હતું. વળી દક્ષિણમાં વૈષ્ણવોએ દશમા શતકથી શાંકર વેદાંતનો વિરોધ કરવા માંડયો છે. ભાગવત આ વિરોધ પ્હેલાંનો ગ્રંથ છે એટલે શંકરાચાર્ય પછી તરતમાં ૯ મા શતકના આરંભમાં ઈ. સ. ૮૦૦ થી ૮૨૫ માં રચાયો હોય એ સંભવિત લાગે છે.

અહીં એક બીજી પણ વાત નોંધવા જેવી છે. આ પુરાણો વ્યાસનાં રચેલાં ગણાય છે અને એના અજ્ઞાત કવિઓ પોતાને તદ્દન અંધારામાં રાખે છે. એ સ્થિતિમાં નવુ રચાયેલું કોઇપણ પુરાણ રચાયા પછી તરત પ્રસિદ્ધ થઇ શકે એ બને એવું નથી. એવું પુરાણ લખાયાં પછી કોઇ મંદિરના પુસ્તકાલયમાં એ પોથી અમુક કાળ પડી રહે અને ૫૦-૧૦૦

'षड्जस्वरो भवेन्मंद्रे तोडितो (ताडितो ?) रिधवर्जितः
सपयो: कम्पितश्चैव शृंगारे विनियुज्यते ॥ १६ ॥
अयमेव वसंताख्यः प्रोक्तो रागविचक्षणैः ॥'
( હિંડોલમાંથી )......वसन्तस्तत्समुद्भवः ॥
पूर्णस्तल्लक्षणो देशी हिन्दोलोऽप्येष कथ्यते ॥ ९६ ॥ सं. रत्नाकर

વસંત રાગને જ દેશી હિન્દોલ કહેવામાં આવે છે.

४ भैरवः

भिन्नषड्जसमुद्भूतो मन्यासो धांशभूषितः ।
समस्वरो रिपत्यक्तः प्रार्थने भैरवः स्मृतः ॥ सं.
(भिन्नषड्ज)......भैरवस्तत्समुद्भवः ।
धांशो मान्तो रिपत्यक्तः प्रार्थनायां समस्वरः ॥ सं. रत्नाकर. अ. २-१८

આમાં બન્નેનાં લક્ષણો એક જ છે.

५ श्रीरागः

श्रीरागष्टक्करागांगं मतारो मंद्रगस्तथा
रिपंचमविहीनोऽयं समशेषस्वराश्रयः ।
षड्जन्यासग्रहांशश्च रसे वीरे प्रयुज्यते ॥ सं. समयसार
षड्ज षाड्जी समुद्भूतं श्रीरागं स्वल्पपंचमम्
सन्यासांशग्रहं मंद्रगांधारं तारमध्यमम्
समशेषस्वरं वीरे शास्ति श्रीकरणाग्रणीः ॥ २-१६१ सं. रत्नाकरे

( "શ્રીરાગ"ની વ્યાખ્યાઓમાં ફરક છે તે ઉપરથી જોઈ શકાશે. સંગીતસમયસારમાં "શ્રીરાગ"ને ટક્ક" રાગનું અંગ માનેલું છે એ આપણે ઉપલા શ્લોક ઉપરથી જોઈ શકીએ છીએ. શ્રી રાગમાં "ઋષભ" અને પંચમ વર્જ્ય છે. એવું સ્વરૂપ બીજા કોઈ પણ ગ્રંથમાં જોવામાં નથી આવતું.

६ शुद्ध वंगाल

शुद्धषाडवरागांगं शुद्धवंगालसंज्ञकः ।
न्यासांशो मध्यमेनास्य महर्षे विनियोजनम् ॥ (सं. समयसार)




## પાર્શ્વદેવકૃત સંગીતસમયસાર

પ્રસ્તુત પુસ્તક ત્રાવણકોર દરબાર તરફથી બહાર પડતી શ્રીવેન્દ્ર સંસ્કૃત સીરીઝમાંનું છે અને તે ગયે વર્ષે બહાર પડેલ છે. ત્રાવણકોરના જાણીતા વિદ્વાન શાસ્ત્રી મહામહોપાધ્યાય ટી. ગણપતિશાસ્ત્રીએ આ પુસ્તકનું સંશોધન કર્યું છે. પ્રસ્તુત પુસ્તકના કર્તા " સંગીતાકરનામધેયશ્રીપાર્શ્વદેવ " છે. એ પાર્શ્વદેવ વિષે કશી માહિતી હજુ બહાર પડી નથી. પરન્તુ ટી. ગણપતિશાસ્ત્રી પોતે પ્રસ્તાવનામાં લખે છે કે ગ્રંથકર્તા શ્રી પાર્શ્વદેવ જૈનપંથના હોવા જોઇએ કારણ કે તેઓનું નામ એક જૈન તીર્થંકરના નામને મળતુ છે. અસ્તુ.

પ્રસ્તુત ગ્રંથનું મહત્ત્વ મારા અભિપ્રાય પ્રમાણે બહુ જ છે કારણ કે તેમાં ગ્રંથકારના સમયના કેવળ દેશી સંગીતનું વર્ણન છે. તેમ જ તે ગ્રંથની ભાષા, તેમાં આવેલો વિષય અને તેની માહિતી જોતાં એ ગ્રંથકાર અર્થાત્ શ્રી પાર્શ્વદેવ-સંગીતરત્નાકરના સમયની આસપાસના હોવા જોઇએ એમ લાગે છે. ગ્રંથકર્તા પોતે જ દ્વિતીય અધિકરણમા પહેલા જ શ્લોકમા ભોજરાજ અને સોમેશ્વરનો ઉલ્લેખ કરે છે. ભોજરાજનો કાળ ઇ. સ. ૧૦૫૩ અને સોમેશ્વરનો ઇ. સ. ૧૧૮૩ છે. આ પ્રમાણ ઉપરથી ગ્રંથકર્તા અગર ગ્રંથનો કાલ ઇ. સ. ૧૧૮૩ ની પછીનો છે. પ્રસ્તુત ગ્રંથનું નામ સંગીતસમયસાર છે. એ ગ્રંથનો ઉલ્લેખ બીજા ગ્રંથકારો પણ કરે છે. તેમાં રાગવિબોધકાર શ્રી સોમનાથે પોતાના રાગવિબોધતૃતીયવિવેકમાં **प्रबंध** વિષે લખતાં **तथा च पार्श्वदेवः** એમ કહીને લખેછે કે **चतुर्भिर्धातुभिः षड्भिश्चांगैर्यस्मात्प्रबध्यते तस्मात्प्रबंधः कथितो गीतलक्षणकोविदैः ॥** આ પ્રમાણે સંગીતસમયસારના પ્રબંધની વ્યાખ્યા રાગવિબોધકારે કરી છે. અને તે શક ૧૫૩૧ એટલે ઈ. સ. ૧૬૦૦ માં આવે છે. તેથી પ્રસ્તુત ગ્રંથ ઇ. સ. ૧૨૦૦ અને ૧૬૦૦ ની વચ્ચેનો હોવો જોઇએ. હવે એ ગ્રંથના અંતરંગ તરફ વળીએ.

ઇ. સ. ૧૨૦૦ પછીનો સગીત ઉપરનો મોટામાં મોટો ગ્રંથ સંગીતરત્નાકર છે; અને ત્યાર પછી સંગીતદર્પણ, સંગીતપારિજાત, રાગવિબોધ વગેરે ગ્રંથો આવે છે. સંગીતરત્નાકરનો સમય ઇ. સ. ૧૨૧૦ થી ૧૨૪૭ નો નક્કી છે. સંગીતરત્નાકર અને સંગીતસમયસાર એ બન્ને ગ્રંથોના કર્તાઓએ એક બીજાનો ઉલ્લેખ કર્યો નથી. કદાચ બન્નેના ગ્રંથો એક બીજાના જોવામાં નહિ આવ્યા હોય. બન્ને ગ્રંથનો વિષય એક જ છે પરન્તુ ભાષા જુદી જુદી છે. સંગીતરત્નાકરમા દરેક વિષયનું વર્ણન છે. સગીતસમયસારમા નથી.

બન્નેનાં લક્ષણો સરખાં જ મળતાં આવે છે. કેવળ મંદ્ર વ્યાપ્તિમાં ફરક।

९ गौड—

गौडः स्याट्टक्करागांगं निन्यासांशग्रहान्वितः।
वर्जितः पंचमे नैव रसे वीरे नियुज्यते।
रागे रंगनिपादिन्या वदन्ति.न तु मे मतम्।

सं. समयसार.

રત્નાકરમાં ટક્કરાગ ની નીચે ગૌડ રાગનુ લક્ષણુ આપેલું છેઃ-

गौडस्तदंगविन्यासग्रहांशपंचमोज्झितः। सं. रत्नाकर २-९२

" ગૌડ " રાગના લક્ષણમા બન્ને ગ્રંથકારો પોતાની વ્યાખ્યામા પંચમ વર્જ કરે છે. રંતુ રત્નાકરની વ્યાખ્યામાં વિન્યાસ શબ્દ છે. ત્યાં ની—યાસ એવો શબ્દ હોવો યે એમ લાગે છે. જો સંગીતસમયસારનું લક્ષણુ તપાસીએ તો કેવળ ગ્રહ અંશ ન્યાસ ારો બદલવાથી રાગનું સ્વરૂપ જુદુ થાય છે એતો પ્રસિદ્ધ જ છે.

१० धन्नासी

अगं धन्नासिका मोक्ता शुद्धकैशिकमध्यमे।
षड्जांशग्रहमंन्यासा पाडवा ऋषभोज्झिता।
गान्धारपंचमस्वल्पा रसे वीरे नियुज्यते॥ सं० समयसार.

સં. રત્નાકરમાં " શુદ્ધકૈશિક મધ્યમ મ ગ્રામરાગની નીચે ધન્નાસીની વ્યાખ્યા ાપી છે.–

तज्जा धन्नासिका षड्जग्रहांशन्यासमध्यमा।
रिवर्जिता गपाल्पा.च वीरे धीरैः प्रयुज्यते॥ सं. रत्नाकर२. १००

બન્નેનાં લક્ષણો એક જ છે.

११ गुण्डकृतिः

दोश हिन्दोलरागागं षड्जांशन्यासर्संयुता।
रिधत्यक्ता गतारा च शेषैरान्दोलिता स्वरैः॥

सं. समयसार

पमंद्रा हास्यशृंगारे गेया गुण्डकृतिर्भवेत्॥

સંગીતરત્નાકરમાં—गौडकृति એવું નામ છે.

षड्जांशग्रहणन्यासां मतारां मपभूयसीम्।
रिधत्यक्तां पमंद्रा च तज्जा गौडकृतिं जगुः॥

सं. रत्नाकर २-१३०

ગાઇ પછી જ સ્થાયી ગાય છે.' એ પદ્ધતિ પૂર્વે પણ હતી. તેનું જ વર્ણન આ પુસ્તકમાં છે:

"ततो गायनः पूर्वोक्तप्रकारेण रागस्याकारं स्थापनां च दर्शयात्।
रागालप्तिः क्षेत्रशुद्धिर्युता तालविवर्जिता,।
रागस्य शुद्धता क्षेत्रशुद्धिरित्यभिधीयते ॥२८॥
गीतस्योत्पत्तिहेतुत्वाद्रागः क्षेत्रमिहोच्यते ।
ततो रुप(क) ? रागेण तत्तालं नातिविस्तराम् ॥२९॥

આના પછી સ્થાયીનાં લક્ષણો આપેલાં છે, અને તે બધાં લોકપ્રસિદ્ધ છે એમ ગ્રંથકાર પોતે જ કહે છે.

આગળ ચાલતાં રાગોના અંશો આપ્યા છે. તેમાં આગળનો શ્લોક મહત્ત્વનો છે:

"अंशो जनकरागस्य कारणांश इतीरितः ।
श्रीरागजनिते गौडे श्रीरागस्यांशको यथा ।
अंशोन्यरागस्य पुनः कार्यांश इति कथ्यते ॥ १०७ ॥"

અહીં કારણાંશની વ્યાખ્યા આપતાં શ્રીરાગમાંથી ઉત્પન્ન થતા રાગ ગૌડનો દાખલો લીધો છે તે મહત્ત્વનો છે. અહીં શ્રીરાગમાંથી જ ગૌડરાગની ઉત્પત્તિ થઈ છે એમ સ્પષ્ટ અર્થ થાય છે. સંગીતરત્નાકરમાં ગૌડ રાગ ટક્કગ્રામરાગમાંથી ઉત્પન્ન થાય છે એમ લખ્યું છે. અને તે ટક્કરાગની નીચે જ વર્ણવ્યો છે. જેમ કે

" गौडस्तदंग वि(नी ?)न्यासग्रहांशः पंचमोज्झितः । "

એટલે પંચમસ્વર વગરનો ગૌડરાગ ટક્કરાગમાંથી આવેલ છે. સંગીતરત્નાકરમાં શ્રીરાગની વ્યાખ્યા જુદી આપેલી છે. તે રાગ કયા ગ્રામરાગમાંથી ઉત્પન્ન થયો છે તે કહ્યું નથી. સંગીતસમયસાર તે સ્પષ્ટ બતાવે છે કે

' श्रीरागष्टक्करागांगं, म-तारो मंद्र-गस्तथा
रि-पंचम-विहीनोऽयं समशेषस्वराश्रयः ।
षड्जन्यास ग्रहांशश्च रसे वीरे प्रयुज्यते ॥ '

શ્રીરાગ એ ટક્કરાગનું એક અંગ છે. એમાં તાર મ થી તે મંદ્ર ગ સુધી એની વ્યાપ્તિ છે. ઋષભ, પંચમ વર્જ્ય છે. બાકીના સ્વરો सा, ग, म, ध,, नि, સમસ્વરો છે. ષડ્જસ્વર અંશ, ન્યાસ અને ગ્રહ છે. આ રાગની યોજના વીરરસમાં થાય છે.

હવે સંગીતરત્નાકરની વ્યાખ્યા જુઓ. સંગીતરત્નાકરમાં 'અધુનાપ્રસિદ્ધદેશીરાગ-લક્ષણ' નીચે શ્રીરાગ પ્રથમ આપ્યો છે. લક્ષણ નીચે પ્રમાણે છે.

तज्जा वेलावली तारधा गमंद्रा समस्वरा ।
धाद्यन्तांशा कंपषड्जा विप्रलंभे हरिप्रिया ॥ २–११९

આમાં લક્ષણો તો એક જ છે. કેવળ મંદ્રવ્યાપ્તિ સંબંધમાં મતભેદ છે.

१ सायरी (आसावरी)
ककुभोत्था रगं ह्रगं धान्ता मध्यग्रहांशका (?) (मांशा च मंगल)
गतारा स्वल्पषड्जा च पंचमेन विवर्जिता
मंद्रा सायरी ज्ञेया कर्तव्या करुणे रसे ॥ ३९ ॥

सं. समयसार

रत्नाकरे–रगंति भाषामांथीः—
तद्भवाऽसावरी धान्ता गतारा मंद्रमध्यमा
मग्रहांशा स्वल्पषड्जा करुणे पंचमोज्झिता ॥

ન્નેના લક્ષણો એક જ છેઃ "मध्यग्रहांशाक्" માંથી मध्य નો અર્થ "મધ્યમસ્વ
રીને "मध्य" શબ્દ યોજ્યો છે.

१३ देशाख्य
गान्धारपंचमा जाता ऋषभेण विवर्जिता ।
ग्रहांशन्याससम्बन्धगांधारा च समस्वरा ।
निषादमंद्रा गांधारस्फुरितेन विराजिता ।
षाडवा यदि रागांगं वंशे पूर्णे च दृश्यते ।
देशाख्य. ........

सं. समयसार

સંગીતરત્નાકરમાં "ગાંધાર પંચમ" ગ્રામરાગ નીચે દેશાખ્યનું સ્વરૂપ આપ્યું છેઃ

तज्जा स्फुरति गांधारा देशाख्या वर्जितर्षभा ।
ग्रहांशन्यासगांधारा निमंद्रा च समस्वरा "

संगीतरत्नाकर

સંગીતસમયસારનો ઉપલો શ્લોક ત્રુટિત લાગે છે. તો પણ તેમાં આવેલું લક્ષણ સં.
રત્નાકરના લક્ષણ સાથે મળે છે. " षाडवा यदि रागांगं वंशे पूर्णे च दृश्यते " એ
લીટીનો સંબંધ બરાબર લાગતો નથી.

પ્રણાલીને અનુસરીને છે. મધ્યમાદિ, તોડી, વસંત, ભૈરવી, શ્રી, શુદ્ધબંગાલ, માલવશ્રી, વરાડી, ગૌડ, ધનાશ્રી, શુદ્ધકૃતિ, ગુર્જરી, દેશી એવા તેર રાગાંગ રાગો તેમના લક્ષણ સહિત આપ્યા છે વેલાવલી, અન્ધાલી, સાયરી (અસાવરી ?), ફલ (?) મંજરી, લલિતા, ડૈશિકી, નાટા, શુદ્ધવરાટી, શ્રીકંઠી, એ નવ ભાષાંગ રાગો આપ્યા છે. પછી વરાડી આદિ ૨૧ ઉપાંગ રાગો આપ્યા છે આ બધા મળીને ૪૩ રાગોનાં પ્રત્યક્ષ લક્ષણો આપેલા છે. તેમાંથી કેટલાક લક્ષણો સંગીતરત્નાકર સાથે મળતા નથી. બાકી બધાના મળે છે તેમાંથી કંઈક ક્રમવાર અહીં આપવા ધારું છું

रागांगानि

१ मध्यमादिः

मध्यमग्रामसंभूता मध्यमांशग्रहान्विता ॥७१॥
मध्यमादिरितिख्याता श्रृंगारे विनियुज्यते ।
एतामेव प्रयुञ्ज्यादौ वैणिका वांशिकास्तथा ॥७२॥

આ શ્લોકમાં જ આવેલું લક્ષણ સંગીતરત્નાકરમાં એ જ પ્રમાણે મળે છે. અને તે "મધ્યમગ્રામ"ના લક્ષણની નીચે જ આપેલું છે. જેમ કે –

(मध्यमग्राम)......तदुद्भवा,
मध्यमादिर्मग्रहांशा

इति मध्यमादिः ॥ सं. रत्नाकर रागाध्याय ॥६१॥

२ तोडी

अंगं षाडवरागस्य सम्पूर्णश्च समस्वरम् ॥
षड्जतारा गमंद्रा च न्यासांशग्रहमध्यमा ।
तोड्डी नाम प्रसिद्धोऽय रागो हर्षे नियुज्यते ॥१४॥
(शुद्धषाडव) – – –तोडिका स्यात्तदुद्भवा ॥७५॥ रत्नाकरश्लोके
मध्यमांशग्रहन्यासा सतारा कम्पपंचमा ।
समेतरस्वरा मंद्रगान्धारा हर्षकारिणी ॥७६॥

३ वसंतः

मार्गहिन्दोलरागाङ्गं हिन्दोलो येहि (देशि ?) संज्ञितः ।
(मार्गहिन्दोल) अशन्यासे ग्रहे षड्जस्तस्य तारे तु मध्यमः ॥१५॥

करधृतघनवाद्या पीतवर्णायताक्षी
सुकविभिरियमुक्ता भैरवी भैरवस्त्री ॥

मल्हारः અને મલ્હારી—

लक्षणं विनियोगश्च भवेन्मल्हारिकासमम् ।
मल्हारस्य गनित्यागः पंचमं स्फुरणं भवेत् ।

सं. समयसार.

આમાં મલ્હાર રાગનું લક્ષણ તપાસતાં મલ્હારી જેવા જ એના સ્વરો છે પરંતુ મલ્હારમાં ग અને नी સ્વરોનો ત્યાગ છે એમ કહ્યું છે. હવે મલ્હારીનું લક્ષણ તપાસિયે.

मल्हारी—

अंधालिकांगमल्हारी मध्यमांशग्रहान्विता ।
रिमंद्रा च गशून्या च शृंगारे ताडितस्वरा ।

આમાં મલ્હારી આંધાલિકાનું અંગ છે એમ કહ્યું છે.
હવે સંગીતરત્નાકરના બન્ને રાગનાં લક્ષણો તપાસીએઃ—

मल्हारी—

मल्हारी तदुपांगं स्यात् गहीना मंद्रमध्यमा
पंचमांशग्रहन्यासा शृङ्गारे ताडिता मता ॥

सं. रत्नाकर अ. २–१५६

आंधाली ભાષારાગના નીચેજ મલ્હારી આપી છેઃ—જેમ મલ્હારીનાં લક્ષણમાં બન્ને ગ્રંથકારો મતભેદ ધરાવે છે–એકમાં मध्यमांश છે બીજામાં पंचमांश છે–તેમ જ એકમાં रिमंद्रा એટલે ऋषभ સ્વર સુધી मंद्रव्याप्ति છે બીજામાં मंद्रमध्यम સ્વર સુધી છે.

હવે मल्हार—

आंधाल्युपांगं मल्हारः षड्जपंचमवर्जितः ।
धन्यासांशग्रहो मंद्रगांधारतारसप्तमः ॥

सं. रत्नाकर अ. २–१५७

"मल्हार राग આંધાલી રાગનો ઉપાંગરાગ છે. આમાં षड्ज અને पंचम સ્વરો વર્જ્ય છે, धैवत अंश, ग्रह, અને न्यास છે. मंद्रसप्तकमां "ગાંધાર" સ્વર સુધી અને તાર સપ્તકમાં "सप्तम" એટલે "निषाद" સ્વર સુધી તેની વ્યાપ્તિ છે.

મલ્હાર રાગ વિષે બન્ને ગ્રંથમાં સંપૂર્ણ મતભેદ જોવામાં આવે છે. એકમાં "गनी" સ્વરો વર્જ્ય–તો બીજામાં "સા–પ" વર્જ્ય છે. બન્ને માત્ર આંધાલીનં ઉપાંગ માને છે, એટલે ચાટ એક હશે.

पाडवादेव वंगालो ग्रहांशन्यासमध्यमः ॥
महर्षे विनियोक्तव्यः प्रोक्तः सोढलसूनुना ॥ (सं रत्नाकर.)
२–७७.

આમાં બન્નેના લક્ષણો એક જ છે.

७ मालवश्री—
मालवादे (:) भवेदंगं कैशिकस्य समस्वरा ।
सम्पूर्णा तारमंद्रस्थपड्जस्वरविराजिता ॥
षड्जांशन्याससंपन्ना मालवश्रीरियं मता ।
मूर्छना शुद्धमध्या चेत् सैव हर्षपुरी मता ।
शृंगारे विनियोगः स्यादनयोस्तु द्वयोरपि ।
सं. समयसार.

સંગીતરત્નાકરમાં પણ " માલવકૈશિક " ગ્રામરાગમાથી જ માલવશ્રી ઉત્પન્ન થઇ એમ લખ્યુ છે. તેનુ લક્ષણ નીચે પ્રમાણે છે:

..........मालवश्रीस्तदुद्भवा
समस्वरा तारमंद्रपड्जांशन्यासपड्जभा ॥
सं. रत्नाकर २–७२

८ वराटी—
विभाषा रागराजस्य पंचमस्य वराटिका
धांशा पड्जग्रहन्यासा धतारा मद्रमध्यमा
समश्लेषस्वरा पूर्णा शृंगारे याष्टिकोदिता ॥
सं० समयसार.

સંગીતસમયસારના કર્તા "યાષ્ટિક "ની વરાટી રાગની વ્યાખ્યા આપે છે. હવે સંગીત રત્નાકરની, વ્યાખ્યા પ્રમાણે વરાટી રાગ " ભિન્નપંચમ " ગ્રામ રાગમાંથી ઉત્પન્ન થયો છે.

......... ...वराटी स्यात्तदुद्भवा
धांशा पड्जग्रहन्यासा समंद्रा तारधैवता ।
समेतरस्वरा गेया शृंगारे शार्ङ्गिसंमता ॥
सं. रत्नाकर, २–८६

જોઇએ. કેમકે ગ્રંથમાં વર્ણન કરેલું સંગીત એ દક્ષિણ પદ્ધતિનું છે, અને તેથી દક્ષિણ પદ્ધતિના હિમાયતી સોમનાથે આ ગ્રંથનો પણ ઉલ્લેખ કર્યો છે, તે વાસ્તવિક જ છે. ઉપર કહેવામાં આવ્યું છે કે પ્રસ્તુત ગ્રંથ ત્રુટિત છે. પંડિત વિષ્ણુશર્માકૃત "હિન્દુસ્તાની સંગીત પદ્ધતિ ભાગ ૨" એ ગ્રંથમાં સંગીતસમયસારનો ઉલ્લેખ શ્રુતિ ઉપર વિવેચન કરતાં કર્યો છે. તેમાં સારંગદેવના 'સંગીતરત્નાકર' ગ્રંથમાંથી પ્રસ્તુત ગ્રંથકારે ઘણા વિધાનો પોતાના ગ્રંથમાં લીધાં છે, એમ કહ્યું છે. પરન્તુ પંડિત વિષ્ણુશર્માએ જે ફકરાઓ પાર્શ્વદેવના સંગીતસમયસાર ગ્રંથમાંથી ટાંકયા છે તે ફકરાઓ આ ત્રિવેન્દ્રની છાપેલ પ્રતમાં જોવામાં નથી આવતા. એટલે કદાચ એમની પાસે જુદી પ્રત હશે એમ લાગે છે. જે ફકરાઓનો ઉપયોગ પંડિત વિષ્ણુશર્માએ કર્યો છે તે ઉપરથી જોતાં રત્નાકરમાંથી સંગીતસમયસારના કર્તાએ એ ફકરાઓ લીધા છે તે જોતાવેંત જ લાગશે. પણ સંગીતરત્નાકર પહેલાંનો 'સંગીતમકરંદ' નામનો જે ગ્રંથ હમણાં જ ગાયકવાડ ઓરીએન્ટલ સીરીઝમાં પ્રગટ થયો છે તેમાં પણ પ્રસ્તુત ફકરાઓ મળે છે. એટલે આ ફકરાઓ કયા ગ્રંથમાંથી કોણે લીધાં છે તે વિષે નક્કી ઠરાવવું મુશ્કેલ છે. અમુક માન્યતાઓ જે ઘણા વખત સુધી ચાલી આવેલી હોય તો તે માન્યતા વિષેનું વિવેચન અનેક ગ્રંથમાં એક સરખું જ હોય એમ સંભવે છે.

જે ફકરાઓ વિષ્ણુશર્માએ પોતાના ગ્રંથમાં આપ્યા છે તે નીચે પ્રમાણે છે.

अत्रोच्यते स्वरादीनामुत्पत्तिर्हेतुवात्। स्थानं। त्रीणि स्थानानि हृत्कंठशिरांसि इति समासतः।

द्वे वीणे तुलिते कार्येऽखिलावयवतस्तथा।
एकवीणैव भासेते यथा द्वे ह्यपि श्रुण्वताम्॥
श्रुतिराद्या मंद्रतमध्वानां कार्या (विचक्षणैः)
द्वितीया तु ततस्तीव्रध्वनिस्तंत्री विधीयते।
यथा तथा तयोर्मध्ये न तृतीयो ध्वनिर्भवेत्॥

આ ગ્રંથનો બીજો ઉપયોગ પંડિત વિષ્ણુશર્માએ એ જ હિંદુસ્તાની સંગીત પદ્ધતિ ભા. ૨ માં ભૈરવરાગ ઉપર વિવેચન કરતાં કર્યો છે. ત્યાં પંડિત વિષ્ણુશર્માએ પાર્શ્વદેવનું રાગોનું વર્ગીકરણ આપ્યું છે. તે વર્ગીકરણમાં એકસો બે રાગ આપ્યા છે. પરન્તુ પ્રસ્તુત છાપેલી પ્રતમાં એકસો ત્રણ છે. રત્નાકરમાંથી માહીતી લઇને તે પોતાના ગ્રંથમાં આપી છે, તેમ જ રત્નાકરનો કઠણ ભાગ તે પ્રસ્તુત ગ્રંથકાર પોતે બરોબર સમજ્યો નથી એમ પણ વિષ્ણુશર્મા લખે છે.

પંડિત વિષ્ણુશર્માની પ્રત અને પ્રસ્તુત છાપેલ પ્રત એ બન્ને સરખાવીને જો શુદ્ધ પ્રત આપણને મળશે તો તે વખતના દેશી સંગીત ઉપર કંઇક વધારે પ્રકાશ પડશે એમ કહીને અત્રે આ વિવેચન પૂર્ણ કરું છું.

બન્નેનાં લક્ષણો મળતા જ છે. પરંતુ સમયસારમાં "મતારા" એવું લખેલું છે. એટલે તાર સપ્તકના ગંધાર સ્વર સુધી એની વ્યાપ્તિ છે. પરંતુ રત્નાકરમાં "મતારા" છે. એટલે "તાર-મ" સુધી વ્યાપ્તિ છે એટલો જ ફરક છે.

१२ गुर्जरी

रिग्रहांशा च मन्यासा जाता पंचमपाडवात्
ममंद्रा च नितारा च रिधाभ्यामपि भूयसी ।
गुर्जरी ताडिता पूर्णा शृंगारे विनियुज्यते ॥ सं० समयसार

સંગીતરત્નાકરમાં પંચમ પાડવ રાગની નીચે ગુર્જરીની વ્યાખ્યા આપી છેઃ—

तज्जा गुर्जरिका मान्ता रिग्रहांशा ममध्यभाक्
रितारा-रिधभूयिष्ठा शृंगारे तांडिता मता ।

सं. रत्नाकर २-८९

આમાં બન્નેનાં લક્ષણોમાં થોડો ફરક પડે છે. કદાચ છાપવામાં ભૂલ હશે એમ લાગે છે અથવા તો મૂળ પ્રતમાં કંઇક ગોટાળો હોવો જોઇયે. કેમકે નિશાની કરેલા શબ્દો સિવાયના બાકીનાં લક્ષણો એક જ જોવામાં આવે છે. જેમકે 'रिग्रहांशा,' "मन्यासा" "रिधाभ्यामपि भूयसी तेम ज " ताडिता " " शृगारे " વગેરે લક્ષણો એક જ છે. रितारारिधभूयिष्ठा " એમ રત્નાકરનો પાઠ છે તેના બદલામાં "नितारारिध भूयिष्ठा " હોવો જોઇયે એમ લાગે છે કેમકે तार री स्वर ની વ્યાપ્તિ હોય તો એકંદર રાગની વ્યાપ્તિ બે સપ્તક કરતાં ઓછી થાય. ત્યાં તો "नी" સ્વર જ હોવો જોઇયે. તેમ જ "ममध्यभाक्" ને બદલે "म मंद्रभाक्" હોવો જોઇયે. કેમકે મંદ્ર સપ્તકમાં કયા સ્વર સુધી તેમ જ તાર સપ્તકમાં કયા સ્વર સુધી આ રાગની વ્યાપ્તિ થાય છે તેનું સ્પષ્ટીકરણ ઉપલા બે શ્લોકોમાં છે

भाषांग राग.

१ वेलाउली-(वेलावली)

कुकुभसंभवा भाषा या मोक्ता भोगवर्धिनी ।
वेलाउली तदंगस्यात् परिपूर्णसमस्वरा ॥ ३४ ॥
धैवतांशग्रहन्यासा धतारा मंद्रमध्यमा ।
षड्जेन कंपिता सेयं विप्रलंभे नियुज्यते ॥ ३५ ॥

सं. समयसार

સંગીતરત્નાકરમાં પણ कुकुभ રાગમાંથી નીકળેલી ભોગવર્ધિની ભાષામાંથી વેલાવલી ઉત્પન્ન થઇ છે એમ જણાવ્યું છેઃ-

આપણે જે આ વિચિત્ર ગતિ જોઇએ છીએ તેનું મૂળ કેટલું ઊંડું છે અને સંસ્કૃતમાં પણ એ નિયમનો પ્રભાવ છે કે નહિ અને છે તો તે કેવી રીતનો તે આપણે આજે જરા જોઇશું.

ગ્રીક ભાષાના g (gamma) અક્ષરના ઉચ્ચારણમાં આ નિયમ જોવામાં આવે છે. aggelos, agkon, agkho sphigx. અહીં પહેલા શબ્દમાં પહેલા 'g' નો ઉચ્ચાર અંગ્રેજી thing શબ્દના 'n' જેવો (=ङ्), અને બીજા શબ્દોમાં 'g' નો ઉચ્ચાર think શબ્દના 'n' ના જેવો (=ङ्) થાય છે.

પ્રાકૃત વ્યાકરણોમાં કહેવામાં આવ્યું છે કે સં० वक्र प्रा० वक्र वङ्क(वंक) થાય છે. હિન્દી બંગાળીમાંનો वांक આ वङ्क ઉપરથી જ આવેલો છે.[૪] ' वक्र ' વૈદિક સાહિત્ય (અથર્વવેદ ૪-૬-૪, ૭-૫૮-૪) માં પણ છે. એટલે ' वक्र ' માંથી वङ्कની ઉત્પત્તિ સામે વાંધો લેવા જેવું કશું જ નથી. તો પણ અત્રે જરા વિચારવાનું છે. વૈદિક સાહિત્યમાં જ वक्रगामी ના અર્થમાં वङ्कु શબ્દ છે ( ऋ. १-११४-४; ५-४५-१ ). આ સ્થળે આપણા હાલના ' બંકુ બિહારી ' ને યાદ કરી શકીએ. બંને પાસાના હાડકાંના અર્થમાં વેદ ( ऋ. १-१६२-१८; वाजस २५-४१ ) માં वङ्क्रि શબ્દ છે. એ હાડકાં ' वांक ' છે માટે જ वङ्क्रि શબ્દ વાપર્યો છે, એ વાતમાં શંકા જ નથી. આ वङ्कु અને वङ्क्रि આવ્યાં वच् અથવા वञ्च् ધાતુમાંથી. એથી જ કુટિલ ગતિના અર્થમાં વૈદિક સાહિત્યમાં वञ्चति વગેરે શબ્દનો બહોળો ઉપયોગ થયો છે. લૌકિક સંસ્કૃતમાં પણ એનો પ્રયોગ થયેલો છે. તોપણ મોટે ભાગે ' णिजन्त ' રૂપે જ. જેમ शुच+र=शुक्र(शुक्ल) તેમ જ व +र=वक्र; અને એ જ ધાતુનું રૂપાન્તર वञ्च्+उ=वङ्कु+रि=वङ्क्रि; એ બંને શબ્દોની માફક वञ्च्+अ=वक्र થઇ શકે એમાં કશો વાંધો દેખાતો નથી. આથી કરીને નિઃસંશયપણે એ કહેવું કઠણ છે કે પ્રા० वक्र શબ્દ તત્સમ છે કે તદ્ભવ.

વૈદિક સાહિત્ય (ऋ. वे.१४-२-६) માં कण्टक શબ્દ જોવામાં આવે છે ( જુવો વાજસ ३०-८ ). યાસ્કે ન કહ્યું હોત તો પણ સમજાઇ જાત કે એનું મૂળ રૂપ ' कर्तक ' છે. આપણા નિયમ અનુસાર જ સં० कर्तक પ્રાકૃતના પ્રભાવે कट्टक થઇને ઉતરે कण्टक થયો છે.

चर् અભ્યસ્ત થઇને चर्चर ' चरणशील ' ( ऋ. १०-१०६-७) થયો. चर्चर પ્રા० चच्चर चञ्चर चांचर. બંગાળીમાં 'ચાંચર કેશ' સુપ્રસિદ્ધ છે. એ શબ્દ ગતપર્ક चञ्चरથી આવ્યો છે એટલે તેનો યૌગિક અર્થ ' चञ्चल ' વિના બીજો ન હોઇ શકે. તેનો અર્થ

---

૪. ગુજરાતીમાં પણ ' વાંક ' જ છે. અર્થ બદલાયો છે. એ સંબંધી મારી એક કલ્પના ભાષાની ધૃષ્ટતા કરું છું. ગુજરાતીમાં ' વાંક ' શબ્દ અપરાધના અર્થમાં વપરાય છે તે वक्र વ્યવહાર ઉપરથી તો ન હોય ! वक्र વ્યવહાર તે વાંક. સરખાવો वक्रोक्ति અનુસાર.

૧૪ देशी

स्यादंगरेवगुप्तस्य गमंद्रा पंचमोज्झिता ।
ऋषभांकग्रहन्यासा तथा समनिभूयसी ।
देशी नाम मयोक्तव्या रागोऽयं करुणे रसे ॥

संगीतसमयसार

સંગીતરત્નાકરમાં આવું જ લક્ષણ છે, અને તેને રેવગુપ્ત રાગની નીચે જ આપેલું છે.

तज्जा देशी रिग्रहांशन्यासा पंचमवर्जिता ।
गांधारमंद्रा करुणे गेया मनिसभूयसी ॥
देशी नाम मयोक्तव्या रागोयं करुणे रसे ।

संगीतरत्नाकर, २-१०३

દેશી રાગનાં બન્નેના લક્ષણો જોતાં સરખાં જ લાગે છે.

આ પ્રમાણે પાર્શ્વદેવે આપેલા रागांगराग આપણે જોઈ ગયા. હવે થોડાક "भाषांग राग" અને उपांगराग જોઈશુ.

उपांग राग.

१ भैरवी—

भिन्नषड्जसमुद्भूता धांशन्यासग्रहान्विता ।
समशेषस्वरा पूर्णा गान्विता तारमंद्रयोः
देवादिप्रार्थनायां तु भैरवी विनियुज्यते ।

सं. समयसार.

धांशन्यासग्रहा तारमंद्रगांधारशोभिता ।
भैरवी भैरवोपांगं समशेषस्वरा भवेत् ॥

सं. रत्नाकर. अ. २-१४४

આ બન્ને લક્ષણો સરખા જ છે. પહેલાંમાં 'भिन्नषड्जसमुद्भूता" કહ્યું છે અને સં. રત્નાકરમાં "भैरवी भैरवोपांग કહ્યુ છે તેનો અર્થ એક જ થાય છે. કેમકે भैरव राग" પણ भिन्नषड्जमાથીજ ઉત્પન્ન થયો છે એ આપણે ઉપર જોઈ ગયા છીએ. છ રાગ અને છત્રિસ રાગિણીઓના પ્રપંચ કરનારા ગ્રંથો પણ ભૈરવી રાગિણી ભૈરવરાગની સ્ત્રી માને છે. અને મહાદેવની પૂજા કરીને પ્રાર્થના કરે છે એમ કહ્યું છે જેમઃ—

स्फटिकरचितपीठे रम्यकैलासशृंगे
विकचकमलपत्रैरर्चयन्ती महेशम् ।

પરવર્તી સંસ્કૃતમાં गञ्जन શબ્દનો ઉપયોગ બહુ જ જોવામાં આવે છે (નિષે खञ्जन-गञ्जने). એ गञ्जन, गञ्जना વગેરે શબ્દો ક્યાંથી આવ્યા ? બીજો કોઇ ઉપાય ન હતો-એટલે સંસ્કૃત ધાતુઓમાં વળી એક ધાતુનો ઉમેરો થયો—गञ्ज्. પરંતુ મૂળ તો એ गर्ज् માંથી આવેલો છે. સ० गर्जन પ્રા० गज्जण=गञ्जन. આપણા આ જ નિયમના આધારે જ આ ફેરફાર થયેલો છે.[૭]

એવી જ રીતે मार्जन પ્રા० मज्जण=मञ्जन માજન.[૮] मञ्जन જરાય સંસ્કૃત નથી. मञ्जु વગેરે શબ્દોનું મૂળ પણ મને લાગે છે કે ખરી રીતે જોતા मृज् ધાતુમાં જ રહેલું છે, પરંતુ વૈયાકરણિઓને मञ्ज ધાતુ કલ્પી લેવો પડ્યો છે.

કૃતના અર્થમાં વૈદિક સંસ્કૃતમાં मक्षु ( અવેસ્તા મોષુ, લેટિન mox ) છે. લૌકિક સંસ્કૃતમાં मङ्क्षु છે; मज्जमાંથી मिमङ्क्षु मङ्क्ष्यति: नश्માંથી नङ्क्ष्यति વગેરે ( પાણિનિ ૭-૧-૬ ). આવે સ્થળે ઉકાર અથવા અનુસ્વાર કેવી રીતે થયો ? પ્રસ્તુત નિયમનો પ્રભાવ અહીં પણ શું નજરે નથી પડતો ?

आकर्षण અર્થમાં બંગાળીમાં आँकडा, आँकडान વગેરે શબ્દો છે. એનો મૂળ શબ્દ અથવા ધાતુ કયો ? એ ક્યાંથી આવ્યો ? સં० आकृष्ट ( आ+कृष्+त ) પ્રા० आकट्ठ, એનો છેલ્લો ભાગ ઘોષ અથવા મૃદુ હોવાથી आकट्ठ નું आकड्ढ થઇ જાય કે. પછીથી ધીમેધીમે આ आकड्ढ શબ્દના આકાર ઉપર ભાર દેવાથી अक्कड્ઢ થઇને (સરખાવો[૯] सकले-सक्कले कक्खनो-कक्खनो વગેરે ) પ્રસ્તુત નિયમાનુસાર आँकड थयो છે.[૧૦]

અત્રે બીજા એક શબ્દનો ઉલ્લેખ કરું. સંસ્કૃતમાં વપરાતો अङ्कुश શબ્દ શું ખરેખરો સંસ્કૃત છે ? એની વ્યુત્પત્તિ શી ? મને લાગે છે કે आकृष अक्कुश. પછી આ જ નિયમ પ્રમાણે अक्कुश अङ्कुश

---

૭. गर्जति=गञ्जइ=ગાજઇ ગાજે ( મેઘ ગાજે છે ). પ્રસ્તુત નિયમાનુસાર એક રૂપ 'ગાંજે' પણ થાય. ગાંજે-ભય બતાવે ( એ કોઇથી ગાંજ્યો જાય એવો નથી. )

૮ 'માંજવું.'

૯. સરખાવો ગુજરાતી પ્રયોગો અમર-અમ્મર, આગ્યા-આગ્ન્યા, બધા-બદ્ધા.

૧૦. ગુજરાતી શબ્દો આંકડી, આંકડો આના જ ભાંડુ. અનુવાદક.

રાગ ઉપર આટલું વિવેચન બસ છે. રાગનાં લક્ષણો બે પ્રકારનાં આપ્યાં છે સામાન્ય અને વિશેષ. તેમા દરેકમાં ચાર પ્રકારનાં લક્ષણો છે. અંશ સ્વરની વ્યાખ્યા દશ લક્ષણથી યુક્ત આપી છે જે નાટ્યશાસ્ત્રમાંથી જ લીધી છે.

૪ અધિકરણ. આરંભમાં પ્રબંધની વ્યાખ્યા આપી છે. જે વ્યાખ્યા સોમનાથે પોતાના રાગવિબોધમાં ઉદ્ધૃત કરી છે, તે મેં ઉપર બતાવી છે. ચાર ધાતુઓ અને ૭ અંગોથી જેનું નિયમન થયું છે તે પ્રબંધ. આસ્થાઈ, અંતરા, આભોગ અને સંચારી એ જેવી રીતે હાલના ધ્રુપદ વગેરે પ્રબંધના ધાતુઓ કહેવામાં આવે છે તેમ જ પહેલાનાં પ્રબંધગીતમાં એ વ્યવસ્થા હતી. અને તેંજ ગ્રંથકારે આ અધિકરણમાં બતાવી છે. પછી પાદ, બંધ, સ્વરપદ, ચિત્ર, તેન, મિશ્ર ઇત્યાદિ કરણોની વ્યાખ્યા, એકાદશમુખો પછી તેમનો ગાયનમાં કેવી રીતે ઉપયોગ કરવો તેનો ક્રમ બતાવીને એ અધિકરણ સમાપ્ત કર્યું છે. પ્રત્યક્ષ ગાયન કેવી રીતે કરવું તે બાબતમાં સૂચનાઓ પણ આપેલી જોવામાં આવે છે. તે મહત્ત્વની લાગે છે.

૫ પંચમ અધિકરણમાં અનવદ્યાદિ ચાર વાદ્યોના ભેદો બતાવી તેને લગતા પારિભાષિક શબ્દો પણ સમજાવ્યા છે. આ ભાગ નાટ્યશાસ્ત્રમાંથી જ ઘણું કરીને લીધેલો જણાય છે. પાઠવાદ્યના બાર પ્રકારો બતાવી તેમના અક્ષરો કેવી રીતે વગાડવા તે બતાવવા પ્રયત્ન કર્યો છે.

૬ છઠ્ઠા અધિકરણમાં નૃત્ય અને અભિનયવિષે કહ્યું છે. અંગવિક્ષેપના જુદા જુદા પ્રકારો ઘણા આપ્યા છે. એ બધા પ્રકારો નાટ્યશાસ્ત્રમાં જે વર્ણન છે તેથી કાંઇ જુદા લાગતાં નથી.

૭ સાતમા અધિકરણમાં તાલનો ઉદ્દેશ, તેનું લક્ષણ, તેનાં નામો આપ્યાં છે. એ બધું વર્ણન રત્નાકરને મળતું છે. છેવટે એક સુંદર શ્લોક આપ્યો છે, તે નીચે પ્રમાણે છે:

तालमूलानि गेयानि ताले सर्वं प्रतिष्ठितम् ।
तालहीनानि गेयानि मंत्रहीना यथाहुतिः ॥

આવી રીતે આ શ્લોકમાં સંગીતમાં તાલનું કેટલું મહત્ત્વ છે એ બતાવ્યું છે.

૮ આઠમા અધિકરણનું નામ ગીતાધિકરણ રાખ્યું છે. ગીત કેવી રીતે ગાવું, ગીતના દોષો તથા ગુણો કેવા હોય છે, ક્રિયાવાન પંડિત કોને કહે છે, સભામાં કેવી રીતે ગાવું કેવી રીતે બેસવું, વાગ્ગેયકાર, ઉત્તમનતર્ક તથા વાદક કોને કહેવા એ વિષે ખૂબ સૂક્ષ્મ માહીતી આપેલી છે. ઉત્તમ, મધ્ય, કનિષ્ઠ ગાયક કોને કહેવા, નાયક કોને કહેવા, એ પણ માહીતી આપી છે, એવી રીતે આ મહત્ત્વપૂર્ણ અધિકરણ છે.

૯ નવમા અધિકરણમાં પ્રસ્તાર, નષ્ટ, ઉદ્દિષ્ટ, વગેરે આપી અધિકરણ સમાપ્ત કર્યું છે.

આવી રીતે આ ગ્રંથનું અવલોકન બનતા સુધી ટુંકમાં કર્યું છે. આ ગ્રંથના સમયમાં દેશીસંગીત કેવા પ્રકારનું હતું તેનો ખ્યાલ આવવા માટે આટલું વિવેચન બસ છે. ગ્રંથકાર પોતે માર્ગસંગીતના ઝઘડામાં પડ્યો નથી. કેવળ દેશીસંગીતને લગતું જ એમણે આપ્યું છે. આ ગ્રંથનો પ્રચાર કર્ણાટક અને તેના આસપાસના પ્રાન્તમાં વિશેષ કરીને થયો હોવો

હવે આ દરેકના ગ્રંથો મળે છે. શ્રીકણ્ઠનું બ્રહ્મસૂત્રો ઉપર શૈવ ભાષ્ય છે. મણ્ડનના ત્રણ વિવેક–વિધિવિવેક, ભાવનાવિવેક, વિભ્રમવિવેક–અને બે સિદ્ધિ–સ્ફોટસિદ્ધિ અને બ્રહ્મસિદ્ધિ–સુપ્રસિદ્ધ છે. શાંકરભાષ્યની તેની ટીકા મેં જોઇ નથી. સુરેશ્વરના ત્રણ મહાન ગ્રંથો શંકરનો કઠિન ભાગ વિશદ કરવા માટે જાણીતા છે. યાજ્ઞવલ્ક્યની સ્મૃતિ ઉપર વિશ્વરૂપની ટીકા પ્રસિદ્ધ થએલી છે. ભાવના–વિવેક ઉપર ઉમ્બેકની ટીકા ડૉ. ગંગાનાથ ઝાએ હમણાં જ પ્રસિદ્ધ કરી છે. ભવભૂતિના ત્રણ નાટકો સુપ્રસિદ્ધ છે.

કુમારિલના શ્લોકવાર્તિકનું પૂર ૩૩૦૦૦ શ્લોકો છે. મને હમણાં શ્લોકવાર્તિક ઉપર ઉમ્બેકની ટીકાની એક પ્રત મળી છે. આ ટીકા ૨૦૦૦ શ્લોકો સુધી છે; અને આગળનો ભાગ ભટ્ટપુત્ર જયમિશ્રે રચેલો છે. જયમિશ્રની ટીકોની રીત ઉપરથી તે કુમારિલભટ્ટનો પુત્ર હોય એમ માનવાનું આકર્ષણ થાય છે. જો આમ હોય તો ટીકાનો પ્રથમ ભાગ રચનાર ઉમ્બેક કુમારિલનો સમકાલીન હોય.*

આપણે ઉપર જોયું કે માલતીમાધવ નાટકની અંતિમ પ્રશસ્તિઓમાં ઉમ્બેકને કુમારિલનો શિષ્ય કહ્યો છે. હવે ઉમ્બેકની આ ટીકા માલતીમાધવના સુપ્રસિદ્ધ શ્લોક **ये नाम केचिदिह नः प्रथयन्त्यवज्ञां** ઇત્યાદિથી શરૂ થાય છે. આનો ભાવાર્થ એવો હશે કે તેની ટીકાને પ્રભાકર, તથા મુરારિ, અને અદ્વૈતીઓ જેમકે શંકર–જેવા વિરોધીઓ સામે થવું પડશે.

યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ ઉપર વિશ્વરૂપની ટીકા ઉપર બીજી ટીકા છે. આ બીજો ટીકાકાર વિશ્વરૂપની આ પ્રમાણે સ્તુતિ કરે છે.

यत्प्रसादादयं लोको धर्ममार्गस्थितः सुखी
भवभूतिसुरेशाख्यं विश्वरूपं प्रणम्य तम् ॥×

આ શ્લોક ઉપરથી એમ લાગે છે કે ભવભૂતિ, સુરેશ અને વિશ્વરૂપ ત્રણે એક હતા. નૈષ્કર્મ્યસિદ્ધિની એક પ્રતની પ્રશસ્તિમાં લખ્યું છે કે ગોવિન્દ ભગવત્પાદના શિષ્ય વિશ્વરૂપે આ ગ્રંથ રચ્યો છે. ગોવિન્દ ભગવત્પાદ શંકરના ગુરુ હતા. આ સૂચવે છે કે વિશ્વરૂપ નામ સંન્યાસી તરીકે ધારણ કરાયું હશે. એક પરંપરા પ્રમાણે સુરેશ્વર બ્રહ્મણ હોય એમ લાગે છે. જો આ સાચું હોય તો આપણે એમ કહી શકીએ કે ઉમ્બેકે સંન્યાસ લીધો અને શંકરના ગ્રંથ ઉપર ટીકા કરવાનો નિશ્ચય કર્યો. આ કરવા માટે તેને સાહિત્ય અને કર્મમીમાંસાના ક્ષેત્ર છોડવા પડયા.

આ ઉલ્લેખો ઉપરથી ઉમ્બેક ભવભૂતિ, વિશ્વરૂપ અને સુરેશ્વર એક હોય એમ લાગે છે. હવે પ્રશ્ન એ છે કે મણ્ડન અને સુરેશ્વર એક હતા? આ પ્રશ્નનો બરાબર નીકાલ થતો નથી. બન્ને પક્ષ માટે દલીલો છે. પ્રથમ તો ઉમ્બેકે મણ્ડનના ભાવનાવિવેક ઉપર

* શાન્તરક્ષિતના તત્ત્વસંગ્રહની કમલશીલની પંજિકામાં ઉવેયકનો મીમાંસક તરીકે ઉલ્લેખ છે. કુમારિલના શ્લોકવાર્તિક ઉપરની તેની ટીકામાંથી પણ પંજિકામાં ઉતારો છે. તત્ત્વસંગ્રહ. પ્રસ્તાવના. પૃ. ૯૩. સં.

× મૂળમાં 'प्रसादायं' તથા અન્તે प्रणाम्य છે છાપવાની ભૂલ લાગે છે.

'પ્રવાસી' બં.-૧૩૩૩ના જ્યેષ્ઠના અંકમાં શ્રી. વિધુશેખર ભટ્ટાચાર્યનો 'અનુનાસિક અને સંયુક્ત વર્ણ' ઉપર મનનીય લેખ છે; તેનો અનુવાદ નીચે પ્રમાણે છે.

પ્રાકૃત અને આપણી પ્રાન્તિક આર્ય ભાષાઓમાં સાધારણ રીતે એવો એક નિયમ જોવામાં આવે છે કે જો કોઇ સંયુક્ત વર્ણના પૂર્વભાગનો લોપ થાય તો તેને સ્થાને અનુસ્વાર આવે છે (વરરુચિ, ૪-૧૫, હેમચંદ્ર ૨-૧૬; લક્ષ્મીધર ષડ્ભાષા ચંદ્રિકા ૧-૧-૪૨; Pischel 74,) અને એ અનુસ્વાર કોઇ કોઇ વાર ચંદ્રબિન્દુ (અર્ધ-અનુસ્વાર) રૂપે અથવા પછીથી કોઇ સ્પર્શ વ્યંજન આવે, તો તે અનુસાર વર્ગના પાંચમા વર્ણ રૂપે રહે છે. એક બે ઉદાહરણો લઇએ:—

સં૦ (સંસ્કૃત) कक्ष પ્રા૦(પ્રાકૃત) कक्ख હિં૦(હિન્દી) બં૦ (બંગાળી) काँख;[1] સં૦ अक्षि પ્રા૦अक्खि બં૦ आँखि, હિં૦ ગૂ૦ (ગૂજરાતી) આંખ; સં૦ अर्चिस् પ્રા૦ अच्चि હિં૦ બં૦ ગૂ૦ મ. (મરાઠી) आँच; સં૦ अस्थि પ્રા૦अट्ठि બં૦आँठि,[2] હિં૦ आँठि,' ઇત્યાદિ, ઇત્યાદિ.

સં૦ उच्च માંથી उंच; इष्टका માંથી ईंटा, ईंट; उष्ट्र માંથી ऊँट; पक्षी માંથી पङ्खी વગેરે શબ્દો એવી રીતે જ થયા છે.

પ્રસંગ છે તો એક વાત કહું. બંગાળમાં જ કોઇ જગ્યાએ 'साप' તો કોઇ જગ્યાએ 'साँप' સાંભળવામાં આવે છે. કોઇ 'हाँसि' બોલે છે તો કોઈ 'हासि' બોલે છે. ઉપરનો નિયમ જો ધ્યાનમાં રાખીશું તો આવા શબ્દોના અનુનાસિક ઉચ્ચારણને ખોટા માનતા અટકીશું. સં૦ सर्प પ્રા૦ सप्प, એ ઉપરથી હિન્દીમાં 'साँप' છે, 'साप' નથી. हास्य માંથી हस्सि, એમાંથી हाँसि (હિન્દીમાં हाँसी અથવા हँसी) અને हासि બંને જ સંભવે; अक्षर માંથી आँखर, आखर બંને થઇ શકે.[3]

બંગાળીમાં સ્થાનભેદે અનુસ્વારનો યોગ કે વિયોગ બંને જ જોવામાં આવે છે, (જુવો, હેમચંદ્ર ૧-૨૯). આ જાતનાં શબ્દ-જોડકામાં કોણ પહેલું અને કોણ પછી, અથવા બંને એક સાથે જ ઉત્પન્ન થયા છે કે એમાંનું કોઇ બીજી ભાષાના સંસર્ગથી ઉત્પન્ન થયું છે એ વિચારવા જેવો પ્રશ્ન છે.

પ્રાકૃતમાં આ નિયમાનુસાર અનેક શબ્દો ઉત્પન્ન થયા છે, પણ લંબાણ થઇ જવાના ભયથી અત્રે તે બધાનો ઉલ્લેખ કરતો નથી. ખોજ-ખંતીલા વાંચકો ઉપર કહેલાં પ્રાકૃત વ્યાકરણોમાં જોઇ લેશે. પ્રાકૃત અને તેની સાથે સંબંધ ધરાવતી પ્રાન્તિક ભાષાઓમાં

---

૧. ગૂજરાતીમાં પણ આ શબ્દ બોલાય છે.

૨. आँठि=ઠળીઓ.

૩. ગુજરાતીમાં પણ 'સાપ'ના આવા જ બે ઉચ્ચારણો જોવામાં આવે છે. ગૂજરાતી 'હાંસી' શબ્દ (જરા અર્થ ફેર હોવા છતાં) પણ આવો જ. 'આઠ' 'આંઠ' એવા બે ઉચ્ચારણો પણ આપણે ત્યાં જોવામાં આવે છે. અનુવાદક.

(૩) વિશ્વરૂપની સ્તુતિવાળો શ્લોક સ્પષ્ટ રીતે ભવભૂતિ, સુરેશ અને વિશ્વરૂપને એક ગણે છે. હવે ભવભૂતિ અને ઉમ્બેક એક છે તેથી સુરેશ અને વિશ્વરૂપ પણ તે જ વ્યક્તિનાં નામ હોવા જોઇએ.

(૪) શ્રી. વિદ્યારણ્યના શંકરવિજયમાં મણ્ડનમિશ્ર અને ઉમ્બેક તથા વિશ્વરૂપને એક ગણ્યા છે, તથા સંન્યાસ આશ્રમમાં તેનું નામ સુરેશ્વર થયું; તેથી પાંચે નામો—ભવભૂતિ, ઉમ્બેક, વિશ્વરૂપ સુરેશ્વર અને મણ્ડનમિશ્ર એક જ વ્યક્તિનાં છે.

(૫) સુરેશ્વર અને મણ્ડનમિશ્રના ગ્રંથોમાં વિચારભેદ છે તે એક બાધક પ્રમાણ છે, તથા બીજું બાધક પ્રમાણ એ છે કે ઉમ્બેકે મણ્ડનના ભાવનાવિવેક ઉપર ટીકા લખી છે.

આ બધા ઉલ્લેખોથી જો કે નિશ્ચિત રીતે કશું સાબીત થતું નથી તો પણ આ બધા એક હોય એવો તર્ક પેદા થાય છે. તથા ભવભૂતિના નાટકોમાં આ પાણ્ડિત્યસૂચક જે કાંઇ ઉલ્લેખો હોય તેનો ખાસ અભ્યાસ થવો જોઇએ, તથા ઉમ્બેકાદિના ગ્રંથો સાથે તેનો કાંઇ મેળ છે કે નહિ તેનું સંશોધન થવું જોઇએ.

અહીંઆ હું એક બાબત ઉપર ધ્યાન ખેંચુ છું. ભવભૂતિના નાટકોમાં દામ્પત્યપ્રેમનું સંસ્કૃત સાહિત્યમાં વિરલ એવું વર્ણન છે. હવે જો ભવભૂતિ અને મણ્ડનમિશ્ર એક જ હોય તો આપણે કહી શકીએ કે ભવભૂતિ પોતાનો અનુભવ જ નાટકોમાં મુકે છે. अद्वैतं सुखदुःखयोः કે प्रेयो मित्रं बन्धुता वा समग्रा એ ભવભૂતિની જીવનકથાનો ભાગ હોય। કારણ કે મણ્ડનમિશ્ર તથા તેમનાં પત્ની સરસ્વતીના ઉચ્ચ દામ્પત્યની સાખ શ્રુતપરંપરા પૂરે છે.

૨.

આ જ ત્રૈમાસિકમાં એમ. રામકૃષ્ણ કવિ. એમ. એ. એ તાપસવત્સરાજ નામના નાટક વિષે લેખ લખ્યો છે. તેનો સાર નીચે પ્રમાણે છેઃ—

'ચાલીશ વર્ષ પ્હેલાં ડૉ. ઇ. હુલ્ત્શે પંજાબમાંથી આ નાટકની એક હસ્તલિખિત પ્રત મેળવી હતી, અને તે બોડલીઅન લાયબ્રેરી માટે આપવામાં આવી હતી. પણ તેના આદિઅન્ત નહિ હોવાથી તે ત્યાંથી પાછી આવી હતી. આ પ્રતની છબિઓ બોન યુનિવર્સિટીની લાયબ્રેરીમાં તથા પ્રુશિઆની ઇમ્પીરીઅલ લાયબ્રેરીમાં સાચવી રાખવામાં આવી છે. મૂળ પ્રતનું શું થયું તેનો કાંઇ પત્તો નથી. બર્લિનના ડૉ. જહોન નોબેલની મદદથી આ છબિઓ ઉપરથી તૈયાર થએલી બીજી છબિઓ અમને મળી છે. આ નાટક સંસ્કૃત સાહિત્યમાં વિરલ અને ઉત્તમ કોટિનું છે.

પ્રત કાશ્મીરી લિપિમાં લખાએલી છે. ગ્રંથના પ્રારંભની દશ લીટી તથા ભરતવાક્યમાંથી અડધો શ્લોક નષ્ટ થયાં છે. પાંચમા અંકના વચમાં બે પાના ચોરી ગયાં છે; તેથી આ ભાગ ખાલી રહે છે. આ પ્રતના પાઠો, આ ગ્રંથના અભિનવગુપ્તે, કુન્તલકે, હેમચંદ્રે અને રામચંદ્રે આપેલા ઉતારા સાથે મળતા છે; પણ ભોજે શૃંગારપ્રકાશમાં આપેલા ઉતારાથી જરાં જૂદા છે.

'વાંકડીઆ'-ન થઇ શકે. જો કે શબ્દકોષમાં તો એ જ અર્થ લખવામાં આવ્યો છે. સૂક્ષ્મ મસૃણ, સુપરિષ્કૃત કેશ જે પવનથી ફરફર કરતા હાલ્યા કરે તે જ, 'ચાંચર'. મને લાગે છે કે મૂળમાં આવો જ અર્થ હશે.

સં० 'चर्चरी' રાગ આવી જ રીતે હિન્દીમાં 'चाँचरी, चाँचर' રૂપ ધારણ કરે છે. ઋગ્વેદમાં चर्‌માંથી चर्चूर्यमाण (૧૦-૧૨૪-૯) જોવામાં આવે છે; પરંતુ ઐતરેય આરણ્યકમાં (૨-૫) એનું પરિવર્તન થઇને चञ्चूयमाण રૂપ થયું છે. તે પણ આ જ નિયમ પ્રમાણે. ભ્રમરના અર્થમાં પરવર્તી+ સંસ્કૃતમાં વપરાતો चञ्चरीक શબ્દ અત્રે સ્મરણમાં લઇ શકાય. સંસ્કૃતમાં चर=चल; चञ्चर=चञ्चल.[5]

પાણિનિએ આવા અનેક શબ્દો નોંધ્યા છે (૭, ૪, ૮૫-૮૬). જો કે તેમણે આ નિયમ વિષે કશું જ કહ્યું નથી અને કહેવાનું પ્રયોજન પણ તેમને ન હતું. જુઓ, दह् માંથી दन्दह्यते; फल् માંથી पम्फल्यते, जप् માંથી जञ्जप्यते વગેરે. સર્વત્ર જ ધાતુ અભ્યસ્ત હોવાને કારણે આવાં રૂપો થયાં છે.

બાણની નીચે પંખીનું જે પીછું બાંધવામાં આવે છે તેનું સંસ્કૃત નામ पुङ्ख છે. એ શબ્દ કેવી રીતે થયો? સં० पक्ष પ્રા० पक्ख पुक्ख पुङ्ख (અથવા તો पक्ष માંથી સીધી રીતે જ पक्ख અને पुक्ख થઇ શકે.) प ઓષ્ઠવર્ણ હોવાથી તેના પ્રભાવે पक्ष શબ્દના पकारમાં રહેલો अकार उकार થઇ ગયો છે. સરખાવો पुच्छ. એ પણ શુદ્ધ સંસ્કૃત શબ્દ નથી; पश्चाद्भाग વાચક સં० पश्च પ્રા० पच्छ; પછી पकारस्थ अकार પૂર્વોક્ત કારણે उकार થવાથી पुच्छ શબ્દ થાય છે. (पश्चात् તો पश्च શબ્દનું પાંચમી વિભક્તિનું રૂપ છે.) યાદ કરો-पश्चार्ध=(पश्च+अर्ध.) पक्ष માંથી પ્રાકૃતમાં पक्ख સિવાય બીજું પણ એક રૂપ पच्छ થાય છે અને એ पच्छમાંથી पिच्छ. અહીં પાછળ તાલવ્ય વર્ણ 'च्छ' હોવાથી પહેલાંનો पकारस्थ अकार इकार થઇ ગયો છે. પંખીનાં પીંછાના અર્થમાં पिच्छिका શબ્દ પણ છે. વળી पिच्छમાંથી આ નિયમે पिञ्छ[6] શબ્દ પણ સંસ્કૃતકોષમાં સ્થાન પામ્યો છે.

સંસ્કૃતમાં चिह्न ના અર્થમાં लाञ्छन શબ્દ સુપ્રસિદ્ધ છે. એ શબ્દ કયી રીતે ઉત્પન્ન થયો તેનો નિર્ણય ન કરી શકવાથી વૈયાકરણિઓને લાચારીથી लाञ्छ ધાતુ કલ્પી લેવો પડ્યો. વામન કહી ગયા છે કે ધાતુઓ તો વધતા જ જાય છે (वर्धन्त एव धातुगणाः). આ ધાતુને આપણે તેનું એક ઉદાહરણ ગણી શકીએ. लाञ्छन શબ્દ સંસ્કૃત નથી. એતો लक्षण માંથી ક્રમેક્રમે આપણા નિયમ મુજબ થયો છે:-સં. लक्षण પ્રા०लच्छण लाञ्छन. लाञ्छन નો ला પહેલાં અર્ધઅનુસ્વાર (ँ) ની માફક ઉચ્ચારાતો હતો (लाँच्छन).

---

+ વેદકાળ પછીનું.

૫. બંને રીતે આ થઇ શકે; (૧) चञ्चर શબ્દનો रकार लकार થઇને चञ्चल અથવા, (૨) चल् ધાતુના અભ્યાસથી चलचल्, તેમાંથી चञ्चल.

૬. એ पिञ्छ માંથી જ ગૂજરાતી પીંછું થયું.

જાય છે. તેના બે પ્રધાનો યૌગંધરાયણ અને રુમ્ણ્વાન આ સ્થિતિ સુધારવાનો વિચાર કરે છે. રાજા તો વિલાસમાં મશગુલ છે. પોતાનું સૈન્ય તથા વાસવદત્તાના પિતા પ્રદ્યોતનું સૈન્ય રાજ્ય પાછું લેવા માટે પૂરતું નથી. તેથી નવો સહાયક જોઈએ. મગધના રાજા દર્શકની મદદ મળે ને માટે તેની કુમારિકા બ્હેન પદ્માવતી સાથે વત્સરાજના લગ્નનો તેઓ વિચાર કરે છે; પણ જ્યાં સુધી વાસવદત્તા જીવતી હોય ત્યાં સુધી ઉદયન હા પાડે જ નહિ. પ્રદ્યોત પોતાની પુત્રીને બધી સ્થિતિ સમજાવે છે; અને સપત્ની લાવવા માટે તેની અનુમતિ મેળવે છે. રાજાને ઠેકાણે લાવવા તેઓ યુક્તિ કરે છે. રાજા શીકાર કરવા ગયો છે. તે સમયે તેનો શરદ-આવાસ બાળી નાંખવામાં આવે છે; અને જ્યારે પાછો ફરે છે ત્યારે તેને ખબર આપવામાં આવે છે કે વાસવદત્તા તથા યૌગન્ધરાયણ બળી ગયાં. રાજા શોકથી ગાંડો થઇ જાય છે. રુમ્ણ્વાનની સલાહથી તે બૌદ્ધ ભિક્ષુ થાય છે.

દર્શકને વાસવદત્તાના મરણની ખબર પહોંચે છે. યૌગન્ધરાયણ પદ્માવતીને ઉદયનની છબિ મોકલે છે. પદ્માવતી રાજા ઉપર પ્રેમાસક્ત થાય છે; અને ભિક્ષુણી થઇને રોજ તેની પૂજા કરે છે. યૌગન્ધરાયણ વાસવદત્તાને એના જ આશ્રમમાં લાવી પદ્માવતી પાસે મુકે છે, અને તેને તજી ગએલા પતિને પોતે પાછો લઇ આવે ત્યાં સુધી રાખવા કહે છે. પદ્માવતી અને વાસવદત્તા વચ્ચે મૈત્રી થાય છે. પદ્માવતી પોતાના પ્રેમની વાત વાસવદત્તાને કહે છે.

ભિક્ષુ થએલો રાજા પણ યમુનાના તીરે આ ભિક્ષુણીઓના આશ્રમમાં વિદૂષક સાથે આવી પ્હોંચે છે. તે પદ્માવતીના પ્રેમની વાત સાંભળે છે, અને અકસ્માતથી પદ્માવતીને તે જુએ છે. તેની માતામાં કોઇ સિદ્ધે તેને કહેલું કે જ્યારે તે એક રાજકુમારીને પરણશે ત્યારે વાસવદત્તા મળશે. રાજા આ વાત માનતો નથી. પણ વાસવદત્તા પાછી મળે એ આશાથી પદ્માવતીનો હાથ સ્વીકારે છે. પદ્માવતી તરફ પોતે દાક્ષિણ્યથી વર્તે છે, પણ પ્રેમ તો વાસવદત્તા ઉપર છે. લગ્ન કર્યાં છતાં વાસવદત્તા મળી નહિ એટલે રાજા અગ્નિમાં બળી પોતાનો નાશ કરવા ઇચ્છે છે. વાસવદત્તા પણ યૌગન્ધરાયણની ખટપટથી કંટાળી બળી મરવા ઇચ્છે છે. નદીના કાંઠે અગ્નિ સળગાવવા કહી રાજા પવિત્ર જળમાં સ્નાન કરવા જાય છે; બ્હાર આવે છે ત્યારે કોઇ સ્ત્રી બળી મરે છે એવી રાજાને ખબર પડે છે. રાજા બચાવવા જાય છે. ત્યાં યૌગન્ધરાયણ જે આ બધું જોઇ દુઃખી થયો છે તે આવે છે અને બધું પ્રકટ થાય છે. પદ્માવતી પણ રાજાની પછવાડે આવેલી હતી. રુમ્ણ્વાન આવી રાજ્ય પાછું મળ્યાની ખબર આપે છે. નાટક પૂરૂં થાય છે. આ નાટક કરુણ રસ પ્રધાન છે.'

ર.

—(૦)—

# ધી ક્વાર્ટર્લી જર્નલ ઓફ ધી આન્ધ્ર હીસ્ટોરીકલ રીસર્ચ સોસાયટી

આ એક નવુ પુરાતત્ત્વવિષયક ત્રૈમાસિક છે. આન્ધ્ર હીસ્ટોરીકલ રીસર્ચ સોસાયટી તરફથી આ પત્ર પ્રકટ થાય છે. તેના પ્રથમ પુસ્તકનો ત્રિજો અંક 'પુરાતત્ત્વ' ના બદલામાં આવ્યો છે. લેખો અને લેખકોની યાદી ઉપરથી એનું મહત્ત્વ દેખાય છે.

મીમાંસકાચાર્ય એસ. કે. રામનાથ શાસ્ત્રિઆરે 'ભવભૂતિ અને તેનું અભિજ્ઞાન ( સાથે ) એકતા' એ વિષે લેખ લખ્યો છે. તેમાંથી કેટલાક જાણવા જેવા વિચારો નીચે પ્રમાણે છે:

'ઘણી વ્યક્તિઓ તેમની અટકથી કે ઉપનામથી પ્રસિદ્ધ થાય છે. જેમકે અકબરનો અર્થ મહાન થાય છે અને તેનું નામ મહમદ જલાલુદ્દિન છે. એક કવિ, ઘણું કરીને ગોવિંદરાજ, વિકટનિતમ્બા નામે પ્રસિદ્ધ થયો કારણ કે એણે એક પ્રહસનમાં સૌને લોભાવનારી તે નામની નાયિકાનું અસરકારક નિરૂપણ કર્યું છે. ભવભૂતિ, ભારવિ અને ઘણું કરીને કાલિદાસ પણ, તથા બીજા અનેક વિદ્વાનો તેમના ઉપનામથી જ જાણીતા છે. ભવભૂતિનું સાચું નામ શું હતું તેનો વિચાર કરીએ

માલતીમાધવની પ્રસ્તાવનામાં ભવભૂતિના પાણ્ડિત્યની સ્તુતિ છે. પણ તેના શાસ્ત્રીય ગ્રંથો કયા હતા એ હજી સંશોધનનો વિષય છે. ગૌડવધના સંપાદકે જણાવ્યુ હતું કે માલતીમાધવના અન્તે આવતી કેટલીક પ્રશસ્તિઓમા એક ઉમ્બેકને કર્તા તરીકે જણાવ્યો છે. આ ઉમ્બેક એ કુમારિલનો શિષ્ય હતો. મી. એમ. આર. તેલંગે મહાવિદ્યાવિડમ્બનની પ્રસ્તાવનામાં જણાવ્યું છે કે ચિત્સુખ માલતીમાધવના કર્તાનો 'આપ્ત' તરીકે ઉલ્લેખ કરે છે, અને ટીકાકાર તેને ઉમ્બેક તરીકે ઓળખાવે છે, કે જે ભવભૂતિ છે

શાસ્ત્રદીપિકાની યુક્તિસ્નેહપ્રપૂરણિ નામની ટીકા પાર્થસારથિના ચોદના અને ઔત્પત્તિક સૂત્રો વિષેના વિચારોનું ખણ્ડન કરતાં ઉમ્બેકનો અનેકવાર ઉલ્લેખ કરે છે. માધવસરસ્વતી સર્વદર્શનકૌમુદીમાં સ્પષ્ટ રીતે કહે છે કે ઉમ્બેકે શ્લોકવાર્તિક ઉપર ટીકા રચી છે. નીચેનો શ્લોક મલબારના પણ્ડિતોમા પ્રચલિત છે.

उम्बेकः कारिकां+ वेत्ति तन्त्रं वेत्ति प्रभाकरः ।
मण्डनस्तूभयं वेत्ति नोभयं वेत्ति रेवणः ॥

હવે શ્રી० વિદ્યારણ્યના શંકરવિજયમાં એવો ઉલ્લેખ છે કે શંકર મંડનમિશ્ર પાસે ગયા કે જેમનાં બીજા નામ ઉમ્બેક અને વિશ્વરૂપ છે. શંકરે તેમને હરાવ્યા અને મંડને સંન્યાસ આશ્રમ ગ્રહણ કર્યો. આ આશ્રમમાં મંડનનુ નામ સુરેશ્વર થયું.

હવે જો ભવભૂતિ એ ઉમ્બેક હોય તો બીજા બે નામો પણ તેના જ હોવા જોઇએ. આ ઉપરાંત ભવભૂતિ એના નાટકોમાં શ્રીકણ્ઠ તરીકે પ્રસિદ્ધ છે..

---

+મૂળ લેખમાં 'कारिकां' છાપેલું છે. પણ એ છાપવાની ભૂલ છે. આ લેખમાં આવી ભૂલો અંગ્રેજી અને સંસ્કૃતમાં પુષ્કળ છે. લેખમાની સામગ્રી ઘણી મહત્ત્વની છે પણ તેમાં વ્યવસ્થા નથી.

[૩] भदन्त
પ્રો. એસ. કુપ્પુસ્વામી શાસ્ત્રી

[૪] ઇંદ્ર–ઋગ્વેદી આત્મા
કુમારી ઓ. કે. અનંતલક્ષ્મી

[૫] ધ્વનિ અને રસના સિદ્ધાંતો તરફનું કુન્તકનું વલણ
ડૉ. કે. એ. સંકરન્

[૬] ઉણાદિ સૂત્રોનું કર્તૃત્વ
કે. જી. સુબ્રહ્મણ્યમ્

[૭] શ્રી કંઠ અને એની બ્રાહ્મણ મીમાંસાની સાલ
ટી. આર. ચિન્તામણિ

[૮] વ્યાપ્તિના વિકાસક્રમમાં પ્રશસ્તપાદ અને દિગ્નાગનું સ્થાન
એ. એસ. કૃષ્ણરાવ

[૯] વ્યાઘ્રો અને એમનું અભિજ્ઞાન ( indentification )
એ. વી. વેંકટરામ આયર

ધી ક્વાર્ટરલી જર્નલ ઓફ ધી અંધ્ર હિસ્ટોરિકલ રિસર્ચ સોસાઇટી.
વો. ૧, ભા. ૩

[૧] અનન્તવર્મા ચોડ ગંગનાં કોરનીવાળાં તાંબાનાં દાનપત્રો
જી. વી. સીતાપતિ

[૨] ભવભૂતિ અને એની સામ્યતા [ indentity ]
એસ. કે. રામનાથ શાસ્ત્રીઆર

[૩] સલિકો કોણ હતા ?
રેવરંડ એચ. હેરાસ

[૪] પ્રાચીન દક્ષિણ ભારતનું સોનાનું નાણું
આર. શ્રીનિવાસ રાઘવ આયેંગર

[૫] ક્વલિયા દવલ્લીના ભંડારના સિક્કાઓ
આર. શ્રીનિવાસ રાઘવ આયેંગર

[૬] ટેંકણાદિત્યની સાલ
વેમ્પરસ સુબ્રહ્મણ્યમ્

[૭] ગોદાવરી એજન્સીના વિભાગમાં માનવજાતિશાસ્ત્રવિષયક સંશોધનનો અવકાશ
આર. સુબ્બરાવ

[૮] તાપસ વત્સરાજ
એમ. રામકૃષ્ણ કવિ

ટીકા લખી છે એથી ઉમ્બેક અને મણ્ડન બે એક હોય નહિ. સુરેશ્વર અને ઉમ્બેક એક છે. હવે સુરેશ્વર અને મણ્ડનનાં ગ્રંથો સરખાવતાં એમાં ઘણાં તાત્ત્વિક મતભેદો નજરે પડે છે.

વિદ્યારણ્ય શંકરવિજયમાં મણ્ડન અને સુરેશ્વરને એક ગણે છે, જો કે વ્યાસગિરિ જેને મણ્ડન અનુસરે છે તે ઉલ્લેખ કરતા નથી; વળી આચાર્યવિજયનો લેખક ગોવિન્દ કે જે જન્મથી કેરલ હતો તે એમ કહે છે કે શંકરે વિશ્વરૂપને હરાવ્યો અને તે સુરેશ્વર થયો.

બીજી બાજુ એક પ્રબળ દલીલ છે. મણ્ડનના બ્રહ્મસિદ્ધિ નામના ગ્રંથનો મોટો ભાગ પ્રભાકરના મતના ખણ્ડનમાં રોકાયો છે. હવે સુરેશ્વરના સંબન્ધવાર્તિકમાં આ આખો ભાગ થોડાક ઉમેરા સાથે ઉતારવામાં આવ્યો છે; આ ઉપરાંત બ્રહ્મસિદ્ધિ અને વાર્તિકમાં કેટલાક શ્લોકો સમાન છે. આ ઉપરથી કાંતો એમ માનવું પડે કે સુરેશ્વરે મણ્ડનનો આખો ભાગ ઉપાડી લીધો અથવા તો બન્ને ગ્રંથના કર્તાઓ એક જ હોય એટલે કે સુરેશ્વર અને મણ્ડન એક હોય. કુમારિલનો શિષ્ય અને મહાન કવિ આમ બીજાનું ઉપાડી લે એ માનવું યોગ્ય લાગતું નથી. સુરેશ્વર અને મણ્ડન વચ્ચે જે મતભેદો છે તેનો નીકાલ એવી રીતે કરી શકાય કે શંકરની અસાધારણ અસર પછી સુરેશ્વરના વિચારો બદલાયા હોય.

આ રીતે ઉલ્લેખો ભવભૂતિ, ઉમ્બેક, સુરેશ્વર અને વિશ્વરૂપને એક માનવા માટે અનુકૂળ છે; અને મણ્ડનને એક ગણતાં હજી અચકાવું પડે છે.

આ બધા લેખકોનો સમય ઇ. સ. ૬૮૦–ઇ. સ. ૭૫૦ ના ગાળામાં છે.'

થોડીક છૂટ લઇ સાર મૂળના ક્રમમાં આપ્યો છે. આખી હકીકત બરાબર સ્પષ્ટ થાય તે માટે ઉલ્લેખો બીજી રીતે ગોઠવીને મુકું છુ.

મુખ્ય દલીલો આ પ્રમાણે છે.

(૧) માલતીમાધવની કેટલીક પ્રતોમાં છેવટે આવતી પ્રશસ્તિઓમા તેના કર્તા તરીકે 'કુમારિલના શિષ્ય ઉમ્બેક' નું નામ છે. ચિત્સુખ માલતીમાધવના કર્તાને આપ્ત ગણે છે, અને ટીકાકાર તેને ઉમ્બેક તરીકે ઓળખાવે છે.

(૨) કુમારિલના શ્લોકવાર્તિક ઉપર ઉમ્બેકની અધૂરી ટીકા છે તેની શરૂઆત નીચેના શ્લોકથી થાય છે.

ये नाम केचिदिह नः प्रथयन्त्यवज्ञां
जानन्तु ते किमपि तान् प्रति नैष यत्नः ।
उत्पत्स्यते मम तु कोऽपि समानधर्मः
कालो ह्यं निरवधिर्विपुला च पृथ्वी ॥

જુજ પાઠાન્તરોથી આનો આ શ્લોક માલતીમાધવમાં આવે છે.

આ બે ઉલ્લેખોથી એવી સમ્ભાવના થાય છે કે માલતીમાધવ અને આ ટીકાના કર્તા એક જ હોવા જોઇએ. (ભવભૂતિનાં ત્રણે નાટકોમાં કેટલાક શ્લોકો એના એ આવે છે; તે ઉપરથી આ લેખકની એ ટેવ હોય એમ લાગે છે.)

[૩] વૈદિક અધ્યયનો.

એ. વેંકટ સુબ્બીઆ.

[૪] મુંબઇ શહેરની વસ્તી.

એસ. એમ. એડવર્ડ્ઝ.

પૂર્તિ,

પ્રાચીન અને મધ્યકાલીન ભૌગોલિક કોશ. પૃ. ૨૫૫–૨૬૨.

નંદલાલ ડે.

જાનેવારી, ૧૯૨૭

[૧] કંપનીના દિવસોમાં દ્રાવીડી ભાષાવિષયક અધ્યયનોની અભિવૃદ્ધિ.

સી. એસ. શ્રીનિવાસાચાર્ય.

[૨] યશોધવલ પરમાર અને એમનું લેખપત્ર.

આર. આર. હલ્દર.

[૩] તુલવોનું લોકગીત.

પી. એ. સાલેટોર.

ફેબ્રુઆરી, ૧૯૨૭

[૧] દ્વિભાષિક લેખપત્ર.

મુહમ્મદ ઇસ્માઇલ.

[૨] શ્વેતાંબર જૈન પ્રતિમાલેખનવિદ્યા.

મીસ. હેલન એમ. જોનસન.

[૩] અશોકના શિલાલેખોની તારીખ.

એમ. એચ. ગોપાલ.

[૪] વૈદિક અધ્યયનો.

એ૦ વેંકટ સુબ્બીઆ.

પૂર્તિ,

પૌરસ્ત્ય સમુદ્રોમાંના ચાંચીઆપણા વિષે નોંધો. પૃ. ૧૩૩–૧૪૦

સ્વ. એસ. ચાર્લ્સહીલ.

એનાલ્સ ઓફ ધી ભાંડારકર ઇન્સ્ટીટ્યુટ વો. ૮, ભા. ૩

[૧] મરણની ઘડી.

પ્રો. ફ્રેન્કલીન એડગરટન.

[૨] ફારસી પીંગળ.

પ્રો. એમ. ટી. પટવર્ધન.

[૩] દાક્ષિણાત્યના ઇતિહાસની મુખ્ય રૂપરેખાઓ.

એચ. જી. બેન્ગેરી.

આ એક અજાયબીની વાત છે કે ઇ. સ. ૧૨૦૦ પછીના કોઇ લેખકે આ ગ્રંથમાંથી ઉતારા કર્યા નથી. ઉત્તર હિન્દુસ્તાન અને કાશ્મીરમાં ઇ. સ. ૮૦૦ થી ચાર સૈકા સુધી આ ગ્રંથનો સારો અભ્યાસ થયો દેખાય છે. આ ગ્રંથનો જૂનામાં જૂનો ઉલ્લેખ કાશ્મિરના દરબારના બે પંડિતોના ગ્રંથોમાં જોવામાં આવે છેઃ દામોદરગુપ્તના કુટ્ટિનીમતમા અને આનન્દવર્ધનના ધ્વન્યાલોકમાં.

આ ગ્રંથના કર્તાનું નામ 'માત્રરાજ' છે; તે બીજી રીતે નરેન્દ્રવર્ધનના પુત્ર અનંગહર્ષ તરીકે જાણીતો છે. આ માત્રરાજ તે માઉરાજ કે માયુરાજનું રૂપાન્તર લાગે છે. નામલિંગાનુશાસનની ટીકામાં 'કરદ્રુતિ' શબ્દની વ્યાખ્યા કરતાં સર્વાનન્દ આ નાટકમાંથી એક લીટી આપે છે અને તે માયુરાજના નામે આપે છે. ભોજ અને રામચંદ્ર તેના નાટ્યદર્પણમાં ઉદાત્તરાઘવમાંથી જે ઉદાહરણો આપે છે તે તાપસવત્સરાજના શ્લોકો સાથે શૈલીમાં મળતા છે. ભોજ ઘણુ કરીને ઉદાત્તરાઘવમાંથી નીચેનો શ્લોક ટાંકે છે, તેનો ઉત્તરાર્ધ આપણા નાટકના એક શ્લોકની બરાબર છે

सन्ध्याकान्तिकषायितेन नभसा मत्यक्षसत्त्वं शन-
लीलावेश्मनि दीपरश्मिजटिलं नीलं तमो जृम्भते ।
वेल्लद्दाहुलताविलोलवलयस्वानैरितःसूचित-
व्यापाराः प्रनियोजयन्ति विविधा वाराङ्गना वर्णकान् ॥

(ઉદાત્તરાઘવ)

प्रारब्धो मणिदीपयष्टिषु समं पातः पतङ्गैरितो
गन्धान्धैरभितो मधुव्रतकुलैरुत्पक्ष्मभिः स्थीयते ।
वेल्लद्बाहुलताविलोलवलयस्वानैरितः सूचित-
व्यापाराः प्रतियोजयन्ति विविधा वाराङ्गना वर्णकान् ॥

(તાપસવત્સરાજ)

આ ઉપરથી એવું અનુમાન કરી શકાય કે તાપસવત્સરાજ એ ઉદાત્તરાઘવના કર્તા માયુરાજની કૃતિ હોય.

રાજશેખરે અને ઉદયસુન્દરીના કર્તા સોઢ્ઢલે કરેલા ઉલ્લેખોથી એમ લાગે છે કે તે કલચુરિ વંશનો રાજા હોવો જોઇએ. બીજાઓએ કરેલા તેના ઉલ્લેખો અને અન્ય પ્રમાણોથી તે ઇ. સ. છઠ્ઠા સૈકામા થયો હોય એમ લાગે છે.

તાપસવત્સરાજનું વસ્તુ આ પ્રમાણે છે. ઉદયનરાજા વાસવદત્તાના પ્રેમમાં લીન થયો છે. આ સમયે પાંચાલનો રાજા ચઢી આવે છે; અને વત્સરાજ જ્યારે દૂરના ભાગમા શરદ-આવાસમાં વાસવદત્તા સાથે આનંદ કરતો હતો ત્યારે તેની રાજધાની પાંચાલના હાથમાં

[૧૩] હિંદુ રાજકારણમાંની કેટલીક રીતો અને અનુમાનો વિષે
પ્રો. બિનોયકુમાર સરકાર

[૧૪] વાસુદેવપૂજા વિષે પાણિનિનો પૂરાવો
કે. જી. સુબ્રાહ્મણ્યમ્

કલકત્તા રિવ્યુ. નવેમ્બર, ૧૯૨૬

[૧] ઉપનિષદોમાં આત્મા
કાર્લો ફોર્મીચી

[૨] સર વિલિઅમ નોરીસ (૫)
એચ. દાસ

[૩] 'ઓરાયન'માં વિકસાવેલી કાલમાનવિદ્યા અપ્રતિપાદનીય છે
સીતાનાથ પ્રધાન

ડીસેમ્બર, ૧૯૨૬

[૧] બંગાળાના પુતળારૂપ બે નવાબનાઝિમો
ઇમતિયાઝ મહમ્મદખાન

[૨] સર વિલીઅમની હિંદની જળજાત્રા
એચ. દાસ

[૩] બાઇંટ સ્થાપત્યોમાં પ્રકૃતિ
સી. એમ. બરૂઆ

જાન્યુઆરી, ફેબ્રુઆરી, ૧૯૨૭

[૧] હિંદ અને સીઆમનો કાર્યવહેવાર
એચ. દાસ

[૨] ઇશ્વરનો વેદાંતી ખ્યાલ
મહેન્દ્રનાથ સરકાર

માર્ચ, ૧૯૨૭

[૧] ઇરાની ક્રોમવેલની વાત
જેમ્સ. કારસીડીબક્સ

કવાર્ટલી જર્નલ ઓફ ધી મિથિક સોસાઇટી.

જાન્યુઆરી, ૧૯૩૭

[૧] અગસ્ત્યનો મતવાદ ( cult ) અને ભારતીય સંસ્થાનોની કલાની ઉત્પત્તિ
એ. સી. ગંગુલી

[૨] ગંડારાદિત્ય–એક સંત રાજા
એસ. સોમસુંદર દેસીકર

# શ્રીમદ્ રાજચંદ્ર જ્ઞાનભંડારમાં આવતાં ચોપનીઆંમાંના પુરાતત્ત્વવિષયક લેખોની યાદી

એશિઆ મેજર. વૉ. ૨. ફે. ૩-૪.

કામ્બોડીઆની બે મૂર્તિઓ.

એમ. સ્ટોનર.

ટર્ફનમાથી પ્રાતિમોક્ષનો ચીની અવશેષ

શુન્ગ. સે. કિમ

બુલેટિન ઓફ ધી સ્કુલ ઓફ ઓરીએન્ટલ સ્ટડીઝ, લંડન ઈન્સ્ટીટ્યુશન. વૉ. ૪, ભા. ૨

[૧] ડીવોલ્ટન્સ નોટીસીઆ

અનુવાદકઃ લૉરન્સ લોકહાર્ટ

[૨] લીઓન્ગો ફ્યુમોની સ્વાહીલી ગાથા

એ. વેર્નર

[૩] મલાયા દ્વીપકલ્પની જંગલી ટોળીઓ

પી. શીબેસ્ટા

[૪] અલંકાર વિષેની સંસ્કૃત હસ્તપ્રતો વિષે નોંધ

સુશિલ કુમાર ડે

[૫] જાનકી હરણ, ૧૬

સં એલ. ડી. બાર્નેટ

[૬] નારાયણ ભટ્ટનો અજામિલ-મોક્ષ-પ્રબંધ

વેંકટરામ શર્મા શાસ્ત્રી

[૭] શંકરાચાર્યની એક પ્રાર્થના

એસ. જી. કન્હરે

[૮] વામન પંડિત-પંડિત અને મરાઠી કવિ

એસ. જી. કન્હરે

[૯] ઇન્ડોઆર્યનમાં ભાર દર્શક સ્વર ચિહ્ન

બનારસીદાસ જૈન

જર્નલ ઓફ ઓરીએન્ટલ રિસર્ચ, મદ્રાસ. વૉ. ૧, ભા ૧

[૧] પ્રાચીન ભારતની સંસ્કૃતિના ) ઇતિહાસમાં અભિજ્ઞાન (identity) ના પ્રશ્નો

પ્રો એસ. કુપ્પુસ્વામી શાસ્ત્રી

[૨] સ્વાહા, સ્વધા અને સ્વસ્તિ

ડૉ સી. કુન્હન રાજા

[૨] શ્રી જિનભદ્રગણિ ક્ષમા શ્રમણનો સમય
શ્રી. મોહનલાલ ભગવાનદાસ ઝવેરી

[૩] પવનદૂતનો કર્તા ધોયી
રા. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ

[૪] મહામાત્ય વસ્તુપાલ તેજપાલના બેગમ
શ્રી. જિન વિજય

[૫] એક ઐતિહાસિક શ્રુતપરંપરા અને તેની પરીક્ષા
અ. રસિકલાલ છોટાલાલ પરીખ

ચુ પુ બારોટ
જ્ઞાનભંડારસંરક્ષક

# સાભાર સ્વીકાર

—:o:—

શાહે આલમ
રત્નમણિરાવ ભીમરાવ ગુજરાત સાહિત્ય સભા

વડોદરા રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિ
પુસ્તકાલય સહાયક સહકારી મંડળી 3—૦—૦

જૈન આગમ શબ્દસંગ્રહ
મુનિશ્રી રતનચંદ્રજી ગંધવી ગુલાબચંદ જસરાજ ૩—૮—૦

સત્યવીર શ્રદ્ધાનંદ સૌરાષ્ટ્ર લીમીટેડ ૦—૮—૦
ઝવેરચંદ મેઘાણી

રઢીઆળી રાત ભા. ૩ જો.
ઝવેરચંદ મેઘાણી ,, ૦—૮—૦

છત્રપતિ શિવાજી મહારાજ
ડાહ્યાભાઈ કોઠારી ,, ૦—૧૦—૦

એન્યુઅલ રિપોર્ટ ઑફધી
ધી આર્કીઓલોજીકલ ડીપાર્ટમેન્ટ ગ્વાલીઅર સ્ટેટ
ગ્વાલીઅર સ્ટેટ સં. ૧૯૮૦ —

પ્રેમસ્વરૂપ શ્રીકૃષ્ણ
મો. ની ગોપી ભા. ૨—૦—૦

તરણુમએ તારીખે ફિરસ્તા ભા. ૧—૨
નવલકિશોર પ્રેસ ગ્રંથમાલ પુસ્તકાલય.

મેન. જાનેવારી, ૧૯૨૭

[૧] છાલવસ્ત્રોની ગારો બનાવટ.

જી. એસ. વેકર.

ફેબ્રુઆરી, ૧૯૨૭

મેગોલવાદ અને મેગોલી લક્ષણો.

જી. ફ્રેન. બોનીન.

ઇન્ડિયન એન્ટીકવરી. ઓકટોબર, ૧૯૨૬.

[૧] પાણિનિ અને પ્રાતિશાખ્યોનું સાપેક્ષ કાલનિર્ણયવિવરણ ( relative chronology. )

એ. હેન્રીસ સ્કોલ્ડ.

[૨] મરગઝી ઉત્સવ માટે બે તામિલ સ્તોત્રો.

એ. બટરવર્થ અને પ્રો. એસ. કૃષ્ણસ્વામી આયંગર.

[૩] રગુનમાના શ્વે ડગોન દેવાલયના મહાઘંટની શોધ.

સર. આર. સી. ટેમ્પલ.

[૪] મદુરાની રાણી મિનાક્ષી વિષે એક નોંધ.

એ. એસ. રામનાથ આય્યર.

[૫] ઉત્તરહિંદનાં લગ્નગીતો.

સ્વ. ડૉ. ડબલ્યુ ક્રૂક.

પૂર્તિ,

પ્રાચીન અને મધ્યકાલીન ભૌગોલિક કોશ.

પૃ. ૨૪૭–૨૫૪. નંદલાલ ડે.

નવેમ્બર, ૧૯૨૬

[૧] વૈદિક અધ્યયનો.

એ. વેંકટ સુબ્બીઆ.

[૨] મુંબઇ શહેરની વસ્તી

એસ. એમ. એડવર્ડ્ઝ.

પૂર્તિ,

પૌરસ્ત્ય સમુદ્રોમાંના ચાંચીઆપણા વિષે નોંધો.

સ્વ. એસ ચાર્લ્સ હીલ.

ડીસેમ્બર, ૧૯૨૬

[૧] દક્ષિણ હિંદમાં સેંટ થોમસ.

ટી. કે. જોસફ.

[૨] વાકટક પૃથિવિસેનનો પટાવત (feudatory) વ્યાઘ્ર.

પ્રો. એસ. કૃષ્ણસ્વામી આયંગર

# લેખાનુક્રમ




મુદ્રણસ્થાન 'વસંત' મુદ્રણાલય
મુદ્રક જીવનલાલ ઈશ્વરલાલ મહેતા
ઘીકાંટા રોડ અમદાવાદ

[૪] ભગવદ્ગીતાનો ઉપોદ્ઘાત
એમ. ઇ. સેનાર્ટ

[૫] મધુસૂદનનું राज्ञां प्रतिबोधः
એસ. એન. તાડપત્રીકર

[૬] નામદેવ પહેલાનું ઐતિહાસિક સ્થાન
પં. પાંડુરંગ શર્મા

[૭] શકાર વિષે અભિનવગુપ્ત
એચ. આર. દીપેકર

ધી ઇન્ડીઅન હિસ્ટોરિકલ ક્વાર્ટરલી. વો. ૨, અં. ૪

[૧] હિંદી-ચીનમાં બૌદ્ધધર્મના ઇતિહાસની રૂપરેખા
પ્રો. એલ ફીનોટ

[૨] બાભણી રાજ્યનો વહીવટ
જોગીન્દ્રનાથ ચૌધરી

[૩] બૌદ્ધસાહિત્યમાં જૈન ઉલ્લેખો
કામતાપ્રસાદ જૈન

[૪] પુરાણા શબ્દો અને નવી ઇચ્છાશક્તિ
શ્રીમતિ સી. એ. એફ. ર્હીઝ ડેવીડ્ઝ

[૫] રસાતલ
નંદલાલ ડે

[૬] પતંજલિ
ડા. પ્રભાતચંદ્ર ચક્રવર્તી

[૭] ગીતાસાહિત્ય અને બ્રહ્મવિદ્યા સાથેનો એનો સંબંધ
લે. ઉમેશચંદ્ર ભટાચાર્ય

[૮] હિંદબહારનું ભારતીય વાઙ્મય
પ્રભાતકુમાર મુકરજી

[૯] બેદનોરનો ઘેરો, ૧૭૮૩
સુરથચંદ્ર એમ. ગુપ્તા

[૧૦] ધર્મતત્ત્વ
જે. એન. સી. ગંગુલી

[૧૧] અશોકની પછીના સ્થાપત્યમાં કલાવિષયક રસ
એન. કે તરફદાર.

[૧૨] ગુરુ ગોવિંદસિંહનાં પૂર્વકાલીન સાહસો
ઇંદુભૂષણ બેનર્જી

અર્થ જણાયો નહિ ' આ ઉપરથી હઝરત મખ્દૂમે એમની બુદ્ધિ અને ડહાપણનો કયાસ કરીને એમના ઉપર વિશેષ ધ્યાન આપ્યુ અને કેટલાક સમય પછી એમણે એમને પોતાના પ્રતિનિધિત્વ (ખલીફાત)નો તાજ પહેરાવ્યો અને હુકમ કર્યો કે સોરઠના ઇલાકામા જાઓ અને લોકોને ઉપદેશ કરો

મુહમ્મદશાહ તઘલકના જમાનામા 'તગી' નામના ગુલામે ગુજરાતમા બળવો કર્યો પરતુ શાહી ફોજે એને હાર ખવરાવી એ નાઠો અને (સિધમા) ઠઠ્ઠામા આવી ત્યાના જામને આશરે ભરાયો સુલતાન મુહમ્મદે એક મોટી ફોજ સાથે જઇને ત્યા ઘેરો ઘાલ્યો પરતુ અણીના અવસરે બાદશાહ આ ફાની દુનિયા છોડી ચાલ્યો ગયો અને ફિરોજશાહ તઘલક એની ગાદીએ આવ્યો એણે આ વખતે તો વખત વિચારી ઘેરો ઉઠાવી લીધો અને દિલ્હી પાછો આવ્યો પરતુ કેટલીક મુદત પછી (?) હિ ૭૬૩ ની સાલમા ઠઠ્ઠાને ફરી ઘેરો ઘાલ્યો પરતુ ખોરાકીની તાણ પડવાથી તેમ જ મહામારી ફાટી નીકળવાથી ફોજનો મોટો ભાગ નકામો થઇ પડ્યો આમ ફોજી તૈયારી કરવાની ગરજ પડવાથી એ ગુજરાત પાછો ચાલ્યો આવ્યો અને બીજે વર્ષે એક મોટી ફોજ લઇને એણે ફરી ઠઠ્ઠાને ઘેરો ઘાલ્યો બન્ને પક્ષના ઘણા માણસો માર્યા ગયા અને ઘેરો ઘણો લબાયો ખુદ ફિરોજશાહની ફોજ પણ તગ આવી ગઇ હતી અને ખાધાખોરાકી પૂરી પડવાથી ઠઠ્ઠાના લોકો પણ બેહદ ભયભીત થઇ ગયા હતા આ કારણથી ઠઠ્ઠાવાળાઓએ હઝરત મખ્દૂમને સદેશો મોકલ્યો કે 'અમારા જાનમાલની સલામતીની શરતે અમે રાજીખુશીથી શરણે જઇશુ આપ વચ્ચે પડીને સુલેહ કરાવી દો ' હઝરત મખ્દૂમે એ પ્રમાણે સુલેહ કરાવી આપી હઝરત સુલ્તાન સાથે હઝરત મખ્દૂમની આ પહેલી મુલાકાત છે આ પ્રસગ હિ ૭૬૪નો છે

---

૩ અફસોસની વાત છે કે કોઇ ઇતિહાસમા ઠઠ્ઠાના ઘેરાની સન મળતી નથી સરાજ અફીફ આ જમાનાના સમકાલીન ઇતિહાસકાર છે એમણે પોતાના 'તારીખે ફિરોઝશાહી' નામના ગ્રથમા ફિરોઝશાહની સલ્તનતના બનાવો ઘણી વિગતવાર નોધ્યા છે આ ગ્રથમા આ ભલા માણસે પણ કેવળ થોડી જ સાલો છેવટે આપી છે ગમે તેમ ઘણા ઇતિહાસકારો આ વાત વિષે એકમત છે કે ફિરોઝશાહ હિ ૭૬૨ મા બગાળાથી દિલ્હી પાછો આવ્યો અને નગરકોટને ઘેરો ઘાલ્યો તબકાતે અકબરીએ આ સનની સાથે રજબ મહીનાનો પણ ઉલ્લેખ કર્યો છે ઘણો સભવ છે કે આ જ સાલમા એણે નગરકોટને ઘેરો ઘાલી તેને ફતેહ કરી લીધો હોય આ પ્રમાણે નગરકોટની ફતેહ હિ ૭૬૨ ની સાલમા ગણાય આની પછી એ સિધને ઘેરો ઘાલવા ગયો એટલે યા તો એ આ જ સાલમા સિધ પહોચી ગયો યા તો હિ ૭૬૩ ની સાલમા ત્યા પહોચ્યો હુ હિ ૭૬૩ ની સાલને વજન આપવા જેવી ગણુ છુ કારણ કે એ જમાનાની અવરજવરની તકલીફો ધ્યાનમા લેતા આવડી મોટી ફોજને લઇને એ ૭ મહીનામા દિલ્હીથી નગરકોટને ઘેરો ઘાલે અને ઝુલહિજ્જના મહીનામા ફતેહ કરીને દિલ્હી પાછો આવીને ફરી સિધ પણ પહોચી જાય એ માની શકાતુ નથી આથી કરીને મને વિશ્વાસ છે કે એ સન હિ ૭૬૩ ની હશે પછી બાદશાહ ગુજરાત ચાલ્યો આવ્યો અને એક વર્ષની તૈયારી પછી ફરી ઠઠ્ઠા પહોચ્યો અને ફતેહમદ થયો આ રીતે ઠઠ્ઠાની ફતેહ હિ ૭૬૪ મા થઇ

[૩] 'સીદી ઉપર' અથવા દુર્યોધનની બેધ્યાનતા
કે. દેવનાથાચાર

[૪] મુંડકોપનિષદ્
ડી. વેંકટરામીઆ

[૫] પ્રાચીન ભારતમાં કલા
એમ. વ્યાસ રાવ

[૬] પક્ષીઓ વિષેની દંતકથાઓનાં અધ્યયનો (૧૩, ૧૪)
શરચ્ચંદ્ર મિત્ર

ઇન્ડીઅન રિવ્યુ. મે, ૧૯૨૬
[૧] દીવાહીલ લોકોનાં કેટલાંક પ્રેમગીતો
ધીરેન્દ્રનાથ મજમુદાર

નવેમ્બર, ૧૯૨૬,
[૧] પ્રાચીન ભારતીય ઇતિહાસનાં સાહિત્યવિષયક મૂળસ્થાનો
કે. કલ્યાણ રામન
[૨] બૌદ્ધસાહિત્યમાં સ્ત્રીકેળવણી
વિમલચૂર્ણ લો

મોડર્ન રિવ્યુ. ફેબ્રુઆરી, ૧૯૨૭
[૧] અફઘાનિસ્તાનમાંના બૌદ્ધ અવશેષો
રણજીત પંડિત

માર્ચ, ૧૯૨૭
[૧] સાંખ્ય તત્ત્વજ્ઞાનનું ઇશ્વરવાદી નિરૂપણ
પ્રો. અભયકુમાર મજુમદાર

નાગર પ્રચારિણી પત્રિકા. ભા. ૭, અં ૩.
[૧] મહાકવિ મયૂર
પં. કેદારનાથ
[૨] હસ્તલિખિત પ્રાચીન હિંદી પુસ્તકોની શોધનો ત્રૈવાર્ષિક અહેવાલ
રા બા. હીરાલાલજી
[૩] માતૃગુપ્ત
પં. શિવદત્તશર્મા
[૪] ભારતવર્ષનાં પ્રાચીન સંસ્થાનો
રઘુવીર
[૫] મંત્રબિંબ
મોલવી મુહમ્મદ યુસફખાં

જૈન સાહિત્ય સંશોધક. ખંડ ૩ અં. ૧
[૧] શ્રી જિનપ્રભસૂરિ કૃત ફારસી ભાષામાં ઋષભદેવ સ્તવન
શ્રી. જિનવિજય

એક પ્રેક્ષક તરીકે એમાં શામિલ થઇ ગયા. એમની સાથે એમના શિષ્યો અને શ્રદ્ધાવાળાએનો પણ એક સમૂહ હતો. એ પણ આમાં શામિલ થઇ ગયો. આ ફોજનો અમલદાર મલેક ઇઝાલુદ્દીન બિન ઇબરામશાહ હતો. આ નાની ફોજે દિલ્હીથી ઉપડી માંગરોળ તરફ કુચ કરી. રાજાએ સુલેહ કરવા કરતાં યુદ્ધ કરવું વધારે પસંદ કર્યું. બન્ને લશ્કરોનો મુકાબલો થયો. રાજા માર્યો ગયો. અને મુસલમાનો પુરી ફતેહ થઇ. ફતેહની યાદગીરીમાં ત્યાં જામે મસજીદનો પાયો નાંખવામાં આવ્યો, જે ત્યાંના શિલાલેખ ઉપરથી સુપ્રસિદ્ધ છે એ પ્રમાણે હિ. ૭૮૫ ની સાલમા પૂર્ણ થઇ.[૭]

સૈયદ સિકંદર મસઊદે આ સ્થળે મુકામ કર્યો. અને એમના આ કામના ખર્ચ ખુટણ માટે સુલ્તાન તરફથી એક ગામ એનાયત કરવામાં આવ્યું. એનું નામ દેવલપુર હતું તે બદલીને મખદુમપુર રાખવામાં આવ્યું. સૈયદ ૭૫ વર્ષનું આયુષ્ય ભોગવીને હિ. ૮૨૫ માં અમર મુલકને પંથે પડયા.

એમને બે ફરઝન્દ હતાં. સૈયદ આદમ અને સૈયદ રાજૂ. આમાંથી આ ફોટામાંના લખાણથી જાહેર થાય છે એ પ્રમાણે સૈયદ આદમ ગાદીએ આવ્યા. એમના અવસાન બાદ રૂકનુદ્દીન ઉર્ફે સૈયદ રાજુને ખિલાફત મળી. અને આ વખતે છાપવામાં આવ્યો છે તે ફોટો આ જ સૈયદ રૂકનુદ્દીનના પત્રનો છે.

બીજો પત્ર હઝરત શાહે આલમનો છે અને એ સૈયદ રૂકનુદ્દીનના પત્રના જવાબમાં છે. હઝરત શાહે આલમના પિતા તે સુવિખ્યાત સંત કુત્બે આલમ. એ સૈયદ નાસિરૂદ્દીન ના ફરઝન્દ હતા, જે સૈયદ જલાલુદ્દીન મખદૂમે જહાનીઆંજહાંગશ્તના બેટા થાય. હઝરત કુત્બે આલમ સુલ્તાન મુઝફ્ફર પહેલાના જમાનામાં પાટણ પધાર્યા. એમનું અસલ વતન ઉછ (સિંધ) છે. એમનું કુટુંબનું નામ અબુમુહમ્મદ હતું અને બ્હાલનું નામ અબ્દુલ્લા હતું. એમની અટક બુરહાનુદ્દીન હતી અને મશહૂર છે એ કુત્બે આલમના નામથી.

---

માલૂમ પડે છે કે બન્ને સ્થળોના રાજાઓએ મુહમ્મદ તઘલક, જેણે એમનાં ઉપર જીત મેળવી હતી તેના અવસાન પછી આપમુખ્તિયાર બની બેસી ખંડણી આપવી બંધ કરી હતી. આ માટે આ બન્ને ઉપર ચઢાઇ કરવાની જરૂર પડી.

૭. આ લખાણથી જણાય છે કે સૈયદ સિકંદર દિલ્હી થઇને ખુશ્કી રસ્તે માંગરોળ પહોંચ્યા; માંગરોળમાં લોકવાયકા છે એ પ્રમાણે ઉછથી બારોબાર દરીઆઇ માર્ગે નહિ. આ જ પ્રમાણે, એ હઝરત કોઇ જાનના બહાને 'સુસજ્જ સિપાઇઓ સાથે પાલખીમાં બેસી કિલ્લામાં પેસી ગયા હતા એ વાત પણ સત્યથી વેગળી જણાય છે. ઉચ્ચ ગામી ઓલીયાઓ આવા તિરસ્કરણીય દુન્યાવી સાધનોનો ઉપયોગ કરે એ અસંભવનીય છે. ખરી વાત આમ છેઃ-અવિચારી લોકોએ અન્ય કોઇના પ્રસંગો એમના નામ ઉપર ચઢાવી દીધા છે. દિવાન રણછોડજીના ' તારીખે સોરઠ ' નામના ગ્રંથમાં વસ્તુતઃ મૌજૂદ છે એ પ્રમાણે મરાઠાઓના અમલ દરમિયાન જ્યારે માંગરોળ એમને કબ્જે હતું ત્યારે માંગરોળનાં અમીરો આવું છળકપટ કરીને ત્યાં પેસી ગયા હતા અને પોતાનો કબ્જો કરી લીધો હતો.




પુસ્તક ૫મું ] આષાઢ, ૧૯૮૩ [ અંક ૩




સંપાદક અને પ્રકાશકઃ રસિકલાલ છોટાલાલ પરીખ
ગુજરાત પુરાતત્ત્વ મંદિર, અમદાવાદ
વાર્ષિક લવાજમ રૂ. ૫, પોસ્ટેજ આઠ આના; છૂટક અંકની કિંમત રૂ. ૧-૮-૦, પોસ્ટેજ જુદું

સુલ્તાન એમની ઘણી અદબ રાખતો હતો. અને એમની આજ્ઞાએ ઉતાવળી એ પોતાની ફરજ સમજતો હતો. એમના પ્રતિનિધિઓ ગુજરાતમાં ઘણા છે. એમના ચમત્કારો લોકોમાં ઘણા પ્રખ્યાત છે. એ શાહી ઠાઠમાઠથી રહેતા હતા અને ઘણું કરીને આને લીધે શેખ મુહદ્દિસ દહેલવીએ વસ્તુતઃ એમના ચમત્કારો અને ઉચ્ચ સંસ્થાનો એકરાર કરતાં છતાં લખ્યું છે કે[12] "ઘણી વખત એ રેશમી લેબાસ પહેરતા. અને મલામતીઆ[13] પંથ પ્રમાણે વર્તતા." મારા ખ્યાલ પ્રમાણે એ ખિલાફત દર અંજુમનના[14] પંથે ચાલતા હતા અને આ જ સબબથી દુન્યાવી ઠાઠમાઠ આત્મિક સાધનાની આડે ન આવી શક્યો.

સૈયદ રૂકનુદ્દીનના પત્રનો સાર નીચે મુજબ છે:—

"લાંબો સમય થયાં આ સેવક આ વાતની દિલમાં આરઝુ રાખતો હતો કે આપ જેવા જ્ઞાની મુરશિદની બરકત દેનારી ખિદમતમાં હાજર થઈને આપના ઉમદા કદમો ચુમું. પરંતુ બદકિસ્મતીને લીધે આ જ દિન સુધી દુનીઆના વહેવારોમાં અને પાપકર્મોમાં હું એવી રીતે ડુબેલો રહ્યો છું કે પરમ તેજોમય એવા આપ નામદારની જાત્રા કરીને ઉન્નત નથી થઇ શક્યો. આ વાતનો દિલને બેહદ ખટકો છે. જો આપ પવિત્ર નામદાર આ તરફ કૃપા કરો અને પરવાનગી આપો તો હાજર થઈને ઉન્નતિ પ્રાપ્ત કરૂં. બીજી વિનંતી આ છે કે મારા દાદા સૈયદ સિકંદર મુહમ્મદને આપના પરદાદા હઝરત મખદૂમ જહાનીઆંએ સોરઠમાં વસવાટ કરવાનો હુકમ આપ્યો હતો. અને એમણે એ પ્રમાણે એક હુકમની બરદાશ્ત કરીને લોકસેવામાં પોતાનું આયુષ્ય ગાળ્યું. એ પછી મારા મર્હુમ પિતાએ એમને પગલે ચાલી એ ખિદમત અદા કરતા રહ્યા. મારા પિતાના અવસાન બાદ એ કાર્ય જારી રાખવા આ રંક સેવક તૈયાર થયો. પરંતુ મુશ્કેલીઓ એવા પ્રમાણમાં સામે આવી ઉભી છે કે આગળ કદમ ભરવાનું મુશ્કેલ થઇ ગયું છે. ખાસ કરીને ગઢ ગિરનારના રાજા અને વર્તમાન હાકેમો એટલા પ્રમાણમાં મુસલમાનોની વિરૂદ્ધ છે કે હવે આ સ્થળે વસવું મુશ્કેલ થઇ પડ્યું છે. આ વખત મદદનો છે. આથી કરીને આપ દુઆ ફરમાવો કે ખુદા અમારી મુશ્કેલીઓ દફા કરે અને મદદ કરીને અમને આ ઝુલમમાંથી બચાવે."

હઝરત શાહે આલમના જવાબનો સારાંશ નીચે મુજબ છે:—

---

૧૨. મૂળ ફારસી વાક્યો આ મુજબ છે:

બાઝ અવકાત લિબાસે હરીર મી પોશીદ વ બર મશરબે મલામતીઆ મી રફત.

૧૩. કેટલાક સંતો લોકોના ત્રાસથી બચવા જે તિરસ્કાર ઉત્પન્ન કરે એવા વેશ કે રીત રાખે છે તેને મલામતીઆ (ઠપકાપાત્ર) પંથના કહે છે. —ચું.

૧૪. સુફીઓની એક કક્ષાનું વા સાધનાનું આ નામ છે. ખિલવત દર અંજુમન એટલે (શબ્દશઃ) સભામાં એકાંત. હઝારો લોકોની વચ્ચે અને ઠાઠમાઠથી રહેતાં છતાં મન ઇશ્વરના ધ્યાનમાં લીન રાખવું એ આ સાધનાનું રહસ્ય છે. —ચું.

सत्यं परं धीमहि

# 卐 પુરાતત્ત્વ 卐

પુસ્તક ૫,મુ ] આષાઢ, ૧૯૮૩ [ અંક ૩

## અગત્યના બે ઐતિહાસિક પત્રો*



[ મો૦ સૈયદ અબુઝફર નદવી ]

૧

( अ )

આ વખતે બે પવિત્ર પુરુષોના પત્રોના ફોટા પ્રકાશિત કરવામા આવે છે, જે ઐતિહાસિક દૃષ્ટિએ પણ મુલ્યવાન છે. આ બન્ને મહાપુરુષો પોતપોતાના કાળના અદ્વિતીય પુરુષો હતા આમાનો પહેલો પત્ર સૈયદ રૂકનુદ્દીન ઉર્ફે સૈયદ રાજૂ બિન સૈયદ આદમ બિન સૈયદ સિકંદરનો છે. એમની વંશપરંપરા હઝરત મુસા કાઝિમ ( પરમેશ્વર એમના ઉપર હમેશા રાજી રહો ) સુધી પહોચે છે[1] પોતે તો શુદ્ધ માગરોળી (કાઠીઆવાડી) હતા પરંતુ એમના કીર્તિમાન વડુઆ નામે સૈયદ સિકંદર બિન મસઊદ હુસૈનીનું અસલ વતન તરમિઝ (તુર્કસ્તાનમા) હતું. એઓ નાની ઉમરમા ઉછ (સિંધ) ખાતે રહેતા હઝરત જમાલુદ્દીન મખદુમ જહાનીઆઁ જહાઁગસ્તની ખિદમતમા હાઝર થયા હતા અને સામાન્ય શિષ્યોની જેમ ગુરુકૃપા મેળવતા હતા કેટલાક કાળ પછી હઝરત મખદૂમને માલૂમ પડ્યુ કે એઓ ઉંચા સૈયદવંશના નબીરા છે ત્યારથી એમણે સૈયદોની અદબને અનુસરી સૈયદ સિકંદરની (પરમેશ્વર એમના ઉપર રહેમ નજર રાખે)[2] પાસે ખિદમત કરાવવી છોડી દીધી. જ્યારે એવો સવાલ કરવામા આવ્યો કે 'તમે તમારૂ સૈયદવંશીપણુ કેમ છુપું રાખ્યુ ?' ત્યારે એમણે જવાબ આપ્યો કે તાલીમ હાસિલ કરવામા સૈયદપણું જાહેર કરવાનો મને કંઇ

*અનુવાદક ચુનીલાલ પુરુષોત્તમદાસ બારોટ.

૧. તઝકેરતુલ અન્સાબમાં એમનુ વંશવૃક્ષ આ પ્રમાણે લખેલુ છેઃ—મખદૂમ સૈયદ સિકંદર બિન મસઊદ બિન ઉમર બિન કાસિમ બિન શાહજી બિન અલી બિન મુસા બિન અલી બિન હસન બિન અલી બિન ઇબ્રાહીમ બિન મૂસા કાઝિમ

૨. આ અથવા ઉપર કૌંસમા આપેલુ વાક્ય વારંવારે આવતા ઔલીઆઓના દરેક નામની પાછળ સમજી લેવું.—ચુ.

જુનાગઢ કદી નાજા કૈવગાર બિન જયસીંઘ વ દીવાનશ મીર તગ (મીર ક્ષય) નાગર તાબે ઇકામત નઆવુર્દા બ પનાહે કિલા દર સવત ૧૪૭૮ વિક્રમ સલામત મા દ દ અમ્મા અઝનાવુરે બહાદરાન અજ્તે તયખી ને માન્ત શહર યાગત શુ ચે દર શહર વ ચે દર પરગનાજાત જા બજા સૈયદ કાસિમ વ સૈયદ અબુલખૈર કે જાયે તહસીલે ઝરે સલામી થાના ગુઝાશ્તા ખુદ મસલમાનોરા જાગીર દાદ આબાદાન સાખ્ત[૧૯] (પૃ ૪૮ લેખકના હાથની હસ્તલિખિત પ્રત)

મીરાતે અહમદીમા પણ આ જ પ્રમાણે લખ્યુ છે —

અમ્મા કિલે જૂનાગઢના કે કરીબદામન કોહે ગિરનાર વાકા અસ્ત બદસ્તે સુલ્તાન ઉસ્તાદ ઝમીંદારાને મો ર મુતીમ વ મુનકાદ ગસ્તા પેશકશ કબુલ નમુદન્દ[૨૦] પૃ ૫૧

સુલ્તાન અહમદની પછી ગુજરાત કમઝોર હાથોમા હોવાને લીધે કાઇ બદોબસ્ત રહ્યા નહિ અને ખાન જગીના હાથે ત્યા ગેરવહીવટ રેલાઇ ગયો ગિરનારનો રાજા આ ગેરવહિવટનો લાભ લઇને ખુદમુખ્તિયાર બની બેઠો અને શાહી વસુલાતો ખાન જવા માડયો મહમુદ બેગડાએ રાજ્યની લગામ હાથમા લીધી ત્યારે ગિરનારનો રાજા મુહમ્મદ તઘલકની પહેલા હતો એ જ પ્રમાણે ખુદમુખ્તિયાર હતો આ વખતે ત્યા રાજા માડલિક રાજ્ય કરતો હતો ગિરનાર ઉપર રાજા માડલિકના ચોગસમા વશનો લગભગ હજાર વર્ષથી કબ્જો ચાલ્યો આવતો હતો[૨૧] રાજા માડલિક આ વશનો છેલ્લો રાજા હતો અને દુનીયામા છેલ્લા તાજદારોના જે હાલ હોય છે એજ રાજા માડલિકના હતા મોગલ સલ્તનતના આખેરી બાદશાહોની જેમ આ પણ ઇતિહાસના સામાન્ય પુસ્તકોમા મશહૂર રીતે લખેલુ છે એ મુજબ મોટલો અને ઐશઆરામ ગતતો એના રાજ્યમા વિશળ નામનો એક વાણીઓ હતો તેની સ્ત્રી મનમોહના ખુબસુરત હતી આ ખબર રાજાને મળ્યા ત્યારે એણે એને પોતાના મહેલે બોલાવી અને ત્યા જ ... ત રાખી આ પ્રમાણે જૂનાગઢ છ લાના મોર નામના ગામમા 'નાગી નાગ્ણ' નામની એક ખુબસુરત ઓરત રહેતી હતી એની કીર્તિ સાભળીને રાજા શિકારને બહાને તે તરફ રવાના થયો રાજા એને ઘેર પહેચ્યો ત્યારે એ એને મહેમાન માનીને માન આપવા ઉઠી

---

૧૯ બાદશાહ અહમદ ગુજરાતીએ ઇસ્લામના ઇજ્જત ખાતર જુનાગઢનો નાશ કરવા ચઢાઇ કરી ત્યારે જયસિંહનો પુત્ર રાજા બેગાર અને એનો વજીર મીર તગ (મીર ક્ષય) નાગર શરણે ન આવતા વિ સ ૧૪૭૦ ની સાલમા પોતાના રક્ષણ માટે ગિરનારના કિલ્લામા ભરાયા અને સલામત રહ્યા પરતુ સૈનિકોના માગથી કોઠો મ મ્યુને શ ણ ક્યા શહેર લુટાયુ શુ શહેરમા કે શુ પરગણાઓમા ઠેર ઠેર સૈયદ કાસિમ અને સૈયદ અબુલખૈર, જેમણે સલામીના નાણા વસુલ કરવા માટે થાણા નાખ્યા હતા તેમણે મુસલમાનોને જાગીરો આપી અને આબાદ કર્યા

૨૦ પરતુ જુનાગઢનો કિલ્લો જે ગિરનાર પર્વતને પડખે આવેલો છે તે સુલ્તાનના કબજામા આવ્યો સોરઠના જમીનદારો શરણે આવ્યા અને સલામી ભરવા કબુલ કર્યા

૨૧ મીરાતે સિકદરી પૃ ૮૧

સૈયદ સિકંદર બિન મસઊદનો શુભ જન્મ હિ. ૭૫૦ માં થયો.[૪] અને નાની ઉમરમાં એ ઉચ્છ મુકામે હઝરત મખ્દૂમ જહાનીઆઁની ખિદમતમાં હાઝર થઇ ગયા અને ઘણું ખરૂં આ જ કારણથી એમને એમની માતા બીબી મરીઅમના હાથમાં સોંપવામાં આવ્યા. આ ઉપરથી કયાસ કરવામાં આવે છે કે હઝરત મખ્દૂમને સુલ્તાનની પહેલી મુલાકાત થઇ—હિ. ૭૬૪ માં—ત્યારે એ એ પ્રસંગ પર માજૂદ હશે. અને એમની ઉમર એ વખતે ૧૩–૧૪ વર્ષ સુધીની હશે. જ્યારે એમની ઉમર ૧૯–૨૦ વર્ષની થઇ ત્યારે હઝરત મખ્દૂમે પોતાના પ્રતિનિધિત્વનો ઝબ્બો એનાયત કરીને એમને સોરઠ દેશમાં આવેલા માંગરોળ નામના કસ્બામાં લોકોપદેશ અર્થે વસવાટ કરવા મોકલ્યા. અને ફિરોઝશાહ તઘલક, જે એમના શ્રદ્ધાળુ મુરીદ હતા તેમને એમને માટે સિફારશ કરી. એ પ્રમાણે ઉચ્છથી પહેલા એ દિલ્હી પધાર્યા અને ફિરોઝશાહ તઘલકની મુલાકાત લીધી. એણે એમનો ઘણા માનએકરામથી સત્કાર કર્યો અને હરેક પ્રકારે એમની અદબ કરી.[૫] આ જ દિવસોમાં અર્થાત્ હિ. ૭૭૦ માં એક ફોજ માંગરોળના રાજા કુંવરપાલને સજા[૬] કરવા માટે જતી હતી. સૈયદ પણ

---

૪. રિયાઝુલ ઔલીઆ. હાલાતે સૈયદ સિકંદર મસઊદ.

૫. તારીખુલ ઓલીઆ, પૃ. ૩૪૦.

૬. મેં 'સજા' શબ્દ એ માટે લખ્યો છે કે આ લડાઇનો કોઇ ઇતિહાસમાં ઉલ્લેખ નથી. અને ફોજકશી કરવી પડી હોય એવું કાંઇ તકરારનું કારણ જાહેર નથી. અનુમાન એવું છે કે આની પહેલાં મુહમ્મદ તઘલકે જૂનાગઢ જીતી લીધું હતું અને એની આસપાસનો પ્રદેશ તથા કિનારાનો મુલક એના તાબામાં હતાં. આમાં માગરોળના રાજા પણ હતા. માગરોળ બંદર હોવાથી હમેશાં એ જુદા જુદા ધર્મના વેપારીઓનું રહેઠાણ રહેતું. માલૂમ પડે છે કે મુસલમાન વેપારીઓ અને રાજાનો સંબંધ સારો રહ્યો નહોતો. અને એથી કરીને મુસલમાનોના જાનમાલના રક્ષણ માટે એક નાની ફોજ મોકલવી પડી. આ નાની ફોજનો ઇતિહાસના ગ્રંથોમાં કાંઇ ઉલ્લેખ નથી; છતાં જામે મસજીદની એક બાજુ ઉપરનો વિજયલેખ જે હાલમાં ઝોરવાડની મસજીદમાં લગાવેલો છે તેના ઉપરથી એની વાસ્તવિકતાની સાબીતી મળે છે. આ પ્રમાણે ઇઝઝુદ્દીન એક અપ્રસિદ્ધ અમલદાર છે. અલબત્ત, ઝયાબર્નીએ ફિરોજશાહના ઉમરાવોની એક યાદી આપેલી છે તેમાં એક અમીરનું નામ મલિક ઇઝઝુદ્દીન છે. કદાચ એ આ જ હોય. જામે મસજીદના શિલાલેખ પ્રમાણે એના બાપનું નામ આરામશાહ હોવાનું જણાય છે. આ ઉપરાંત આ શખ્સ સંબંધી વિશેષ કાંઈ માલૂમ પડતું નથી.

૭. દિવાન રણછોડજી પોતાના 'તારીખે સોરઠ' નામના ગ્રંથમાં લખે છે કે ફોજના બે ભાગ થયા. એક ઇઝઝુદ્દીનની સરદારી તળે, જેણે માંગરોળમાં જઇને લડાઇ કરી; અને બીજો શમ્સખાઁની સરદારી તળે જેણે જૂનાગઢને ઘેરો ઘાલ્યો. અસલ લખાણ આ પ્રમાણે છે. "શમ્સખાઁ બકરમાને ફિરોઝશાહ દર જૂનાગઢ બચન્દક જંગો જદ્દલ ફતહ સાખ્તા. રાજા ખેંગાર બપનાહે કોહે ગિરનાર જાન બસલામત બુર્દ વ શહેર તારાજ રફત." આ પ્રમાણે માંગરોળ સંબંધી પણ લખે છે (પૃ. ૪૮ હસ્તલિખિત). આ બયાનથી 'એવું'

ખુદાવંદી શુદા સિરેં ઇલાહે અસારિખરા બખ્તે દિલ તર મી કુનદ વ નીલુફર મિસાલ દર અશ્ક દીદા ધોતા મી ખુરદ. વ દકૈમુલ અવકાત બ તઝર્ઇ વ ઇબ્તિહા અઝ હઝરતે ઝુલ જલાલ વ મુસબ્બેબુલ અસબાબ મસાઅલત મી નુમાયદ. યા રબ્બુલ આલમીં–નએમતે મુલાકાત શાહે અદીમુલ મિસાલ કરીમુલ ખિસાલ અલા અહસને હાલ ઇનાયત ફરમાય બે મન નેહી વ કમાલ કરમેહી. ઇશ્તિઆક પાયેબોસ અઝ હદ્દે વાયતરા અગર હર્ફે નવીસમ ઝ ઇશ્તેઆકત કલમ દર શર્હે ઑ આજિઝ બે માનદ. બે ઇઝઝ તિલ્લાહે વ જલાલે હી. ઉમ્ર ખેશ બમનહા બુરદમ વ મી બરમ. બનોએ શર્ફે પાયે બોસ વ આસ્તાના બોસી મુશર્રફ શવમ વ ખાકે આસ્તાના દરદ દીદએ જહૉબીઁ સુર્મા કુનમ. વ શરાઅતે બંદગી બજા આરમ. હમદર્રી આરઝૂએ ઉમ્રે રવદ. બર હયાતે આલમે ધદ્દાર ચે એતમાદ. તરસમ કે ફુરસત વફા ન કુનદ. વ બતમન્નાએ મઝકૂર ન રસમ. બજેહત ઇ ં માના બંદા દર તફકકુર મી જોશદ વ દર ખુદ મી ખુરોશદ. વ બઅઝીમત મી કોશદ. વ બસા અહેતમામ દારદ. અસદ હઝાર નયાઝમંદી દર દાયરહએ ખિદમતગારૉ બાર યાબદ બ વાસ્તએ કેદુલમા અશદો મીન કેદિલ હદીદે મોયસ્સર નમી શવદ. અલ અબ્દો યુદબ્બેરો વલલાહો યુકદ્દેરો. હર વક્ત કે એનાયત અબ્દી વ અસાઅદત સરમદી ખાહદ બૂદ વ બખ્તે આવરી ખાહદ કર્દ શાહઝાદા સકલૈંન બ જાનિબે ખિદમત ઇજન ખાહદ ફરમુદ. તાલિબ બ મતલુબ આહદ આવુર્દ. અજ-સીબ યુસીબા બેત ખાહમ કે બે પરમ બ સુએ વસલત. લયકીન ચે કુનમ કે પર ન દારમ. ચંદ કર્રત બંદા ખારત બ મુવાઝનઅ ખુદ બહઝરત શાહઝાદે કૌનૈન અરીઝએ નિયાઝમંદી વ શિકસ્તગી બાઝ નુમાયદ ફિક્ર........મુઝાહિમ વકતે મન શુદન્દ વ અકલ બ ઇજઝે મોઆતરિફ મી ગસ્ત. ચું ઔલીયા તહત કબાઇ લા યારફોહુમ ધૈરી ફરમાન શુદા અસ્ત બંદા બકુદામ ઝબાન તકરીરરા દર ગુમાન અંદાઝદ વ ચે નવીસદ. ફ અમ્મૉ ઇસ્તીઝહારે દર બાતિન રાહ યાફ્તા બ હઝરત પીરાને દીન વ મુરીદાને યકીન્ હાલે ખુદ બાઝ નમુદાઅંદ. બાઇ હમે દાનિસ્તા શૌખી કરદાઅમ વ વિકાહતરા દર કાર બસ્તમ વ અરિઝા બાઝ નમુદાઅમ. વ ખુદરા બા ઑકે હેચ મહલ્લે ન દારમ બા નઝર મુબારક ઝાહેર ન ગુઝસ્તાઅમ. બક્તમ દર ઝુમરએ સના સરાયાને દરગાહ શાહઝાદા બંદા નવાઝ દર આવુર્દાઅમ ચે કુનમ દર માન્દાઅમ વ દર દરિયાએ દરમાન્દગી ફરો રફતા હસ્તમ. ચુનાનચે હસ્તમ. અગર કેફિઅત વાકએ હાલ કમા હક્કહુ બાઝ દીદા આયદ તવીલ ઉફતદ. વ શિકાયતે હક્ક સુબહાનહુ વ તાઅલા બાશદ. બંદા કલ બહાઇમ ફિલ બવાદી અય્યામ મુન્સરીફ મી કુનદ. વ સુકુનત કસ્બએ મંગરોર બરહુકમ (હવાલત બંદગી) કુત્બે અકતાબ આલમ કુદ્દિસા સિર્રહુલ અઝીઝો સૈયદુસ્સાઅદાત સૈયદ સિકંદર મર્હુમ અખ્તિઆર કરદાઅંદ. વ કસ્બએ મઝકૂર ખાસ્સાએ ઇસ્લામ નસબ કરદા હઝરત કુત્બુલ અક્તાબ આલમ બંદગી મખ્દૂમે જહાનીઑ કુદ્દેસલ્લાહો રૂહહુ બાદલ ઇસ્તેખારા વલ ઇશારા સૈયદુસ્સાઅદાત સૈયદે સિકંદર મસઊદ હુસૈનીરા દર શહર સોરઠ નામઝદ કરદાઅંદ. વ સુકુનત કસ્બએ મઝકૂર ફરમુદાઅંદ. દર ઑન વક્ત દર શહેરે મઝકૂર હમે જા કુફ્ર બૂદ. વ સૈયદુસ્સાઅદાત ચુનાનચે ફરમાન બૂદ સરંજામ રસાની દાઅંદ. ચું બ મધરીબે ફના ફરો શુદંદ. વાલિદે મર્હુમ નિઝી તરાબ્બોહ તરીક વસએ ઇમકાન બ ઇતમામ રસાનીદાઅંદ. બાદ વફાત વાલિદ મર્હુમ બંદએ ખાકરોબે આસ્તાના

જ્યારે એ ઉચ્છથી પાટણ પધાર્યા ત્યારે સુલ્તાન અહમદ પહેલો મહા શ્રદ્ધાળુતાથી એમની સમક્ષ હાઝર થયો અને એમનો અનુયાયી બન્યો. જ્યારે અમદાવાદ શહેર તૈયાર થયું ત્યારે ત્યાંથી ત્રણ ગાઉ ઉપર આવેલું ગામ, જે આજકાલ વટવાના નામથી મશહૂર છે અને બાદશાહી જમાનામાં જેને રસુલાબાદ કહેતા હતા, ત્યા આવી એમણે મુકામ કર્યો અને શ્રદ્ધાળુ લોકોએ અલ્પ સમયમાં આ જંગલને આબાદ કરી જાત્રાનું ધામ બનાવી દીધુ. એમનું અવસાન હિ ૮૫૭ માં થયું.[૮] એમની પછી એમના વચેટ દીકરા શાહે આલમ ગાદીએ આવ્યા. એમનું કુદ્રુબતું નામ અબુ બરકાત છે, વ્હાલતું નામ મુહમ્મદ છે અને અલક સિરાજુદ્દીન છે. પરંતુ આમ અને ખાસ લોકોમા એ શાહે આલમના નામથી મશહૂર છે.[૯] એમની વંશપરંપરા સૈયદ ઇમામઅલી નકી સુધી પહોંચે છે.[૧૦] એમનો શુભ જન્મ હિ. ૮૧૭ માં થયો. વંશપરંપરા પ્રમાણે એ સહરવર્દીઆ પંથના અનુયાયી હતા પરંતુ સૈયદ શેખ અહમદ ખટ્ટુ 'કાદરીઆ મઘરબીઆ' પંથના કૃપાપાત્ર થયા જો કે એમને લોકો શાહે આલમના નામથી ઓળખે છે પરંતુ સૈયદ રૂકનુદ્દીન રાજૂના લખાણથી માલુમ પડે છે એ પ્રમાણે એમના જમાનામા એ વધારે પ્રમાણમાં મીઆંમંઝલાના નામથી મશહૂર હતા. પરંતુ શેખ અબ્દુલ હક્ક મુહદ્દિસ દહેલવી પોતાના અખિયારૂલ અખિયાર નામના ગ્રંથમાં એમનું નામ શાહે મન્ઝન લખે છે. હઝરત પીર મુહમ્મદ શાહે પોતાના શજરયે અરસીઆ નામના કાવ્યગ્રંથમા પણ આ જ નામ લખ્યું છે[૧૧] બરકાતુલ ઔલીયાના સંપાદકે લખ્યું છે કે એમને શાહ મન્ઝન બુખારી પણ કહે છે. આ જ લેખક તારીખે અલાવુલ ઔલીઆમાં લખે છે કે 'એ મન્ઝલન પીર છે,' એક હસ્તલિખિત ગુજરાતી તારીખ જોવામા આવેલી એમાં એમનુ નામ 'મંઝલામીયાઁ' લખ્યું હતું મીરાતે સિકંદરીમાં એક સ્થળે એ મંઝન અને બીજે સ્થળે મંઝલા હોવાનું લખેલું છે.

આ હકીકતો ઉપરથી એવું માલૂમ પડે છે કે એમનુ ખરૂ નામ, સૈયદ રૂકનુદ્દીન, જે એમના સમકાલીન હતા તેમણે, ઘણી સ્પષ્ટ રીતે લખેલું છે એ પ્રમાણે મીયાઁ મંઝલા જ છે. પરંતુ પાછળથી લહીઆઓની ભૂલથી લકાર પડી ગએલો છે. હઝરત પીર મહમ્મદ શાહની કડીમાં પણ જો લકાર મુકીને વાંચીએ તો કવિતાનું માપ બરાબર રહે છે.

એમનું અવસાન હિ. ૮૮૦ માં થયું. એ સુલ્તાન મુહમ્મદ બેગડાના સમકાલીન છે.

---

૮. અખિયારૂલ અખીયાર પૃ. ૧૫૭, મુજતાઇ પ્રેસ, દિલ્હી. કેટલાક ગ્રંથોમાં દાખલા તરીકે મોઆરેજુલ વિલાયતમાં અવસાનની સાલ હિ. ૮૫૬ આપેલી છે.

૯. તારીખુલ ઔલીયા ભો. ૨. પૃ. ૩૪૬.

૧૦. તઝકિરતુલ અનસાબ, પૃ. ૧૩૩ મીરાતે અહમદીમાં એમ લખેલુ છે કે એમનું વંશવૃક્ષ સૈયદ ઝાહર મુસના, જે હસન અઝકરીના ભાઇ થતા હતા ત્યાં સુધી પહોચે છે.

૧૧. બકોલે હક્ક અનલહક્ક કસ્ફે આલમ, બ મન્ઝન શેહ મહમ્મદ શાહઆલમ. આ ગ્રંથ હજી સુધી હસ્તલિખિત છે. અને હઝરત પીર મહમુદશાહની દરગાહના કુતુબખાનામાં સચવાયલો છે.

"આપ જૂનાબનો પત્ર મળ્યો. આપની તનદુરસ્તીના સમાચારથી વાકેફ થતા ખુશી થઇ. આપે અમારી મુલાકાતનો જે ઇરાદો કર્યો છે એ મુબારક છે. આપ જરૂર અને જલ્દી પધારજો. આપના આવવાથી મામલાનો જલ્દી તોડ નીકળી જશે. મુશ્કેલીઓના નિકાલ માટે બહેતર એ છે કે નેક ફકીરોની રીતિ મુજબ આપ ખુદા તરફની આપની મશ્ગુલતા વધારી દો. અને હર વખ્ત ભય અને આશાની અવસ્થામાં રહો. વળી હર નિમાઝની પછી દશવાર આ મંત્ર ભણજો કે "અલ્લાહુમ્મા નસીઇઓં બેક અલાતાએતિક."[૧૫] હું આજે જ સુલતાનના દિવાનને મળીને અરજ કરીશ. મુલાકાતના વખત સુધીમાં પરિણામ જાહેર થઇ જશે. ગઢ ગિરનારના હાકેમની જે ફરીઆદ આપે લખી છે તે બાબત આપ બેફિકર રહો. મઝકૂર હાકેમ અલ્પ સમયમાં યોગ્ય શિક્ષાને પ્રાપ્ત થશે. દોસ્ત ખુશ થશે અને દુશ્મનનાં મોઢાં કાળાં થશે. અદશ્યને હાજર સમજીને એ વાતની આપ ખાત્રી રાખજો. આપ આપના બાળબચ્ચાં અને મજલિસમાં હાજર હોય તે સર્વેને ખાસ કરીને મારી દૂઆ જાણજો અને પત્રવ્યવહાર જારી રાખજો. કારણ કે કાગળપત્ર પણ મુલાકાતની બરાબર છે. અંતમાં એટલું કહીશ કે ખુદા રહેમ કરે દુનીઆના સૌથી બહેતર આદમી-મુહમ્મદ ઉપર, અને એમની તમામ ઓલાદ ઉપર.[૧૬] "

( ઘ )

## જૂનાગઢ

ગિરનાર જેવા ઉંચા અને મોટા પહાડને કારણે જુનાગઢ હમેશાં મજબુત કિલ્લેબંધી વાળા સ્થળોમાં ગણાય છે, અને આ કારણથી ઘણા થોડા જણોએ એને ફતેહ કરવાની હિમ્મત લીધી છે. મુસલમાન બાદશાહોમાં સૌથી પહેલાં મુહમ્મદ તઘલકે આ વિચાર કર્યો. ગિરનારના રાજાએ શાહી ગુન્હેગારને રક્ષણ આપ્યું હતું. આ કારણથી મુહમ્મદ તઘલકે એ ગઢ જીતીને પોતાના કબ્જાના મુલકોમાં દાખલ કર્યો.[૧૭] પરંતુ મુહમ્મદશાહના અવસાન બાદ જોર આવતાં રાજાએ પુનઃ બળવો કર્યો. આ માટે ફિરોઝશાહ તઘલકના જમાનામાં એના-પર ચઢાઇ કરવામાં આવી.[૧૮] જ્યારે તઘલક વંશ પડતીમા આવ્યો અને દરેક પ્રાંતના હાકેમો પોતે મુખ્તિયાર થઇ બેઠા ત્યારે ગુજરાતના હાકેમની ગેરવ્યવસ્થાનો લાભ લઇને રાજા ફરી સ્વતંત્ર બની ગયો. મુઝફ્ફર શાહ પહેલાની પછી જ્યારે અહમદશાહ પહેલાએ ગુજરાતના તખ્ત ઉપર પગ મુકયો ત્યારે બેહદ કોશિશ પછી તમામ બંડખોરોને જેર કરવામાં એ સફળ થયો. પરંતુ ગિરનારનો રાજા પોતાના કુદરતી મજબુત કિલ્લાને ભરોંસે રહી તાબે ન થયો. આથી કરીને ફરજીયાતપણે અહમદશાહને કાયદેસર ફોજકશી કરવી પડી. દિવાન રણછોડજી પોતાના તારીખે સોરઠ નામના ગ્રંથમાં લખે છે કે—

"સું બાદશાહ અહમદ ગુજરાતી બહમીય્યતે દીને મુહમ્મદી લશ્કર બબ્રસ્તીસાલ

૧૫. એ મારા પ્રભુ! તારી આજ્ઞા ઉઠાવતા રહીને અમે તારી મદદ માગીએ છીએ.

૧૬. અસલ્લા હો અલાખૈરે ખલ્કે હી મુહમ્મદીન વ આલેહી અજમૈંઇ.

૧૭. ઝયાબર્ની-વાકયે મુહમ્મદ તઘલક.

૧૮. તારીખે સોરઠ, પૃ. ૪૮. લેખકના હાથની નકલ.

પરંતુ રાજા એને જોઇને એટલો ભાનભૂલો બન્યો કે એના સૌંદર્યકલશો ઉપર હાથ લંબાવ્યો. આનું પરિણામ બુરૂં આવ્યું. ( તારીખે સોરઠ, કચ્છી ).

રાજા બેહદ ગ્મડેલ થઇ ગયો હતો અને કોઇની શિખામણ કાન ધરતો ન હોતો. પોતાના પૂર્વજોની જેમ સાધુ ફકીરનું સન્માન પણ તે નહોતો કરતો. દાખલા તરીકે, 'નરસી નાગર મહાપુરૂષ'નું [નરસિંહ મહેતાનું] એણે સખ્ત અપમાન કર્યું, જેની અસર આમ લોકો ઉપર ખરાબ પડી. રાજા વિષે સામાન્ય જનતામાં તિરસ્કાર ફેલાઇ ગયો. લોકોની માન્યતા એવી છે કે આ સંત પુરુષના શાપથી એનું રાજ્ય ચાલ્યું ગયું. દિવાન રણછોડજી પોતાના તારીખે સોરઠ નામના ગ્રંથમાં લખે છે કે ' અહમદશાહના હુમલા પછી પોતાના ધર્મના આકર્ષણથી હરેક પ્રકારના મુસલમાનો, સિંધી, બલુચ, જટ, ખોખર, મલિક, મુલતાની, કુરેશી, અફઘાની, ઘોરી વગેરે આ મુલકમાં આવી વસ્યા હતા. રાજાએ (આવા) દરેક શખ્સ પાસેથી એવી પાકી બાંધણી કરાવી લેવી શરૂ કરી કે અમે દાઢી મુંડાવીશું અને ગાય ઝબ્બે નહિ કરીએ, અને મસજીદની દિવાલની મહેરાબમાં શિવલિંગ કોતરાવીને સ્થાપીશું.' ( પૃ. ૭૯ કચ્છી ). સૈયદ રૂકનુદ્દીન જેવા એકાંતવાસી, પવિત્ર અને ઓલીયા આદમી પણ ગભરાઇ ઉઠયા તે ઘણું કરીને આવા પ્રકારના જુલ્મોને લીધે. સૈયદ રૂકનુદ્દીને પોતાના પત્રમાં શાહે આલમ પાસે આ જ જુલ્મોની ફરીઆદ કરીને ઇશ્વર આગળ તેનું નિવારણ કરવા દુઆ માગી છે.

## ૨

## [ મૂળ પત્રો ]

### અર્જદાશ્ત

બંદએ ખાનદાન હઝરત નકુબ રૂકનુદ્દીન આદમ બિન સૈયદ સિકંદર હુસૈની પરવરદએ નિહાલ ગરદાનિદા મુનમલીક બ સિક્કે બંદગી......મંબા......અલઅલીઆ સિરાજુલ અસ્ફીઆ શમ્સુલ ફુકરા મુરશીદુદ તાલબીન બુરહાનુલ મુહક્કેકીન ખતમુલ મુજતહેદીન સૈયદુસ્સાદાત મંબેઉલ કરામેં વલ કરામાત શેખ જલાલુલ હક્ક વ શરએ વ દીન કુદ્દિસ- અલ-લાહો સિર્રહુલ અઝીઝ અસ્ત. વ મેતલ મહદે એલલ અહદે અબન્ અન્ જદ્દન તોક અબદિયત વ એબુદીયત મિનલ ખાલિકે વલ મખલુકે બર ગરદને મેં દારદ અલ્લા હુમ્મે ઝીત હો વ લાતન કુસ. કમતરીન ખુદ્દામ બલ્કે તોરાબ અકદામ દર મુકામ એબુદીયત શરતુલ અહદ બજા મી આરદ. વ બાઝ મી નુમાયદ મુદ્દતે મદીદ અસ્તમોતે વા લેયુલ લયાલી વલ અય્યામ મોતવાતે ફુશોહુરે વલ આવામ. આરઝુએ લકાય વ આરઝુએ રૂએ તલઅન. શાહ વ શાહઝાદે કવનૈન કબ્રરે રસૂલ અલ સકલૈન કુત્બુલ મશાયખે ઝુબદતુલ અખયાર બર ગુઝીદા હઝરત માલિકુલમુલ્ક પેશ ઉ- આઇના અલ્લઝીન લા ખૌફુન અલેહીમ સૈયદુસ્સાદાત મંબેઉલ ફઝ્લે વલ ઈબાદાત મફખરો અહલિસ સિયાદતે હુજ્જતો અહલીશ શરીઅતે વત તરીકતે અશ્શેખુલ આઝમ વલ મુઆઝમ વલ કુદ્દવતુલ અકરમ શેખ મુહમ્મદ ઉર્ફ મિયાં મુઅઝઝમ વ મુકરમ " મીઆં મંઝલા. " ખલદલ્લાહો રાયાતે જલાલ તહી મનસુબતન અલા કુબ્બતીસ સમાકે વ આયાતે કમાલેહી અલા જેહતીલ અખલાક. બંદએ હમિદવાર વાસહે દિદાર બરાએ મુશાહિદએ, મામૂન વ તલઅતે હુમાયુને

ગ્રહ્યું ઘેરી 'મારો દોસ્ત બાગ બાકીટ નીચે છે અર્થાત્ મારી અંદર જ છે અને એને મારા સિવાય અન્ય કોઇ પીછાનતું નથી તો પછી બંદો કહેવાનું હોય તે કયી ઝબાન વડે કહી શકે અને શુ લખે? પરંતુ મદદ માગવાનો મનમા ખ્યાલ આવ્યો. યકીન રાખવાવાળા મુરીદોએ દીનના ઓલીઆઓ આગળ દિલના હાલ છતા કર્યા છે, પરંતુ ખરી રીતે આ બાબતોના માગ (અલ્પ) જ્ઞાનનો દેખાવ કરવો એ મારી ઉદ્ધતાઇ જ છે અને બેઅદબીરૂપી નાચથી દોરાયો જ છુ આ પત્ર આપની હુઝૂરમા રવાના કરૂ છુ હકીકતમા હું મને પોતાને કશાને લાયક સમજતો નથી. અને આપની મુબારક નઝર બંદા ઉપર કદી પડી નથી તો પણ બંદાએ પોતાની જાતને આપની તારીફ કરવાવાળાઓની જમાતમા શામિલ કરી લીધો છે. અને ગરીબપરવર શાહઝાદાના દરબારમા બંદો હાઝર થઇ ગયો છે. શુ કરૂં મુસીબતનો મારેલો છુ! અને જાહેર છે એ પ્રમાણે મુસીબતના દરીઆમા ગોથા ખાઇ રહ્યો છુ ખરી વસ્તુસ્થિતિ જાહેર કરૂ તો લખાણ થઇ જાય અને ખુદાની શિકાયત કરી સમજવામા આવે. જંગલી જાનવરોની જેમ દિવસો ગુજારી રહ્યો છુ કસ્બે માગરોલના વાસી મરહૂમ સૈયદ સિકંદરે કુત્બે અકતાબ આલમ (જલાલુદ્દીન જહાનીઆઁ જહાઁગસ્ત) ના હુકમનો અખ્તિયાર કરવામા છે અને અગરચે હઝરત કુત્બે આલમ અલમે બંદગી મખદુમ જહાનીઆઁએ (અલ્લાહ એમના આત્માને પાક રાખે) મઝકૂર કસ્બામા શુકન જોઇને અને કુરાનનો આદેશ પઢીને પોતાના ઇસ્લામનો ઝંડો રોપ્યો હતો તો પણ સૈયદ સિકંદર મસજીદ હુસેનીની નિમણૂક કરી સોરઠના માગરોળ નામના કસ્બામા વસવાટ કરવાનું એમણે એમને ફરમાવ્યું તે વખતે મઝકૂર શહેરમા દરેક જગાએ નાસ્તિકતા (કુફ્ર) ફેલાએલી હતી મઝકૂર સૈયદોના સરદાર હઝરત મખદુમ જહાઁનીઆઁના ફરમાન મુજબ સૈયદ સિકંદરે બધી વ્યવસ્થા કરી. જ્યારે એ ગુજરી ગયા ત્યારે મારા પિતા યથાશક્તિ એમના પગલે અનુસરતા રહ્યા એમના અવસાન પછી આ અતિ રંક સેવક આધળા, પાંગળા અને નિર્બળ આદમીની જેમ યથાશક્તિ પયગમ્બરના નીચેના વચનને ભરોસે માર્ગ કાપી રહ્યો છે 'કોઇએ અમુક કોમની રીતભાત સ્વીકારી એટલે પછી એના આચરણ તદનુસાર ન હોય તોપણ એની ગણત્રી એ કોમમા કરવામા આવશે' પરંતુ આ વખતે દુન્યાવી મુસીબતોએ સેવકને ચારે બાજુથી ઘેરી લીધો છે એથી આપ વાકેફ થશો ગિરનારના કિલ્લાના હાકેમ ઇસ્લામને કમઝોર કરવાની કોશીશ કરે છે આ વાત વિગતવાર હુઝૂરના કાનો સુધી પહોંચાડવાની છે મદદનો વખત છે મઝકૂર કસ્બામા હવે વસવું મુશ્કેલ બની ગયુ છે પરંતુ અલ્લાહની મહેરબાની અને શાહઝાદા મુઅઝ્ઝમની એનાયતથી તમામ કામ સહેલાઇથી પાર પડશે અને દુશ્મનો ઓછા પડશે

.......... .......... ..... .... ...... ...... ......... ..................

.......... ...... ..... .... ....... ... ........................ .. . ...

## શાહેઆલમના જનાબનો તરજુમો

બિસ્મીલ્લાહ અલીઅલ રહેમાન અલરહીમ હઝરતના પૌત્ર અને સૈયદોના નગદારના કેન્દ્ર..... .....તાલાની ........નું આદિસ્થાન અને મુહમ્મદ પયગમ્બરના વંશના એવા સૈયદ રૂકનુદ્દોલત વલ્દીન ઉર્ફે સૈયદ રૂકદોલત વલ્દીન ઉર્ફે સૈયદ રાજૂ ઘણું જીવો અને ઉચ્ચ દરજ્જાને પામો. એમની મુશ્કેલીઓ દૂર થાવ. પરમ કૃપાળુ પરમેશ્વર સદા આપની મદદમા

૨૬. ઉપર સુંબનો આપણામા સાષ્ટાંગ દંડવત્ પ્રણામ હોય છે તેમ —સુ

# બાણ કવિ અને પુરાણો

[ શ્રી. દુર્ગાશંકર કે. શાસ્રી. ]

બુલ્હર સાહેબ કહે છે કે " સાતમા શતકના સંસ્કૃત લેખકોમાં ખાસ કરીને બાણ ભટ્ટે વારંવાર પુરાણનો ઉલ્લેખ કર્યો છે. વળી આ મહાકવિએ માર્કંડેય પુરાણનાં દેવી-માહાત્મ્યની કથા પોતાના ચંડીશતકમાં ગુંથી છે અને બીજી પણ અનેક પૌરાણિક કથાઓનો ઉપયોગ કર્યો છે. અને હર્ષચરિતમાં પોતાનો પુસ્તકવાચક પવનપ્રોક્ત પુરાણ વાંચતો હતો એમ લખ્યું છે. આ પવનપ્રોક્ત પુરાણ તે વાયુપુરાણ જ હોવું જોઇએ.

બાણે અને તેના પુત્રે કાદંબરીમાં જે પૌરાણિક ઉલ્લેખો કર્યા છે તે બધા તો એક ખાસ નિબંધની અપેક્ષા રાખે છે.[૧] "

બુલ્હર સાહેબની આ સૂચના યથાર્થ લાગવાથી મેં કાદંબરી અને હર્ષચરિત જોયાં. કાદંબરીકાર, મહાભારત, રામાયણ, બૃહત્કથા, હરિવંશ અને પુરાણનાં નામ લે છે.

महाभारतपुराणरामायणानुरागिणा बृहत्कथाकुशलेन ।

का. पा. १०६

हरिवंशकथेवानेकबालक्रीडारमणीया ॥

का. पा. १०७

મહાભારત, રામાયણનું ઇ. સ. ૬૦૦ થી પ્રાચીનપણું એ તો બીજા પુરાવાઓ ઉપરથી સિદ્ધ છે. પણ બૃહત્કથા અને હરિવંશનાં નામ બાણે લખ્યાં છે એ ઉપરથી એ બે ગ્રન્થો ઇ. સ. ૬૦૦ પહેલાંનાં ઠરે છે. હરિવંશમાંથી બાણના વૃદ્ધ સમકાલીન સુબંધુએ પુષ્કરપ્રાદુર્ભાવવૃત્તાંત લીધો છે એમ વર્ષો પહેલાં બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયે એમના કૃષ્ણચરિત્રમાં નોંધ્યું છે.

પુરાણનો ઉપરના વચનમાં સામાન્ય ઉલ્લેખ બાણે કર્યો છે પણ એ ઉપરથી કયાં કયાં પુરાણો બાણના વખતમાં વિદ્યમાન હતાં એ નક્કી થતું નથી. વાયુપુરાણનું હર્ષચરિતમાં નામ લીધું છે એટલે એ વિશે શંકા નથી રહેતી. વળી સદ્‌ગત કાળે સિવાય બીજા કોઇનું ધ્યાન ખેંચાયું નથી પણ કાદંબરીમાં पुराणे वायुप्रलपितम् का. पा. ८४ એ રીતે સ્પષ્ટ વાયુ પુરાણનો ઉલ્લેખ છે. આ રીતે બાણ કવિને પુરાણોમાં વાયુપુરાણ બહુ પરિચિત હોય એમ જણાય છે. આ ઉપરાંત બાણે કરેલા ઉલ્લેખો ઉપરથી કયાં કયાં પુરાણોનો તેણે આધાર લીધો છે એ વિશે તર્કો થયા છે.

ડા. ફુહ્રરે ( Fuhrer ) કહ્યું છે કે "બાણે જ્યારે હર્ષચરિત લખ્યું ત્યારે એની

૧. Indian Antiquary, 1896 p. 323-324.

દેવો તે લેવા તૈયાર થયા અને રાહુને કહ્યું. પછી હરિએ લડાઇમાં રાહુનું માથું કાપી નાંખ્યું. અને ઇંદ્રના હાથમાંથી તે અમૃતને પૃથ્વીએ જાતે લઇ લીધું" (હરિવંશ ૩ અ. ૩૦). આ ત્રુટિત જેવી લાગતી કથામાં ભગવાને મોહિની રૂપ લીધાની વાત જ નથી. વાયુપુરાણમાં શંકરે મંથન કરતાં નીકળેલું ઝેર પીધાની વાત છે પણ વિષ્ણુએ સ્ત્રીવેષ લીધાની વાત નથી. હવે બાણે ઉપરના વચનમાં કહ્યું છે તેમ વિષ્ણુ ભગવાને સ્ત્રીવેષ લઇને અસુરોને છેતરી ને દેવોને અમૃત પાયાની કથા ભાગવતમાં છે. પણ ભાગવતમાંથી બાણે એ કથા લીધી છે એમ કહેવું મુશ્કેલ છે. કારણ કે વિષ્ણુપુરાણમાં ટુંકામાં પણ આ હકીકત તો છે જ (જુઓ વિષ્ણુપુરાણ, અંશ ૧ અ. ૯ શ્લો. ૧૦૬, ૧૦૭).

મત્સ્યપુરાણમાં નીચે પ્રમાણે શ્લોક છેઃ—

ततो नारायणो मायामास्थितो मोहिनीं प्रभुः ।
स्त्रीरूपमतुलं कृत्वा दानवानभिसंस्तुतः ॥

मत्स्य अ. २५१ श्लो. ८

મત્સ્યે આ કથા બીજેથી લઇને ટુંકામા કહી છે એમ આ વચન ઉપરથી દેખાય છે.

રામાયણમાં પણ સમુદ્રમંથનની કથા છે. રામાયણમાં કહ્યું છે કેઃ—

एकतोऽभ्यागमन्सर्वे ह्यसुरा राक्षसैः सह ।
युद्धमासीन्महाघोरं वीर त्रैलोक्यमोहनम् ॥
यदा क्षयं गतं सर्वं तदा विष्णुर्महाबलः ।
अमृतं सोऽहरत् तूर्णं मायामास्थाय मोहिनीम् ॥

रामायण बा. का. सर्ग ४६ श्लो. ४८, ४९.

રામાયણના આ વચનમા વિષ્ણુએ માયાથી અમૃત હર્યાની વાત છે પણ સ્ત્રીવેષ ધારણ કર્યાની વાત નથી; મત્સ્યે રામાયણમાંથી मायामास्थाय मोहिनीं શબ્દો લીધા જણાય છે. અને સ્ત્રીવેષની વાત વધારે કરી છે એટલે મત્સ્યનું વચન રામાયણ પછીનું છે. પણ બાણે માત્ર રામાયણ ઉપરથી ઉપરનો ઉલ્લેખ નથી કર્યો એ દેખીતું છે. રામાયણની પેઠે મહાભારતમાં પણ આ કથા છે.

एतदत्यद्भुतं दृष्ट्वा दानवानां समुत्थितः ।
अमृतार्थे महान्नादो ममेदमिति जल्पताम् ॥
ततो नारायणो मायां मोहिनीं समुपाश्रितः ।
स्त्रीरूपमद्भुतं कृत्वा दानवानभिसंश्रितः ॥
ततस्तदमृतं तस्यै ददुस्ते मूढचेतसः ।

म—आ. अ. १८ श्लो—५४, ५५

બમુગ્તે લર્ગાં વ ફોર્ગાં વ ઝમીઈરાં બર હમ્એ તાકન બશરી બ ઉમીદ હદીસ મન તઅમ્મદ બે કૌમીન ફહોવ મિનહુમ વ દ્દત લમ યા મઝ દે અમ્નલે હીમ દર આં ગાહ મી શુતા-બદ અમ્મા દર ઈં વક્ત સબબ અવારેઝાત દુન્યાવી ફરાગત ન ન દાર માલૂમ ફરમુદ બાશન્દ મુકદ્દમ ફિતે ગિરનાર ઝીશકોશી દર ઇન્તઝામ મી કુનં ન મમએ થાડ વિનાયત ખુસુસન્ અર્ઝ દાસ્તા શુદ. વઝ્ને એમાનત અસ્ત મુકુનત દર કસ્બે મઝ ર દુરવાર દાર ઇસ્તા બ એનાયત બારીતાઅલા વ એનાયતે એઆનત શાહઝાદા મુઅઝઝમ બ મુકર્રમ હમે કારહા બર હસ્બે મતલૂબ ખાહદ ગરદીદ વ મુદ્દઆન મક્સૂદ ખાહદ શુદ

ઇલ્તિમામ ઈં હાલ આશુફતા .... ..વ ઝિર્નાવત .... ..રહમત કુનાન અઝ સુલેમાન અર્ગાં . . . . બમાએન.... .....અઝ જાનિબે ખિદમત... . ...બદએ હલ-કા... . . ....ક્ષેમરમસ્તા બ ખિદમત........ઇતમામ ગસ્ત, કિસ્સએ હાલ દર હુઝૂર દારદ . . . . વાસિક બે વાસ્તએ નએમતહાયે દારૈન મુવાહિબ મિયાં મુઅઝઝમ...... ... .મરહમત...... . . .મરકદે અકદસ............ ..આલમે કુદ્સ હક્ર ........બ વાસ્તા તઅમ્મુહા દારૈન . હઝરત કુત્બે આલમ ખુદ. બદા કરમ...... .... આરઝૂ દિદાર અસ્ત કાલમરીઝ ઇગ ..... .. ..અલ આરીઅતે વ નવાઝમંદ હુઝૂરે શેહ . . . .અએ ખતશ ખુદ વ મી બાયદ .. . .... ..હમ તમવ્વુર હલ્કે અમાન બાઇદ ઉફતાદા .. .... . કરીબ હઝરત દર ખિદમત ઇશારા ફરમાયં વ હર.. ......તા બ મિહનતહા .......જવાબ . . ..અઝ મયાં અસ્ત ઈં બદા .. ... . ..વ મરફુરાઝ ફરમાયદ. ઉમીદ બ ફઝ્ને બારીતાઅલા .. ..વ બાયે મુસ્તહકમ બર મહલ મુર્તું બ નઝરે મુબારક ખાહદ ગુઝસ્ત નએમત દૌલતે દારૈન

## બિસ્મીલ્લાહુર્રહમાનર્રહીમ

બાદે તાઅરીઝ દુઆ મઝીદે હયાત વ કિફાયત મુહિમ્માત . વ તરક્કીએ દરજાત વ તાઅલી મકામાત (ખિદમન) નમાયદ મઝ્મએ મેયદુસ્સાઅદાત મ બા ..તઆલા . આને તાહા વ.યામીન બીન મૈયદુલ મરસલીન સયદ રૂકનુદ્દૌલત વદ્દીન અલમાઅરૂફ સૈયદ રાજૂ લાઝાલેશી ઔનિરસાહીર્રહેમાન બાઝ નમૂદ મકતૂબ મરકૂમ ખિદમત અખ્વએ દામ સઆદત-હુ મમની અઝ કમાલ એતકાદ ન મુઅસ્સીમ અઝ ચેહરા ઇખ્તિહાદ દર બાબે વાસિલ શુદન સલામ ઇસ્તીઆક બર ઝિયાઅના બા ઈં મુખલિસ વસૂલ યાફત દરયાફત અપમાર સહને ઝાત ફરહત ફરાવા વ ખુદાજત બે પાયાં બદુસ્ત પયવસ્ત મુકર્રર ઝીમીરે અન્વર બાદ કી જાનિબ મૈયતે ખિદમત અખવીરા બર હુકમે 'અલ મરઓ મ મન અહબ્બ" ખુસુસન્ તસવ્વુર મી કુનદ વ નીઅતે સાદિક બ મોજિબે મવાસ અમસ અસ્ત ખુદ તગારક વ તાજના બ મુરદ વ મુન્તહા દિલ રસાન. "દાવતુલ ઘાયબે અસ ર તૈન ઇજાબત" અઝિકે દરૂ મસ્બુલ બાશેદ કવાં કારહાદ્વ તઆલા ફઝ કુરની અઝ કુરકુમ વ બગએ ફતહયાબી તઓફિક બર વારીયાન બાદે દર કરીઆ ઈં કલેમાત દરે બાર બે ગુયન. 'અલ્લાહુમ્મા ઇન્ના નજ્અલોકા મેક અવા તા અતેક" વ અવકાતરા બઝિક મતદ્બ્બુર વ તફક્કુર અમરી મામૂ- દારદ વ દર રઝા વ ખાક બાશદ તા બ મુકમ્મા દીની વ દુન્યાવી બે રમન્દ વ અઝ હઝરત મુર્શીદ બામ્ને

આ ઓખાહરણની કથાના પ્રસંગનું મૂળ પણ હરિવંશ જ લાગે છે ( જુઓ हरि २ अ-११८ ).

पुराणमिव विभागावस्थितसकलभुवनकोशम् । का. પા. ૧૮૪

ભુવનકોશનું વર્ણન ઘણાં ખરાં પુરાણોમાં હોય છે એટલે આ વચન ઉપરથી કોઇ એક પુરાણ વિષે ચોક્કસ કહેવાય નહીં. પણ વાયુમાં ભુવનવિન્યાસ શબ્દ છે. અને માર્કંડેયમાં અને મત્સ્યમાં ભુવનકોષવર્ણન એમ શબ્દ છે.

कृष्णवालचरितमिव तटकदम्वशाखाधिरूढहरिकृतजलमपातक्रीडम् । का. પા. ૨૪૭

જુઓ हरि २ अ-११

कंसवलमिव मधुकरकुलोपगीयमानकुवलयापीडम् । का. પા. ૨૪૮

જુઓ हरि-२ अ-३३

उज्जयिन्यां च संदीपनिद्विजतनयमन्तकपुरादपहृत्य त्रिभुवनवन्दितचरणः स एवानीतवान् । का.[४] પા. ૩૪૧

ટુંકામાં કૃષ્ણકથા સંબંધી બાણે ઉપર પ્રમાણે ઘણા ઉલ્લેખો કર્યા છે પણ બધાનું મૂળ હરિવંશમાં મળે છે. હરિવંશમાં જ હોય અને વિષ્ણુમાં કે ભાગવતમાં જ હોય એવી કોઇ વાતનો ઉલ્લેખ બાણે કરેલો મને મળ્યો નથી. આ ઉપરાંત वकराक्षसमिव गृहीतकचक्रम (का-पा-५४) જેવા ઘણી કથાઓના બાણે મહાભારતમાંથી ઉલ્લેખો કર્યા છે. મહાભારત વિષે શંકાનું કારણ ન હોવાથી વિસ્તારભયને લીધે મહાભારતની કથાઓનાં સૂચનો જુદાં તારવ્યા નથી. ઉપર સમુદ્રમંથનના પ્રસંગમા વિષ્ણુપુરાણ બાણને જાણીતું હોવાનો સંભવ કલ્પ્યો છે. પણ પ્રહ્લાદચરિત્ર, ધ્રુવચરિત્ર વગેરે વિષ્ણુમા જે જે પહેલી વાર મળે છે એવી કોઇ વાતનું બાણે સૂચન કર્યું નથી એ ઉપરથી તો મહાભારત અને વિષ્ણુ બન્નેના મૂળ રૂપ કોઈ ત્રીજું પુરાણ બાણના વખતમાં હોય અને એમાંથી આ પ્રસંગનો વિષ્ણુએ સંક્ષેપમા ઉતારો કર્યો હોય અને મહાભારતમા કોઇએ વિસ્તારથી ઉમેર્યો હોય એવો સંભવ વધારે લાગે છે.

હર્ષચરિતમા કાદંબરીથી જુદી જાતના પૌરાણિક ઉલ્લેખો મળે છેઃ—

नास्य हरेरिव दृर्पविरोधीनि वालचरितानि । हर्ष च. પા. ૭૭

જુઓ हरि-२ अ-२१

---

૪. કાદંબરીની નિર્ણયસાગરમા ૧૮૯૦ માં છપાયેલ કાશીનાથ પાંડુરંગ પરબવાળી આવૃત્તિનાં પાનાં નોંધ્યાં છે.

હર્ષચરિતની ૧૮૯૭ મા નિ. પ્રે. માં છપાયેલ કાશીનાથ પાંડુરંગ પરબે સંશોધેલ આવૃત્તિનો ઉપયોગ કર્યો છે.

રોશન ચહેરાના દિદારનો આરઝૂમંદ છું બન્ને દુનીઆના મહીનાઓમા ચન્દ્રના ચાંદ[૨૩], શેખોના શેખ, નેક આદમીઓમા નેક, ખુદાના પસંદ કરેલા, આયત ( અહુઝીને લા ખૌફુન અલૈહીન ) જેની નજર આગળ રહે છે એવા, સૈયદોના સરદાર ઇલ્મ અને ઇબાદત[૨૪]ના મૂળસ્થાન સમા, સૈયદોના શિરોમણિ, શરીઅત અને તરીકતના[૨૫] જાણનહારોની દલીલ, વડા અને બુઝુર્ગ શેખ સાહેબોના કીર્તિમંત મુરશિદ શેખ મુહમ્મદ ઉર્ફે મીયા મઝના-અલ્લાહ એમની બુઝુર્ગીઓના ઝંડાને અસ્માનના ઘુમ્મર ઉપર હમેશા કાયમ રાખે અને એમની પૂર્ણતાની નિશાનીઓને આસમાનની જેમ હમેશા જાહેર રાખે—હઝરત સાહેબના મુબારક ચહેરાના દિદારનો આશક બંદો એમના દર્શનનો ઉમેદવાર થયો છે હઝરતની ફકીરી ગુંજો દિલના મર્મસ્થાનને ભેરે છે અને કમળની જેમ નયણાના નીરમા ડુબકીઓ મારે છે હમેશા અને હરવખ્ત આરઝુ સાથે આ બંદો ઉપરવાળા માલિકને સવાલ કરતો રહે છે કે "અય પરવરદિગારે જહાન ! ભલી બાતે લોકોનું કલ્યાણ કરનાર એવા આ બાદશાહ ( શાહે આલમ )ની મુલાકાત આપવાની તારી પૂરી રહેમતની અને મહેરબાન ક્યારે બનાવીશ ?" બંદાના કદમબોસીના બેહદ શોખ સાથે અગર એક હરફ પણ માંડવા બેસુ છુ તો શોખના જોશની મારી કલમ એનું બયાન કરી શક્તી નથી અલ્લાહની ઇજ્જત અને નૂરના કસમ ખાઇને કહુ છુ કે મે મારી ઉમર ગુન્હાઓમા વીતાવી છે અને વીતાવુ છુ. હુ ચાહું છુ કે કોઇ તરેહ આપની કદમબોસી અને આસ્તાંબોસી[૨૬] કરી ઇજ્જત હાસિલ કરુ અને દુનીઆને જોનારી આંખમા આપના આંગણાની ( ઉંબરાની ) ખાકનો સુર્મો લગાવુ અને ગુલામોની ચરતો અદા કરુ આ જ આરઝૂઓમા મારી ઉમર વહી રહી છે આ બેવફા દુનીઆનો ભરોસો શો ? મને ડર છે કે કદાચ મહેતલ નહિ મળે. મઝકૂર આરઝૂમા ને આરઝૂમા સેવક વખતો વખત આ કારણથી અકળાયા કરે છે લાખો આરઝૂઓ સાથે આપના ગુલામોના મંડળમા ગણાવાની સેવકની ઇચ્છા મંજૂર કરવામા આવે એની જ એને ઉત્કંઠા છે અને એ જ એના દિલનો ઇરાદો છે પરન્તુ કહેવતમા કહ્યુ છે કે 'પાનીકી કૈદ લોહે કે કૈદમે ઝ્યાદા સખ્ત હૈ." એ પ્રમાણે આ આરઝૂ બર નથી આવતી બંદો કંઇ તદબીર કરે છે અને ખુદા કંઇ ઓર બંદોબસ્ત કરે છે ખુદાની મહેરબાની અને અનંતતાનું સુખ થશે અને મારુ નસીબ મદદ કરશે ત્યારે બન્ને જહાંનના શાહઝાદા (હઝરત સાહેબ પોતે) બંદાને નજદીક આવવાની પરવાનગી આપશે શોધક શોધ્યની પાસે પહોચશે, અને નસીબમા હશે તે પ્રાપ્ત થશે મારુ દિલ ચાહે છે કે આપની પાસે ઉડીને આવુ પરન્તુ શુ કરુ ? પાંખો નથી વારવાર દિલમા ઉગી આવ્યુ છે કે શાહઝાદાની હુઝૂરમા મારી હાજતમંદી અને ગરીબાઇ વિષે કાગળ લખુ પરન્તુ એ વખતે વિચારો રૂંધાઇ ગયા અને અલ્પ અશક્તિનો એકરાર કરવા લાગી કારણ અરબીમા કહ્યુ છે કે 'ઓલીઆઓ તહતે કબાઇ લાય

૨૩ ચૌદશનો ચાંદ મુસલમાનોમા સૌથી સુંદર મનાય છે —ચુ

૨૪ ઇલ્મ અને અલ્લાહની બંદગી અર્થાત્ જ્ઞાન અને ભક્તિ —ચુ

૨૫. શરીઅત એટલે મુહમ્મદના કાયદા અને તરીકત એટલે સંપ્રદાય, પંથ શરીઅત અને તરીકત એ સુફીઓની અનુક્રમે પહેલી બે કક્ષાઓનું છે પારિભાષિક નામ પણ છે—ચુ

આ કથા ઘણા પુરાણોમાં છે (જુઓ વાયુ. અ-૬૨). પણ પૃથુચરિત્રનો અન્યત્ર-કાદંબરીમાં એક સ્થળે બાણે ઉલ્લેખ કર્યો છે ત્યાં પણ વાયુપુરાણના જ શબ્દોનો અનુવાદ કર્યો જણાય છે. જુઓ:—

वैन्य इवं चापकोटिसमुत्सारितारातिकुलाचलो  का. પા. ૯

આ પ્રસંગના વર્ણનમાં વાયુમાં નીચેના શબ્દો છે:—

तत उत्सारयामास शिलाजालानि सर्वशः।

धनुष्कोट्या ततो वैन्यस्तेन शैला विवर्धिताः ॥

वायु अ. ६२ श्लो. १६९.

મત્સ્યપુરાણમાં નીચેના શબ્દો છે:—

धनुष्यकोट्या च शैलेन्द्रानुत्सार्य च महाबलः।

मत्स्य. अ. १० श्लो. ३१

કાદમ્બરીકારે વાયુમાંથી શબ્દો લીધા છે અને મત્સ્યે વાયુના શબ્દોનો જ સંક્ષેપ કર્યો છે એ ઉપરના ઉતારા સરખાવતા સ્પષ્ટ દેખાય છે.

नृगस्य कृकलासभावे वर्णसंकरः समदृश्यत।[५] म. अनु. पर्व-अ. १०५ वा. रामायण-उ-का-अ ५३ भागवत १० अ. ६४

सौदासेन न रक्षिता पर्याकुलीकृता क्षितिः।

એજન.

આ સુદાસનુ મૂળ મહાભારતમા છે (म. आ. अ. १७२, १७३).

नलमवशाक्षहृदयं कलिरभिभूतवान्।

એજન.

નલાખ્યાન મહાભારતનું પ્રસિદ્ધ આખ્યાન છે (व. अ, ५६).

રહો આટલી દુઆ માગ્યા પછી લખવાનુ કે આપનો કાગળ ( અલ્લાહ આપનુ સદ્‌ભાગ્ય હમેશા કાયમ રાખે ) આ વિશ્વાસુ સેવકને મળ્યો છે એમા આપે સપૂર્ણ પ્રેમ, સપૂર્ણ વિશ્વાસ અને સપૂર્ણ દોસ્તી જાહેર કરી છે આપની પોતાની તંદુરસ્તીના ખબરથી બેહદ ખુશી ઉપજી અને ખૂબ આનદ થયો 'અલમરો મન અહબ્બ' અર્થાત્ આદમી જેને ચાહે છે તેની તે પાસે જ છે એ કહેવત પ્રમાણે હું સમજુ છુ કે મારો ભાઇ દૂર પડ્યા જેવો છતા પ્રેમને લીધે તો પાસે જ છે સાચી દાનત એ કર્મના પુણ્યનુ કારણ છે અલ્લાહ આપના દિલની મકસદ પુરી કરો ( ગેરહાઝર હોય છે એની દુઆ જલ્દી કબૂલ થાય છે ) ખુદાએ ફરમાવેલુ છે કે 'મને યાદ કરો હું પણ તમને યાદ કરીશ ' એ પ્રમાણે આપ અલ્લાહના સ્મરણમા મશ્ગુલ રહો બળવાખોરો ઉપર ફતેહ મેળવવાની તમારી મુરાદ સફળ થાય એ માટે નિમાઝના દરેક ખુદાઇ ફરમાન બાદ દસ વાર 'અલ્લા હુમ્મા . ..' ( અર્થાત્ ઓ મારા પ્રભુ હુ તારી આજ્ઞા ઉઠાવવા માટે તારી મદદ ચાહું છું ) એ કલમાનો દશદશ વાર પાઠ કરો આપ આપનો વખત ધ્યાન, પ્રાર્થના અને ઇશ્વર ભજનમા ગાળો અને આશા અને ભયની હાલતમા રહો જેથી આપની લૌકિક અને પરલૌકિક મકસદો પાર પડે અલ્લાહ તાલા પાસે આ બાબતની બદગી થઇ ચુકી છે હઝરત કુત્બીઆ મુરશિદીયા (હઝરત મુરશિદ કુત્બુલ અકતાબ)ના કાનો સુધી એ પહોચી ચુકી છે એમના અહેસાન અને ઉદારતાને ભરોસે ઉચી ઉમેદ રાખો

બીજી વાત એ કે હઝરત કુત્બે અક્તાબ આલમે ( અલ્લાહ એમના આત્માને પાક રાખે અને એમની ખુશી અમારા સુધી પહોચાડે ) સૈયદોના સરદાર મુયદુલ મિલ્લત વ દીન સિકદર મસઉદ હુસૈનીને સોપણુ કરી હતી શેખ મુરશિદ આપની મદદમા છે અને અમે પણ આપની સાથે છીએ એમનું ફરમાન છે અને સખી કલમથી એમણે વારવાર એનાયત કરવાનો રિવાજ રાખ્યો છે એ પ્રમાણે દોસ્ત અને દુશ્મન બાબે હુકમ એમના તરફથી જ થશે

ત્રીજુ એ કે આપના પત્ર પહેલા માલૂમ પડ્યુ છે કે મારા ભાઇને કુટુબકબીલાના ગુજરાન માટે કોઇ વાડી વઝીફાનું સાધન નથી સેવક દિવાન ઓફિસની (અલ્લાહ એમનું રક્ષણ કરો), મુલાકાત લેશે અને મુલાકાતને અવસરે પરિણામ જાહેર થશે મુલાકાત માટે પૂરો બદોબસ્ત કરવા બાબે આપે લખ્યુ છે અમારા અહોભાગ્ય કે આપ પધારવાના છો ! ભલે પધારો જલ્દી પધારો આપના પધારવાથી બધા કામ મરજી મુજબ પાર પડશે અને ગઢ ગિરનારના બળવા સબધે જે કોઇ સરદાર . માગરોળથી આપે લખ્યુ હતું મઝકૂર સરદાર ઉપર શાહી કોપ ઉતરી ચુકયો છે જલ્દી યોગ્ય સજાને એ પામી જશે આપના રોશન દિલને માલૂમ હો . ઉચી ઉમેદો ધરાવનાર દોસ્તો ખુશ થશે અને સલ્તનતના દુશ્મનો ઉપર ખુદાનો ખૌફ ઉતરશે આપ કોઇ પ્રકારની ચિતા ન કરશો કારણ દોસ્તની દિશાનો રાહ બેશક આબાદ છે

ગેરહાઝરને હાઝર જાણશો અને કાગળપત્ર જારી રાખશો કારણ કાગળ પણ અર્ધી મુલાકાત છે આપના દરેક પુત્ર પરિવારને અને મજલિસના દરેક હાઝર શખ્સને મારી ખાસ દૂઆ છે બાકી અલ્લાહની રહેમ એ જ મારો આધાર છે સરજનહારના સર્વોત્તમ પ્રાણી હઝરત મુહમ્મદ અને એમની તમામ ઓલાદ ઉપર અલ્લાહની રહેમ હો

રામાયણમાં જે ગંગાવતરણની કથા છે તે વાયુ-પુરાણને મળતી છે. હરિવંશ ૩. અ-૧૭ (શ્લો. ૨૨ થી ૨૫) વાયુના ઉપલા વચનનો જુદી રીતે અનુવાદ છે. આ વામનાવતારના પદકમલમાંથી ગંગા નીકળ્યાની વાત પહેલી વૈષ્ણવોએ ચલાવી હશે. હવે વૈષ્ણવોનું અત્યારે જે જુનું સાહિત્ય આપણી પાસે છે તેમાંથી હરિવંશમાં આ વાત નથી ( જુઓ हरि. ३ अ. ૭૧-૭૨), પણ મહાભારત સભાપર્વમાં (म सभा-अ-४७-श्लो-२२) તથા વિષ્ણુપુરાણમાં મળે છે. વિષ્ણુપુરાણમાં વિષ્ણુના ચરણકમળના અંગુઠામાંથી ગંગાને નીકળેલી કહી છે ( જુઓ अं. ४-अ-४-श्लो, १६. ). બાણ અને કાલિદાસે હરિવંશથી જુદા, વિષ્ણુપુરાણ અને મહાભારતના પ્રક્ષિપ્ત વૈષ્ણવ ભાગોના મૂળરૂપ વૈષ્ણવ પુરાણમાંથી આ ઉલ્લેખ લીધો જણાય છે.

पुरा वराहसंपर्कसंभूतगर्भया भगवत्यां भुवा नरको नाम सूनुरसावि रसातले। પા. ૨૧૯

હરિવંશ ( २ अ-६३ ) માં તથા વિષ્ણુપુરાણ ( अं. ५ अ-२९ ) માં આ કથાનું મૂળ છે.

બાણનાં વર્ણનોમાં કથાઓનાં એટલાં બધાં સૂચનો આવે છે કે બધાં ઉતારતાં તો એક પુસ્તક થાય. પણ મોટે ભાગે મહાભારત, રામાયણ અને બૃહત્કથાનાં પાત્રો અને આખ્યાનોનાં સૂચનો ઘણાં છે. એ બધાં ઉતારવાથી કાંઇ ફળ નથી. પુરાણોના ઇતિહાસ ઉપર પ્રકાશના એ એવા ઉલ્લેખો શોધતાં મહાભારત, રામાયણમાંના ન હોય એવા ઉલ્લેખો હરિવંશમાંથી કે વાયુપુરાણમાંથી છે. આ પાંચેમા જેનું મૂળ ન મળે એવા ઉલ્લેખો શોધી જોયા પણ ભાગ્યે જ મળે છે. ઉપર એક ઉલ્લેખ માર્કંડેય પુરાણમાં મળે છે એ નોંધ્યું છે. આ ઉપરાંત બાણ કવિ જાતે શિવભક્ત છે અને અનેક શૈવ કથાઓના ઉલ્લેખો કરે છે. આ બધી કથાઓ વાયુપુરાણમાં મળતી નથી, માટે શૈવ કથાઓનું જુદું સાહિત્ય એ કાળે હોવું જોઇએ જેનો સંગ્રહ સ્કંદપુરાણ વગેરેમા થાય છે. વળી બાણ શૈવ હોવા છતાં વૈષ્ણવ કથાઓના અનેક ઉલ્લેખ કરે છે. બાણને કૃષ્ણચરિત્ર સારી પેઠે જાણીતું છે. પણ કૃષ્ણચરિત્ર સંબંધી બાણના ઉલ્લેખોમા એકે પ એવો નથી કે જેનું મૂળ હરિવંશમાં ન હોય પણ વિષ્ણુમાં કે ભાગવતમાં હોય. બાણ અવતારોનાં સૂચનો પણ કરે છે. કૃષ્ણાવતાર ઉપરાંત વરાહ, વામન અને નૃસિંહ અવતારનાં વધારે સૂચનો બાણના ગ્રંથોમાં મળે છે. આ ત્રણે પ અવતારો ગુપ્ત કાળમા અતિ લોકપ્રિય હતા એ એ સમયના ઉત્કીર્ણ લેખો અને અવશેષો ઉપરથી જણાય છે. હરિવંશમાં ભવિષ્યમાં આ ત્રણે અવતારોની કથા વિસ્તારથી છે. આ અવતારોની કથાઓ મહાભારતમાં યે પાછળથી દાખલ થયેલ છે. અને મહાભારત તથા હરિવંશ આ કથાઓ પુરાણમાંથી લીધેલી હોવાનું કહે છે.

પાસે નીચેના સંસ્કૃત ગ્રન્થો હોવા જોઇએ. રામાયણ, મહાભારત, હરિવંશ, વાયુપુરાણ, અગ્નિપુરાણ, ભાગવતપુરાણ અને માર્કંડેય.પુરાણ."[2]

આ માન્યતા માટે ડૉ. ફુહ્રર હર્ષચરિતની આવૃત્તિમાં પુરાવાઓ આપવાના હતા પણ આપી શકયા નથી એટલે ડૉ. વીન્સેન્ટ સ્મિથ, ડૉ. ફુહ્રરની માન્યતારૂપે આ વચનનો પુરાવો રજુ કરે છે.[3] મતલબકે બુહ્લરની સૂચના પ્રમાણે કોઇએ હજી સુધી બાણના પૌરાણિક ઉલ્લેખોનો અભ્યાસ કરેલો ન હોવાથી બાણના કેટલાક ઉલ્લેખો નીચે સવિસ્તર ઉતાર્યા છેઃ—

अमुरगृहीतामृतापहरणकृतकपटपटुविलासिनीवेषस्य
श्यामतया भगवतो हरेरिवानुकुर्वतीम्

का. પા. ૨૨

આ કટકામાં બાણે સમુદ્રમંથન વખતે ભગવાન હરિએ અસુરોને છેતરવાં માટે મોહિની રૂપ લીધાનો ઉલ્લેખ છે. હવે સમુદ્રમંથનની કથા મહાભારતમાં, રામાયણમાં, હરિવંશમાં અને ઘણાં પુરાણોમાં મળે છે પણ બધે એકરૂપમાં નથી મળતી. હરિવંશમાં બીજા કરતાં જરા જુદે રૂપે આ કથા છે માટે પહેલાં એ જોઇએઃ—

"એક વખત વસંત ઋતુમાં ગંધમાદનના શિખરોમા દૈત્યોને પુષ્પની સુગંધથી એટલો મદ ચઢયો કે એ આનંદમાં દૈત્યોએ વિચાર કર્યો કે જો ફુલમાં આટલું વીર્ય છે તો પાણીમાંની ઔષધિઓનું મંદર પર્વતવડે મંથન કરીએ તો કેટલું વીર્ય મળે? આ રીતે વિચાર કરીને પર્વતને ઉપાડવાનો યત્ન કરવા માંડયો પણ પર્વત ઉપાડી ન શકયા ત્યારે બ્રહ્માએ અશરીરી વાણીથી કહ્યું કે બધા દેવો, યક્ષો, ગંધર્વો સાથે મળીને તમે (દૈત્યો) પ્રયત્ન કરો તો અમૃત માટે પર્વત ઉપડે પછી પર્વત ઉપાડીને સુરોએ અને અસુરોએ ક્ષાર સમુદ્રનું મંદર પર્વત વડે વાસુકિનું નેતરૂં કરીને હજાર વર્ષો સુધી ઔષધિઓ સાથે મંથન કર્યું. ત્યારે એમાંથી શુદ્ધ અમૃત નીકળ્યું તે લોભથી અને ક્રોધથી અસુરો લઇ ગયા. પછી

૨. The Sanskrit literature which Bana has had before him when writing his life of Harshavardhana, consists in the Ramayana, Mahabharata, Harivansla, Vayupurana, Agnipurana, Bhagavatapurana, and Markandeyapurana which fact I shall prove fully in my edition of the text." Proceedings of the International Congress of Orientalists.

૩. ડૉ. વીન્સેન્ટ સ્મિથ કહે છે કેઃ—"Dr Fuhrer believed that he could prove the use by Bana of the Agni, Bhagavata and Markandeya Purana as well as the Vayu." The Early History of India (Third edition), p. 22

તુર્કને સુબ્બર ' એ લોકોક્તિનું વિકૃત રૂપ છે. તદુપરાંત પહેલી લીટીમાં 'ભ' નથી પણ 'ભા' છે અને 'સુ' નથી પણ 'સ' છે. બીજી લીટીમાં 'પન શ્રી' નથી પણ 'પાન શ્રી' છે. ત્રીજી લીટીમાં 'મહમદ' નથી પણ 'મિહમદ' છે. ચોથી લીટીમાં 'હસન' નથી પણ 'હુસેન' છે. પાંચમી લીટીમાં 'તમોનિ' નથી પણ 'તમનિ' છે અને 'છે' નથી વંચાતું પણ 'છ' વંચાય છે. સાતમી લીટીમાં 'ળ' નથી પણ 'લ' છે.

આ શિલાલેખની લિપિ કેવળ બાળબોધ નથી. નિદાન 'ણ' 'દ' અને 'લ' એ ત્રણ અક્ષરોનું વલણ શુદ્ધ ગુજરાતી છે. 'સ' અક્ષરનાં બે રૂપો છે. તેમાંનું એક શુદ્ધ બાળબોધ લિપિનું રૂપ છે, અને બીજું રૂપ ગુજરાતી 'ચ' કે 'અ' અક્ષરને મળતું છે. સં. ૧૬૫૧ નું બાઇ સરૂપનું ઘર વેચાણખત મળેલું છે તેમાં એ જ પ્રકારનું 'સ' નું રૂપ જોવામાં આવે છે. અર્થાત્ આ શિલાલેખમાં 'સ' નું વલણ પણ જૂની ગુજરાતી લિપિનું છે ખરૂં. તદુપરાંત આ શિલાલેખમાં 'ડ' નું જે વિશિષ્ટ વલણ (અંગ્રેજી h 'એચ' જેવું) છે તેને મળતું રૂપ સં. ૧૬૮૪ ના અગ્નિદત્તના પુત્રોના ઘરવહેંચણીખતમાં જોવામાં આવે છે. 'હુ' નું જે રૂપ આ લેખમાં જોવામાં આવે છે તેને મળતું જ રૂપ આબુના ઋષભદેવના મંદિરમાંના સં. ૧૩૭૮ ના લેખમાં જોવામાં આવે છે. અર્થાત્ 'હુસેન' શબ્દમાં 'હ' નથી પણ 'હુ' જ છે. તેજ પ્રમાણે 'આદિસન' શબ્દ ન વાંચતાં 'આહિશન શબ્દ હું વાંચું છું તેનું કારણ એ કે, 'દ' ને મળતું જ 'હ' નું રૂપ જૂના લેખોમાં જોવામાં આવે છે; અને તેનો દાખલો સિદ્ધપુરના વાલખિલ્યેશ્વરના મંદિરમાંના પથરાના ઉપર કોતરાએલો સં. ૧૭૦૩ નો લેખ પૂરો પાડે છે.

ભાઇ પ્રતાપરાયને છઠ્ઠી લીટી ઊકલેલી નહિ તે ઊકેલતાં મને ખાસ મુશ્કેલી નડેલી નહિ. પણ 'ત્રુ' અક્ષરે મને મૂંઝવ્યો હતો. પ્રથમદર્શને તે 'કુ' જેવો વંચાય છે. પરંતુ દંતિદુર્ગના સામંતગઢના સં. ૮૧૦ ના દાનપત્રમાં 'ત્રુ' નું જે વલણ છે તેને મળતું જ આ લેખમાંનું 'ત્રુ' નું વલણ હોવાથી છેવટે મેં 'કુ' અક્ષર ખોટો ગણીને 'ત્રુ' અક્ષર જ ખરો ગણ્યો છે: અને વાક્યાર્થ એથી બરાબર બેસે છે.

ભાષાની દૃષ્ટિએ જોતાં આ લેખમાં 'તમનિ' અને 'વિદ' એ બે શબ્દોમાં 'એ'કારના સ્થાને 'ઇ'કાર વપરાયો છે તે જૂનું ગુજરાતી રૂપ છે. બાકીના પ્રસંગે 'એ'કાર જ વપરાયો છે.

આ શિલાલેખમાંના વસ્તુના સંબંધમાં ભાઇ પ્રતાપરાયે જે વિગતવાર હકીકત આપી છે તેમાં કાંઇ ખાસ વધારો કરવા જેવું નથી. લિપિશાસ્ત્રની તેમ જ ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ આ લેખ મહત્ત્વનો છે, એ કહેવાની જરૂર નથી.

શિયાપુરા, વડોદરા, લિ. સેવક

તા. ૨૭-૮-૧૯૨૭. ભરતરામ ભાનુસુખરામ મહેતા.

---

· મહાભારતના આ શ્લોકો પણ રામાયણ પછીના છે અને મત્સ્યના તથા મહાભારતના એક જ છે. એટલે બાણે મહાભારતમાં આ કથા વાંચી હોય એ દેખીતું છે પણ મહાભારત અને મત્સ્ય બેયમાં કોઇ ત્રીજા મૂળમાંથી ઉતારો હોવાનો સંભવ છે. મહાભારતના આ ભાગમાં પુરાણોમાંથી ઘણા ઉતારા છે એ પ્રસિદ્ધ છે. હવે વિષ્ણુપુરાણ કરતાં મહાભારતમાં • આ કથા વધારે વિગતથી અને વિસ્તારથી છે અને સમુદ્રમંથનની કથામાં ધીમે ધીમે વધારો થતો ગયો, છે બાણ, અસુરોએ લઇ લીધેલા અમૃતને પાછું લેવા માટે વિષ્ણુએ સ્ત્રીવેશ લીધાની વાત કરે છે. મહાભારતોકત કથામાં અસુરોએ અમૃત લઇ લીધાનું સ્પષ્ટ કહ્યું નથી પણ વિષ્ણુપુરાણમાં સ્પષ્ટ કહ્યું છે. જો કે એમાં યે અસુરોએ અમૃત સ્રીરૂપ વિષ્ણુને આપી દીધું એમ તો છે જ. જુઓ અં. ૧ અ-૯ શ્લો. ૧૦૬.

આ બધા ઉપરથી મને તો એમ લાગે છે કે હરિવંશ, રામાયણ, મહાભારત-આદિપર્વ, મત્સ્ય, વિષ્ણુપુરાણ, ભાગવત એ રીતે ક્રમે ક્રમે સમુદ્રમંથનની કથામાં વધારો થતો ગયો છે અને બાણે વિષ્ણુના કે એના કોઇ મૂળના આધારે ઉપલું વચન લખ્યું છે. રાહુનું માથું કાપી નાખ્યાની કથા વિષ્ણુપુરાણમા નથી અને મત્સ્યપુરાણમાં, મહાભારતમાં તથા હરિવંશમાં છે, એટલે વિષ્ણુપુરાણે ટૂંકું કરતા ઘણી વાતો છોડી દીધી છે (જુઓ આ-અ-૧૯).

हिरण्याक्षदानवमिव महावराहदंष्ट्राविभिन्नवक्षःस्थलम् । का. ६४-६५

વરાહ-અવતારે હિરણ્યાક્ષને માર્યાની વાત ભાગવતમા છે, પણ વિષ્ણુપુરાણમાં કે મહાભારત સભાપર્વમાં નથી. પણ ભાગવતકારે હરિવંશ (૩-અ-૧૩૯) માંથી લીધેલી લાગે છે. વાયુપુરાણ (અ-૯૭) માં પણ ટુંકામા વરાહે હિરણ્યાક્ષને માર્યાનો ઉલ્લેખ છે.

उन्मदहलिहलाकर्षणभयपलायितामिव कालिन्दीम् । का. पा. २२

બલભદ્રે યમુનાને હળથી ખેંચ્યાની આ કથા ભાગવત, વિષ્ણુ અને હરિવંશમાં છે. બાણે હરિવંશનું નામ લખ્યું જ છે એટલે આનું મૂળ હરિવંશ હોવાનો સંભવ છે ( જુઓ हरि २-अ-४६ ).

कैश्चित्कृष्णचरितमिव दर्शयद्भिः समुत्खातविधृतगजदन्तैः । का. पा. ६४

કૃષ્ણે કુવલયાપીડ હાથીને મારીને એના દાંતો ઉખેડી જાતે હાથમા ધારણ કર્યાની વાત ભાગવતમાં, વિષ્ણુમાં અને હરિવંશમાં છે એટલે અહીં પણ મૂળ હરિવંશ જ લાગે છે ( જુઓ हरि. २ अ. २९, ३० ).

मधुरोपवनमिव बलावलीढदर्पितधेनुकम् । का. पा. ८३

જુઓ हरि. २-अ-१३

उपानिरुद्धसमागममिव चित्रलेखादर्शितविचित्रसकलत्रिभुवनाकारम् ।

का. पा. १८५

તે જ રીતે બૌદ્ધદર્શનની જૈનદર્શનમાથી ઉત્પત્તિનુ વર્ણન શ્વેતામ્બર સાહિત્યમા નથી ફ ત દિગમ્બર સાહિત્યમા છે આ ચારે ય દર્શનોની ઉત્પત્તિ વિષેના સાહિત્યમાના વર્ણનનો અનુક્રમે માગ આપુ તે પહેલા તે દર્શનોને લગતુ કેટલુક સ્પષ્ટીકરણ કરી દેવુ યોગ્ય છે

૧—સાખ્યદર્શન એ અતિ પ્રાચીન ભારતીય દર્શનોમાનું એક છે એના આદિ પ્રવર્તક તરીકે કપિલઋષિનો નિર્દેશ વૈદિક સાહિત્યમા સર્વત્ર થએલો છે મહાભારતમા[૨] કપિલને સાખ્યદર્શનના વક્તા કહ્યા છે, ભાગવતમા[૩] કપિલનુ વિષ્ણુના અવતારરૂપે વિસ્તૃત

---

૨ साङ्ख्यस्य वक्ता कपिल परमर्षि पुरातन ।
हिरण्यगर्भो योगस्य वक्ता नान्य पुरातन " ॥

—મહાભારત મોક્ષધર્મ

૩ " પ્રજાપતિનો પુત્ર મનુ નામે સમ્રાટ્ બ્રહ્માવર્ત દેશમા રહ્યો રહ્યો સસાર્ણવ પૃથિવીનુ શાસન કરતો હતો શતરૂપા નામે તેની મહારાણી હતી તેને પ્રિયવ્રત અને ઉત્તાનપાદ એ બે પુત્ર અને દેવહૂતિ નામે કન્યા હતી તે સમયે કર્દમ નામે એક ઋષિ હતો, તેને બ્રહ્માએ પ્રજા ઉત્પન્ન કરવાની પ્રેરણા કરી તેથી તે ઋષિએ સરસ્વતી તીરે જઈને દસ હજાર વર્ષ પર્યંત તપ તપ્યુ તપના પ્રભાવે ઋષિને શખચક્રગદાધર, ગરુડ વાહન એવા ભગવાન્ પુષ્કરાક્ષનુ સાક્ષાત્ દર્શન થયુ ઋષિએ ભગવાનને વિનતી કરી કે, હું ગૃહમેધ માટે ધેનુસમાન સમાનશીલવાળી કોઇ કન્યાનુ પાણિગ્રહણ કરવાને ઇચ્છુ છુ ભગવાને કહ્યુ કે, હે બ્રહ્મન્ ! તમારે માટે મે બ્રહ્માવર્તના રાજા મનુની પુત્રી દેવહૂતિની યોજના કરી રાખી છે તેઓ તમને જોવા માટે પણ આવનાર છે, આમ કહીને ભગવાન અતર્ધાન થયા હવે કર્દમઋષિ બિંદુ સરોવરની પાસે રહીને મનુના આગમનની પ્રતીક્ષા કરવા લાગ્યા એટલામા મનુ પોતાની સ્ત્રી અને પુત્રી સાથે રથ ઉપર બેસીને ત્યા આવી પહોચ્યા અને કર્દમ ઋષિને પોતાની પુત્રીનુ પાણિગ્રહણ કરવા વિનતિ કરી ઘણી ધામધૂમ સાથે કર્દમ અને દેવહૂતિનો વિવાહ થયો દેવહૂતિની માતા શતરૂપાએ એ દપતિને ઘણા કપડા, ઘરેણા અને ગૃહસ્થાશ્રમને યોગ્ય પુષ્કળ ગરસામગ્રી દાનમા આપ્યા લગ્ન થઇ ગયા પછી મનુ પોતાની પત્ની સાથે બ્રહ્માવર્ત તરફ પાછા ફર્યા અને કર્દમ ઋષિ મનુએ વસાવેલી બર્હિષ્મતી નામની નગરીમા રહીને ગૃહસ્થાશ્રમ ચલાવવા લાગ્યા કર્દમના સગથી દેવહૂતિને નવ પુત્રીઓ થઇ હવે કર્દમને પ્રવ્રજ્યા લઇને વનમા જવાનો વિચાર થયો પણ તેની સ્ત્રી દેવહૂતિએ પોતે પુત્ર વિનાની હોવાથી દીનતા દર્શાવી ત્યારે કર્દમે કહ્યુ કે હે રાજપુત્રિ ! તુ ખિન્ન ન થા, તારા ગર્ભમા તો સ્વય ભગવાન્ જે ' અક્ષર ' છે તે પોતે જ અવતરનાર છે આ રીતે ઘણો સમય વીત્યા બાદ ભગવાન્ મધુસૂદને પોતે દેવહૂતિની કુક્ષિમા અવતાર ધારણ કર્યો —

तस्या बहुतिथे काले भगवान् मधुसूदन ।
कार्दम वीर्यमापन्नो जज्ञेऽग्निरिव दारुणि ' ॥

द्विजानां राजा गुरुदारग्रहणमकार्षीत् । हर्षच. પા. ૮૭

આ કથા ઘણા પુરાણોમા છે પણ બાણે વાયુનું નામ લખ્યું છે એટલે વાયુમા જો એનુ મૂળ હોય તો બીજાં પુરાણમા માનવાનું કારણ રહેતું નથી. અને વાયુપુરાણમા મળે છે (જુઓ. वायु पु अ-९० श्लो २८, २९ ).

पुरूरवा ब्राह्मणधनतृष्णया दयितेनायुषा व्ययुज्यत । हर्षच. પા. ૮૭

આ કથાનુ મૂળ મહાભારતમા (જુઓ आ-अ-६९ શ્લો, २४, २६) અને વાયુ-પુરાણમા છે (वायु-अ-२ શ્લો. २० थी २३)

नहुष परकलत्राभिलाषी महाभुजंग आसीत् ।

આ કથા મહાભારતમા છે ( જુઓ उ. अ ११ व-अ-१८१ )

ययातिराहितब्राह्मणीपाणिग्रहणः पपात ।

આ સૂચન મહાભારતની કથાનુ છે (म-आ-अ-८२)

मांधाता मार्गणव्यसनेन सपुत्रपौत्रो रसातलमगात् । પા. ૮૮

सुद्युम्नः स्त्रीमय एवासीत् ।

એજન.

આ સૂચનની મૂળ કથા વાયુ વગેરે ઘણાખરા પુરાણોમા છે ( જુઓ वायु अ-८६ श्लो. १५ ).

सोमकस्य प्रख्याता जन्तुवधनिर्घृणता ।

એજન

આ કથા મહાભારતમા છે ( म-व-अ-१२८, १२९ )

पुरुकुत्सः कुत्सितं कर्म तपस्यन्नपि मे कलकन्यकायामकरोत् ।

એજન.

આ સૂચન પુરુકુત્સની સ્ત્રી નર્મદા હતી એટલા પૂરતું જ હોય તો એટલી વાત પુરાણોમા છે જ ( જુઓ वायु पु अ. ८८ श्लो. ७४ )

कुवलयाश्वो भुजंगलोकपरिग्रहादश्वतरकन्यामपि न परिजहार ।

એજન.

આ સૂચનનું મૂળ માર્કંડેય પુરાણમા જ મને મળ્યું છે ( જુઓ अ-२४ )

पृथुः प्रथमपुरुषकः परिभूतवान्पृथिवीम् ।

એજન.

संवरणो मित्रदुहितरि विक्लवतामगात्

६ च

સવરણનુ આખ્યાન મહાભારતમા છે ( म आ अ ६३ )

दशरथ इष्टरामोन्मादेन मृत्युमवाप — રામાયણ એજન

कार्तवीर्यो गोब्राह्मणातिपीडनेन निधनमयासीत्

એજન.

કાર્તવીર્યની કથા મહાભારતમા છે (व अ-११७)

मरुत्त इष्टबहुसुवर्णकोऽपि देवद्विजबहुमतो न बभूव। — એજન

( म आश्व. अ-९ )

शंतनुरतिव्यसनादेकाकी वियुक्तो वाहिन्या विपिने विललाप। — એજન

( म-आ-अ. १०६ )

पाण्डुर्वनमध्यगतो मत्स्य इव मदनरसाविष्टप्राणान्मुमोच। — એજન

( म-आ-अ. १३४ )

युधिष्ठिरो गुरुभयविपण्णहृदयः समरशिरसि सत्यमुत्सृष्टवान्। — એજન

म-द्रोण अ. १०६

पृथुना गौरियं कृतेति यः स्पर्धमान इव महीं महिषीं चकार। એજન પા ૧૦૦

આ કયા પુરાણોમા છે ( જુઓ વાયુ-अ-६२ શ્લો ૧૯૧ )

श्वेतगंगावर्तपाण्डुरं पदमिव त्रिभुवनवन्दनीयं त्रिविक्रमस्य। એજન પા ૨૧૬

આ રીતે વામનના ચરણકમળમાથી ગગાજી નીકળ્યાનુ કાલિદાસ પણ કહે છે—

यथैव श्लाघ्यते गंगा पादेन परमेष्ठिनः

कु. स ६, ७०

વાયુપુરાણમા ગગાવતરણની કથા ટુકામા છે (જુઓ अ ४७) ત્યા ગગાને સ્પષ્ટ શબ્દોમા સોમપાદમાથી નીકળેલી કહી છે—

सोमपादप्रसूता सा सप्तधा प्रतिपद्यते। वायु अ. ४७ श्लो-२६

અને " सिद्धानां कपिलो मुनिः " એમ કહી ગીતા[૭] ઋષિશ્રેષ્ઠ તરીકે એ જ કપિલનું બહુમાન કરે છે. કપિલની શિષ્ય-પરમ્પરામાં આસુરિ અને પંચશિખ એ મુખ્ય[૮] છે. પંચશિખનું ષષ્ટિતન્ત્ર[૯] જે સમ્પૂર્ણ સાંખ્યતત્ત્વજ્ઞાનનો સંગ્રાહક એક મહાન્ ગ્રંથ હતો તે તો ક્યારનો યે નામશેષ થઇ ગયો છે.

---

૭ " अश्वत्थः सर्ववृक्षाणां देवर्षीणां च नारदः ।
गन्धर्वाणां चित्ररथः सिद्धानां कपिलो मुनिः–गीता अ. १०, श्लो० २६.

૮. "एतत् पवित्रमग्र्यं मुनिरासुरयेऽनुकम्पया प्रददौ ।
आसुरिरपि पञ्चशिखाय तेन च बहुलीकृतं तन्त्रम् " ॥७०॥

સાંખ્યકારિકા.

૯ "सप्तत्यां किल येऽर्थास्तेऽर्थाः कृत्स्नस्य षष्टितन्त्रस्य ।
आख्यायिकाविरहिताः परवादविवर्जिताश्चेति " ॥७२॥

સાંખ્યકારિકા.

ચાઇનીઝ બૌદ્ધસંપ્રદાય પ્રમાણે ૬૦૦૦૦ શ્લોક પ્રમાણ 'ષષ્ટિતંત્ર' નામક એક મોટો સાંખ્યગ્રંથ હતો. એના પ્રણેતા આચાર્ય પંચશિખ હતા. વાચસ્પતિ પ્રભૃતિ વિચારકોના અભિપ્રાય પ્રમાણે એ ષષ્ટિતંત્રશાસ્ત્ર વાર્ષગણ્યનું હતું, ષષ્ટિતંત્રમાં આવેલા વિષયો સંબંધી માહિતી 'અહિર્બુધ્નસંહિતા'ના બારમા અધ્યાયમાંથી મળી આવે છે. એ સંહિતામાં ષષ્ટિતંત્રના બે વિભાગ બતાવવામાં આવ્યા છે. પ્રથમ વિભાગ તે 'પ્રકૃતિમંડળ' અને દ્વિતીય વિભાગ તે 'વિકૃતિમંડળ' એ બન્ને વિભાગમાં નીચે જણાવેલાં કુલ સાઠ વિષયોનું પ્રતિપાદન થયેલું હતું અને તેથી જ એ ગ્રંથને 'ષષ્ટિતંત્ર' નામ આપવામાં આવ્યું જણાય છે.

| પ્રકૃતિમંડળમાં ૩૨ વિષયો છે. | વિકૃતિમંડળમાં ૨૮ વિષયો છે. |
|---|---|
| ૧ બ્રહ્મતંત્ર | ૧–૫ કર્મકાંડ |
| ૨ પુરુષતંત્ર | ૬ ભોગકાંડ |
| ૩ શાક્તતંત્ર | ૭ વૃત્તકાંડ |
| ૪ નિયતિતંત્ર | ૮–૧૨ પંચક્લેશ કાંડ |
| ૫ કાલતંત્ર | ૧૩–૧૫ ત્રણ પ્રમાણકાંડ |
| ૬–૭–૮ ત્રિગુણતંત્રો | ૧૬ ખ્યાતિકાંડ |
| ૯ અક્ષરતંત્ર | ૧૭ ધર્મકાંડ |
| ૧૦ પ્રાણતંત્ર | ૧૮ વૈરાગ્યકાંડ |
| ૧૧ કર્તૃતંત્ર | ૧૯ ઐશ્વર્યકાંડ |
| ૧૨ સામ્યતંત્ર | ૨૦ ગુણકાંડ |

મહાભારત અને હરિવંશમા पुराणैः, पुराणेषु, એ રીતે બહુવચન વાપર્યું છે માટે વરાહ, વામન વગેરે અવતારોના જુદા જુદા પુરાણો હતા એમ માનવું કે એક જ વૈષ્ણવ પુરાણ હશે એ નક્કી કહેવું મુશ્કેલ છે. હાલનુ વિષ્ણુપુરાણ હરિવંશ પછીનું છે, એમા હરિવંશ કરતા કથાઓ ટુકામા છે અને ભક્તિનું તત્ત્વ ઘણુ વધારે છે. વિષ્ણુપુરાણ હરિવંશ અને મહાભારતમા પાછળથી ઉમેરાયેલા અયોધ્યાના મૂળ રૂપ વૈષ્ણવ પૌરાણિક સાહિત્યમાથી સમુદ્રમથન વખતે વિષ્ણુએ સ્ત્રીવેશ લીધાની તથા એવી બીજી કથાઓ બાણે લીધી છે એમ લાગે છે. હર્ષચરિતમા બાણ પોતે જ ભાગવતો, પૌરાણિકો અને પાચગત્રિકોનો ઉલ્લેખ કરે છે ( પા. ૨૩૬ ૨૩૭ ), અને કાદમ્બરીમા પાશુપતોનો ઉલ્લેખ છે. મતલબ કે બાણના વખતમા વાયુપુરાણ જેવા પુરાણો ઉપરાત વૈષ્ણવોનુ તથા શૈવોનુ પૌરાણિક સાહિત્ય હતું એમા શકા નથી

---

# ચર્ચાપત્ર

## સં. ૧૬૫૦ નો અમરેલીનો શિલાલેખ

" પુરાતત્ત્વ " ના રા સપાદક મહાશય,

" વિ. વિ. કે, નીચેની હકીકતને આપના ત્રૈમાસિકના આવતા અકમા સ્થાન આપી આભારી કરશો.

આપના ત્રૈમાસિકના સં. ૧૯૮૩ ના ચૈત્ર માસના અંકમા રા. રા. પ્રતાપરાય ગીરધરલાલ મહેતાનો " અકબરના સમયનો એક શિલાલેખ " નામક લેખ પ્રસિદ્ધ થયો છે. ઉક્ત શિલાલેખમાંની " એકાદ લીટી સિવાય બધુ સુવાચ્ય છે " એમ તેમા જણાવ્યું છે. ગયા એપ્રિલ માસમા હું અમરેલી ગયો હતો ત્યારે ભાઇ પ્રતાપરાય મને ઉક્ત શિલાલેખ દેખાડવા લઈ ગયા હતા. મેં એ આખો શિલાલેખ નીચે પ્રમાણે વાચ્યો છે:—

(१) संवत १६५० वरषे भदरवा सद १३
(२) दने श्री दीवान षान श्री नवरंगषन हवा
(३) ले प्रगणे अमरेली मोर श्री मिहमद
(४ हुसेन आहिशान मशपुरावा माहजन
(५ समत जोग जन तमनि षिठ माष छ
(६) हीदवाण गय त्रकणे सूह्यर मागे तेने
(७) गधेड़े गाल

ભાઇ પ્રતાપરાયે ચોથી લીટીમા 'આદિસન' શબ્દવાચ્યો છે તે 'આહિશન' શબ્દ છે, અને તે 'અહેસાન' નુ વિકૃત રૂપ છે. છઠ્ઠી લીટી મેં વાચી આપી છે તે ' હિંદવાને ગાય,

ધરાવતા હોવાથી વૈદિક વિદ્વાનો દ્વારા નાસ્તિક ગણાતા[૧૦] અને સાંખ્ય આચાર્યો પણ કપિલના તત્ત્વજ્ઞાનને વેદ, મહાભારત, પુરાણ અને મનુસ્મૃતિ આદિના જ્ઞાન કરતાં શ્રેષ્ઠ[૧૧] સમજતા પરન્તુ એક બાજુ સ્વતન્ત્ર સાંખ્ય આચાર્યોની પરમ્પરા લુપ્ત[૧૨] થઇ અને બીજી બાજુ વાચસ્પતિમિશ્ર જેવા પ્રસિદ્ધ વૈદિક વિદ્વાને સાંખ્યકારિકા ઉપર શ્રુતિને બાધ ન પહોંચે એવી વેદસમન્વયી સૌમ્ય ટીકા[૧૩] લખી એ કારણથી વૈદિક વિદ્વાનોનો સાંખ્યદર્શન ઉપર નાસ્તિકતાનો કટાક્ષ નામશેષ થઇ ગયો છે

---

૧૦. આસુરિ નિરીશ્વર સાંખ્યમતના ઉપદેશક હોવાથી શ્રૌત વિચાર પરંપરાના વિરોધી મનાયા છે તેને પરિણામે શતપથના વંશ બ્રાહ્મણમાંથી ઋષિ તરીકેની તેમની વંશપરંપરા બંધ પડયાનું અનુમાન શ્રીયુત નર્મદાશંકર મ્હેતા બી એ કરે છે તે અવશ્ય વિચારણીય છે જૂઓ હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ ભાગ ૧ લો પૃ. ૯૪

આદ્ય શંકરાચાર્ય પોતે જ કપિલને શ્રુતિવિરુદ્ધ તેમ જ મનુવચન વિરુદ્ધતન્ત્રના પ્રવર્તક કહે છે જૂઓ બ્રહ્મસૂત્ર શાંકર ભાષ્ય ૨ –૧—૧

૧૧. માઠરવૃત્તિકાર મૂલકારિકાની વ્યાખ્યા કરતાં કહે છે કે "આ કપિલ ઋષિએ ઉપદેશેલું તત્ત્વજ્ઞાન વેદ, પુરાણ, મહાભારત અને મનુઆદિ ધર્મશાસ્ત્રો કરતાં પણ ચઢીઆતું છે

—જૂઓ સાંખ્યકારિકા, ૭૦ ની માઠરવૃત્તિ

૧૨ ' સાંખ્ય દર્શનને અનુસરનાર સંન્યાસીઓનો વેષ અને આચાર આ પ્રમાણે છે તેઓ ત્રિદંડી કે એકદંડી હોય છે, અધોવસ્ત્રમાં માત્ર કૌપીનને પહેરે છે, પહેરવાનું વસ્ત્ર ગેરૂઆ રંગનું રાખે છે કેટલાક ચોટલીવાળા હોય છે, કેટલાક જટાધારી હોય છે અને કેટલાક મુણ્ડ હોય છે, આસનમાં મૃગચર્મ રાખે છે, બ્રાહ્મણને ઘેર ભોજન લે છે, કેટલાક માત્ર પાંચ કોળીયા ઉપર રહે છે એ પરિવ્રાજકો બાર અક્ષરનો જાપ કરે છે તેઓને નમસ્કાર કરનારા ભકતો ' ॐ **नमो नारायणाय** ' એમ બોલે છે અને તેઓ સામું ફકત '**नारायणाय नमः**' કહે છે જૈનસાધુઓની પેઠે તેઓ પણ બોલતી વખતે મુખવસ્ત્રિકા રાખે છે એઓની એ મુખવસ્ત્રિકા કપડાની નથી હોતી પણ લાકડાની હોય છે મહાભારતમાં એ મુખવસ્ત્રિકાને 'બીટા' કહેવામાં આવી છે એઓ પોતે જીવદયા નિમિત્તે પાણી ગળવાનું ગળણું રાખે છે અને તેમ કરવા પોતાના અનુયાયીઓને પણ સમજાવે છે મેલા પાણીની સાથે ખારૂં પાણી ભેળવવાથી હિંસા થયાનું માને છે અને પાણીના એક બિંદુમાં અનંત જીવોની હયાતી સ્વીકારે છે એમના આચાર્યોના નામ સાથે 'ચૈતન્ય' શબ્દ જોડાએલો હોય છે, એઓની વધારે વસ્તી બનારસમાં છે ધર્મને નામે એઓ કોઇ પ્રકારની હિંસા કરવાનું માનતા નથી "—

જૈનદર્શન—ગુજરાતીઅનુવાદ—( પં બેચરદાસનો ) પ્રસ્તાવના પૃ. ૭૩

૧૩ ઉદાહરણ તરીકે, સરખાવો બીજી સાંખ્યકારિકા ઉપરની કર્મકાણ્ડપ્રધાન વૈદિક

# સાંપ્રદાયિકતા અને તેના પુરાવાઓનું દિગ્દર્શન

લેખાક ૩.

## [ પંડિત સુખલાલજી ]

આ લેખમા નવો મુદ્દો લઇ તે ઉપર ચર્ચા કરવા પહેલા ગયા લેખમા લીધેલ 'યજ્ઞમાં હિંસાની પ્રવૃત્તિ અને તેના પ્રતિપાદક વેદોની ઉત્પત્તિ' એ બીજા મુદ્દા વિષે એક પ્રાસંગિક નોંધ કરવા ધારી છે અને તે એ કે ઉક્ત મુદ્દા પરત્વે જૈન સાહિત્યમાથી અપાએલી કથાઓમા નારદ, પર્વત અને વસુ નામના, ત્રણ પાત્રો આવે છે. એ જ નામના ત્રણ પાત્રો વાલ્મીકીના રામાયણમા પણ આવે છે. આ ત્રિપુટીનુ નામસામ્ય છતા વાલ્મીકિની અને જૈનકથાની વસ્તુમાં કશુ સામ્ય નથી. સામ્ય હોય તો તે એટલુ જ કે એ નામના ત્રણ પાત્રો જેમ વાલ્મીકિના રામાયણમા આવે છે તેમ જૈનકથામા પણ જૈનરામાયણમા જ આવે છે. આ ઉપરથી લોકોમા કોઇ કાળે નારદ-પર્વત જેવા નામોની ખૂબ પ્રસિદ્ધિ હોવાનું ભાન થાય છે. એ વાતની પુષ્ટિ વળી બીજા એક તેથી યે જુના ઐતરેય બ્રાહ્મણમાના શુનઃશેપ આખ્યાનમા આવેલા નારદ-પર્વત નામયુગલના ઉલ્લેખથી થાય છે.

### દર્શનો અને તેના પ્રવર્તકોની ઉત્પત્તિ

વૈદિકધર્મમાથી જૈન, બૌદ્ધ આદિ સંપ્રદાયો કેવી રીતે નીકળ્યા એ હકીકત સૂચવની અનેક આખ્યાયિકાઓ જુદા જુદા પુરાણોમાથી લઇ આ લેખમાળાના પહેલા ભાગમા આપવામાં આવી છે જૈનસાહિત્યમા પણ જૈનધર્મમાથી જૈનેતર દર્શનો નીકળ્યાની તેવી જ વાતો મળે છે, તે આ લેખમા આપવા ધારી છે. વૈદિક, પુરાણ અને જૈનસાહિત્યની વાતોમાં એક જાતનું સામ્ય છતા તેમા અન્તર પણ મોટું છે; અને તે એ કે પુરાણની વાતો દેવ અને અસુરોની ઘટનાથી મિશ્રિત હોઇ માનવી બુદ્ધિને ખુલાસો ન આપે તેવી અલૌકિક છે, જ્યારે જૈનકથાઓ તેવી નથી. જો કે જૈનકથાઓ સંપૂર્ણ ઐતિહાસિક છે એમ તો તટસ્થ બુદ્ધિ ન જ કહી શકે છતા તેમાથી સાંપ્રદાયિકતાનો પાસ બાદ કરતા થોડી ઘણી પણ ઐતિહાસિક બીના તેમા સમાયાનો સંભવ લાગે છે. તેથી સાંપ્રદાયિકતાના પુરાવાની અને ઇતિહાસની[1] એ બન્ને દૃષ્ટિએ એ કથાઓ અગત્યની છે.

એકંદર જૈન સાહિત્ય જોતા તેમા જૈન દર્શનમાથી ચાર જૈનેતર દર્શનો નીકળ્યાની હકીકત મળે છે. સાખ્ય, બૌદ્ધ, આજીવક અને વૈશેષિક એ ચારમા સાખ્યદર્શનની જૈન-દર્શનમાંથી ઉત્પત્તિનું વર્ણન શ્વેતામ્બર-દિગમ્બર બન્ને સાહિત્યમાં છે. આજીવક અને વૈશેષિક દર્શનની ઉત્પત્તિનું વર્ણન દિગમ્બર સાહિત્યમા નથી, ફક્ત શ્વેતામ્બર સાહિત્યમાં છે

---

૧ અહી જૈનદર્શનમાની અન્ય દર્શનોની ઉત્પત્તિનો ઇતિહાસ વિવક્ષિત નથી પણ ઇતિહાસને લગતી બીજી અનેક બાબતોમા એ કથાઓનું કે તેના કેટલાક ભાગનુ ખાસ મહત્ત્વ છે, એવો ભાવ વિવક્ષિત છે

નથી. અલબત્ત, તેમણે વર્ણવેલ પોતાના તપસ્યા અને આચારના અનુભવમાં કેટલીક તપસ્યા અને કેટલોક આચાર જૈન[૧૬] હોય એમ લાગે છે. બુદ્ધ ભગવાન પોતે તો જૈન પરમ્પરામાં દીક્ષિત થયાનું નથી કહેતા પણ તેમના પછી લગભગ પંદરસો વર્ષબાદ લખાએલ એક જૈન સામ્પ્રદાયિક ગ્રન્થમાં ગૌતમબુદ્ધનું જૈનોના ત્રેવીશમા તીર્થંકર શ્રીપાર્શ્વનાથની પરમ્પરામાં દીક્ષિત થયાનું અલ્પ માત્ર વર્ણન છે. એ વર્ણનમાં ગ્રન્થકાર ગૌતમબુદ્ધને જૈન દીક્ષા છોડી નવીન મતના પ્રવર્ત્તાવનાર તરીકે સામ્પ્રદાયિક કટાક્ષની ભાવનાથી[૧૭] ઓળખાવે છે.

જૈન આચાર્યોની પેઠે વૈદિક વિદ્વાનોએ પણ તથાગત ગૌતમબુદ્ધને તેમના વૈદિકપરમ્પરા સામેના ક્રાન્તિકારી વિચારોને લીધે નાસ્તિક તરીકે વર્ણવ્યા છે.[૧૮] તેમ છતાં જેમ જૈન આચાર્યોએ પોતાના સર્વસંગ્રાહક નયવાદમાં ગૌતમબુદ્ધના ક્ષણિક વાદનો એક નયરૂપે સમાવેશ કરી તે દર્શનનો સમન્વય[૧૯]કર્યો છે. તેમ એક વાર બુદ્ધ ભગવાનને ધર્માતિક્રમી અને પ્રજાદ્વેષી તરીકે ઓળખાવનાર સમર્થ વૈદિક વિદ્વાનોના વંશજોએ બુદ્ધના આચાર અને વિચારની લોકપ્રિયતા વધતા જ પોતાના સર્વસંગ્રાહક અવતારવાદમાં તેમનું સ્થાન ગોઠવ્યું છે; અને વિષ્ણુના અવતારરૂપે તેઓની નિન્દા–સ્તુતિ પણ કરી છે.[૨૦]

૩—સાધારણ જનતાની વાત તો એક બાજુએ રહી પણ વિશિષ્ટ વિદ્વાનો સુદ્ધાં ભારતીય દર્શનોનો ઇતિહાસ લખતી વખતે જે દર્શનનું આજે સ્મરણ પણ કરતા નથી તે આજીવકદર્શન એક વખત હિન્દુસ્તાનમાં બહુ જાણીતું અને બહુ ફેલાએલું હતું. જો કે અત્યારે તો એ આજીવક દર્શન પોતામાંથી ઉદ્ભવ પામેલા અનેક નાના સમ્પ્રદાયોના નામમા અને દેશ–કાળ પ્રમાણે બદલાએલ આચાર-વિચારમાં નામથી અને સ્વરૂપથી તદ્દન ભુસાઇ ગયુ છે. છતા ઇ. સ. ના છઠ્ઠા સૈકા સુધી તે દર્શનના સ્વતન્ત્ર આચાર્યો હોવાનું

૧૬. આ માટે સરખાવો મજ્ઝિમનિકાયના મહાસિંહનાદસુત્તના પેરેગ્રાફ ૨૧ સાથે દશવૈકાલિકનું ત્રીજું તથા પાચમુ અધ્યયન.

૧૭. જુઓ પરિશિષ્ટ, નં૦ ૨.

૧૮. જુઓ આ લેખમાળાનો પહેલો લેખ. પુરાતત્ત્વ, પુસ્તક ચોથું, પરિશિષ્ટ ૧ તથા ૩.

૧૯ " जं काविलं दरिसणं एयं दव्वट्ठिअस्स वत्तव्वं ।
सुद्धोअणतणयस्स उ परिसुद्धो पज्जयविगप्पो " ॥४८॥

—સંમતિતર્ક મૂળ, તૃતીયકાંડ.

२० निन्दसि यज्ञविधेरहह श्रुतिजातं
सदयहृदयदर्शितपशुघातम् ।
केशव ! धृतबुद्धशरीर ! जय जगदीश ! हरे ! ॥ ९ ॥

જીવન આલેખી તેમણે પોતાની માતા દેવહૂતિને આપેલો સાખ્યતત્ત્વજ્ઞાનનો ઉપદેશ વિસ્તારપૂર્વક વર્ણવવામા આવ્યો છે શ્વેતાશ્વતરોપનિષદ્[૪]મા કપિલનું હિરણ્યગર્ભના અવતારરૂપે સૂચન છે રામાયણ[૫]મા વાસુદેવના અવતારરૂપે અને સગરના ૬૦૦૦૦ પુત્રોના દાહક તરીકે કપિલયોગીનુ વર્ણન છે બૌદ્ધકવિ અશ્વઘોષ બુદ્ધની જન્મભૂમિ કપિલવસ્તુને મહર્ષિ કપિલની વાસભૂમિ તરીકે ઓળખાવી[૬] તેનુ મહત્ત્વ સૂચન કરવા જાણે એ જ પ્રસિદ્ધ મહર્ષિકપિલનો નિર્દેશ કરતો હોય તેમ લાગે છે ગમે તેમ હો, પણ એટલુ ખરૂ કે ઓછામા ઓછુ વૈદિકસાહિત્યની પરમ્પરામા તો સાખ્યદર્શનના આદ્ય પ્રવર્તક મહર્ષિ કપિલ જ ગણાય છે

---

હવે સ્વયભૂ પોતે મરીચિ વગેરે ઋષિઓની સાથે કર્દમના આશ્રમમા આવ્યા અને તેમણે કર્દમ ઋષિને કહ્યુ કે મુને ! તમારે ત્યા જે આ બાળકનો જન્મ થયો છે તે પોતાની માયાથી અવતરેલા આદ્ય પુરુષ કપિલ છે હે દેવહૂતિ ! તારી કુક્ષિએ અવતરેલો આ બાળક કૈટભાર્દન છે, લોકોમા કપિલના નામથી તેની ખ્યાતિ થશે અને સાખ્યાચાર્યોને એ સુસમત થશે દેવહૂતિની નવે કન્યાઓને માટે સ્વયભૂએ નવ વરો નક્કી કર્યા કલાને મરીચિ સાથે પરણાવી, અનસૂયાને અત્રિ સાથે, શ્રદ્ધાને અગિરસ સાથે, હવિર્ભૂવાને પુલસ્ત્ય સાથે, ગતિને પુલહ સાથે, સતીને ક્રતુ સાથે, ખ્યાતિને ભૃગુ સાથે, અરૂધતીને વસિષ્ઠ સાથે અને શાતિને અથર્વણ સાથે પરણાવી કર્દમ ઋષિએ વનવાસ સ્વીકાર્યો તે પછી મહર્ષિ કપિને પોતાની માતાના શ્રેય માટે સાખ્યતત્ત્વનો ઉપદેશ કર્યો '

—શ્રીમાગવત સ્કધ ૩, અધ્યાય ૨૧-૨૪-૨૫-૨૬ કાપિલેયોપાખ્યાન

' श्रीभगवान उवाच-

अथ ते संप्रवक्ष्यामि साङ्ख्य पूर्वैर्विनिश्चितम् ।
तद् विज्ञाय पुमान् सद्यो जह्याद् वैकल्पिकं भ्रमम् " ॥ १ ॥

ઇત્યાદિ પ્રકારે ભાગવતના અગ્યારમા સ્કધના ચોવીશમા અધ્યાયમા સાખ્યવિધિનુ નિરૂપણ કરેલુ છે

૪ શ્વેતાશ્વતરોપનિષદ્ ( ૫-૨ )- હિંદતત્ત્વજ્ઞાનનો ઇતિહાસ, પૂર્વાર્ધ, પૃ. ૯૦.

૫ " આ સમગ્ર પૃથિવી ધીમાન્ વાસુદેવને વશ છે અને એ, એ માધવની મહિષી છે એ સમગ્ર પૃથિવીને નિરતર ધારી રાખે છે અને એના કોપાગ્નિથી સગરના પુત્રો દગ્ધ થવાના છે '–શ્લો૦ ૨–૩ રામાયણ બાલકાડ, સર્ગ, ૪૦

" હે પુરુષવ્યાઘ્ર ! તુ શોક ન કર, તારા પુત્રોનો વધ લોકહિત માટે થએલો છે અપ્રમેય એવા કપિલે ' મહાબળવાળા એ પુત્રોને દગ્ધ કરેલા છે ' એમ વૈનતેય બોલ્યો"– ૧૭-૧૮ રામાયણ, બાલકાડ, સર્ગ, ૪૧

૬ " आसीद् विशालोन्नतसानुलक्ष्म्या पयोदपङ्क्त्येव परीतपार्श्वम् ।
उदग्रधिष्ण्यं गगनेऽवगाढ पुरं महर्षे कपिलस्य वस्तु " ॥ २ ॥

અશ્વઘોષનુ બુદ્ધચરિત સર્ગ–૧

વિચાર અને સાહિત્યમાં છે અને તે જેવી તેવી નથી છતાં તેના સ્વતન્ત્ર આચાર્યોની પરમ્પરા તો ક્યારનીયે બીજા નવા ઉદ્ભવ પામેલા સંપ્રદાયોના રૂપમાં સમાઇ ગઇ છે અને નામશેષ થઇ ગઇ છે. પણ એક કાળે[26] એ દર્શનના પ્રચારક આચાર્યો જેમ વિચારમાં તેમ આચારમાં પણ સ્વતન્ત્ર સ્થાન ભોગવતા. વૈશેષિક દર્શનનું બીજું નામ પાશુપત કે શૈવદર્શન[27] પણ છે.

એ દર્શનનો મૂળ ગ્રન્થ કણાદસૂત્ર નામે આજે ઉપલબ્ધ છે, તેને દશાધ્યાયી પણ કહે છે. એના ઉપર અનેક ભાષ્ય, ટીકા, વિવરણ આદિ ગ્રન્થો લખાયા છે; અને તેમાંથી બીજા બધા ભારતીય દર્શનો ઉપર ઓછો વત્તો પ્રકાશ પાડતું વિપુલ સાહિત્ય જન્મ્યું છે અને જીવિત પણ છે. એ મહત્ત્વપૂર્ણ વૈશેષિક સૂત્રના રચયિતા કાશ્યપ ગોત્રીય કણાદ એજ વર્ત્તમાન વૈશેષિક દર્શનના આદ્ય પ્રવર્ત્તક છે. ઋષિ કણાદનું બીજું નામ ઔલૂક્ય હોવાથી એ દર્શનને ઔલૂક્યદર્શન પણ કહે છે. એ દર્શનની ઉત્પત્તિ વિષે બૌદ્ધ ગ્રન્થોમાંથી તો કાંઇ વાંચવામાં આવ્યું નથી, પણ એ કણાદઋષિ વિષે વૈદિકપુરાણોમાં થોડી માહિતી છે. વાયુપુરાણ[28] આદિ પુરાણો કણાદને ઉલૂકના પુત્રરૂપે વર્ણવે છે અને રાજશેખર[29] તો કહે છે કે મહેશ્વરે ઉલૂક (ઘુડ) નું રૂપ લઇ એ તપસ્વી કણાદને ૭ પદાર્થનો ઉપદેશ આપ્યો.

---

૨૬. "આ દર્શનનું બીજું નામ 'પાશુપત' કે 'કાણાદ' દર્શન પણ છે. આ દર્શનને અનુસરનારા સાધુઓનો વેષ અને આચાર નૈયાયિકમતી સાધુઓની સમાન છે.

નૈયાયિક મતી સાધુઓના વેષ અને આચાર આ પ્રમાણે છે: એ સાધુઓ દંડ રાખે છે, મોટી લંગોટી પહેરે છે, શરીરે કામળી ઓઢે છે, જટા વધારે છે, શરીરે રાખ ચોળે છે, જનોઇ પહેરે છે, જલપાત્ર-કમંડલુ-રાખે છે, રસકસવિનાનું ભોજન લે છે, ઘણું કરીને વનમાં જ રહે છે, હાથમા તુંબડું રાખે છે. કંદમૂળ અને ફળ ઉપર રહે છે અને પરોણાગત કરવામાં ઉજમાળ રહે છે. તેઓ બે જાતનાં હોયં છે; એક સ્ત્રી વિનાના અને બીજા સ્રીવાળા. સ્રીવિનાનાને ઉત્તમ માનવામાં આવે છે. જેઓ બ્રહ્મચારી છે તેઓ પંચાગ્નિ તપ તપે છે અને જ્યારે સંયમની પરાકાષ્ઠાએ પહોંચે છે ત્યારે તેઓ નગ્ન જ રહે છે. તેમને નમસ્કાર કરનારા 'ૐ નમઃ શિવાય' બોલે છે અને તે. સાધુઓ તે નમસ્કાર કરનારાઓ પ્રતિ 'નમઃ શિવાય' કહે છે." ઇત્યાદિ.

જૂઓ- જૈનદર્શન-ગુજરાતી અનુવાદ-(પં૰ બેચરદાસનું) પ્રસ્તાવના પૃ. ૬૬ ટિપ્પણ ૫.

૨૭ આ માટે જૂઓ ગુણરત્નની ટીકા પૃ. ૧૦૭ તથા માધવાચાર્યનો સર્વદર્શન-સંગ્રહ પૃ. ૨૧૦.

૨૮ વાયુપુરાણ, પૂર્વખંડ અ૰ ૨૩, બ્રહ્મમહેશ્વરસંવાદ.

૨૯ પં૰ વિંધ્યેશ્વરીપ્રસાદસંપાદિત પ્રશસ્તપાદભાષ્યનું વિજ્ઞાપન પૃ૰ ૧૧—૫૭.

જીવન આલેખી તેમણે પોતાની માતા દેવહૂતિને આપેલો સાખ્યતત્ત્વજ્ઞાનનો ઉપદેશ વિસ્તારપૂર્વક વર્ણવેલો છે શ્વેતાશ્વતરોપનિષદ્[4]મા કપિલનું હિરણ્યગર્ભના અવતારરૂપે સૂચન છે. રામાયણ[5]મા વાસુદેવના અવતારરૂપે અને સગરના ૬૦૦૦૦ પુત્રોના દાહક તરીકે કપિલયોગીનું વર્ણન છે બૌદ્ધકવિ અશ્વઘોષ બુદ્ધની જન્મભૂમિ કપિલવસ્તુને મહર્ષિ કપિલની વાસભૂમિ તરીકે ઓળખાવી[1] તેનુ મહત્ત્વ સૂચન કરવા જાણે એ જ પ્રસિદ્ધ મહર્ષિ કપિલનો નિર્દેશ કરતો હોય તેમ લાગે છે ગમે તેમ હો, પણ એટલું ખરૂં કે ઓછામા ઓછું વૈદિકસાહિત્યની પરમ્પરામા તો સાખ્યદર્શનના આદ્ય પ્રવર્ત્તક મહર્ષિ કપિલ જ ગણાય છે.

---

હવે સ્વયંભૂ પોતે મરીચિ વગેરે ઋષિઓની સાથે કર્દમના આશ્રમમા આવ્યા અને તેમણે કર્દમ ઋષિને કહ્યુ કે મુને ' તમારે ત્યા જે આ બાળકનો જન્મ થયો છે તે પોતાની માયાથી અવતરેલા આદ્ય પુરુષ કપિલ છે હે દેવહૂતિ ' તારી કુક્ષિએ અવતરેલો આ બાળક કૈટભાર્દન છે, લોકોમા કપિલના નામથી તેની ખ્યાતિ થશે અને સાખ્યાચાર્યોને એ સુસંમત થશે. દેવહૂતિની નવે કન્યાઓને માટે સ્વયભૂએ નવ વરો નક્કી કર્યાં કલાને મરીચિ સાથે પરણાવી, અનસૂયાને અત્રિ સાથે, શ્રદ્ધાને અંગિરસ સાથે, હવિર્ભૂવાને પુલસ્ત્ય સાથે, ગતિને પુલહ સાથે, સતીને ક્રતુ સાથે, ખ્યાતિને ભૃગુ સાથે, અરૂંધતીને વસિષ્ઠ સાથે અને શાંતિને અથર્વણ સાથે પરણાવી. કર્દમ ઋષિએ વનવસ સ્વીકાર્યો તે પછી મહર્ષિ કપિલે પોતાની માતાના શ્રેય માટે સાખ્યતત્ત્વનો ઉપદેશ કર્યો. '

—શ્રીભાગવત સ્કંધ ૩, અધ્યાય ૨૧-૨૪-૨૫-૨૬ કપિલોપાખ્યાન.

' श्रीभगवान उवाच-

अथ ते संप्रवक्ष्यामि साङ्ख्यं पूर्वैर्विनिश्चितम् ।
तद् विज्ञाय पुमान् सद्यो जह्याद् वैकल्पिकं भ्रमम् " ॥ १ ॥

ઇત્યાદિ પ્રકારે ભાગવતના અગ્યારમા સ્કધના ચોવીશમા અધ્યાયમા સાખ્યવિધિનું નિરૂપણ કરેલું છે.

૪. શ્વેતાશ્વતરોપનિષદ્ ( ૫-૨ )- હિંદતત્ત્વજ્ઞાનનો ઇતિહાસ, પૂર્વાર્ધ, પૃ. ૯૦.

૫. " આ સમગ્ર પૃથિવી ધીમાન્ વાસુદેવને વશ છે અને એ, એ માધવની મહિષી છે. એ સમગ્ર પૃથિવીને નિરંતર ધારી રાખે છે અને એના કોપાગ્નિથી સગરના પુત્રો દગ્ધ થવાના છે "-શ્લો૦ ૨-૩ રામાયણ બાલકાડ, સર્ગ, ૪૦.

" હે પુરુષવ્યાઘ્ર ! તુ શોક ન કર, તારા પુત્રોનો વધ લોકહિત માટે થએલો છે અપ્રમેય એવા કપિલે ' મહાબળવાળા એ પુત્રોને દગ્ધ કરેલા છે ' એમ વૈનતેય બોલ્યો."-૧૭-૧૮ રામાયણ, બાલકાડ; સર્ગ, ૪૧.

૧ " आसीद् विशालोत्तमसानुलक्ष्म्या पयोदपङ्क्त्येव परीतपार्श्वम् ।
उदग्रधिष्ण्यं गगनेऽवगाढं पुरं महर्षेः कपिलस्य वस्तु " ॥ २ ॥

અશ્વઘોષનું બુદ્ધચરિત સર્ગ—૧

ના દશમ પર્વમાં કર્યો છે. જો કે એ સંગ્રહ બહુ વિસ્તૃત છે અને તેમાં અનેક સ્થળે અશ્લીલ જેવું વર્ણન પણ આવે છે. પરંતુ આ સ્થળે તેમાથી જરૂર પુરતો ટુંકો સાર તારવી તેમાંથી અશ્લીલતા ઓછી કરી પરિશિષ્ટ નં૦ ૩ માં આપવામાં આવે છે.

વૈશેષિક દર્શનની ઉત્પત્તિની કથા સૌથી પહેલાં આવશ્યક નિર્યુક્તિ (ગા૦ ૭૮૧) માં નોધાએલી છે. તેનો વિસ્તાર તેની વૃત્તિમાં અને વિશેષાવશ્યક ભાષ્યમાં નોંધાએલો છે. આ સ્થળે વિશેષાવશ્યક ભાષ્યના એ ભાગનો સાર પરિશિષ્ટ નંબર ૪ માં આપવામાં આવે છે. ત્રૈરાશિક સ્થાપનામાથી વૈશેષિક મત પ્રવર્તાવનાર રોહગુપ્તના સંબંધ વિષે બે પરંપરાઓ મળે છે એક પરંપરા પ્રમાણે એ આર્યસ્થૂલિભદ્રના શિષ્ય આર્યમહાગિરિનો શિષ્ય થાય, અને બીજી પરંપરા પ્રમાણે તે શ્રીગુપ્તનામના આચાર્યનો શિષ્ય થાય. આ બન્ને પરંપરાઓ ઉપાધ્યાય વિનયવિજયજીએ પોતાની સુબોધિકા નામક કલ્પસૂત્રની ટીકામાં નોંધી છે. —અષ્ટમ વ્યાખ્યાન પૃ૦ ૧૬૫

## પરિશિષ્ટ નં૦ ૧

ભરત ચક્રવર્તિનો મરિચી નામે પુત્ર પોતાના પિતામહ ઋષભદેવ ભગવાન પાસે દીક્ષા લઇ તેમની સાથે વિચરવા લાગ્યો. તે શ્રુતધર હતો, એક વાર ઉન્હાળાની સખ્ત ગરમીમાં તે બહુ ગભરાયા. તેને એક બાજુ સાધુનો કઠિન માર્ગ છોડી ઘરે પાછા જવાનો વિચાર થયો ને બીજી બાજુ પોતાના કુલિનપણાના ખ્યાલથી તેને દીક્ષાનો ત્યાગ કરવામાં બહુ જ શરમ આવવા લાગી છેવટે તેણે એ મુઝવણમાંથી વચલો માર્ગ કાઢયો તેણે પોતાની બુદ્ધિથી એક એવો નવો વેષ કલ્પ્યો અને નવો આચાર ઘડયો કે જેથી ત્યાગમાર્ગ સચવાઇ રહે અને જૈન આચારની કઠિનતા પણ ઓછી થાય. વેષ અને આચાર બદલતી વખતે તેણે જે વિચાર કર્યો તે આ પ્રમાણે—ભગવાનના આ સાધુઓ મનદંડ, વચનદંડ અને કાયદંડને જિતનારા છે અને હું તો તેઓથી જિતાયેલો છું માટે હું ત્રિદંડી થઇશ. એ શ્રમણો કેશનો લોચ અને ઇંદ્રિયોનો જય કરી મુંડ થઇને રહે છે અને હું ક્ષુરથી મુંડન કરાવી શિખાધારી થઇશ. એઓ સ્થૂળ અને સૂક્ષ્મ પ્રાણીઓના વધાદિકથી વિરત થએલા છે અને હું ફક્ત સ્થૂળ પ્રાણીઓનો વધ કરવાથી વિરત થઇશ. એ મુનિઓ અકિંચન થઇને રહે છે અને હું સુવર્ણમુદ્રાદિક રાખીશ. એ ઋષિઓએ જોડાનો ત્યાગ કરેલો છે અને હું જોડાને ધારણ કરીશ-એઓ અઢાર હજાર શીળના અંગે યુક્ત એવા શિયળ-બ્રહ્મચર્ય—વડે અતિસુગંધિ છે અને હું તેથી રહિત હોવાને લીધે દુર્ગંધવાળો છું તેથી ચંદનાદિકને ગ્રહણ કરીશ. એ શ્રમણો મોહરહિત છે અને હું મોહથી આવૃત છું તેથી તેના ચિન્હરૂપ છત્રને મસ્તક ઉપર ધારણ કરીશ. એઓ નિષ્કષાય હોવાથી શ્વેત વસ્ત્રને ધરનારા છે અને હું કષાયથી કલુષ હોવાને લીધે તેની સ્મૃતિને માટે કષાય રંગના વસ્ત્રધારણ કરીશ. એ મુનિઓએ પાપથી ભય પામી ઘણા જીવવાળા સચિત્ત જળનો ત્યાગ કર્યો છે પણ મારે તો પરમિત જળથી સ્નાન અને પાન કરવાનું છે. એવી રીતે પોતાની બુદ્ધિથી પોતાનું લિંગ કલ્પી તેવો વેષ ધારણ કરી મરિચિ ઋષભદેવ સ્વામિની સાથે વિહાર કરવા લાગ્યો.

જો કે આજે સાંખ્યદર્શન, એ વૈદિક દર્શનોમાનું એક દર્શન ગણાય છે; પણ કોઈ કાળે સાંખ્યદર્શનના આચાર્યો અનેક બાબતમાં ચાલુ વૈદિક પરમ્પરા કરતાં સ્વતન્ત્ર મત

| | |
|---|---|
| ૧૩–૧૭ પાંચ જ્ઞાનતંત્રો | ૨૧ લિંગકાંડ |
| ૧૮–૨૨ પાંચ ક્રિયાતંત્રો | ૨૨ દષ્ટિકાંડ |
| (કર્મેન્દ્રિયોને લગતા) | ૨૩ આનુશ્રવિકકાંડ |
| ૨૩–૨૭ પાંચ તન્માત્રાતંત્રો | ૨૪ દુઃખકાંડ |
| ૨૮–૩૨ પાંચ મહાભૂતતંત્રો | ૨૫ સિદ્ધિકાંડ |
| | ૨૬ કાષાયકાંડ |
| | ૨૭ સમયકાંડ |
| | ૨૮ મોક્ષકાંડ |

—હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ,
પૂર્વાર્ધ, પૃ. ૯૫–૯૬.

'ષષ્ટિતંત્ર'નો ઉલ્લેખ જૈન આગમોમાં અનેક સ્થળે કરવામાં આવેલો છે. જે સ્થળે કોઈ બ્રાહ્મણ કે પરિવ્રાજકની વિદ્વત્તાનું વર્ણન કરવામા આવેલું છે તે સ્થળે આ 'ષષ્ટિતંત્ર' અને બીજા પણ બ્રાહ્મણ ગ્રંથોનાં નામો ઉલ્લેખવામા આવ્યાં છે. જેમકે, સ્કંદકપરિવ્રાજકના વર્ણનના પ્રસંગમાં જણાવેલું છે કે,

"तत्थ णं सावत्थीए नयरीए गद्दभालिस्स अंतेवासी खंदए नामं कच्चायणस्सगोत्ते परिव्वायगे परिवसइ रिउव्वेद-जजुव्वेद-सामवेद-अहव्वणवेद-इतिहास-पंचमाणं निग्घंटुछट्ठाणं चउण्हं वेदाणं संगोवंगाणं सरहस्साणं सारए वारए धारए पारए सडंगवी सट्ठितंतविसारए संखाणे सिक्खाकप्पे वागरणे छंदे निरुत्ते जोतिसामयणे अन्नेसु य बहुसु बंभण्णएसु परिव्वायएसु य नयेसु सुपरिनिट्ठिए यावि होत्था—"

—ભગવતીસૂત્ર, શતક ૨, ઉદ્દેશ ૧,
પૃ. ૧૧૨, સમિતિ.

ત્યાં શ્રાવસ્તી નગરીમાં સ્કંદક નામે એક પરિવ્રાજક રહે છે જે ગદ્દભાલિનો અંતેવાસી છે અને ઇતિહાસ તથા નિઘંટુ સહિત ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ એ ચાર વેદોનો સાંગોપાંગ જ્ઞાતા, છ અંગોને જાણનારો, ષષ્ટિતંત્રમાં વિશારદ, ગણિત, શિક્ષા, કલ્પ, વ્યાકરણ, છંદ, નિરુક્ત, જ્યોતિષશાસ્ત્ર વગેરે શાસ્ત્રોનો વેત્તા અને બીજા પણ બ્રાહ્મણનયોમાં અને પરિવ્રાજકનયોમાં સુપરિનિષ્ઠિત છે."

'ષષ્ટિતંત્ર'નો અર્થ કરતાં ભગવતીના ટીકાકાર જણાવે છે કે,

"'सट्ठितंतविसारए' त्ति कापिलीयशास्त्रपण्डितः" भ०

"षष्टितन्त्रं कापिलीयं शास्त्रम्" कल्पसूत्र.

કલ્પસૂત્રમાં ( દેવાનંદાના સ્વપ્નફળનો અધિકાર, કલ્પસૂત્ર વ્યાખ્યાન ૧–પૃ. ૧૫ ) ઋષભદત્ત બ્રાહ્મણ પોતાની સ્ત્રી દેવાનંદાને સારાં સ્વપ્નાં આવ્યાથી એમ જણાવે છે કે, હે દેવિ ! તમને એક સુંદર પુત્ર થશે અને તે ચાર વેદ અને ષષ્ટિતંત્ર વગેરે ગ્રંથોમાં નિપુણ થશે. એ જગ્યાએ મૂળ પાઠ ભગવતી સૂત્રના ઉપર્યુક્ત મૂળ પાઠને અક્ષરશઃ મળતો છે.

## પરિશિષ્ટ નં. ૩.

ગોશાલકનો પિતા નામે મંખલી ચિત્રપટજીવી હતો. ગોશાલક કલહપ્રિય અને ઉદ્ધત છતાં વિચક્ષણ હતો. કયારેક માતાપિતા સાથે લડી જૂદો પડયો ને ચિત્રપટ ઉપર આજીવિકા કરતો. તે રાજગૃહી નગરમા જ્યા ભગવાન મહાવીર હતા તે મકાનમા એક બાજુ આવી ઉતર્યો. ભગવાન મહિનાના ઉપવાસને પારણે ભિક્ષા લેવા નીકળ્યા. વિજયનામક શેઠે ભિક્ષા આપી. એટલે તેને ત્યાં દેવોએ પાચ[૩૫] દિવ્યોની વૃષ્ટિ કરી. ભગવાન પારણું કરી પાછા પ્રથમના જ મકાનમાં ધ્યાન કરી રહ્યા. ભગવાનના પારણાને પ્રભાવે થએલ દિવ્ય-વૃષ્ટિની વાત સાભળી ગોશાલક ભગવાન તરફ આકર્ષાયો તેણે પોતાને શિષ્ય બનાવવા ભગવાનને વિનવ્યા. ભગવાનને મૌન જોઈ તે જાતે જ તેઓના શિષ્ય તરીકે સાથે સતત રહેવા લાગ્યો અને ભિક્ષાથી નિર્વાહ કરવા મંડયો કેટલાક વખત પછી તેને ભગવાનના જ્ઞાનીપણાની વિશેષ ખાત્રી કરવાનું મન થયું ને તેથી પૂછ્યું કે હે ભગવન્ ! આજે મને ભિક્ષામાં શું મળશે ? ભગવાન તો ધ્યાનસ્થ હોઇ માન રહ્યા પણ સિદ્ધાર્થ નામનો દેવ જે ભગવાનનો અધિષ્ઠાયક છે તેણે ભગવાનના શરીરમાં દાખલ થઇ ગોશાલકને જવાબ આપ્યો કે "ખાટા કોદરા આદિ અન્ન તથા દક્ષિણામાં ખોટો રૂપિઓ તને મળશે." આ ઉત્તર ખોટો પાડવા ગોશાલે આખો દિવસ મહેનત કરી પણ સારૂં ભોજન ન મળવાથી છેવટે સાજે ક્ષુધાને લીધે તેણે કોઇ સેવકને ત્યાથી અન્ન લીધું જે સિદ્ધાર્થના કહ્યા મુજબ ખાટું જ હતું. દક્ષિણામા મળેલ રૂપિઓ પણ ખોટો જ નીકળ્યો. આથી ગોશાલાના મનમા નિયતિવાદનું બીજ રોપાયું અર્થાત્ તેણે સિદ્ધાંત બાધ્યો કે "જે થનાર હોય તે થાય જ છે."

નાલંદાપાડામા બીજું ચોમાસું વ્યતીત કરી ભગવાને અન્યત્ર વિહાર કર્યો. ગોશાલક પણ પાછળથી તેમને આવી મળ્યો અને જાતે જ માથું મુંડી નિર્વસ્ત્ર થઇ પોતાને શિષ્ય તરીકે સ્વીકારવા ભગવાનને બહુ વિનંતી કરી. ભગવાને તે કબૂલી અને તેને સાથે લઇ અન્યત્ર ચાલ્યા. રસ્તામા ગોવાળીયાઓને ક્ષીર રાધતા જોઇ તે મેળવવા તેણે ભગવાનને કહ્યું, પણ ભગવાનના દેહમા અન્તર્હિત પેલા સિદ્ધાર્થે કહ્યું કે "ક્ષીર બનશે જ નહિ" એ વચન જૂઠું પાડવા ગોશાલે જો કે ગોવાળોને ચેતવ્યા. ગોવાળોએ પણ હાડી સાચવવા યત્ન કર્યો. કિંતુ અધવચ્ચે જ હાડી ફુટી અને ગોશાલકને તેમાથી કાંઇ ન મળ્યું આ બનાવથી તેનો પ્રથમનો નિયતિવાદ–અવશ્યંભાવિભાવવાદ સવિશેષ સ્થિર થયો.

એક વાર બ્રાહ્મણ નામક ગામમા એક મોટે ઘરે ભિક્ષા લેવા જતા વાસી અન્ન મળવાથી અને વધારામા દાસીને હાથે તિરસ્કાર થવાથી તેણે ઘર બળવાનો શાપ આપ્યો.

---

૧૩૫ વસ્ત્ર, સુગંધિજળ, દુદુભિનાદ, "अहो दानं अहो दानं" એવો શબ્દ અને ધનવૃષ્ટિ એ પાચ દિવ્ય કહેવાય છે. દેવતાઓ દ્વારા કરાતા હોવાથી તે દિવ્ય કહેવાય છે. આવા દિવ્યો કોઇ અસાધારણ તપસ્વીના પારણા વખતે થતાં દાનોને પ્રસંગે પ્રગટે છે એવી જૈન માન્યતા છે

જુઓ કલ્પસૂત્રસુબોધિકા વ્યાખ્યાન પંચમ પૃ૦ ૧૫૭, પ્ર.

જૈન ગ્રન્થોમાં સાખ્યદર્શનને લગતી નોંધાએલી હકીકત વૈદિક ગ્રન્થોમાંની હકીકત સાથે કેટલીક બાબતોમાં મળે છે, તો કેટલીક બાબતોમાં જુદી પડે છે. મળતી આવતી બાબતો ત્રણ છેઃ (૧) સાખ્યદર્શનનું પ્રાચીનત્વ તેમ જ કપિલનું ક્ષત્રિયત્વ, (૨) કપિલના શિષ્ય તરીકે આસુરિનું હોવું અને (૩) ષષ્ટિતન્ત્ર નામક સાંખ્યગ્રંથની રચના. જુદી પડતી બાબતોમાં મુખ્ય બાબત સાંખ્યદર્શનના આદિ પ્રણેતાની છે. વૈદિકગ્રન્થો મતભેદ વિના જ કપિલને સાંખ્યદર્શનના આદિ પ્રણેતા વર્ણવે છે. ત્યારે જૈનકથા કપિલને આદિ પ્રણેતા ન કહેતાં મરીચિને સાખ્યદર્શનના મુખ્ય પ્રવર્તક તરીકે વર્ણવે[૧૪] છે. જૈનકથા પ્રમાણે એ મરીચિ, જૈનોના પરમ માન્ય અને અતિપ્રાચીન પ્રથમ તીર્થંકર શ્રીઋષભદેવના પૌત્ર અને ભરત ચક્રવર્તિના પુત્ર થાય. એમણે પ્રથમ પોતાના પિતામહ પાસે જૈનદીક્ષા સ્વીકારેલી, પણ પાછળથી શિથિલાચાર થઇ એક નવો જ વેષ કલ્પી સાંખ્યદર્શનના પ્રસ્થાનનો પાયો નાંખ્યો. જૈનકથા સાંખ્ય આચાર્યોના અગ્રણી તરીકે કપિલનું અસ્તિત્વ સ્વીકારે છે; પણ તે મરીચિ બાદ મરીચિના શિષ્ય તરીકેનું. કપિલે મરીચિના શિષ્ય થઇ પોતાના મતનો વિસ્તાર કર્યો અને આસુરિ નામના શિષ્યને સાંખ્યતત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપ્યો. બીજી જુદી પડતી બાબત એ છે કે ષષ્ટિતન્ત્રગ્રન્થ જૈનકથા પ્રમાણે આસુરિનો રચેલો છે, જ્યારે વૈદિકપરમ્પરા અને ખાસ કરી સાંખ્યદર્શનની પરમ્પરા પ્રમાણે એ ગ્રન્થ પંચશિખનો છે.

જૈન અને વૈદિક સાહિત્યમાંની કેટલીક હકીકતોમાં, ભાવનાઓમાં અને વર્ણનશૈલીમાં ખાસ ભેદ હોવા છતાં એક વાત સુનિશ્ચિત છે કે સાંખ્યદર્શનની પ્રાચીનતા બન્નેના સાહિત્યથી પુરવાર થાય છે. સાખ્યદર્શનનો ઇતર દર્શનો ઉપર જુદી જુદી બાબતોમાં ઓછો વત્તો જે ગંભીર પ્રભાવ પડેલો દેખાય છે તે વળી તેની પ્રાચીનતાનું આન્તરિક પ્રમાણ છે.

૨—બૌદ્ધદર્શન, એ સાંખ્યદર્શનની પેઠે માત્ર સ્વલ્પસાહિત્યમાં જ જીવિત નથી પણ એના સાહિત્યની અને અનુયાયિઓની પરમ્પરા જેમ અખંડ છે તેમ વિશાળ પણ છે. એ દર્શનના પ્રસ્થાપક ગૌતમબુદ્ધ કપિલવસ્તુના વાસ્તવ્ય શુદ્ધોદનના પુત્રરૂપે ઇ. સ. પહેલાં છઠ્ઠા સૈકામા થએલા. તેમણે ઘર છોડી ત્યાગ સ્વીકાર્યો અને જુદા જુદા ગુરુઓની ઉપાસના કરી. અને છેવટે તે ગુરુઓને છોડી સ્વતન્ત્રપણે જ વિચાર કરતાં તેમને જ્ઞાન પ્રાપ્ત થયું. ભગવાન બુદ્ધે જ્ઞાન પ્રાપ્ત થયા પહેલાં કરેલી તપસ્યા અને ગુરુ ઉપાસનાનું વર્ણન મળે છે.[૧૫] તેઓ આળારકાલામ અને ઉદ્દકરામપુત્ત એ બેની પાસે જઇ યોગમાર્ગ શીખ્યા એવું વર્ણન છે. અને તે વખતે પ્રચલિત અનેકવિધ તપસ્યાઓ કર્યાનું વર્ણન તો તેઓએ પોતે જ આપ્યું છે. એમા તેઓએ પોતે જૈન પરમ્પરામાં દીક્ષા લેવાનું કોઇપણ સ્થળે સ્પષ્ટ કહ્યું

---

શ્રુતિઓનો સકટાક્ષ પરિહાસ અને ઉગ્ર વિરોધ કરતી માઠર વૃત્તિ સાથે એ જ કારિકાની સાંખ્યતત્ત્વકૌમુદી તથા ૭૦ મી કારિકાની માઠરવૃત્તિ સાથે એ જ કારિકાની સાંખ્યતત્ત્વકૌમુદી.

૧૪. જુઓ પરિશિષ્ટ નંબર ૧.

૧૫. આ માટે જુઓ પુરાતત્ત્વ, પુસ્તક બીજું, પૃ. ૨૪૯—૨૫૭. બુદ્ધચરિત્ર લેખમાલા.

ધારણુ કર્યું એ વાત જણાયાથી ગામના લોકોએ તેને ખૂબ પીટયો. રાજગૃહમાં આઠમું અને મ્લેચ્છ ભૂમિમાં નવમું ચોમાસું કરી ભગવાન સિદ્ધાર્થપુરે આવ્યા. ત્યાંથી કૂર્મગામ તરફ ચાલતા રસ્તામાં તલનો એક છોડ જોઇ ગોશાલકે ભગવાનને પૂછ્યું, હે પ્રભો ! આ છોડ ફળશે કે નહિ ? ભવિતવ્યતાવશ પ્રભુ પોતે જ બોલ્યા, " એ છોડ ફળશે ને બીજા છોડના પુષ્પોમા રહેલ સાત જીવ આ પ્રસ્તુત છોડમાં તલરૂપે જન્મ લેશે. " જો કે એ વચન ખોટું પાડવાં ગોશાલકે એ છોડને ઉખેડી ફેંકી દીધો. પણ ભક્તદેવોએ કરેલ વૃષ્ટિને પરિણામે ભગવાનના કહ્યા મુજબ તે છોડ ફળ્યો.

કયારેક કોઇ વૈશિકાયન તાપસને પજવવાથી ગોશાલક તે તાપસની તેજોલેશ્યા[૩૫] નો ભોગ થયો. પણ ભગવાને બળતા ગોશાલકને પોતાની શીતલેશ્યા[૩૬] થી બચાવી લીધો. ગોશાલકે તેજોલેશ્યા કેમ પ્રાપ્ત થાય એમ પૂછ્યું. ભગવાને ઉત્તરમાં જણાવ્યું કે નિયમધારી થઇ છઠ[૩૭] ને પારણે મુઠી જેટલા અડદ અને અંજલિ પ્રમાણુ પાણી લેવાથી છ માસને અંતે તેજોલેશ્યા ઉદ્દભવે છે. " કૂર્મગ્રામથી સિદ્ધાર્થપુર જતાં વચ્ચે તલના છોડવાળો પ્રદેશ આવવાથી ગોશાલકે કહ્યું "પ્રભો પેલો છોડ ઉગ્યો નથી." પ્રભુએ કહ્યું " ઉગ્યો છે. " તપાસ કરતા ગોશાલકને ભગવાનના વચનની પ્રતીતિ થઇ. એટલે તેણે સિદ્ધાન્ત બાંધ્યો કે શરીરનું પરાવર્તન કરી જીવો પાછા ત્યાંના ત્યા જ પેદા થાય છે. ત્યાર બાદ ભગવાનના કહ્યા મુજબ તેજોલેશ્યા સાધવા ગોશાલક ભગવાનને છોડી શ્રાવસ્તી નગરમાં ગયો. ત્યાં એક કુંભારની શાળામાં રહી વિધિવત્ તપ કરી છ માસમાં તેજોલેશ્યા સિદ્ધ કરી અને તેની પરીક્ષા કરવા તેણે કુવાને કાઠે કોઇ દાસીના ઘડા ઉપર કાકરો ફેંક્યો. દાસીએ ગાળ દીધી કે તરત જ ગુસ્સે થઇ તેણે તેજોલેશ્યા મુકી દાસીને બાળી દીધી. ત્યારબાદ તેને શ્રી-પાર્શ્વનાથની પરંપરાના[૩૮] અષ્ટાંગ નિમિત્તજ્ઞ છ સાધુઓનો ભેટો થયો. તેઓ પાસેથી

---

૩૫. તપોજન્ય એક જાતની શક્તિ જેનાથી શાપની પેઠે કોઇને બાળી શકાય.

૩૬. જે વડે દાહ શમાવી શકાય એવી તપોજન્ય એક જાતની શક્તિ.

૩૭. છ ટંક આહારનો ત્યાગ કરવો તે છઠ્ઠ અર્થાત્ આગલે દિવસે એક ટંક ખાવું, વચ્ચે સળંગ ચાર ટંક તદ્દન નહિ ખાવું અને છેલ્લે દિવસે એક જ ટંક ખાવું.

૩૮. નિમિત્તના અષ્ટ અંગોનાં નામ આ પ્રમાણે છે:

(૧) ડાબી જમણી આંખ વિગેરે અવયવોના સ્ફુરણનું શુભાશુભ ફલકથન જે દ્વારા થઇ શકે છે તે અંગવિદ્યા. (૨) સ્વપ્નનાં શુભાશુભ ફલ બતાવનાર સ્વપ્નવિદ્યા. (૩) વિવિધ પક્ષી આદિના સ્વરો ઉપરથી ભાવિનું સૂચન કરનાર સ્વરવિદ્યા. (૪) ભૂમિકંપના વિષયવાળી ભૌમવિદ્યા. (૫) તલ મસા વિગેરે ઉપરથી ફળ સૂચવનાર વ્યંજનવિદ્યા. (૬) હસ્તરેખા આદિ ઉપરથી ફલ કથન કરનાર લક્ષણવિદ્યા. (૭) ઉલ્કાપાત વિગેરે આકસ્મિક ઘટનાઓ સાથે સંબંધ ધરાવનારી ઉત્પાતવિદ્યા. (૮) ગ્રહોના અસ્ત અને ઉદય ઉપરથી લોકસ્થિતિ વિષે ભાવિ ભાખનાર અંતરિક્ષવિદ્યા.

આ આઠ અષ્ટાંગ વિદ્યાઓના નામનો સંગ્રહશ્લોક આ પ્રમાણે છે—

" अंगं स्वप्नं स्वरं चैव भौमं व्यञ्जन-लक्षणे ।
उत्पातमन्तरिक्षं च निमित्तं स्मृतमष्टधा ॥ "

અનુમાન પ્રોફેસર હોર્નલ „વરાહમિહિરના બૃહજ્જાતક ઉપરથી કરે છે.[૨૧] સાહિત્યના પ્રદેશમાં તો એનું પોતાનું કાંઇ પણ સાહિત્ય આજે શેષ નથી. છતાં જૈન, બૌદ્ધ અને વૈદિક ગ્રન્થોમા આજીવક મત, તેના મન્તવ્યો અને તેના પ્રવર્ત્તકોના મહત્ત્વપૂર્ણ ઉલ્લેખો[૨૨] મળે છે. વૈદિક ગ્રન્થો કરતાં જૈન અને બૌદ્ધ ગ્રન્થોમાં એ ઉલ્લેખો ઘણા પ્રમાણમાં છે. માત્ર પ્રાછળના ટીકાગ્રન્થોમાં જ નહિ પણ જૈનોના મૂળ આગમ અને બૌદ્ધોના પિટકગ્રંથોમાં સુદ્ધાં આજીવક મત વિષે વર્ણન છે. આજીવક પંથના નંદવચ્છ, કિસસંકિચ્ચ અને મખ્ખલિ એ ત્રણ નાયકોનો નિર્દેશ બૌદ્ધ વાઙ્મયમા છે. તેમાં એ મખ્ખલિનું નામ બુદ્ધ ભગવાનના સમકાલીન છ મહાન્ પ્રતિસ્પર્દ્ધીઓમાંના એક પ્રતિસ્પર્દ્ધી તરીકે બૌદ્ધપિટક[૨૩] માં છે.

એ જ મખ્ખલિ તે જૈનગ્રન્થોમાં વર્ણવાએલ મંખલિગોશાલ, આ ગોશાલક દીર્ઘ-તપસ્વી ભગવાન મહાવીરની તપસ્યા વખતે તેમનો છ વર્ષ સુધીનો સહચારી. એ ગોશાલકનું પ્રથમ ભગવાન મહાવીરના શિષ્યરૂપે, પછી આજીવક પંથના નેતા તરીકે અને ભગવાન મહાવીરના કટ્ટર પ્રતિસ્પર્દ્ધીરૂપે પ્રસિદ્ધ જૈન આગમ ભગવતીમાં વર્ણન છે. ગોશાલકના અનુયાયી વર્ગ અને ભગવાન મહાવીરના અનુયાયી વર્ગ વચ્ચે થતી અથડામણીઓનું, મતપરિવર્ત્તનનું અને એ બે મૂળ પ્રવર્ત્તકો વચ્ચે થએલી ચર્ચાનું વર્ણન જૈન આગમો[૨૪] પૂરું પાડે છે. આજીવક પંથનું સાહિત્ય અને તેની સ્વતન્ત્ર શિષ્યપરમ્પરા સંપૂર્ણ નાશ પામ્યા છતા તે પંથ અને તેના પ્રવર્ત્તક આચાર્ય વિષે થોડી ઘણી છતા વિશ્વસનીય માહિતી જૈન–બૌદ્ધ બન્ને ગ્રન્થોમાંથી મળી આવે છે. એ પંથના પ્રસિદ્ધ પ્રવર્ત્તક મખ્ખલિ ગોશાલના જીવન વિષેની વિસ્તૃત માહિતી તો ફક્ત જૈન ગ્રન્થોમા છે. એમા ઐતિહાસિક તથ્યનો સંભવ ઘણો હોવા છતા પાછળના જૈન ગ્રંથમાંના તે વર્ણનમા સામ્પ્રદાયિકતાની ઊંડી અને વિસ્તૃત અસર પણ જણાય છે.

૪—વૈશેષિકદર્શન, એ વૈદિક છ દર્શનોમાનું એક છે.[૨૫] આજે તેની પરમ્પરા માત્ર

---

૨૧ જૂઓ તેમનો 'આજીવિક' ઉપરનો નિબંધ.

૨૨ એ બધા ગ્રંથોની સવિસ્તર સૂચી પ્રો. હોર્નલના (આજીવિક) નામના નિબંધમાં છે—જૂઓ ઇન્સાઇક્લોપીડિયા ઓફ રીલીજ્યન ઍંડ ઇથિકસ વોલ્યુમ ૧ પૃ. ૨૫૯

૨૩. જૂઓ दीघनिकाय सामञ्ञफलसुत्त તથા તેનો મરાઠી અનુવાદ ( પ્રો૦ રાજવાડે કૃત ) પરિશિષ્ટ પૃ. ૯૦.

૨૪. જૂઓ સૂત્રકૃતાંગ, બીજો શ્રુત સ્કંધ આર્દ્રકીય અધ્યયન. ઉપાસકદશાંગ સદ્દાલ પુત્રાધિકાર. ભગવતી શતક ૧૫.

૨૫. ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસા એ વૈદિક છ દર્શનો છે.

વચ્ચે આવ્યા એટલે ગોશાલકે તેઓને તેજોલેસ્યાથી બાળી નાંખ્યા. ભગવાન ઉપર તેજોલેસ્યા મૂકી પણ તે તેઓને કશું કરી ન શકી. ઉલટી પાછી ફરી ગોશાલકને બાળવા લાગી. ભગવાને ગોશાલકને કહ્યું, " તું તો ફક્ત સાત દિવસ જીવવાનો છે. આ લેસ્યાજ્વરથી જ તારૂં મૃત્યુ છે અને હું તો હજી સોળ વર્ષ જીવવાનો છું. " આ સાંભળી ગોશાલક લેસ્યાદાહથી પીડાતો હાલાહલા કુંભારણને ત્યાં પોતાને ઉતારે પાછો આવ્યો ને ત્યાં સન્નિપાતગ્રસ્તની પેઠે ઉન્મત્ત થઇ અનેક ચેષ્ટાઓ કરવા લાગ્યો. પ્રથમ તો તેણે શિષ્યોને કહ્યું, મર્યા પછી મારા શરીરને ખૂબ ધામધુમપૂર્વક ફેરવી આ ચોવીસમો તીર્થંકર મોક્ષે ગએલો છે એવી ઘોષણા કરી તેનો અગ્નિસંસ્કાર કરજો–" પણ છેક મરણને દિવસે તેને કાંઇક શુદ્ધિ આવતાં પસ્તાવો થયો એટલે તેણે શિષ્યોને ફરી કહ્યું કે કે, " હું કોઇ સર્વજ્ઞ કે જિન નથી હું તો ખરેખર મંખલિપુત્ર અને ભગવાન મહાવીરનો જ શિષ્ય છું–મેં લોકોને આડે રસ્તે દોર્યા છે. તેથી મરણબાદ મારા શરીરને. પગે દોરડી બાંધી ભુંડી રીતે ગામમાં ઘસડજો અને મારા દંભની ખરી હકીકત જાહેર કરવા સાથે મારા શરીર ઉપર તિરસ્કાર દાખવજો. " એમ કહી તે મૃત્યુ પામ્યો અને નરકે ગયો. પાછળથી શિષ્યોએ ગુરૂની આજ્ઞા પાળવા ખાતર મકાન બંધ કરી શ્રાવસ્તીનું ચિત્ર ખેંચી તેમાં ગોશાલકના શબને તેના કહ્યા મુજબ ફેરવી પ્રતિજ્ઞાનું પાલન કર્યું અને પછી ભકતોએ મહોત્સવપૂર્વક તેનો અગ્નિસંસ્કાર કર્યો.

( પર્વ ૧૦ મુ. સર્ગ ૮ ગૂજરાતી અનુવાદ પાનું ૧૮૪ થી ૧૯૪ )

## પરિશિષ્ટ નં૦ ૪

શ્રીગુપ્ત નામના એક જૈનાચાર્ય પોતાના રોહગુપ્ત નામક શિષ્ય સાથે અંતરંજિકા નગરીમાં હતા. દરમીયાન કોઇ પરિવ્રાજક ત્યાં આવ્યો. એણે પેટ ઉપર લોઢાનો પાટો બાંધ્યો હતો અને હાથમાં જાંબુડાના ઝાડની ડાળી રાખી હતી. તે કહેતો કે પેટમાં જ્ઞાન સમાતું નથી માટે એ પાટો છે ને જંબુદ્વીપમાં કોઇ મારી બરાબરી કરે તેવો નથી એ સૂચવવા આ જંબુવૃક્ષની શાખા છે. તેણે ગામમાં ઘોષણા કરી હતી કે બધાં દર્શનો શૂન્ય છે, મારા જેવો કોઇ બીજો એકે દર્શનમાં નથી. એ કારણથી પેટ બાંધેલું. અને હાથમાં શાખા રાખેલી તેથી લોકોમાં તે 'પોટ્ટશાલ' નામે પ્રસિદ્ધ થયો.

રોહગુપ્તે નગરીમાં દાખલ થતી વખતે એ ઘોષણા સાંભળી અને ગુરુને પૂછ્યા સિવાય જ તેની સાથે વાદમાં ઉતરવાનો નિશ્ચય કરી એ ઘોષણાપટહ ત્યાં જ અટકાવ્યો. ગુરુએ એ વાત જાણી ત્યારે રોહગુપ્તને કહ્યું કે તેં યોગ્ય ન કર્યું. કારણ એ વાદી હારશે તો પણ પાછો સામે થશે. એ સાત–વીંછી, સર્પ, ઉંદર, મૃગી, વરાહી, કાક, અને શકુનિકા વિગેરે–વિદ્યાઓમા કુશળ છે. રોહગુપ્તે કહ્યું શું હવે કયાંએ નાશી જવું ? જે થવું હતું તે થયું, ગુરુએ કહ્યું ત્યારે મારી પાસે સિદ્ધ બીજી સાત વિદ્યાઓ છે. જે એ

જે ઉપરથી એ ઋષિએ વૈશેષિક દર્શન રચ્યું અને ઔલૂક્યદર્શન તરીકે પ્રસિદ્ધિમાં આવ્યું. કણાદનો એ દશાધ્યાયી પ્રમાણ સૂત્રગ્રન્થ ઈ. સ. ના પ્રારંભ પહેલાંનો લાગે[૩૦] છે.

સાહિત્યની તત્કાલીન સમગ્ર શાખાઓમાં પ્રામાણિકપ્રકાંડ જૈનાચાર્ય હેમચંદ્ર પોતાના અભિધાનચિન્તામણી કોષમાં વૈશેષિક અને ઔલૂક્ય એ બે નામને સમાનાર્થરૂપે મૂકી તેની સ્વોપજ્ઞટીકામાં ઔલૂક્ય નામનો ખુલાસો કરતાં વૈદિકપુરાણોમાંની આખ્યાયિકાને જ કાંઈક અનુસરી કહે છે કે ઉલૂકવેષધારી મહેશ્વર જે દર્શન રચ્યું તે ઔલૂક્ય અથવા વૈશેષિક.[૩૧]

પરન્તુ જૈનગ્રન્થોમાં એ ઔલૂક્ય દર્શન જૈનદર્શનમાંથી નીકળ્યાનું વર્ણન છે. જૈનગ્રન્થોમાં જે સાત નિહ્નવો[૩૨] ( પ્રથમ જૈન છતાં પાછળથી જૈનમત ત્યજી તેનો અપલાપ કરી જુદું મન્તવ્ય સ્થાપનારાઓ ) નું વર્ણન છે. તેમાં છઠ્ઠા નિહ્નવ તરીકે થયેલ વ્યક્તિથી ઔલૂક્યદર્શન નીકળ્યાની મનોરંજક વાત નોંધાએલી છે. એ છઠ્ઠા નિહ્નવ થયાનો અને તેનાથી ઔલૂક્યદર્શન ચાલ્યાનો કાળ જૈન નોંધ પ્રમાણે વિક્રમની પહેલી સદી[૩૩] આવે છે.

સાંખ્ય દર્શનની ઉત્પત્તિ વિષે જૈન ગ્રંથોમાં સૌથી પ્રાચીન વર્ણન આવશ્યકનિર્યુક્તિમાં છે એનો જ સાર આ સ્થળે પરિશિષ્ટ નં૦ ૧ મા આપવામાં આવે છે. નિર્યુક્તિની એજ હકીકતને આલંકારિક રૂપ આપી આચાર્ય હેમચંદ્રે પોતાના ' ત્રિષષ્ટિશલાકા પુરુષ ચરિત્ર ' નામના પ્રસિદ્ધ ગ્રંથમાં સવિસ્તર વર્ણવી છે. દિગંબર ગ્રંથોમાં એજ વર્ણન જૂનામાં જૂનું આદિપુરાણમા જોવામા આવ્યું છે. તેમાં શ્વેતાંબર ગ્રંથો કરતાં થોડો ફેર છે અને તે એ કે શ્વેતાબર ગ્રંથોમા મરિચિના શિષ્ય તરીકે કપિલનો અને તેનાથી સાંખ્ય મત ફેલાયાનો ઉલ્લેખ છે જ્યારે આદિપુરાણમા મરિચિથી જ ત્રિદંડી માર્ગ નીકળ્યાની વાત છે તેના શિષ્ય તરીકે કપિલનો નિર્દેશ જ નથી, (હિંદી અનુવાદ પૃ૦ ૬૩૭)

વિક્રમના દશમા સૈકામાં થએલા દિગંબરાચાર્ય દેવસેને પોતાનાદર્શન સારમાં બૌદ્ધમતની ઉત્પત્તિનું જે વર્ણન આપ્યું છે તે અથવા તેને મળતું વર્ણન બીજા કોઈ ગ્રંથમાં અદ્યાપિ જોવામાં આવ્યું નથી તેથી એ ગ્રંથમાના ટૂંક વર્ણનનો સાર પરિશિષ્ટ નં૦ ૨ માં આપવામાં આવે છે.

આજીવકમત અને તેના નીયક, ગોશાલક વિષે ભગવતી, ઉપાસકદશા, આવશ્યકવૃત્તિ આદિ ગ્રંથોમાં વર્ણન છે તે બધાનો સંગ્રહ આચાર્ય હેમચંદ્રે ' ત્રિષષ્ટિશલાકા પુરુષ ચરિત્ર '

---

૩૦ જૂઓ હિંદતત્ત્વજ્ઞાનનો ઇતિહાસ, ભાગ પહેલો પૃ. ૨૨૨.

૩૧ જૂઓ અભિધાનચિંતામણિ કાંડ ૩. શ્લો. ૫૨૬ ની સ્વોપજ્ઞ ટીકા.

૩૨ "बहुरय पएस अव्वत्त समुच्छेद दुग तिग अबद्धिया चेव ।
मत्तेए णिण्हगा खलु तित्थम्मि उ वद्धमाणस्स " ॥૬૭૮॥
—આવશ્યકવૃત્તિ પૃ. ૩૧૧—૩૧૮.

૩૩–આવશ્યકગાથા ૭૮૨ પૃ. ૩૧૨.

કે જ્યાં જગતમાંની સર્વ વસ્તુઓ અવશ્ય મળી શકે તેવી દુકાને જઇ नोजीव વસ્તુની માંગણી કરવી, જો હશે તો મળશે અને નહીં હોય તો દુકાનદાર ના પાડશે, જો ના પાડે તો નોજીવરાશિ નથી એમ સમજવું. તે પ્રમાણે કરતાં નોજીવરાશિ તેવી દુકાને ન મળી એટલે રોહગુપ્તનું કથન મિથ્યાસિદ્ધ થયું. અને ગુરુ શ્રીગુપ્તનો પક્ષ સત્ય સિદ્ધ થયો. અંતે ગુરુનો રાજા અને સભાએ સત્કાર કર્યો અને જૈનશાસનની પ્રશંસા થઇ. રોહગુપ્ત અપમાનિત થયો. તેણે છેવટે આગ્રહવશ એક દર્શન પ્રવર્તાવ્યું એ દર્શન તે વૈશેષિક, એમાં તેણે દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ અને સમવાય એવા ૭ પદાર્થો પ્રરૂપ્યા. રોહગુપ્ત ઉલૂક ગોત્રનો હતો અને ૭ પદાર્થનો પ્રરૂપક થયો તેથી તેનું બીજું નામ षडुलूक પણ કહેવાય છે. તેણે પ્રવર્તાવેલું વૈશેષિકદર્શન તેની શિષ્ય પરંપરા વડે આગળ જતાં વધારે ખ્યાતિ પામ્યું.

વિશેષાવશ્યકભાષ્ય ગા. ૨૪૫રથી આગળ ( પૃ૦ ૯૮૧ )

---

નવો વેષ કલ્પી તે પ્રમાણે ત્રિદંડી પરિવ્રાજક થઇ એ મરિચી ભગવાન ઋષભદેવ સાથેજ વિચરતો. તેનું નવું રૂપ જોઇ ઘણા લોકો કૌતુકથી તેની પાસે આવતા. તે ઉપદેશ તો જૈન આચારનોજ કરતો જ્યારે કોઇ પૂછતું કે તમે જૈન આચારને શ્રેષ્ઠ વર્ણવો છો તો પછી આ નવો શિથિલાચાર શા માટે ધારણ કર્યો છે ? મરિચી પોતાની નિર્બળતા કબુલતો અને ત્યાગના ઉમેદવારને ભગવાન ઋષભદેવ પાસે જ મોકલતો. કયારેક એમ બન્યું કે તે બહુ બીમાર પડયો પણ તેની સેવા કરનાર કોઇ ન હતું, જે સહચારી સાધુઓ હતા તે તદ્દન ત્યાગી હોવાથી આ શિથિલાચારીની સેવા કરી શકતા નહીં. તેમજ મરિચી પોતે પણ તેવા ઉત્કટ ત્યાગીઓ પાસેથી સેવા લેવા ઇચ્છતો નહીં. કાળક્રમે તે સાજો થયો.

એકવાર કપિલ નામનો રાજપુત્ર આવ્યો, તેણે ભગવાનનો ઉપદેશ સાંભળ્યો પણ દુર્ભવ્યતાને લીધે તેને એ પસંદ ન આવ્યો. કપિલ મરિચી પાસે આવ્યો. અને તેના તરફ ઢળ્યો. પ્રથમના બીમારીના અનુભવથી ખેંચાઇ મરિચિએ કપિલને પોતાને લાયક ધારી શિષ્ય બનાવ્યો. શાસ્ત્રના તાત્વિક અર્થજ્ઞાન વિનાનો એ કપિલ મરિચિએ બનાવેલ ક્રિયામાર્ગમાં રત થઇ વિચરતો. એણે આસુરી અને બીજા શિષ્યો બનાવ્યા અને શિષ્ય તથા શાસ્ત્રના અનુરાગને લીધે તે મર્યા પછી બ્રહ્મલોકમાં ઉત્પન્ન થયો તેણે ત્યા ઉત્પન્ન થતા વેતજ વિશિષ્ટ જ્ઞાનથી પોતાનો પૂર્વભવ જાણી વિચાર્યું કે મારો કોઇ શિષ્ય કાઇ જાણતો નથી. તેથી એને તત્ત્વનો હું ઉપદેશ કરું એમ વિચારી તેણે આકાશમા છુપી રીતે રહી 'અવ્યક્ત (પ્રધાન) થી વ્યક્ત (બુદ્ધિતત્ત્વ) પ્રકટે' છે. ઇત્યાદિ ઉપદેશ આપ્યો તેથી ષષ્ટિતંત્ર (સાખ્યશાસ્ત્રવિશેષ) થયું.

આવશ્યક વૃ૦ નિર્યુક્તિ ગા૦ ૩૫૦ થી ૪૩૯ પૃ૦ ૧૫૩ થી ૧૭૧

## પરિશિષ્ટ નં૦ ૨

શ્રીપાર્શ્વનાથ[૩૪] સ્વામિના શાસન વખતે સરયુ નદીના કિનારે પલાશ નામના નગરમાં પિહિતાસ્રવ સાધુનો શિષ્ય બુદ્ધકીર્તિ થયો જે બહુ શાસ્ત્રજ્ઞ હતો.

માછલીઓના આહારથી તે દીક્ષા ભ્રષ્ટ થયો અને તેણે લાલ કપડાં પહેરી એકાંત (મિથ્યા).મત ચલાવ્યો.

ફળ, દુધ, દહીં, સાકર વિગેરેની જેમ માંસમા પણ જંતુ નથી તેથી તેને ઇચ્છવામાં કે તેનું ભક્ષણ કરવામાં પાપ નથી.

જેવી રીતે પાણી એક પાતળી-વહે તેવી-વસ્તુ છે, તેવી રીતે દારૂ પણ છે તેથી તે ત્યાજ્ય નથી. આ પ્રકારની ઘોષણા કરીને તેણે દુનિયામાં સંપૂર્ણ પાપકર્મની પરંપરા ચલાવી.

એક પાપ કરે છે અને બીજો તેનું ફળ ભોગવે છે. આવા સિદ્ધાંતને કલ્પી તે વડે લોકોને વશ કરી તે મરી ગયો અને નરકગામી થયો.

દર્શનસાર ગા૦ ૬ થી ૧૦

---

૩૪. ભગવાન મહાવીર એ જૈનોના ચોવીસમા તીર્થંકર અને ભગવાન પાર્શ્વનાથ એ ત્રેવીસમા મનાય છે. એ બે વચ્ચે ૨૫૦ વર્ષનું અંતર મનાતું હોવાથી શ્રી પાર્શ્વનાથ તીર્થંકરનો સમય વિક્રમ સંવત પહેલાં આઠમી સદી આવે છે.

चित्रसूत्रविधानेन देवतार्चां विनिर्मिताम् ।
सुरूपां पूजयेद्विद्वांस्तत्र संनिहिता भवेत् ॥ ७ ॥
स्वाकारां लक्षणोपेतां यस्तां संपूजयेन्नरः ।
स सर्वकामानाप्नोति नात्र कार्या विचारणा ।
अस्मिल्लोके परे चैव सुखवान्स भवेत्सदा ॥ ८ ॥
अथार्चां लक्षणैर्हीनां यस्तु पूजयते नरः ।
तस्यानर्था विवर्धन्ते तस्मात्तां च विवर्जयेत् ॥ ९ ॥
प्रासादकरणं पुण्यं देवार्चाकरणं तथा ।
सुरार्चापूजनं पुण्यं तत्र पुण्या नमस्क्रिया ॥ १० ॥
तस्मात्सर्वप्रयत्नेन सुरार्चां लक्षणान्विताम् ।
कारयेत् पूजनं विद्वान् न त्वलक्षणसंयुताम् ॥ ११ ॥
धर्ममर्थं तथा कामं मोक्षं च यदुनन्दन ।
प्रयच्छन्ति महाराज नराणामिह देवताः ॥ १२ ॥
कामानिष्टान् प्रयच्छन्ति स्वर्गमत्यन्तमेव च ।
तस्मात् सर्वप्रयत्नेन नृणां पूज्या दिवौकसः ॥ १३ ॥

---

ચિત્રસૂત્રના વિધાન પ્રમાણે નિર્મિત કરેલી સુરૂપ દેવતાની મૂર્તિને વિદ્વાને પૂજવી; ત્યાં દેવતા સાન્નિધ્ય કરે છે. ૭

સારા આકારવાળી, લક્ષણોથી યુક્ત તેને જે માણસ પૂજે છે તે સર્વ કામનાઓ પ્રાપ્ત કરે છે. તેમા વિચારવા જેવું નથી. આ લોકમા અને પરલોકમા તે હમેશા સુખી થાય. ૮

હવે જે માણસ લક્ષણથી રહિત મૂર્તિને પૂજે છે તેના અનર્થો વધે છે તેથી તેનો ત્યાગ કરવો. ૯

પ્રાસાદ (દેવ મંદિર) કરવો એ પુણ્ય છે, દેવોની મૂર્તિ કરવી તથા દેવોની મૂર્તિનું પૂજન એ પુણ્ય છે. ત્યા નમસ્કાર કરવો એ પુણ્ય છે. ૧૦

માટે વિદ્વાને સર્વ પ્રયત્ન કરીને લક્ષણોથી યુક્ત દેવમૂર્તિનું પૂજન કરાવવું જોઇએ–લક્ષણથી રહિતનુ નહિ ૧૧

હે યદુનન્દન, દેવો ધર્મ અર્થ કામ અને મોક્ષને હે મહારાજ! અંહીઆ આપે છે. ૧૨

ઇષ્ટ કામોને આપે છે અને હમેશને માટે સ્વર્ગ આપે છે તેથી સર્વ પ્રયત્ન કરીને દેવોની માણસોએ પૂજા કરવી જોઇએ. ૧૩

શાપ આપતાં કહ્યું કે " જો મારા ગુરુનું તપતેજ હોય તો આ ઘર બળી જાય.–" ભગવાનના નામે અપાએલો શાપ પણ ખોટો પડવો ન જોઇએ એમ ધારી નિકટવર્તિ દેવોએ તે દાતાનું ઘર ઘાસની જેમ બાળી નાખ્યું.

ચંપાનગરીમાં ત્રીજું ચોમાસું પૂર્ણ કરી ભગવાન કોલ્લાક ગામમા ગયા. ત્યાં શૂન્ય ઘરમાં ધ્યાનસ્થ રહ્યા. ગોશાલક વાનરની જેમ ચપળ બની તેના દરવાજા પાસે બેઠો. "અહીં કોઇ છે ?" એમ પૂછી ત્યારે કંઇ જવાબ ન મળ્યો ત્યારે એક જાર પુરુષ પોતાની રક્ષિત દાસી સાથે વિલાસ અર્થે તે શૂન્ય ઘરમાં દાખલ થયો. ભગવાન તો ધ્યાનસ્થ હતા. પાછા નીકળતાં એ દાસીને ગોશાલકે હસ્ત સ્પર્શ કર્યો એ જાણી તેને પેલા જાર પુરુષ ખૂબ પીટયો. ગોશાલકની ફરીયાદનો અધિષ્ઠાયક સિદ્ધાર્થે ભગવાનના દેહમાંથી જ ઉત્તર આપ્યો કે 'તું અમારી પેઠે શીલ કેમ નથી રાખતો ? ચપળતા કેમ કરે છે ? તને માર ન મળે તો બીજું શું થાય ? "

ચોથું ચોમાસું પૃષ્ઠચંપામા વ્યતીત કરી ભગવાન કૃતમંગળ નામક ગામમાં ગયા. ત્યા તેઓ એક દેવાલયમાં ધ્યાનસ્થ રહેલ, તે વખતે રાત્રે ત્યા કેટલાક કુળદેવતાના ભકતો નાચગાન કરતા જેમા મદ્યપાન કરેલ સ્ત્રીઓ પણ શામિલ હતી. આ નાચગાન કરનાર લોકો સાથે અડપલું કરવાને લીધે ગોશાલકને કડકડતી ટાઢમાં તે દેવાલય બહાર અનેકવાર કાઢી મૂકવામાં આવેલો. એક દિવસ તેણે ભગવાનને કહ્યુ ' મધ્યાન્હ થયો છે ચાલો આહાર લેવા. ' ભગવાન મૌન હતા તેથી સિદ્ધાર્થે ઉત્તર આપ્યો " અમારે આજે ઉપવાસ છે. " ગોશાલકે પૂછ્યું " આજે મને શું ભોજન મળશે ? " " માંસયુક્તપાયસ મળશે " એવો સિદ્ધાર્થે ઉત્તર આપ્યો. તેને ખોટો પાડવા ગોશાલકે બહુ યત્ન કર્યો પણ છેવટે તેને માંસવાળી ખીર જ મળી. આ ખીર તેણે નિર્માંસ સમજી ખાઇ લીધી પણ ઉલટી દ્વારા પાછળથી તેમાં માંસ હોવાની ખાત્રી થઇ એટલે ચીડાઇને તેણે દાન કરનાર જ્યાં રહેતા તે પ્રદેશને ગુરુના તપના નામે બળી જવાનો શાપ આપ્યો. એટલે ભગવાનની મહત્તા સાચવવા ખાતર દેવોએ તે પ્રદેશ બાળી નાખ્યો. આગળ જતા એક સ્થળે રમતા બાળકોને ગોશાલકે બીવરાવ્યા તે જોઇ તેઓના માબાપે ગોશાલકને પીટયો.

ભદ્દિલપુરમાં પાંચમું ચોમાસું કરી ભગવાન એક ગામમાં ગએલા ત્યાં એક અન્નસત્રમાં અકરાતીયા થઇ ખૂબ ખાવાને લીધે ગોશાલક ઉપર ત્યાંના લોકો ચીડાયા અને તેના માથા ઉપર થાળ માર્યો. કયારેક ભગવાન વિશાળા નગરી તરફ ચાલ્યા. ચાલતાં બે રસ્તા આવ્યા એટલે ગોશાલકે ભગવાનને કહ્યું " તમે જાઓ હું તમારી સાથે હવે નથી આવતો. કારણ કે મને કોઇ મારે ત્યારે તમે મૌન રહો છો. તમને પરિષહ પડે ત્યારે મને પણ પડે છે. કોઇ તમને મારવા આવે ત્યારે પહેલા મને મારે છે. સારૂં ભોજન હોય ત્યારે તો તમે લેવા આવતા જ નથી. સર્વત્ર સમશીલ રહો છો માટે હું જૂદો પડીશ. અંતર્હિત સિદ્ધાર્થે જવાબ આપ્યો, " તારી જેવી ઇચ્છા. અમે તો અમારી રીત છોડવાના નથી. " એ સાંભળી ગોશાલકે રાજગૃહનો માર્ગ લીધો પણ રસ્તામા ચોરોના હાથે ખૂબ માર પડવાથી પસ્તાઇ પાછો ભગવાનને મળવા નીકળ્યો. ભદ્રિકાપુરીના છઠ્ઠા ચોમાસામાં ભગવાનને તે મળ્યો. આલંભિકા નગરીના સાતમા ચોમાસા પછી કુંડક ગામમાં વાસુદેવના મંદિરમાં ભગવાન ધ્યાનસ્થ રહ્યા. નિર્લજ્જ ગોશાલકે વાસુદેવની મૂર્તિના મુખ સામે પુરુષચિન્હ

वज्र उवाच

नृत्यशास्त्रं समाचक्ष्व चित्रसूत्रं वदिष्यसि ।
नृत्यशास्त्रविधानं च चित्रं वेत्ति यतो द्विज ॥ ४ ॥

मार्कण्डेय उवाच

आतोद्यं यो न जानाति तस्य नृत्तं हि दुर्विदम् ।
आतोद्येन विना नृत्तं विद्यते न कथंचन ॥ ५ ॥

वज्र उवाच

आतोद्यं त्वं हि धर्मज्ञ नृत्यशास्त्रं वदिष्यसि ।
तस्मिन्सुविदिते वेत्ति नृत्यं भार्गवसत्तम ॥ ६ ॥

मार्कण्डेय उवाच

न गीतेन विना शक्यं ज्ञातुमातोद्यमप्युत ।
गीतशास्त्रविधानज्ञः सर्वं वेत्ति यथाविधि ॥ ७ ॥

वज्र उवाच

गीतशास्त्रं समाचक्ष्व सर्वधर्मभृतां वर ।
गीतशास्त्रविदेवाथ सर्वज्ञः पुरुषोत्तमः ॥ ८ ॥

× × × ×

अध्याय ३५

मार्कण्डेय उवाचः—

अतः परं प्रवक्ष्यामि चित्रसूत्रं तवानघ ।
उर्वशीं सृजतः [? सृजता] पूर्वं चित्रसूत्रं नृपात्मज ॥१॥
नारायणेन मुनिना लोकानां हितकाम्यया ।
मासानां वञ्चनार्थाय देवस्त्रीणां महामुनिः ॥ २ ॥

---

વજ્ર—નૃત્યશાસ્ત્ર કહો, ચિત્રસૂત્ર (પછી) કહેજો. જેથી નૃત્યશાસ્ત્રના વિધાનને અને ચિત્રને, હે દ્વિજ, જાણે. ૪

માર્કણ્ડેય—જે વાજિંત્રને જાણતો નથી તેને નૃત્ત જાણવું અઘરૂં છે. વાજિંત્ર વિના કોઈ પણ રીતે નૃત્ત જણાતું નથી. ૫

વજ્ર—હે ધર્મજ્ઞ, વાજિત્રને કહો. નૃત્યશાસ્ત્ર (પછી) કહેજો. હે ભાર્ગવોમાં ઉત્તમ, તે બરાબર જાણ્યા પછી તે નૃત્યને જાણે. ૬

માર્કણ્ડેય—ગીત વિના વાજિત્રને જાણવું શક્ય નથી. ગીતશાસ્ત્રના વિધાનને જાણનારો બધું યથાવિધિ જાણે છે. ૭

વજ્ર—હે સર્વ ધાર્મિકોમાં ઉત્તમ, ગીતશાસ્ત્ર કહો, કારણકે ગીતશાસ્ત્ર જાણનાર જ સર્વજ્ઞ પુરુષોત્તમ છે. ૮

× × × × ×

આ અધ્યાયના નવમા શ્લોકથી તે ૩૪ મા અધ્યાય સુધી ગીત, કાવ્ય, અભિનય, નૃત્યાદિ કળાઓનું વર્ણન આપેલું છે. ૩૫ મા અધ્યાયથી ચિત્રસૂત્ર શરૂ થાય છે.

અધ્યાય ૩૫

માર્કણ્ડેય—હે નિષ્પાપ, અહીંથી હું ચિત્રસૂત્ર કહીશ. હે રાજકુમાર, પૂર્વે ઉર્વશીનું સર્જન કરતાં નારાયણ મુનિએ લોકોનું હિત કરવાની ઇચ્છાથી 'ચિત્રસૂત્ર નિર્માણ' કર્યું.

ગોશાલક અષ્ટાંગનિમિત્ત વિદ્યા શીખ્યો આ રીતે તેજોલેશ્યા અને નિમિત્તવિદ્યાથી સંપન્ન થઇ તે પોતાને જિનેશ્વર તરીકે જાહેર કરતો પૃથ્વીપર સગર્વ વિચરવા લાગ્યો.

( પર્વ ૧૦ સર્ગ ૩-૪ પૃ૦ પર થી ૭૫. )

એક તરફ ગોશાલક ભગવાનથી જૂદા પડયા પછી પોતાનો સંપ્રદાય વધારવા પ્રયત્ન કરતો અને બીજી બાજુ ભગવાન સર્વજ્ઞ થયા પછી પોતાનું શાસન પ્રવર્તાવતા. આમ કેટલોક વખત પસાર થયો. ગોશાલકના આજીવક સંપ્રદાયમાં એક સદ્દાલ નામક કુંભાર હતો અને તેની અગ્નિમિત્રા પત્ની હતી. એ બન્ને ગોશાલકના ભક્ત દંપતીએ પણ ભગવાનના સત્સંગથી ગોશાલકમત છોડી દીધો. આ વાતની જાણ થતાં ગોશાલક તે કુંભારને ફરી પોતાના મતમાં ખેંચવા અનેક સ્વસાંપ્રદાયિક લોકો સાથે તેને ઘેર ગયો. પણ તે સદ્દાલ કુંભારે તેની સામે જોયું પણ નહિં. તેથી નિરાશ થઇ ગોશાલક ત્યાંથી પાછો ફર્યો.

વળી કયારેક શ્રાવસ્તી નગરીમાં ભગવાન અને ગોશાલક બન્ને આવી ચડયા. ગોશાલક હાલાહલા નામની કુંભારણને ત્યાં ઉતર્યો હતો. તેની 'અરિહંત' તરીકેની ખ્યાતિથી અંજાઇ ભોળા લોકો તેની પાસે આવતા. ભગવાનના મુખ્ય શિષ્ય ગૌતમે ગામમાં ગોશાલકની સર્વજ્ઞ તરીકેની ખ્યાતિ સાંભળી પોતાના ગુરૂ વીર ભગવાનને એ બાબત પૂછયું— ભગવાને કહ્યું, " તે સર્વજ્ઞ નથી—મેંજ તેને શિક્ષા દીક્ષા આપી છે. એ અસર્વજ્ઞ છતાં છળથી પોતાને સર્વજ્ઞ અને જિન કહે છે. " ભગવાનની આ વાત શહેરમાં ચોમેર પ્રસરતાં ગોશાલકને કાને પણ આવી તેથી તે બહુ ગુસ્સે થયો. દરમ્યાન ભગવાનનો આનંદ નામનો એક શિષ્ય તેની નજરે પડયો. તેને ગોશાલકે કહ્યું, " આનન્દ! તારો ગુરૂ મારી નિન્દા કરે છે તે મારી શક્તિ જાણતો નથી. હું તેને સપરિવાર બાળી નાંખીશ. માત્ર તને જીવતો છોડીશ તે ઉપર એક દૃષ્ટાંત કહું તે સાંભળ—

કોઇ પાંચ વાણિયાઓ વ્યાપાર માટે પરદેશ જતા નિર્જળ વનમાં તરસ્યા થયા. પાણી શોધતાં એક પાંચ શિખરવાળો રાફડો મળ્યો. તે ફોડતાં અનુક્રમે તેમાંથી પાણી, તાંબાનાણું, રૂપાનાણું, સોનાનાણું એ ચાર વસ્તુઓ ચાર શિખરમાંથી નીકળી. પણ લોભવશ પાંચમું શિખર ફોડતાં ઉગ્ર સર્પ નીકળ્યો. તેણે એ પાંચ વણિકમાંથી સંતોષી પ્રથમ વણિકને જીવતો છોડી બાકીના ચાર લોભીને વિષજ્વાળાથી ભસ્મ કરી નાંખ્યા. હે આનન્દ ! તે પ્રમાણે માત્ર તને જીવતો છોડી તારા ગુરૂને સપરિવાર હું બાળી નાંખીશ. આનંદે આવી આ વાત ભગવાનને જણાવી. ભગવાને તેની શક્તિ વિષે સા મુનિને સચેત કરી મૌન રહેવા કહ્યું. દરમ્યાન ગોશાલક ત્યાં આવી ચડયો. અને ભગવાનને યદ્વા તદ્વા કહેવા લાગ્યો. તેણે કહ્યું " હે કાસ્યપ! તું મને મંખલિપુત્ર અને પોતાના શિષ્ય તરીકે વર્ણવે છે પણ હું તે નથી. તારો શિષ્ય ગોશાલક સ્વર્ગવાસી થયો છે. હું તો માત્ર તે મૃત ગોશાલકના દૃઢ શરીરમાં વાસ કરૂં છું અને મારૂં નામ તો ઉદાયમુનિ છે. ", ભગવાને કહ્યું, " ગોશાલક ! તણખલાથી ડુંગર ઢંકાય નહિ તેમ તું મારી સામે પોતાની જાતને અસત્યથી છુપાવી નહિ શકે. તું જ ખરેખર મંખલિપુત્ર ગોશાલક છે. " આ વિવાદ ચાલતો હતો તેવામાં ભગવાનના બે સર્વાનુભૂતિ અને સુનક્ષત્ર નામક શિષ્યો ગોશાલકને સમજાવવા

प्रमाणं नृप हंसस्य भद्रस्य तु षडुत्तरम् ।
चतुर्भिरधिकं ज्ञेयं मालव्यस्य तथा नृप ॥ १० ॥
शतं च रुचकस्योक्तं दशोनं शशकस्य च ।
द्वादशाङ्गुलविस्तारस्ताल इत्यभिधीयते ॥ ११ ॥
आगुल्फं तच्चतुर्भागं पादोच्छ्रायः प्रकीर्तितः ।
द्वौ च तालौ तथा जङ्घे पादतुल्ये च जानुनी ॥ १२ ॥
जंघातुल्यौ तथा चोरू नाभिस्तालं तु मेढ्रतः ।
तावच्च नाभिहृदयं हृदयात्कण्ठ एव च ॥ १३ ॥
कण्ठस्तालत्रिभागः स्यात्तालं च वदनं भवेत् ।
तालषड्भागमप्युक्तं ललाटोपरि मस्तकम् ॥ १४ ॥
मध्ये मेढ्रं तु विज्ञेयमिति दैर्ध्यं प्रकीर्तितम् ।
तालः प्रोक्तः करो राजन्बाहू सप्तदशांगुलौ ॥१५॥
प्रबाहू तावदेवोक्तौ वक्षसोर्धमथाष्टकम् ।
एतदायामतः प्रोक्तं मानं हंसस्य पार्थिव ॥ १६ ॥
अनेनैवानुसारेण शेषाणामपि कल्पयेत् ।
आयामपरिणाहाभ्यां समाः सर्वे नराधिप ॥ १७ ॥

( આંગળ ), હે નૃપ, માલવ્યનું ૧૦૪ જાણવું ( ૧૦ ), રુચકનું ૧૦૦ કહ્યું છે. અને શશકનું ૯૦ કહ્યું છે.

બાર આંગળની લંબાઇને તાલ કહે છે. ( ૧૧ ) પગની ઊંચાઇ ઘૂંટી સુધીની તાલનો ચોથો ભાગ ( = ૩ આંગળ ) કહી છે. જાંગ ( ઘૂંટીથી ઘૂંટણ સુધીનો ભાગ ) બે તાલ ( = ૨૪ આંગળ ), અને ઘૂંટણું પગના જેટલા ( = ૩ આંગળ ) ( ૧૨ ). જંગા જેવડો સાથળ ( = ૨૪ આગળ ); લિંગથી નાભિ એક તાલ ( = ૧૨ આંગળ ). તેટલું જ નાભિથી હૃદય ( =૧૨ આગળ ), કપાળના ઉપર માથું તાલના છઠ્ઠા ભાગનું ( = ૨ આંગળ ) કહ્યું છે. ( ૧૪ ) વચમાં લિંગ સમજવું. આ રીતે લંબાઇ કહેવાઇ.

હે રાજન, કર એક તાલ ( = ૧૨ આંગળ ) કહેવાય છે. બાહુ ૧૭ આંગળ, ( ૧૫ ) પ્રબાહુ તેવડો જ ( = ૧૭ આગળ ), છાતીનો અર્ધો ભાગ ૮ આંગળ. હે રાજન, હંસનું આયામથી આ માપ કહ્યુ. ( ૧૬ ) આને અનુસરીને બાકીનાઓનું કાઢી લેવું. હે રાજન, સર્વે આયામ અને પરિણાહમાં (ઘેરાવામા) સરખા હોય છે. ૧૭

વાદીની ઉક્ત સાત વિદ્યાઓની અનુક્રમે પ્રતિપક્ષ (વિરોધિની) છે. તે વિદ્યાઓ હું ચ
તું લે, એમ કહી તેને વિદ્યાઓ આપી. તે વિદ્યાઓ આ છે—માયૂરી, નકુલી, બિડ
વ્યાઘ્રી, સિંહી, ઉલુકી અને ઉલાવકી. પરિવ્રાજકની ઉપર્યુક્ત સાત વિદ્યાઓને અ
બાધિત કરનારી આ સાત વિદ્યાઓ આપી. તે ઉપરાત ગુરુએ રોહગુપ્તને અભિમંત્રિત
રજોહરણ આપી કહ્યું કે જો તે વાદી વધારે બીજો કાંઇ ઉપદ્રવ કરે તો આ રજોહ
માથા ઉપર ફેરવજે. એટલે તું અજેય થઇ જઇશ.

રોહગુપ્તે રાજસભામા જઇ પેલા વાદીને યથેષ્ટ પૂર્વપક્ષ કરવા લલકાર્યો. વાદ
વિચાર્યું, આ સાધુઓ કુશલ હોય છે માટે એને સંમત હોય એવોજ પૂર્વપક્ષ હું
તરફથી રજુ કરું, જેથી એ જૈનાચાર્ય તેનું ખંડન ન જ કરી શકે. આમ વિચારી
ચાલાક વાદીએ પક્ષ રજુ કર્યો કે, જીવ અને અજીવ એવી બે રાશિઓ છે, કારણ કે
જ દેખાય છે. આ પક્ષ સાભળી તે સર્વથા ઇષ્ટ હોવા છતા પણ માત્ર વાદીનો પરા
કરવા ખાતર ચાલાક શિરોમણિ રોહગુપ્તે તેની સામે વિરોધી પક્ષ મૂક્યો તેણે કહ્યું,
ઉત્તમ, મધ્યમ અને અધમ એવા ત્રણ વિભાગ છે તેમ પશુ વિગેરે જીવ, પરમાણુ વિ
અજીવ અને ગરોળીનાં તત્કાળ કપાયેલા પુચ્છ વિગેરે નોજીવ (જીવાજીવ અથવા ઇષત્
આવી ત્રણ રાશિઓ છે. રોહગુપ્તની આ કલ્પનાથી નિરુત્તર થએલ વાદીએ ક્રો
ભરાઇ પોતાની સાતે વિદ્યાઓનો પ્રયોગ કર્યો, રોહગુપ્તે અનુક્રમે વીંછીઓને મોર
સાપને નોળીઆ વડે રોકી પોતાની બધી બાધક વિદ્યાઓનો સામે પ્રયોગ કર્યો.
વાદીએ જ્યારે ગર્દભી બનાવી ત્યારે રોહગુપ્તે રજોહરણ ફેરવ્યું એટલે એ ગર્દભી
તેના પ્રેરકવાદી તરફ જ ધસી અને તેના ઉપર મળ મૂત્ર કર્યાં, આખરે એ વાદી તિરસ્
પામી ચાલ્યો ગયો.

રોહગુપ્તે ગુરુને બધી વાત કહી. ગુરુ વાદીને હરાવ્યા બદલ ખુશ તો થયા
રોહગુપ્તની એક વાતનો તેમણે વિરોધ કર્યો. તેમણે કહ્યું જૈનશાસ્ત્રમાં બે રાશિનો સિ
છે. નોજીવરાશિ એ અપસિદ્ધાંત છે માટે તારે વાદિને પરાજિત કર્યા પછી રાજસભામાં
વાત પ્રગટ કરવી હતી. હજી પણ તું એ ભૂલ કબુલ કર. રોહગુપ્તે તર્ક અને હઠના બળ
પોતાનો નોજીવ પક્ષ મજબૂત રીતે ગુરુ સામે જૈન સિદ્ધાંતરૂપે સ્થાપવા યત્ન કર્યો અને ગુરુએ ક
તેનો નિષેધ. કોઈ પણ રીતે ન સ્વીકાર્યો. આ જોઇ જાહેરમાં જ તેને અપ્રામાણિક ઠરાવ
ગુરુએ રોહગુપ્ત સાથે રાજસભામાં ચર્ચા શરૂ કરી. છ માસની લાંબી ચર્ચા પછી
શ્રોતાને કંટાળો આવેલો જોઇ ગુરુએ ચર્ચાનો અંત આણવા વ્યવહારુ યુક્તિ યોજી. તે

૩૯. જૈન સાધુઓનું એક ધાર્મિક ઉપકરણ જે જંતુઓની રક્ષાપૂર્વક રજ
દૂર કરવાના કામ માટે હોય છે.

षडङ्गुलं स्तनजत्र्वन्तरम् । षोडश बाहुमूलपरिणाहः द्वादशाग्रे सप्ताङ्गुलं करतलं पंचाङ्गुलं विस्तृतम् । पंचाङ्गुलप्रमाणा मध्यमिका । तत्पूर्वदलहीन प्रदेशिनी । तत्तुल्या चानामिका । तत्परिहीना कनिष्ठिका सर्वाः । समत्रिभाग पर्वाः । पर्वार्धा नखाः । त्र्यङ्गुलमङ्गुष्ठं द्विपर्वः । जठरपरिणाहो द्वाचत्वारिंशांगुल वेद्यप्रमाणाभ्यामङ्गुलं नाभिः । कटिरष्टादशांगुला विपुला । तत्परिधिश्चतुश्चत्वारिंशत् चतुरंगुलविस्तृतौ वृषणौ । षडङ्गुलं तावत्परिणाहं मेढ्रम् । तन्मध्यत ऊरू चतुरङ्गुल तद्विगुणपरिणाहाङ्गुलविपुले जानुनी । तत्रिगुणपरिणाहं जङ्घाग्रं पश्चागु चतुर्दशपरिणाहम् । द्वादश दीर्घौ षडङ्गुलविस्तृतौ पदौ त्रिकायताङ्गु अङ्गुष्ठतुल्या प्रदेशिनी तदष्टांशोनाः शेषाः । अङ्गुलचतुर्भागहीनोऽङ्गुष्ठनखः तदर्धप्रमाणं प्रदेशिन्याः । तदष्टभागः शेषाणाम् । सर्वपादमङ्गुलमष्टाङ्गुलोत्सेधः त्र्यङ्गुले पार्ष्णी चतुरङ्गुलोच्छ्रायौ । इति हंसप्रमाणं भवति । भवंति चात्र

शेषाणां पार्थिवेन्द्राणां मानं युक्त्या प्रकल्पयेत् ॥
अनेनैवानुसारेण स्वमानस्यानुसारतः ॥१॥

---

સ્તન અને જત્રુનું અંતર ૭ આગળનું. બાહુનો ઘેરાવો મૂળ (બગલ) આગળ સોળ આંગળને અનેઆગળ બાર આગળનો. સાત આગળની હથેળી, પાંચ આગળ વિસ્તારવાળી. વચલી આંગળ પાંચ આંગળની. તેનો ઉપરનો વેઢો બાદ કરીએ તેવડી પ્રદેશિની ( અંગુઠા પાસેની ). તેન જેવડી અનામિકા. તેનાથી નાની ટચલી. દરેકના ત્રણેય વેઢા સરખા. વેઢાથી અરધા ભાગન નખ. ત્રણ આગળનો અંગુઠો, બે વેઢાનો. જઠરનો ઘેરાવો બેતાળીસ આંગળ. વેદ્ય (?) અં પ્રમાણ વડે એક આગળની નાભિ. કેડ વિપુલતામાં અઢાર આંગળ. તેનો ઘેરાવે ચુંમાળીસ આગળ. ચાર આગળ વિસ્તૃત વૃષણ અને ૭ આંગળના પરીણાહવાળું લિંગ તેની વચ્ચેથી ઊર ચાર આગળનો. તેનાથી બમણા પરિણાહ જેટલા આંગળના જાનુ. તેનાથી ત્રણગણા પરિણાહનું જધાગ્ર, તે પાંચ આગળ લાંબું, ચૌદ આંગળ પરિણાહવાળું. બાર આગળ લાંબા અને ૭ આગળ પહોળા પગ. ત્રણ આંગળ લાંબા અંગુઠા. અંગુઠા જેવડી પ્રદેશિની તેનાથી આઠ અંશ ઓછી બાકીની. પોણા આંગળનો અંગુઠાનો નખ. તેનાથી અરધું પ્રમાણ પ્રદેશિનીના નખનું. બાકીનાનું તેનાથી આઠમા ભાગનું........ત્રણ આંગળની પાની, ચાર આંગળ ઊંચી. એ પ્રમાણે હંસનું પ્રમાણ થાય છે. તે સંબંધી નીચેના શ્લોકો છે.

બાકીના, હે પાર્થિવ! રાજાઓનું પ્રમાણ બુદ્ધિ વડે કલ્પી લેવું–આને જ અનુસરીને અથવા પોતાના માપ પ્રમાણે. १

# ચિત્રસૂત્ર

( વિષ્ણુધર્મોત્તરના તૃતીય ખંડમાંથી ઉદ્ધૃત )

[ રામનારાયણ વિ. પાઠક. રસિકલાલ છો. પરીખ. ]

## अध्याय १

वज्र उवाच

किं कर्तव्यं मनुष्येण किं कुर्वन् सुखमेधते ।
अस्मिँल्लोके परे चैव केनाप्नोति महत्सुखम् ॥ १ ॥

मार्कण्डेय उवाच

अन्तर्वेदि बहिर्वेदि पुरुषेण विजानता ।
देवतापूजनं कार्यं लोकद्वयमभीप्सता ॥ २ ॥
यज्ञेषु देवयजनमन्तर्वेदि प्रकीर्तितम् ।
बहिर्वेदि तथैवोक्तमुपवासव्रतादिकम् ।
इष्टापूर्त्तेन लभ्यन्ते ये लोकास्तान् बुभूषतः ॥ ३ ॥
देवानामालयः कार्यो द्वयमप्यत्र दृश्यते ।
विशेषेण कलौ काले कर्तव्यं देवतागृहम् ॥ ४ ॥
कृतत्रेताद्वापरेषु नराः पश्यन्ति दैवताम् ।
तिष्यं प्राप्य न पश्यन्ति पूजास्त्वर्चागता यतः ॥ ५ ॥
कृतादिष्वपि दृष्ट्वा च देवान् मनुजसत्तम ।
अर्चागतविशेषेण पूजयन्ति विधानतः ॥ ६ ॥

---

### અધ્યાય ૧

વજ્ર—માણસે શું કરવું જોઈએ? શું કરતો માણસ સુખ મેળવે ? આ લોકમાં અને પરલોકમાં તે શેનાથી મહાન સુખને પ્રાપ્ત કરે? ૧

માર્કણ્ડેય—બે લોકને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા જ્ઞાની પુરુષે અંતર્વેદિ અને બહિર્વેદિ દેવતાપૂજન કરવું જોઇએ. ૨

યજ્ઞોમાં થતું દેવપૂજન અન્તર્વેદિ કહેવાય છે, અને ઉપવાસ વ્રત વગેરે બહિર્વેદિ કહેવાય છે. ૩

દેવાલય કરવું. આમાં બન્ને ( લોકનાં સુખ ) દેખાય છે. વિશેષ કરીને કલિકાલમાં દેવતાગૃહ કરવું. ૪

કૃત ત્રેતા અને દ્વાપર યુગોમાં નરો દેવતાને દેખે છે. કલિને પામીને તેઓ દેખતા નથી. કેમકે પૂજા એ અર્ચાને ( મૂર્તિ ) અવલંબીને રહેલી છે. ૫

હે મનુષ્યોત્તમ ! કૃત વગેરે યુગોમાં પણ દેવોને જોઇને વિધાનથી અર્ચા ( મૂર્તિ ) માં રહેલા વિશેષથી તેઓ પૂજે છે. ૬

पुरुपस्य समीपस्था कर्तव्या योपिदीश्वरः ।
नरस्कन्धप्रमाणेन कार्येका सा यथामिति ॥ २ ॥
अङ्गुलौ द्वौ नरात्क्षामं स्त्रियो मध्यं विधीयते ।
अधिका च कटिः कार्या तथैव चतुरङ्गुलम् ॥ ३ ॥
उरः प्रमाणतः कार्यौ स्तनौ नृप मनोहरौ ।
नृपाश्च सर्वे कर्तव्या महापुरुपलक्षणाः ॥ ४ ॥
जालपादकराः कार्यास्तथा वै चक्रवर्तिनः ।
ऊर्णेयं च भ्रुवोर्मध्ये तेषां कार्यं तथा शुभम् ॥ ५ ॥
रेखाश्च करयोः कार्यास्तिस्रो राज्ञां मनोहराः ।
शशक्षतजसङ्काशाः शस्ता वै क्षामकोटकाः ॥ ६ ॥
तदङ्गभंगिनः सूक्ष्मा निजस्नेहाभ्यलंकृताः ।
घनेन्द्रनीलसदृशाः केशा कार्यास्तथा शुभाः ॥ ७ ॥
कुन्तला दक्षिणावर्तास्तरङ्गा सिंहकेसराः ।
वर्धरा जूटटसरा इत्येताः केशजातयः ॥ ८ ॥
चापाकारं भवेन्नेत्रं मत्स्योदरमथापि वा ।
नेत्रमुत्पलपत्राभं पद्मपत्रनिभं तथा ॥ ९ ॥

---

હે રાજન, પુરુષની સમીપ રહેલી સ્ત્રી કરવી જોઈએ. એકને માપ પ્રમાણે માણસના ખભા બરાબર કરવી જોઈએ ૨

સ્ત્રીનો મધ્ય ભાગ પુરુષના કરતા બે આગળ પાતળો કરવામા આવે છે અને કટિ ચાર આગળ અધિક કરવામા આવે છે. ૩

હે રાજન, ઉરના માપથી મનોહર સ્તન કરવા જોઈએ બધા રાજાઓને મહાપુરુષના લક્ષણવાળા કરવા જોઈએ. ૪

ચક્રવર્તીના હાથ અને પગ જાલથી યુક્ત કરવા જોઈએ તેમના ભવાંની વચ્ચે ઊર્ણા કરવા જોઈએ. ૫

રાજાઓના હાથમા ત્રણ મનોહર રેખાઓ કરવી જોઈએ. તે પાતળી વાકી અને સસલાના લોહી જેવી હોય તે પ્રશસ્ત ગણાય છે. ૬

તેના અંગ ઉપર વાકા રહેતા, ઝીણા, સ્વાભાવિક ચીકાશથી શોભતા, ઘન, ઇન્દ્રનીલ જેવા શુભ કેશ કરવા જોઈએ ૭

કુન્તલ, દક્ષિણાવર્ત, તરંગ, સિંહકેસર, વર્ધર, જૂટટસર આ કેશની જાતો છે. ૮

આખ, ધનુષ આકારની, અથવા માછલાના ઉદરના આકારની હોય. નીલકમલની પાદડી જેવી તથા ધોળા કમળની પાદડી જેવી. ૯

नित्यं नराणां सुरपूजकानां लोका मनोज्ञाः सुलभा भवन्ति ।
लोके तथास्मिन् धनधान्ययुक्ताः समृद्धिभाजश्च नरा
भवन्ति ॥ १४ ॥

॥ इति श्रीविष्णुधर्मोत्तरे तृतीयखण्डे मार्कण्डेयवज्रसंवादे
चित्रसूत्रे प्रथमोऽध्यायः ॥

अध्याय २

वज्र उवाच

देवतारूपनिर्माणं कथयस्व ममानघ ।
यस्मात् सन्निहिता नित्यं शास्त्रवत्साकृतिर्भवेत् ॥ १ ॥

मार्कण्डेय उवाच

चित्रसूत्रं न जानाति यस्तु सम्यङ् नराधिप ।
प्रतिमालक्षणं वेत्तुं न शक्यं तेन कर्हिचित् ॥ २ ॥

वज्र उवाच

चित्रसूत्रं समाचक्ष्व भृगुवंशविवर्धन ।
चित्रसूत्रविदेशाथ वेत्ति वाग्लक्षणं [?] यतः ॥

मार्कण्डेय उवाच

विना तु नृत्यशास्त्रेण चित्रसूत्रं सुदुर्विदम् ॥ ३ ॥
जगतो न क्रिया कार्या द्वयोरपि यतो नृप ॥

---

નિત્ય સુરપૂજા કરવાવાળા નરોને સુંદર લોકો સુલભ થાય છે અને આ લોકમાં નરો ધનધાન્યથી યુક્ત થઈ સમૃદ્ધિવાળા થાય છે. १४

શ્રી વિષ્ણુધર્મોત્તરના ત્રીજા ખંડના માર્કણ્ડેયવજ્રસંવાદના ચિત્રસૂત્રનો પહેલો અધ્યાય પૂરો થયો.

અધ્યાય ૨

વજ્ર—હે નિષ્પાપ, મને દેવતાઓના રૂપનિર્માણ વિષે કહો. જેથી તે શાસ્ત્ર પ્રમાણે થયેલી આકૃતિ હમેશાં સાંનિધ્ય રહે. १

માર્કણ્ડેય—હે રાજન! જે ચિત્રસૂત્રને બરાબર જાણતો નથી તે કોઈ પણ રીતે પ્રતિમાલક્ષણને જાણી શકતો નથી. २

વજ્ર—હે ભૃગુવંશને વધારનાર, ચિત્રસૂત્ર કહો, કારણ કે ચિત્રસૂત્ર જાણનાર જ વાણીના [?] લક્ષણને જાણે છે. ३

માર્કણ્ડેય—નૃત્યશાસ્ત્ર વિના ચિત્રસૂત્ર જાણવું અઘરું છે. જેથી આ બન્નેની ક્રિયા જગતમા હે નૃપ, કરવી ન જોઈએ. [?]

स्थानैरनेककिरणैः स्थिरभूमिलम्भः
कार्यं तदेव सुकुमारमजिह्मरेखम् ॥ १७ ॥

इति श्रीविष्णुधर्मोत्तरे तृतीयखण्डे मा० च. सं. सामान्यमानवर्णनो नाम सप्तत्रिंशत्तमोऽध्यायः ॥ ३७ ॥

अध्याय ३८

मार्कण्डेय उवाच

नेत्रमुत्पलपत्राभं रक्तान्तं कृष्णतारकम् ।
प्रसन्नं दीर्घपक्ष्मान्तं मनोज्ञं मृदु सत्तम ॥ १ ॥
देवतानां करं राजन्प्रजाहितकरं भवेत् ।
समे गोक्षीरवर्णाभे स्निग्धे जिह्माग्रपक्ष्मले ॥ २ ॥
प्रसन्ने पद्मनेत्रान्ते मनोज्ञे प्रियदर्शने ।
कृष्णतारे विशाले च नयने श्रीसुखप्रदे ॥ ३ ॥
चतुरस्रं सुसम्पूर्णं प्रसन्नं शुभलक्षणम् ।
अत्रिकोणमवक्रं च अधिकारमुखं भवेत् ॥ ४ ॥
दीर्घमण्डलचक्राणि त्रिकोणादीनि यानि च ।
वर्ज्यानि तानि देवानां प्रजासु शिवमिच्छता ॥ ५ ॥
कार्या हंसप्रमाणेन देवा यदुकुलोद्वह ।
तेषां च लोम कर्त्तव्यमक्षिपक्ष्मसु च भ्रुवोः ॥ ६ ॥

---

હે નૃપતિ, કલા પ્રમાણે પોતાની બુદ્ધિથી બરાબર વિચારી આ પ્રમાણવાળું, અનુરૂપ, અનિન્દિત, અનેક કિરણવાળા સ્થાનોથી યુક્ત અને સ્થિરભૂમિસંબંધી યુક્ત સુકુમાર અને સીધી રેખાવાળું તે કરવું. ૧૭

શ્રી વિષ્ણુધર્મોત્તરના તૃતીય ખંડનો સામાન્ય-માન-વર્ણન નામનો ૩૭ મો અધ્યાય પૂરો થયો.

અધ્યાય ૩૮ મો.

માર્કણ્ડેય—હે ઉત્તમ પુરુષ, ઉત્પલપત્ર જેવું નેત્ર, લાલ ખૂણાવાળું, કાળી કીકીવાળું, પ્રસન્ન, મૃદુ અને લાંબી પાંપણવાળું, સુંદર નેત્ર (૧) હે રાજન, દેવોનું [?] અને પ્રજાઓનું હિતકર છે. સરખાં, ગાયના દૂધ જેવા, સ્નિગ્ધ, જેની પાંપણનો આગલો ભાગ વાંકો છે, ( ૨ ) પ્રસન્ન, પદ્મ જેવા જેના નેત્રના ખૂણા છે, સુંદર, અને જેનું દર્શન પ્રિય લાગે છે, કાળી કીકીવાળાં, વિશાળ એવાં નયનો સુખ આપનારાં છે. ( ૩ )

ચોરસ, સુસંપૂર્ણ, પ્રસન્ન, શુભ લક્ષણોથી યુક્ત, ત્રિકોણ નહિ એવું, વક્ર નહિ એવું, અધિકારમુખ થાય. ( ૪ ) પ્રજાઓનું કલ્યાણ ઇચ્છનારે દેવોના વિષયમાં દીર્ઘ ઘેરાવાવાળાં ચક્રો, ત્રિકોણ વગેરેનો ત્યાગ કરવો. ( ૫ ) હે યદુકુલનંદન, હંસના માપના દેવો કરવા. આંખની પાંપણો અને ભવામાં માત્ર વાળ કરવા ( ૬ ) બાકીનાં ગાત્રોમાં દેવોને વાળ

सहकाररसं गृह्य उर्व्यां चक्रे वरस्त्रियम् ।
चित्रेण सा ततो जाता रूपयुक्ता वराप्सराः ॥ ३ ॥
यां दृष्ट्वा व्रीडिताः सर्वा जग्मुस्ता देवयोषितः ।
एवं महामुनिः कृत्वा चित्रं लक्षणसंयुतम् ॥ ४ ॥
ग्राहयामास स तदा विश्वकर्माणमच्युतम् ।
यथा नृत्ते तथा चित्रे त्रैलोक्यानुकृतिः स्मृता ॥५॥[1]
दृष्टयश्च तथा भावा अङ्गोपाङ्गानि सर्वशः
कराश्च ये महानृत्ते पूर्वोक्ता नृपसत्तम ॥ ६ ॥
त एव चित्रे विज्ञेया नृत्तं चित्रं परं मतम् ।
नृत्ते प्रमाणं येनोक्तं [? यन्नोक्तं] तत्प्रवक्ष्याम्यतः शृणु ॥७॥
हंसो भद्रोऽथ मालव्यो रुचकः शशकस्तथा ।
विज्ञेयाः पुरुषाः पञ्च तेषां वक्ष्यामि लक्षणम् ॥ ८ ॥
उच्छ्रायायामतुल्यास्ते सर्वे ज्ञेयाः प्रमाणतः ।
स्वेनैवाङ्गुलमानेन शतमष्टाधिकं भवेत् ॥ ९ ॥

---

આવેલી દેવસ્ત્રીઓને છેતરવાને માટે, આમ્રાનો રસ લઈને, એક સુંદર સ્ત્રીની આકૃતિ પૃથ્વી ઉપર દોરી. પછી ચિત્રમાંથી રૂપયુક્ત સુંદર અપ્સરા ઉત્પન્ન થઈ, જેને જોઈને દેવસ્ત્રીઓ શરમાઈને ચાલી ગઈ.[2]

આ પ્રમાણે મહામુનિએ લક્ષણયુક્ત ચિત્ર કરીને પછી અચ્યુત વિશ્વકર્માને તે ગ્રહણ કરાવ્યું.

જેમ નૃત્તમાં તેમ જ ચિત્રમાં ત્રિલોકની અનુકૃતિ કરવાની છે. એવો મત છે. ૫

હે નૃપોત્તમ, પૂર્વે મહાનૃત્તમાં જે દૃષ્ટિઓ, ભાવો, અંગો, ઉપાંગો અને કરો (કરની મુદ્રાઓ વગેરે) સંપૂર્ણ રીતે કહ્યા છે (૬), તે ચિત્રમાં સમજી લેવા. નૃત્ત એ પરમ ચિત્ર મનાય છે. નૃત્તમાં પ્રમાણ વિષે જે કહ્યું નથી તે કહીશ માટે સાંભળ. ૭

હંસ, ભદ્ર, માલવ્ય રુચક, અને શશક એ પાંચ પુરુષો જાણવા. તેમના લક્ષણ હું કહીશ, (૮) ઉચ્છ્રાયમાં અને આયામમાં સરખા, તે બધા પ્રમાણથી[3] જાણવા. પોતાના આંગળના માપથી, હે રાજન, હંસનું ૧૦૮ (આંગળ) માપ થાય. ભદ્રનું ૧૦૬

૧ સરખાવો. त्रैलोक्यस्यानुकरणं नृत्ते देवि प्रतिष्ठितम् । શ્લો૦ ૧૭ અ૦ ૩૪.

૨ આ શ્લોકોમાં પાઠનો ગોટાળો દેખાય છે તેથી બેસાડાય તેટલો અન્વય બેસાડીને અર્થ કર્યો છે.

૩ ઉચ્છ્રાય, આયામ, અને પ્રમાણ માપનાં પારિભાષિક શબ્દો છે. આયામ એટલે શરીરની લંબાઈનું માપ, પ્રમાણ તેની પહોળાઈનું માપ ઉચ્છ્રાય એટલે જાડાઈનું માપ આ અને બીજા પર્યાયો તથા વિગતો માટે જુઓ ટિ. એ. ગોપીનાથ રાવના તાલમાનની પ્રસ્તાવના, પૃ ૩૯ મેમોયર્સ આ. સ ઑ. ઇ. નં. ૩. ૧૯૨૦.

शातोदरी न कर्तव्या न कार्या चाधिकोदरी ।
सुक्षता च न कर्तव्या तथा यदुकुलोद्वह ॥ १६ ॥
हीनाधिकप्रमाणा च रूक्षवर्णा तथैव च ।
विवृत्तेन च वक्त्रेण नता च यदुनन्दन ॥ १७ ॥
प्रमाणहीनैरङ्गैश्च त्वधिकैरपि पार्थिव ।
शातोदरी क्षुद्भयदा मरणायाधिकोदरी ॥ १८ ॥
सक्षता मरणायोक्ता हीना धनविनाशिनी ।
अधिका शोकजननी रूक्षवर्णा भयप्रदा ॥ १९ ॥
विवृत्तेन च वक्त्रेण कुलनाशकरी भवेत् ।
प्राच्याभा धननाशाय दक्षिणेन च मृत्यवे ॥ २० ॥
पश्चिमेन सुतघ्नी च चोदग्भयविवृद्धये ।
प्रमाणहीना नाशाय अधिका देशनाशिनी ॥ २१ ॥
अश्लक्ष्णा मरणायोक्ता क्रुद्धा रूपविनाशिनी ॥
प्रमाणहीनां प्रतिमां तथा लक्षणवर्जिताम् ॥ २२ ॥
आवाहितां च विप्रेन्द्रैर्नाविशन्ति दिवौकसः ॥ २३ ॥
आविशंति तु तां नित्यं पिशाचा दैत्यदानवाः ।
तस्मात्सर्वप्रयत्नेन मानहीनां विवर्जयेत् ॥ २४ ॥

[દેવાની મૂર્તિ] બેસી ગયેલા પેટવાળી તેમજ મોટા પેટવાળી ન કરવી. તેમ જ ક્ષતવાળી પણ ન કરવી. (૧૬) ઓછા વત્તા માપવાળી, રૂક્ષ વર્ણ વાળી, નમેલી, (૧૭) હે રાજા, પ્રમાણથી ઓછા અથવા વધારે અંગોવાળી ન કરવી. બેસી ગએલા પેટવાળી ભૂખ અને અને ભયને આપનારી અને મોટા પેટવાળી મરણ આપનારી (૧૮), ક્ષતવાળી મરણ આપનારી, ઓછા પ્રમાણવાળી ધન નાશ કરનારી, વત્તા પ્રમાણવાળી શોક કરનારી, રૂક્ષ વર્ણવાળી ભય આપનારી (૧૯), વળેલા મોઢાવાળી કુલનો નાશ કરનારી થાય. પ્રભામંડલ પૂર્વમાં હોય તો ધનનો નાશ કરે છે, દક્ષિણમાં હોય તો મૃત્યુ કરે છે, (૨૦) પશ્ચિમમાં હોય તો પુત્રનો નાશ કરે છે, ઉત્તરમાં હોય તો ભયને વધારે છે, પ્રમાણથી ઓછી નાશ કરે છે, પ્રમાણથી અધિક દેશનો નાશ કરે છે (૨૧) રૂક્ષ મરણ માટે કરેલી છે, ક્રુદ્ધ રૂપનો નાશ કરે છે, પ્રમાણમાં ઓછી અને લક્ષણથી રહિત મૂર્તિમાં વિપ્રોએ આવાહન કર્યાં છતાં પણ દેવો પ્રવેશ કરતા નથી. (૨૩) તેમાં હમેશાં પિશાચો અને દૈત્ય દાનવો પ્રવેશ કરે છે. માટે સર્વ પ્રયત્નવડે માપ વિનાની મૂર્તિનો ત્યાગ કરવો (૨૪) ચિત્ર લક્ષણથી યુક્ત એવું પ્રશસ્ત કહેવાય છે તેમ જ આયુષ આપનારૂં યશ આપનારૂં અને ધનધાન્યને

सामान्यतस्ते नृपवर्य मानं, प्रोक्तं मया हंसनराधिपस्य ।
प्रत्यङ्गमानं च मयोच्यमानं समासतस्त्वं शृणु राजसिंह॥१८॥

॥ इति श्रीविष्णुधर्मोत्तरे तृतीयखण्डे मार्कण्डेयवज्रसंवादे चित्रसूत्रे आयामोच्छ्रायमानवर्णनो नाम पञ्चत्रिंशत्तमोऽध्यायः ॥ ३५ ॥

## अध्याय ३६

मार्कण्डेय उवाचः—

अथ प्रत्यङ्गविभागो भवति तत्र द्वादशाङ्गुलपरीणाहो मूर्धा । चतुरंगुलोच्छ्रायं अष्टाङ्गुलं ललाटम् । शङ्खौ चतुरङ्गुलौ द्व्यङ्गुलोच्छ्रायौ पञ्चाङ्गुलौ गण्डौ चतुरंगुलो हनुः । द्व्यङ्गुलौ कर्णौ चतुरङ्गुलोच्छ्रायौ । कर्णमध्याङ्गुलं तद्रन्ध्रमुदकम् ॥ पालिरनियमेन (कर्णस्य लुटिकापालिः) । नासा चतुरङ्गुला अग्रे द्व्यङ्गुलोच्छ्राया त्रिकायामा च । नासापुटावंगुलीविस्तारौ द्विगुणद्विगुणायामौ । नासौष्ठमध्यमर्धाङ्गुलम् । ओष्ठश्चाङ्गुलः । चतुरङ्गुलायाममास्यम् । अधरोङ्गुलम्, द्व्यंगुलं चिबुकम् । चत्वारिंशद्दन्ताः । तेष्वष्टौ दंष्ट्राः अर्धांगुलोच्छ्रिता दन्ताः । अङ्गुलद्वादशभागिका दंष्ट्राऽङ्गुलविस्तृता । त्र्यङ्गुलायामे नेत्रे । नेत्रत्रिभागं कृष्णमंडलम् । पंचभागास्तारा । अर्धाङ्गुलिविस्तृते द्व्यङ्गुलायामे भ्रुवौ । तयोर्द्व्यंगुलमन्तरम् । चतुरङ्गुलं विस्तृता त्र्यङ्गुलायामे नेत्रे । नेत्रत्रिभागं कृष्णमंडलम् । पञ्चभागास्तारा । अर्धाङ्गुलिविस्तृते द्व्यङ्गुलायामे भ्रुवौ । तयोर्द्व्यंगुलमन्तरम् । चतुरङ्गुलं नेत्रान्तकर्णविवरम्। दशाङ्गुलविस्तृता ग्रीवा। एकविंशत्यङ्गुलपरिणाहा षोडशाङ्गुलं स्तनान्तरम्।

---

હે નૃપવર્ય, હંસ પ્રકારના રાજાનું માપ સામાન્ય રીતે મેં કહ્યું. હે રાજસિંહ, હું પ્રત્યેક અંગનું જે ટૂંકામાં માપ કહું છું તે સાંભળ. ૧૮

શ્રી વિષ્ણુધર્મોત્તરના તૃતીય ખંડના માર્કંડેય-વજ્ર સંવાદના ચિત્રસૂત્રના આયામ-ઉચ્છ્રાય-માન વર્ણન નામનો ૩૫ મો અધ્યાય પૂરો થયો.

## અધ્યાય ૩૬.

હવે પ્રત્યેક અંગના વિભાગો. તેમાં માથાનો પરીણાહ બાર આંગળ. આઠ આંગળનું કપાળ ચાર આંગળનો ઉચ્છ્રાય. ચાર આંગળના લમણા બે આંગળનો ઉચ્છ્રાય. પાંચ આંગળના ગાલ; ચાર આંગળનો હનુ. બે આંગળના કાન, ચાર આંગળનો ઉચ્છ્રાય. કર્ણનો વચલો ભાગ એક આંગળનો......કાનની બૂટનો નિયમ નથી. નાક ચાર આંગળનું, ટેરવાનો બે આંગળનો ઉચ્છ્રાય અને ત્રણ આંગળ પહોળું. નાસાપુટ એક આંગળના વિસ્તારવાળાં, બમણા આયામવાળાં. નાક અને હોઠની વચલો ભાગ અરધા આંગળનો. (ઉપલો) હોઠ એક આંગળનો. ચાર આંગળના આયામવાળું મોઢું. (નીચલો) હોઠ એક આંગળનો. ચિબુક બે આંગળનું. ચોવીસ દાંત. તેમાં આઠ દાઢ. અરધા આંગળનાં ઉચ્છ્રાયવાળા દાંત. આંગળના બારમા ભાગની દાઢ એક આંગળના વિસ્તારવાળી. ત્રણ આંગળ આયામવાળું નેત્ર. નેત્રના ત્રીજા ભાગનો ડોળો. પાંચમા ભાગની કીકી. અરધો આંગળ વિસ્તારવાળાં અને ચાર આંગળ લાંબાં ભવાં. બે વચ્ચેનું અંતર બે આંગળનું. આંખના ખૂણાથી કાનના વીંધ સુધી ચાર આંગળ. દસ આંગળ વિસ્તારવાળી ડોક. તે એકવીસ આંગળના ઘેરાવાવાળી. બે સ્તનની વચ્ચેનું અંતર સોળ આંગળનું.

# શ્રી પુંડરિક વિઠ્ઠલ વિરચિત.

## [ અ. નારાયણ મોરેશ્વર ખરે. ]

શ્રી ક્ષેત્ર ડાકોરથી એક સંસ્કૃત હસ્તલિખિત પોથી શ્રી પૂ. કાકાસાહેબ કાલેલકરના અનુગ્રહથી મારા હાથમાં આવી છે. એ પોથીના ૩૦ પાના બન્ને બાજુએ લખેલાં છે. દરેક પાનું ૭ાા ઇંચ પહોળું અને ૪ાા ઇંચ લાંબુ છે. બન્ને બાજુએ એક એક ઇંચનો સમાસ છે. દરેક પૃષ્ઠ ઉપર ૧૦ થી ૧૧ લીટીઓ છે.

પ્રસ્તુત ગ્રંથના કર્તાનું નામ અને તે કયારે હયાત હતા એ જાણવાનું સાધન આ પોથીમાં નથી. પરન્તુ એ ગ્રંથ વાંચતાં જ મને પુંડરીક વિઠ્ઠલકૃત 'રાગમાલા' નામનો ગ્રંથ છે. એમ લાગ્યું. કારણ એક બે ઠેકાણે પ્રસ્તાર અને ઉદ્દિષ્ટની વ્યાખ્યા આપતાં તેમાં વિઠ્ઠલ નામ આવવાથી પુંડરીક વિઠ્ઠલ યાદ આવ્યા. અને તેને સરખાવવા માટે મેં તેની છાપેલ પ્રત જોઇ. એ છાપેલ પ્રત નિર્ણયસાગર પ્રેસમાં મુંબઇના સોલીસીટર શ્રી. ભાલચંદ્ર સીતારામ સુકથનકર એમ, એ. એ પ્રસિદ્ધ કરી છે અને એ ગ્રંથનું સંશોધન પણ પ્રખ્યાત સંગીત શાસ્ત્રી ગણપતરાવ ગોપાળરાવ બર્વે તેમ જ નારાયણ ગોવિંદ રાતંજનકર એ બન્નેએ ઇ. સ. ૧૯૧૪ માં કર્યું છે.

મળગ્રંથનું પ્રકાશન તો થયું જ છે પરન્તુ મારા હાથમાં જે પોથી આવી છે તે પોથીમાં કેટલાક શ્લોકો વધારે છે. પોથીમાં આરંભ 'શ્રી ગણેશાય નમઃ' કરીને પછી

> शुद्ध छायालगाभिज्ञो मूर्छनाग्रामतानवित् ॥
> सतालो रंजकं गीतं यो गायति स गायनः ॥

આમ આરંભ કર્યો છે. ત્યાર પછી આગળ ૨૧ શ્લોકો છે, એ ૨૧ અને પહેલો શ્લોક મળાને ૨૨ શ્લોકમાં ગાયકનું લક્ષણ, ગાયકના ગુણદોષ, નાદનાં સ્થાનો, શ્રુતિ, સ્વર, ગ્રામ, મૂર્છના, તાન, પ્રસ્તાર, તેની સંખ્યા, નષ્ટ, ઉદ્દિષ્ટ, વર્ણ, અલંકાર, ગમક, છાયા, આક્ષપ્તિા ભેદ, રાગની સ્થાપના, રાગનાં લક્ષણો, પ્રબંધ લક્ષણ, તેના ગુણદોષ, વાગ્ગેયકારની વ્યાખ્યા એટલું જ ઉદ્દિષ્ટ ૭ શ્લોકમાં કહ્યુ છે. પછી ગાયકના ગુણદોષોના સોળ શ્લોકો છે. એમ મળાને બાવીસ શ્લોકો થાય છે, પ્રસ્તુત બાવીસ શ્લોક નીચે આપું છું.

> शुद्ध छायालगाभिज्ञो मूर्छनाग्रामतानवित् ।
> सतालो रंजकं गीतं यो गायति स गायनः ॥
> × एकल्लो यमलो वृन्द गायनश्चेति स त्रिधा ।
> × एक एव तु यो गायेदसावेकल्लगायनः ॥
> × सद्वितीयो यमलकः सवृन्दो वृन्द गायनः ।
> × गातृवादकसंघातो वृन्द मित्यभिधीयते ॥

मध्वक्षश्चन्द्रगौरस्तु नागराजभुजो बली ।
हंसगामी सुमध्यश्च हंसश्च सुमुखो भवेत् ॥ २ ॥
रोमरुद्धकपोलस्तु गजगामी महामतिः ।
वृत्तोपचितवाहुस्तु भद्रः पद्मनिभो भवेत् ॥ ३ ॥
मुद्गश्यामस्तु मालव्यः कृशमध्यस्तनुच्छविः ।
आजानुबाहुः पीनांसो दन्तिघोणो महाहनुः ॥ ४ ॥
शरद्गौरस्तु रुचकः कम्बुग्रीवो महामतिः ।
सत्यस्तु सिक्त [?] श्चैव बलवांश्च प्रकीर्तितः ॥५॥
रक्तश्यामस्तु शशकः किंचित्कर्बुरकस्तथा ।
पूर्णगण्डश्च चतुरो मध्वक्षश्च प्रकीर्तितः ॥ ६ ॥

इति श्रीविष्णुधर्मोत्तरे तृतीयखण्डे मार्कण्डेयवज्रसंवादे चित्रसूत्रे प्रमाणवर्णनो नाम षट्त्रिंशत्तमोऽध्यायः ॥ ३६ ॥

अध्याय ३७

मार्कण्डेय उवाच

अङ्गप्रत्यङ्गमानेन यथा पञ्च नराः स्मृताः ।
स्त्रियः पञ्च तथा ज्ञेयास्ता एव मनुजोत्तम ॥ १ ॥

---

હંસ, મહુડા જેવી આંખવાળો, ચન્દ્રના જેવો ગૌરો, નાગરાજના જેવા હાથવાળો, બળવાન, હંસ પ્રમાણે ચાલનારો, સુંદર મધ્યભાગ વાળો અને સુમુખવાળો હોય. ૨

ભદ્ર, વાળથી ભરેલા ગાલવાળો, હાથીની પેઠે ચાલનારો, મહાન બુદ્ધિવાળો, ગોળ અને ભરેલા બાહુવાળો પદ્મ જેવો હોય. ૩

માલવ્ય, મગના જેવો શ્યામ, વચમાં પાતળો, પાતળી આકૃતિવાળો, ઘૂંટણ સુધી હાથવાળો, માંસલ ખભાવાળો, હાથી જેવા નાકવાળો અને મોટા હનુવાળો હોય. ૪

રુચક, શરદના જેવો ગૌર, શંખના જેવી ગરદનવાળો, મહાન બુદ્ધિવાળો, સત્યવાદી અને બળવાન કહેવાય છે. ૫

શશક, રાતોકાળો, જરાક ભૂખરો, ફૂલેલા ગાલવાળો, ચતુર અને મહુડાના જેવી આંખવાળો કહેવાય છે. ૬

વિષ્ણુધર્મોત્તરના તૃતીય ખંડના માર્કણ્ડેય-વજ્ર સંવાદના ચિત્રસૂત્રનો પ્રમાણવર્ણન નામનો ૩૬ મો અધ્યાય પૂરો થયો.

## અધ્યાય ૩૭ મો

માર્કણ્ડેય—અંગ અને પ્રત્યંગના માપથી જેમ પાંચ પુરુષો જણાવ્યા છે તેવી જ, હે મનુષ્યોત્તમ, પાંચ સ્ત્રીઓ સમજવી. ૧

इति गायनगुणाः

अव्यवाहित सीत्कारी कपिलाव्यक्तकोद्धडाः ।
विताली दुष्ट विरसौ व्यंगांगः सानुनासिकः ॥

इत्ये ते दश दोषाःस्युः प्रसिद्धा गायनाग्रिषु ।
स्थानभ्रष्टः सप( म ? )प्राप्तुमशक्तस्त्वव्यवस्थितः ॥

मुहुः सीत्कारतां कुर्वन सीत्कारी कथितो बुधैः ।
कपिल. सनु (तु ?) योगायेत्स्वरान्यूनाधिकश्रुतान् ॥

× गद्गद्ध्वनिरव्यक्त वर्णस्त्वव्यक्तउच्यते ।
× छागवध्वनि (द्वदनं) कुर्वन्नुद्धडोऽधम गायनः ॥

कालज्ञानविहिनो यो विवालस्ताल विंच्युतः ।
उदुष्टो(उद्धृष्टो)विरसोद्घोषःकाकवत्कर(र्क)शब्दभाक् ॥

+ विरसो नीरसो वर्ज्यं स्वरगानाद्पस्वतः (रः) ।
गलगङ्ग शिरोनेत्र करादीनां विकारतः ॥

गायन् व्यंगांगकश्चासोवधमाधमगायन! ।
× यदा नासिकया गायन् गीयते सानुनासिकः ॥

इति गायनदोषः

હવે છાપેલ પ્રતમાં જે આરંભમાં ૨॥ શ્લોક આપ્યા છે તે મારી હસ્તલિખિત પ્રતમાં નથી તે આ પ્રમાણે છે.

कल्याणं बहुलं देशी वसंतं ललितं मुदे ।
नरनारायणं वंदे श्रीसारंग विभासकम् ॥
विट्ठलेनसमुध्धृत्य सारं ग्रंथार्थनिर्णयात् ।
श्रीमत्कपिलमुन्यर्थं त्रिपते रागमालिका ॥
रागहेतुकनादस्य भेदानादो वदाम्यहम् ।

આના પછી

मनोयुक्तं विपक्षात्मा हन्ति वह्निमनोऽनिलः । એ શ્લોક છે. અને એ શ્લોકથી છાપેલ અને મારી હસ્તલિખિત પ્રતોના શ્લોકોનો ક્રમ એક જ છે.

नथी। एहवूं कही रात्रि परस्पर जूजुआं सूतां। प्रातःकालिं तरलिका एक सेवक साथि आवी। महाश्वेतापासिं चंद्रापीड देखी विचार उपनो, येह एह कुण राजा। पछि तरलिकानिं सेवकनइ पूछुं—कादंबरी रूडी छि ?। कादंबरीइं ओलंभो कह्याव्यो, ये माहरे योग धरयो पडशि, जो विवाहनूं कहिशो तो। पछि महाश्वेताइं सांभली सेवकनिं कहं,हुं नगरमां आवी समाधान करोस तुं जा। कहि, पछि राजानिं कादंबरीनी स्तुति करी राजानिं मोह उपजाव्यो, येह हिंडो तो जोवा जैए। तेहने दुःख टालीइं। पछि राजानिं तेडी महाश्वेता नगरमा गई। नगर मोहलनी रचना जोई, महाश्वेता नि · राजा, कादंबरी पासिं जण २ आव्यां। कादंबरी देखी राजा मोह्यो। कादंबरीइं राजानूं वृत्तांत महाश्वेतानें पूछुं। कादंबरी विस्मय पामी। 'पछि राजा शीघ्र आज्ञा मागी, महाश्वेतानि आश्रम आवी अच्छोदसरि स्नान राजा करि छि। एटलि पहलं सैन्य राजानूं हतूं ते पग जोतां आवी म्यल्युं। एटलि गंधर्व पासिं हतां तेह्यांनिं राजाइं शीख दीधी। ते गंधर्व घरि गयां। पछी राजा चंद्रापीड पत्रलेखा वैशंपायन आगलि पाछली वात कही विरहनी महाश्वेता कादंबरीनानी। पछि बीजि दिन कादंबरी पासिथी सेवके एक राजा पासिं आव्यो। राजाइं पूछुं कुशल छि ? कह्युं कादंबरी विरहिणी तमारूं एक स्मरण करी छि। एक हार मोकल्यो छि। ते राजाइं कंठ धरो। सर्व वृत्तांत त्याहानुं सांभली, पत्र लेखानि राजानो भांणेज मेघनादनिं लेईनिं साथिं राजा कादंबरीनि नगरी आवी कादंबरीनिं घेरि गयो। महाश्वेता कादंबरीनि प्रणाम करो। पत्रलेखानूं रूप देखी बेही मोहि सुंदरी। राजाइं महाश्वेता कादंबरीशुं गोष्टि करी, विवाह मेली शीख मागी कटकमांहि जावानी। एटलि सविं कह्युं-पत्रलेखानि मेहली जाओ। परंहणा छिं-न पुंठीथी पत्रलेखा मोकल्शुं। राजा मेहली कटक जातां पितानो कासद आव्यो, ते कागलमांहि लिखुं हतुं, येह विहला आवयो। माबाप माया धरिह छइं। ते वैशंपायनने पत्र देखाडी कह्युं, मेघनाद साथिं पत्रलेखानि तेडी तमे मोकलयो। तमे लस्कर लेई अहां रहयो। हुं पिता पासि चाल्ड छूं। ते कहि चाल्यो। कादंबरी महाश्वेतानि नमस्कार कहियो। हुं उतावलो आव्योस। चालतां वाटिं चंडिका स्थानक आव्यो। ते प्रणाम करी उज्जयिनी नगरी आव्यो। पितानें म्यल्यो। शुकनाश प्रधाननिं कह्युं वैशंपायन तमारो पुत्र त्यहां मेले छिं, एटलि थोडि दिने मेघनाद पत्रलेखानिं तेडी आव्यो छि। वैशंपायन कटक पासे त्यहां रह्यो छि। पत्रलेखानि कादंबरीनां समाचार पूछ्या; कह्युं, तेह विरह-वार्ता कही न जाए। तम विना घणूं दुखी छि। घणूं शूं कहुं—देह मेहलशें सही। एटलि पूर्व कादंबरी थई।

આવી છે. સંસ્કૃત ગ્રંથરચના શૈલીના અનેક યુગો કલ્પવામા આવે છે–સૂત્રયુગ, વાર્તિકયુગ, [3]ભાષ્યયુગ, કારિકાયુગ વગેરે. પ્રસ્તુત ગ્રંથ કારિકાયુગનો છે એટલે કારિકાયુગના આદિ સમયનો નહિ પણ જે સમયે કારિકાશૈલીની પ્રતિષ્ઠા જામી ગએલી; ન્યાયશાસ્ત્ર જેવા સૂક્ષ્મ વિષયને કારિકાબદ્ધ રીતે લખનારાઓનું પાંડિત્ય પણ અદ્ભુત ગણાતું તે સમયનો છે. ન્યાયશાસ્ત્રને કારિકામાં ઉતારનારા નાગાર્જુન (મધ્યમકકારિકા), ગૌડપાદ (ગૌડપાદકારિકા), સિદ્ધસેન-દિવાકર ([4]સમ્મતિતર્ક) કુમારિલ (શ્લોકવાર્તિક), હરિભદ્ર (શાસ્ત્રવાર્તાસમુચ્ચય) વગેરે અનેક વિદ્વાનો થઇ ગયા છે. પ્રસ્તુત ગ્રંથકાર પણ એ વિદ્વાનોની સમકોટિનો છે. કંઠસ્થ કરનારની સુગમતામાથી કારિકાની પ્રથા જન્મેલી જણાય છે પણ કેટલીક વાર કારિકામાથી ભાવ સમજવાનું બહુ આકરૂં પડે છે. મૂળ ગ્રંથની કારિકા કૂલ[5]

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨ | ઇશ્વરપરીક્ષા | ૪૮ | ૧૨ | કર્મપદાર્થપરીક્ષા | ૧૬ |
| ૩ | પ્રકૃતિ–ઇશ્વર ઉભયપરીક્ષા | ૧૬ | ૧૩ | સામાન્યપરીક્ષા | ૧૦૫ |
| ૪ | સ્વાભાવિકજગદ્વાદપરીક્ષા | ૧૮ | ૧૪ | વિશેષપરીક્ષા | ૧૦ |
| ૫ | શબ્દબ્રહ્મપરીક્ષા | ૨૫ | ૧૫ | સમવાયપરીક્ષા | ૪૪ |
| ૬ | પુરુષપરીક્ષા | ૧૮ | ૧૬ | શબ્દાર્થપરીક્ષા | ૩૪૬ |
| ૭ | આત્મપરીક્ષા | ૧૭૯ | ૧૭ | પ્રત્યક્ષલક્ષણપરીક્ષા | ૧૪૯ |
| | ( આ પ્રકરણમાં નૈયાયિક, | | ૧૮ | અનુમાનપરીક્ષા | ૧૨૭ |
| | વૈશેષિક, મીમાંસક, | | ૧૯ | પ્રમાણાંતરપરીક્ષા | ૨૨૦ |
| | સાખ્ય, દિગંબર (જૈન), | | ૨૦ | સ્યાદ્વાદપરીક્ષા | ૭૭ |
| | ઉપનિષદ અને | | ૨૧ | ત્રૈકાલ્યપરીક્ષા | ૭૧ |
| | વાત્સીપુત્રીય સંમત | | ૨૨ | લોકાયતપરીક્ષા | ૧૦૮ |
| | આત્મસ્વરૂપની | | ૨૩ | બહિરર્થપરીક્ષા | ૧૨૦ |
| | પરીક્ષા છે.) | | ૨૪ | શ્રુતિપરીક્ષા | ૭૨૬ |
| ૮ | સ્થિરભાવપરીક્ષા | ૨૬ | ૨૫ | સ્વતઃપ્રામાણ્યપરીક્ષા | ૩૧૩ |
| ૯ | કર્મફલસંબંધપરીક્ષા | ૭૧ | ૨૬ | અતીન્દ્રિયદર્શિપુરુષપરીક્ષા | ૫૨૩ |
| ૧૦ | દ્રવ્યપદાર્થપરીક્ષા | ૮૭ | | | |

૩ હિંદુદર્શનો ઉપર સંસ્કૃતભાષ્યો રચાયા તે સમયે જૈનસૂત્રો ઉપર પણ પ્રાકૃતભાષ્યો રચાયાં–હિંદુ અને જૈનધર્મના ભાષ્યો રચાયાં તો સમસમયે માત્ર ભાષાનો જ ભેદ.

૪ સમ્મતિતર્કનું મૂળ છંદો–આર્યા–બદ્ધ છે અને પ્રાકૃતમા છે.

૫ ગ્રંથના પ્રાન્ત ભાગે કારિકાઓની સખ્યાનો આંક ૩૬૪૬ છે. એક બૃહટ્ટિપ્પનિકા કરીને કેટલાક જૈનભંડારોની સૂચી કોઇ પ્રાચીન વિદ્વાને કરેલી છે, તે આશરે ચારસો પાંચસો વરસની જુની હશે, તેમાં પણ તત્ત્વસંગ્રહની કારિકાસંખ્યાનો આંક આપેલો છે જે પ્રસ્તુત આંકથી જુદો પડે છે, તે આંક ૩૭૧૬ નો છે. એ સૂચીમાં કેટલાક બૌદ્ધ

मज विना.नही आविं । माहरो देश दीठो छि । आज्ञा आपो तो त्यहां तीर्थ करूं; तेडी आवूं । पछि सुमुहूर्त्त पिताइं आज्ञा आपी । दिन रात्रि चालतां कटक निकट गयो । मेघनाद साह्मो आव्यो । वैशंपायननी स्थिति पूछी । मेघनादं कह्युं तमे आवतां जाणी अमे अच्छोदसर गया नथी ये समाचार जाणीए । चंद्रापीडि अच्छोद आवी वन विंटावी वैशंपायननि शोधवूं मांडयुं । एहवा मांहि कादंबरीनो विरह नि मित्रनूं दुख एहवो राजा इंद्रायुध चढी महाश्वेतानि आश्रमि गयो । महाश्वेता ऊंधुं जोई रही । ते देखी राजाइं जाण्युं कादंबरी सकि ( खि ) तो मुई । राजाई तरलिकानिं समाचार पूछवो मांड्यो । एटलिं महाश्वेता बोली हूं पापिणी दुखिणी ऊंचूं शुं जोऊं । तमारो आववानो समाचार जांणी आ वनमां हूं तप करवा आवी हती । एटलिं एक पुंडरीक सरखो सुंदर वनमाहि आव्यो हतो; वन खोलतो हतो । मज सांमूं ई विह्वल थको पूर्व प्रीतिनी परिं आतुर थै बोल्यो–कहूं ये वियोग एहवि रूपि कां धरो । प्रतिबोध दीधो । मुंनिं पुंडरीक सांभरो । मुनिं आतुर थको काम रसनी चर्चा करतो रहि । हुं वारूं ए रहि नहीं । मइं एहनि काई वृत्तांत न पूछूं । एकली हुं उजलि रात्रि शिला उपरि आवी बिठी । तरलिका निद्रावश थई । हुं पुंडरीकनी वात कपिंजलनी वात पाछली मनमां धरुं छुं । एटलिं रात्रिमाहि हलइं हलइं ते ब्राह्मण छांनो वेगलाथी मिं आवतो दीठो । मिं विचारुं, येह स्पर्श करशिं तो हुं मरोस । ए पणि चेष्टाथी जाणी ए छे, येह विना स्पर्शे रहसि नहीं । माहरो देह तो पुंडरीकनिं राख्यो छि । एटलिं ब्राह्मण मज पासिं निकट आवी कामातुर बोल्यो । मुनिं रीस चढी । मिं कह्युं भस्म थातो कां नथी । माहरिं पुंडरीक विना सर्व भाई बाप । एह शाप देतिं शीघ्र भस्म थयो । न जांणीइं कांइं पूर्व जन्मनो भोग हतो । पुंटरीकनो मित्र होए त्यम पुंडरीकनी परिं मूओ ।

एह सांभली राजाइं दृष्टि फेरवी । कादंबरी आणि जन्म न मिली । जन्मांतरि तमे कादंबरी मिल्यानो उपाय करयो । एह कही पडयो एटलिं राजा मूओ । तरलिका महाश्वेतानिं कहि छइ पापिणी तूं छिं । ताहरी दृष्टिं आवी छिं ते मरिं छिं सर्वे । हवि इहांनां माबापनी शी गति । एटलिं महाश्वेतादिक आक्रंद विलाप करइ छइ । ए कथा एटले रही । पहिलं पत्रलेखाइं वाटथी राजा आवतांनी वात सांभली कादंबरीनिं वधामणी खाधी हती । घणो कादंबरी शृंगार करती हूई । महाश्वेतानिं आश्रम राजानिं हर्षयुक्त जोवा आवी । एटलिं राजा मूओ दीठो । विलाप करी मूर्च्छित थैई पडी । तरलिका आश्वासना करि छिं । तुं मरतिं कुटुंब सर्व मरशिं सही । कादंबरी कही छिं मै सर्वथा साथिं जावूं । माहरइं सर्वथा उपाय बीजो नथी । महाश्वेतानिं वचननी आशा छिं ।

सतां ते, मृतकनिं तेज वाधतूं जाईं । मदनलेखांइ सर्व वृत्तांत कादंवरीनां मावापनिं कह्युं । तेणे जाण्युं जीवशिं तो आनंद थाशिं । इम करतां शरद ऋतू आव्यो । राजानी शुद्धिं जोवा मावापि मांणस मोकल्यां छिं । दिन घणा थयाशिं, नाव्यो । ते वृत्तांत जोई पाछा वल्या । राजा देखाडो तो अमे समाचार त्यहां कहूं । मेघनाद कहि छिं—आश्चर्य वात छि । वल्तुं मृतक देखाड्युं । राजा वणसतो नथी ए दीठुं, शाप माटे, सत्य थाशिं, जीवशि । मेघनादे जूठुं बोळाए नहीं, ते माटे, त्वरितनामिं एक दास छि विश्वासी, तेनिं समाचार कहवा तारापीड पासिं मोकल्यो । बणावी कहिं—एहनूं कहयूं मानशिं । एह विचारी मोकल्यो । ते उजेणी गयो । माता देवीमंदिर हती त्यां समाचार घणूं आतुर थई पूछि छि—वैशंपायन चंद्रापीड म्यल्या ? कुशल छिं ? । सर्व कहो । एटलिं त्वरितिं नीचूं जोई कह्युं मिं चंद्रापीड अच्छोदसर दीठो । मा कहि छि—तमे आकारि भुंडा दीसो छो । एहवुं कही मा रुदन करि छि । मूर्च्छित थई । पछि बापे हाहाकार सांभली राजा देवीमंदिर गयो । विलासवतीनूं समाधांन करि छिं । सावधान थाओ । ए ईश्वरनिं हाथिं छिं । पणि पूरो समाचार त्वरितनिं पूछीइं । त्वरितनिं पूछुं—शो समाचार, घरथूं तूं कहि तिं कारण सांभल्युं । कह्युं हवि आगलि म कहेश । वैशंपायन मूओ तो ते मूओ हशिं । एटलि व्रात राखी मित्रनी प्रीति मूओ । धन्य माहरा पुत्र, करी राजा रोअें छि । अमे मरातूं नथी । वल्तो फेरी त्वरित बोल्यो—माहरी पूरी वात सांभलो । आकाशवांणी जीववानी होई छि । घोडो ते ऋषि थयो तेणे पणि कह्युं देह वणसतो नथी । ए सांभली विस्मय पाम्यो । एटलें प्रधांन बोल्यों शुकनाश—ए दृष्टान्त शापना घणा छि पुराणि । शापमुक्त थए जीविं सही । मनुष्यमां देव प्रकट थया छि । तमारइ चंद्रमा उपनो माहरे पुंडरीक उपनो, एह २ जीवशिं आपणे विहवा ए २ नो करशुं । शोक म करो, पुण्य करो । ईश्वर सर्व रूडूं करशे । एटले राणी कहि छिं, शीघ्र चालो । ज्यहां पुत्र छि त्यहां जईए । एटले वैशंपायननी मा मनोरमा शोक करइ छइ, तेहनिं कारण कही चालवानी वात करो । ते चाल्या, अच्छोदसर पोहता । एटलिं कुअरना लोक साहमां, दुखी नीचूं जोतां, आवइ छइं । ते देखी राजा कहइ छइ—कुंअर हजी वठो नथी, तेटलूं रूडूं जाणयो, जे मेघनाद कहि छिं—दिन दिन तेज वाधि छिं । आश्चर्य मोटूं दीसि छइं । महाश्वेतानिं आश्रमिं पोहतां एटले महाश्वेता दुख करी गफामां पिठी लाज धरीनि/ कादंबरी मूर्च्छित थै पडी छइं । राजा त्यहां आव्यो प्रधांन समेत; त्यहां रांणी प्रधांननी स्त्री साथि छि । रांणी गुण सुमरी रुदन करइ छइं । राजा वारिं छिं । एह

તત્ત્વસંગ્રહનાં બધાં પ્રકરણોમા શ્રુતિપરીક્ષા, સ્વતઃપ્રામાણ્યપરીક્ષા અને અતીન્દ્રિયદર્શિપરીક્ષા એ ત્રણ પ્રકરણોએ ઘણું સ્થળ રોકલું છે આ જોતાં એમ જણાય છે કે શાંતરક્ષિતના જમાનામા કુમારિલસંમત વેદમાર્ગની ઘણી પ્રબળતા હશે એટલુ જ નહિ પણ વેદના નામ પર હિંસા, અસત્ય અને વ્યભિચારનાં પણ પ્રબળ સમર્થનો થતાં હશે વા એ બધાં કૃત્યોનો સમાજમાં સવિશેષ પ્રચાર થએલો હશે. શાંતરક્ષિત કુમારિલને એમ પૂછે છે કે, વેદની અપૌરુષેયતા સિદ્ધ કરવા માટે જો એમ કહેવામા આવે કે, વેદમાં આવતા શબ્દોના જે જાતના ક્લિષ્ટ ઉચ્ચારો છે તે જાતના ઉચ્ચારો બીજે કયાય નથી, વેદમા જે જાતની હિંસા, અસત્ય અને વ્યભિચાર વગેરેને ધર્મરૂપે વર્ણવેલાં છે તેવું પણ કોઇ બીજા શાસ્ત્રમાં નથી માટે વેદ એ સર્વ

---

કે જેનું નામ વિદ્વન્મંડલને પણ અદ્યાવધિ અશ્રુત પૂર્વ છે તે પણ પાટણમાંથી જ મળી આવ્યો. ગોવળકોડાની પેઠે પાટણ પણ ગ્રંથરત્નોની ખાણ છે. પાટણની એ ખાણોમા—ચામાચીડીયાના નિવાસથી અત્યંત ગંધ મારતી, ભેજથી ભરેલી, અસૂર્યંપસ્ય—તમોમય—એ ખરેખરી ખાણોમાં—કોઇ ગ્રંથરત્નપરીક્ષક ઉતરશે ત્યારે હજી આવા આવા કેટલાય અણમૂલાં ગ્રંથરત્નો હાથ લાગશે એની શી કલ્પના આવે? પૂર્વોક્ત હેતુબિન્દુનુ સળંગ મૂળ હજી નથી મલ્યું પણ એની મળવાની આશા ગુજરાતમા તો માત્ર એક પાટણ ઉપર જ રાખી શકાય. પાટણના ભંડારોમાં 'કેટલાક ત્રુટક પાના' 'કેટલાક છુટક પાનાં' 'કેટલાક ન્યાયનાં પાનાં' એવા નામ નીચે કેટલાય પુસ્તકો છૂપા પડયા છે. જે જે કાર્યવાહકોના હસ્તક એ ભંડારો છે તેઓ અત્યંત ધર્મિષ્ઠ, ભદ્ર, અને ધનવ્યાપારના વ્યવસાયને લીધે અવકાશ વિનાના તથા સાહિત્ય કુસુમના સુવાસથી તદ્દન અજાણ છે—એઓ ઝવેરીઓ તો છે પણ તે તો ગોવળકોડના હીરાના પરીક્ષક, નહિ કે પોતાના પટ્ટણી હીરાના પરીક્ષક. જ્યારે એ બધુઓને પોતાની પાસેના સાહિત્યોદ્યાનની સુવાસ આવશે વા એ સુવાસને કોઈ એમનામા પમરાવશે ત્યારે જરૂર એ રક્ષક બંધુઓને—જેઓ અત્યારે જૈનધર્મની પ્રભાવનાને માટે તનતોડ પરિશ્રમ અને અઢળક ધન વેરી રહ્યા છે—એમ જ જણાશે કે પ્રભાવનાનુ અસાધારણ નિમિત્ત તો આપણી પાસે જ છે પણ કસ્તૂરીયા મૃગની પેઠે આપણે આપણી છતી સુવાસને ભૂલી કયા કયા આથડી આવ્યા?

'તત્ત્વસંગ્રહ'નો સ્વાધ્યાય લખવાના પ્રસંગે 'પાટણના ભંડારો' માટેનું આ ટિપ્પણ કદાચ અધિક લાગશે પણ એ ભંડારોને નજરે જોઇને અમને જે વેદના થયેલી તેનો શતાંશ પણ અહીં જણાવ્યો નથી. અમે તો ભટ્ટાચાર્ય મહાશયને ભલામણ કરીએ છીએ કે તેઓ નામદાર ગાયકવાડના એ પ્રજાજનો હસ્તકના જ્ઞાનભંડારોનું સંપૂર્ણ નિરીક્ષણ કરે, તે દરેકનાં વીગતવાર સૂચિપત્ર તૈયાર કરાવે, રા. રા. સદ્‌ગત શ્રીચિમનલાલ દલાલ મહાશયે એ ભંડારો વિષે જે જે લેખિત યોજનાઓ કરી રાખેલી છે તે બધી સત્વર પ્રકાશમાં આણે અને એ સર્વ ભંડારો સુરક્ષિત અને દીર્ઘજીવી બને એ માટે એ ભંડારોના રક્ષકોને પ્રોત્સાહિત કરી નામદાર ગાયકવાડની સાહિત્ય રસિકતાને મૂર્તરૂપ આપે.

૧૦ સમ્મતિતર્ક પ્રકરણના ૧ લો, ૨ જો, ૩ જો એ ત્રણ ભાગ પ્રકટ થઇ ચૂકયા છે અને એ ત્રણે ભાગોમા એ પ્રકરણનું પ્રથમકાંડ પૂરૂં થાય છે. હવે ચોથા અને પાંચમા ભાગમા અનુક્રમે બીજું અને ત્રીજું કાંડ આપવાનું છે.

ठाम कह्यो जाबालिनिं आश्रमिं शुक छि । एतलि हुं तज पासि आव्यो छुं । वलतो शुक बोल्यो मारि पापिं तुं अश्व थयो, दुख भोगव्यां । पछि कपिंजलि कहूं–ताहरि बापिं श्वेतकेतुइं कह्युं छि, येह कर्मबंध छूटिं त्याहरलगि जाबालिनिं आश्रमे रहेसही । इम कही कपिंजल देवमार्गि गयो । पछि एक तापस मज पासि रहिं । केटलइक दिने पांख आवी । महाश्वेता पासिं जावानइं हुं ऊड्यो । वाटिं शिथिल थयो । वाटिं एक सर दीठो त्यहां विश्राम करो, एटलि बीजी रात्रि श्यामरौद्ररूप एक पुरुष दीठो तेणिं हुं बांध्यो । मिं पूछ्युं हूं सूतो न मारो, अनिं शा माटिं हुं बांध्यो छुं । बंध छोडी मुनिं मुंकि । वलतूं तेणि कहूं–शौद टलवलि छिं ? हुं चांडाल छूं, मेहल्ठ नही । माहरा स्वामिनिं पूत्री १ लाडकी छि तेह आगली वात चाली छि, येह शुक एक जाबालिनि आश्रमि गुणी छि । यहां त्यहां घणा अनुचर मोकल्या छि, तुं माहरि हाथि आव्यो, माहारा स्वामी पासिं लेई जायोस । वलतूं मिं घणूं एक शोक कीधो, विनय करो, तोहि मुंनिं लेई नीकल्यो । पछि चांडालपूत्रीनिं देखाडयो । मुंनिं पुत्रीइं कहुं–तुं कामथी पड्यो, त्याहरो उद्धार करोस । हुं मौन करी रहो । महाश्वेतानूं स्मरण राखूं । मारी बोलाविं तोहि हूं बोहूं खाउं नही । मुंनि कहूं–विवेक पहिल्ठ कां न जांण्यो । हविं तिर्यगूयोनि शुं भक्षाभक्ष विचार करवो । हुं विस्मय पाम्यो । चांडाली नवयौवन थई, पंजर सुवर्णनुं थयुं, स्थानक इंद्रपुर सरखुं थयुं । ते चांडाली तमे देखी हूं तेहनिं वृत्तांत पूछुं, येह तुं कुण छि । एटले तम पासिं मुनिं लेई आवी । हाविं चांडालीनू वृत्तांत हुं नथी जाणतो । चांडालीनिं तेडी राजा पूछि छिं वृत्तांत । एटलिं चांडाली बोली । चंद्रापीडनुं रूप राजानुं छि । ताहरुं मृतकरूप पडूं छिं, एह पंखी थयो कांमी मांटिं; तोहे बापआज्ञा लोपी कांम धरी महाश्वेता पासिं नीकल्यो । हूं एहनी जननी लक्ष्मी-स्वरूप छूं । एहनिं पिताइं बांधी राखवा मोकली छूं । तुं चांडाली थैनि दुख दे, येह एह ज्ञानी छिं, दुख पांमि ते हूं कहुं छुं । तम बेहनिं शाप मुक समय छइं । ते मांटिं एकठा करा । हवि सुख भोगवो, एह देह त्यजीनिं । एहवुं कही चांडाली देवमार्गि उत्पती । पछि राजा शौद्रकनिं जन्मांतरनुं ज्ञान थयुं, कादंबरीनुं स्मरण थयुं, कामानलिं दग्ध मूओ । वैशंपायन शुक महाश्वेतानिं ध्यानिं मूओ, एटलि अच्छोदसरि वसंत थयोशो दीसे । एटलिं कादंबरी विह्वल थई चंद्रापीडनिं स्नान करावी पूजा करी कंठि लगाडो । एटलिं चंद्रापीडि आंखि जोउं । कादंबरी हर्ष पामी । राजा कहि छइ–हूं तिं जीवाडयो छूं । एटलिं शुकनो जीव चंद्रमंडल्मां पुंडरीकना शबमां संक्रम्यो । ते पुंडरीक स्वर्गथी उतरो । पछि कादंबरी वधामणीनिं महाश्वेता पासिं गई । मदनलेखा राजा पासिं जोई मावाप तेहनानि वधामणी खावा गई । प्रधान

| ગ્રંથનાં નામ | સંપ્રદાયનાં નામ | પ્રસિદ્ધ વ્યક્તિઓનાં નામ |
|---|---|---|
| | અહ્રીક | |
| કોશ-અભિધર્મકોશ? (બૌદ્ધ) | કાણાદ | ઋતુપર્ણ (રાજા) |
| તત્ત્વટીકા ( „ ) | ચાર્વાક | ઋષભ (જૈન તીર્થંકર) |
| ન્યાયબિન્દુ (બૌદ્ધ) | જૈમિનીય | |
| ન્યાયમુખ ( „ ) | માધ્યમિક | કનક-કપિલ |
| પદાર્થપ્રવેશક ? ( „ ) | યોગાચાર | કપિલ |
| પરમાર્થશૂન્યતાસૂત્ર ?(બૌદ્ધ) | વાત્સીપુત્રીય | કાશ્યપ (ઋષભદેવ કે વર્ધમાન) |
| પરમાર્થસપ્તતિકા ( „? ) | વૈભાષિક | |
| પાતઞ્જલભાષ્ય (વ્યાકરણ) | શિક્ષાકાર | નલ (રાજા) |
| પ્રજ્ઞાપારમિતા (બૌદ્ધ) | સાંખ્ય | બ્રહ્મદત્ત (ચક્રવર્તી) |
| શાબરભાષ્ય (મીમાંસા) | સૌત્રાંતિક | મહાશ્વેતા |
| સીતાહરણકાવ્ય | | મૈત્રેય (બુદ્ધનો ભાવી અવતાર) |
| હેતુમુખ (બૌદ્ધ) | | વર્ધમાન (જૈનના અંતિમ તીર્થંકર) |
| | | શંખ (ચક્રવર્તી) |
| | | શારીપુત્ર (બુદ્ધના મુખ્ય શિષ્ય) |
| | | શ્રીહર્ષ (રાજા) |

પૂર્વોક્ત તે તે નામોલ્લેખો જોતાં શાન્તરક્ષિત અને કમલશીલના સમય અને તત્કાલીન કે પૂર્વકાલીન ગ્રંથકાર વિષેની સંશોધન સામગ્રીમાં આ ગ્રન્થ સવિશેષ પ્રકાશ ઉમેરે એવો છે. અને એથીજ આ તત્વજ્ઞાનના ગ્રંથનું પણ ઐતિહાસિક મહત્ત્વ અનેકગણું વધારે છે.

પૂર્વોક્ત નામોમાંથી કેટલાંક નામોનો થોડો થોડો પણ વિશિષ્ટ ઐતિહાસિક પરિચય અંગ્રેજી પ્રસ્તાવનામાં અપાએલો છે. બધાં નામોનો પરિચય આપવામાં આવ્યો હોત તો આ પ્રસ્તાવના વિશેષ આકર્ષક થાત.

પંજિકાકારે 'અહ્રીક' શબ્દનો પ્રયોગ સ્યાદ્વાદપરીક્ષામાં બે સ્થળે કરેલો છે.. "तत्र अह्रीकादयश्चोदयन्ति"–પૃ. ૪૮૬, પં. ૨૫, તથા "यथाक्रममह्रीकःप्रयोगद्वयमाह"– પૃ. ૪૮૭, પં. ૩. એ 'અહ્રીક' નો પરિચય આપતાં શ્રીભટ્ટાચાર્ય લખે છે કે:—

Ahrika

A. D. 700

Another Jaina logician by name Ahrika is referred to in the *Tattvasangraha* and his views are criticised by Kamalaśīla. Śāntarakṣita does not mention him, nor is he known in the Jaina literature. Ahrika may be the nickname of some

# તત્ત્વસંગ્રહ

[ બેચરદાસ જીવરાજ દોશી ]

મૂળ ગ્રંથ સંસ્કૃત કારિકાબદ્ધ, કર્તા બૌદ્ધાચાર્ય શાંતરક્ષિત (૭ મો સૈકો), પંજિકાકાર બૌદ્ધાચાર્ય કમલશીલ [૧] (૮ મો સૈકો)

સંપાદક—એમ્બર કૃષ્ણમાચાર્ય (સંસ્કૃતપાઠશાળા, વડતાલ)

પ્રકાશક—ગાયકવાડપ્રાચ્યવિદ્યાગ્રંથમાળા (ગાયકવાડ ઓરીઅન્ટલ સીરીઝ) પૃષ્ઠ સંખ્યા આશરે ૧૦૦૦ બે ભાગમા, સંપૂર્ણ પુસ્તકનું મૂલ્ય રૂ. ૨૪.

ઉપર્યુક્ત ગ્રંથમાળાએ આજ સુધીમા અનેક અપૂર્વ સંસ્કૃત ગ્રંથરત્નો પ્રકાશમાં આણ્યાં છે તે બધામા આ ગ્રંથ મૂર્ધસ્થાને વિરાજે એવો છે. ગ્રંથનો વિષય ભિન્ન ભિન્ન દર્શનોની પરીક્ષા અને સ્વમતની સ્થાપનાનો છે. સમગ્ર ગ્રન્થમા કુલ ૨૬ [૨] મતોની આલોચના કરવામાં

---

૧ હરિભદ્રકૃત ષડ્દર્શન સમુચ્ચયની ટીકાના પ્રણેતા શ્રીગુણરત્નસૂરિજી બૌદ્ધદર્શનની ટીકાના પ્રાન્ત ભાગમાં કેટલાક બૌદ્ધગ્રંથોની યાદી આ પ્રમાણે જણાવે છેઃ—

"तर्कभाषा हेतुबिन्दु. तट्टीका अर्चटतर्कनाम्नी, प्रमाणवार्तिकम, तत्त्वसंग्रहः, न्यायबिन्दुः, कमलशीलः, न्यायप्रवेशश्च इत्याद्यस्तद्ग्रन्था इति"

—(ષડ્દર્શનસમુચ્ચયબૃહદ્વૃત્તિ પૃ. ૧૯ ભાવનગરની આવૃત્તિ).

આ યાદીમાં 'तत्त्वसंग्रह'ના નામ ઉપરાંત એક 'कमलशील' નામનો અન્ય પણ લખેલો છે, 'तत्त्वसंग्रह'ની પાટણમાથી મળેલી પ્રતિ ઉપર तत्त्वसंग्रहનું નામ નથી પણ "कमलशीलसूत्रं समाप्तम्" (મૂળ ઉપર) "कमलशीलाभिधानपुस्तकं समाप्तम्" (ટીકા ઉપર) એ બે ઉલ્લેખો મળે છે. સંભવ છે કે, શ્રીગુણરત્નસૂરિજીને 'તત્ત્વસંગ્રહ'નો પરિચય હોય વા તેમણે 'તત્ત્વસંગ્રહ'નું નામ સાંભળ્યું હોય અને પાટણની પૂર્વોક્ત પ્રતિ ઉપરનો માત્ર 'કમલશીલ'નો ઉલ્લેખ જ જોએલો હોય જે ઉપરથી એમણે 'આચાર્યકમલશીલ'ના નામને પણ ગ્રંથની યાદીમા ભેળવેલું હોય. અત્યારસુધી 'કમલશીલ' નામક ગ્રંથનું નામ તો ક્યાંય સાભળ્યું નથી. આશા છે કે, કોઇ ગ્રંથગવેષી, ગુણરત્નસૂરિના એ ઉલ્લેખ વિષે જરા વધુ પ્રકાશ પાડે.

૨ તત્ત્વસંગ્રહમાં આવેલી ૨૬ પરીક્ષાઓ કારિકાવાર આ પ્રમાણે છેઃ—

| વિષય. | કારિકાસંખ્યા. | વિષય. | કારિકાસંખ્ય |
|---|---|---|---|
| ૧ પ્રકૃતિપરીક્ષા | ૩૯ | ૧૧ ગુણપદાર્થપરીક્ષા | ૫૮ |

ચાર્ય હોય અને તે શંકરાચાર્યની પહેલાનો હશે. જે અર્થમાં અહીં 'વિવસન' શબ્દનો પ્રયોગ છે તે જ અર્થ આચાર્ય કમલશીલે પ્રયોજેલા 'અહ્રીક' શબ્દનો છે. એક બીજા સંપ્રદાયવાળા સંપ્રદાયમાત્સર્યને લીધે કોઇ બીજા સભ્ય શબ્દોનો પ્રયોગ ન કરતાં પરસ્પર આવા કોઇ અજાણ્યાને અશ્લીલ લાગે એવા શબ્દોનો પ્રયોગ પહેલાના જમાનામાં પણ કરતા હતા એ હકીકત પણ કમલશીલનો આ ઉલ્લેખ પૂરી પાડે છે. પણ આ ઉલ્લેખ ઉપરથી તે નામના આચાર્યની કલ્પના તો તદ્દન નિર્યુક્તિક છે. જે અભ્યાસીને ષડ્દર્શનનો અને ઇતિહાસનો થોડો પણ પરિચય હોય તેને માટે આવી કલ્પના થવાનો સંભવ જ નથી.

આચાર્ય કમલશીલે જે " अह्रीकादयः " એમ લખેલું છે તે ઉપરથી પ્રસ્તાવનાલેખક કદાચ એમ સમજ્યા હોય કે ' अह्रीक ' નામનો કોઇ જૈન તાર્કિક અને ' આદિ ' શબ્દથી બીજા બીજા આચાર્યો, પણ ત્યાં એમ નથી. કમલશીલ સ્યાદ્વાદપરીક્ષામા જૈન, મીમાંસક અને સાંખ્ય એ ત્રણેને સમ્મત એવા સામાન્યવિશેષાત્મક સિદ્ધાંતની સમીક્ષા કરે છે. એટલે 'આદિ' શબ્દથી જૈન ઉપરાંત એ બન્ને મતોને સમજવાના છે. શાંતરક્ષિત પોતે જ આગળ એવી પ્રતિજ્ઞા[15] કરી ગયા છે કે 'સામાન્ય' તત્ત્વ વિષે જૈમિનીયોની જે માન્યતા છે તેનો નિષેધ સ્યાદ્વાદ પરીક્ષામાં કરવામાં આવનાર છે અને સ્યાદ્વાદપરીક્ષાના ઉપસંહારમા[16] પણ મૂળકાર પોતે એ ત્રણે મતોનો ઉલ્લેખ કરીને એ પ્રકરણ પૂરૂં કરે છે.

શાંતરક્ષિત અને કમલશીલના આ ઉલ્લેખ ઉપરથી આપણે એમ પણ સ્પષ્ટ સમજી શકીએ છીએ કે અનેકાન્તવાદનું તત્ત્વ જૈનદર્શન ઉપરાંત મીમાંસક[17] અને સાંખ્યને પણ સંમત છે. હેતુબિન્દુતર્કટીકા પણ આ જ હકીકતને પુષ્ટ કરે છે.

વળી 'અહ્રીક' શબ્દનો 'ક્ષપણક' અર્થ તો વાચસ્પત્ય[18] કોશમાં પણ સુપ્રસિદ્ધ છે.

---

૧૫ " एवमेकान्ततो भिन्नजातिरेषा निराकृता ।
जैमिनीयाभ्युपेता तु स्याद्वादे प्रतिपेत्स्यते ॥ "
—(તત્ત્વસંગ્રહ પૃ. ૨૬૨ કારિકા ૮૧૨)

૧૬ " कल्पनारचितस्यैव वैचित्र्यस्योपवर्णने ।
को नामातिशयः प्रोक्त विप्र-निर्ग्रन्थ-कापिलैः" ॥
—(તત્વસંગ્રહ પૃ. ૫૦૧ કારિકા ૧૭૭૬)

૧૭ જૈનોની પેઠે સાંખ્યો અને જૈમિનીય લોકો પણ અનેકાંતવાદને સ્વીકારે છે, એ સમજવા માટે જૂઓ શ્લોકવાર્તિક પૃ૦ ૬૧૯ શ્લો૦ ૨૧ થી ૨૩. પાતંજલયોગસૂત્ર પાદ ૩, સૂત્ર ૧૩ તથા હેતુબિંદુતર્કટીકામાં પણ એ વિષે સૂચવેલું છે. ( અહીં જે હેતુબિંદુતર્કટીકાના તથા તત્ત્વોપપ્લવના ઉતારા આપેલા છે તેની પ્રતિ અને પ્રેસકોપી ગૂજરાતપુરાતત્ત્વ મંદિરમા છે તે ઉપરથી આપેલા છે.)

૧૮ अह्रीक १ क्षपणके तस्य दिगम्बरत्वेन लज्जाहीनत्वात् तथात्वम्, २ निर्लज्जे
(વાચસ્પત્યભિધાનકોશ )

૩૬૪૬. છે. વિક્રમના આઠમા નવમા સૈકા વચ્ચેના પ્રસિદ્ધ વિદ્વાન્ જૈનાચાર્ય શ્રીમાન્ હરિભદ્રસૂર શાન્તરક્ષિતના [૬] નામનું સ્મરણ કરે છે એ ઉપરથી એ વિદ્વાનનો સમય એમની પહેલાં જ આવી શકે. શ્રીમાન્ શાન્તરક્ષિત રાજગૃહ–નાલંદા વિશ્વવિદ્યાલયના અધ્યાપક હતા અને એમના શિષ્ય તથા પ્રસ્તુત ગ્રંથની પંજિકાના પ્રણેતા શ્રીકમલશીલ પણ એજ વિદ્યાલયના તન્ત્રશાસ્ત્રના અધ્યાપક હતા. આ બન્ને પંડિતો વિષે સદ્‌ગત શ્રીસતીશચંદ્ર વિદ્યાભૂષણે પોતાના હીસ્ટરી ઑફ ઇન્ડીઅન લૉજીક[૭] પુસ્તકમાં સવિસ્તર લખેલું છે. એ બધું આ ગ્રંથમાળાના સામાન્ય સંપાદક શ્રીવિનયતોષ ભટ્ટાચાર્યે આ ગ્રંથની અંગ્રેજી પ્રસ્તાવનામાં પણ જણાવેલું છે. ભટ્ટાચાર્ય મહાશયે અંગ્રેજી પ્રસ્તાવનાની બધી હકીકત સંસ્કૃતમાં કરાવી

---

ગ્રંથોનાં નામ અને શ્લોકપરિમાણ આ પ્રમાણે આપેલાં છેઃ—

३९६ हेतुबिन्दुटीका तर्करूपा ।

३९७ प्रमाणवार्तिक-आद्य-
परिच्छेदसूत्रं बौद्धीयम्
तद्वृत्तिश्च आद्यपत्ररहिता ।

३९८ तर्कभाषाटीका
बौद्धमतवाच्या बालावबोध
३ परिच्छेद ८४० ।

३९९ न्यायबिन्दुसूत्रं बौद्धमतवाच्यम् ।
तट्टीका च धर्मोत्तराचार्यकृता
सू० टी० १४७७ ।

४०० न्यायप्रवेशकटीका च हारीभद्री
सू० टी० ५९७ ।

४०१ न्यायप्रवेशकटिप्पनं ११६९ वर्षे
श्रीचन्द्रीयम्

४०२ तत्त्वसंग्रहः प्रकृतीश्वरादिनिरास-
वाच्यो बौद्धः ३७१६

આ આખી સૂચી અને તે વિષેની માહિતી જોવા માટે જુઓ જૈનસાહિત્યસંશોધક ખંડ ૧ પુસ્તક ૧ પૃ. ૧૦૪ પછી તથા પૃ. ૧૫૭–૧૫૮.

૬ આચાર્ય હરિભદ્રે સ્વોપજ્ઞ ટીકાવાળા 'શાસ્ત્રવાર્તાસમુચ્ચય'ની મૂળ કારિકાઓમાં નીચેની એક કારિકા મુકેલી છેઃ—

"एतेनैतत् प्रतिक्षिप्तं यदुक्तं सूक्ष्मबुद्धिना ।
नासतो भावकर्तृत्वं तदवस्थान्तरं न सः" ।

આ શ્લોકમાંના 'सूक्ष्मबुद्धिना' પદની વ્યાખ્યા કરતાં તે લખે છે કે, "सूक्ष्मबुद्धिना शान्तरक्षितेन"—( જૈનસાહિત્યસંશોધક ૧ ખંડ, પુસ્તક ૧ પૃ૦ ૫૩ )

એ જ શ્લોકની ટીકા કરતાં ઉપાધ્યાય શ્રીયશોવિજયજી જણાવે છે કે, "सूक्ष्मबुद्धिना कुशाग्रीयधिया शान्तरक्षितेन"—

—(શાસ્ત્રવાર્તાસમુચ્ચય ટીકા સ્તબક ૪, કારિકા ૫૯ પૃ. ૧૪૦ દેવચંદ લાલભાઈની આવૃત્તિ)

૭ જુઓ પૃ. ૩૨૩ તથા ૩૨૭.

case. If the theory were true it must be self-existent and no reasons are required in its support.

મૂળ ગ્રંથ અને તેના પૂર્વાપરનો સંદર્ભ જોવાથી જણાશે કે એ ઉલ્લિખિત શ્લોકનો ખરો ભાવ શું છે?

વાજ્જ્યાયન,[૨૭] વ્યાડિ, પાણિનિ, કનક, કપિલ, વર્દ્ધમાન, પારસીક[૨૮] વગેરે બીજાં પણ અનેક નામો પંજિકામા અને મૂળ તત્ત્વસંગ્રહમા આવેલા છે. પ્રસ્તાવનાકારે એ વિષે કશું જ જણાવ્યું નથી.

સમતિતર્કની ટીકામા પહેલાના ત્રણ નામો શબ્દાર્થતત્સંબંધમીમાંસાના પ્રકરણમા આવેલા છે. જે જે પ્રખ્યાત ગ્રંથકારોએ એ વિષે ઉલ્લેખ કરેલો છે તે ત્યા ટિપ્પણમા સવિસ્તર આપેલો છે.

કનક અને કપિલ એ બન્ને એક જણાય છે, હિન્દુધર્મના પ્રાચીન ગ્રંથ શ્વેતાશ્વતરોપનિષદ્‌મા[૨૯] કપિલને હિરણ્યગર્ભ કહીને ઓળખાવ્યા છે એટલે "**भीमो भीमसेनः**"ના ન્યાયથી 'કપિલ' ને 'હિરણ્ય' શબ્દથી સંબોધી શકાય. 'હિરણ્ય' અને 'કનક' એ બન્ને પર્યાય શબ્દો છે. એથી 'કપિલ'ને 'હિરણ્ય' કહેવાય અને 'કનક' પણ કહેવાય. જૈન ગ્રંથ નન્દીસૂત્રમા જે અનેક જૈનેતર ગ્રંથોની ગણનામા "**कणगसत्तरी**"[૩૦] ગ્રંથનો ઉલ્લેખ આવે છે તેનું સંસ્કૃત '**कनकसप्तति**' થાય છે. એટલે તે ગ્રંથ બીજો કોઇ નહિ

૨૭ જૂઓ સમ્મતિતર્ક પૃ. ૧૭૧ પં. ૧ તથા ટિપ્પણ ૧-૩-૪.

૨૮ "**नहि मातृविवाहादौ दोषः कश्चिदपीक्ष्यते ।
पारसीकादिभिर्धूर्तैस्तदाचारपरैः सदा**" ॥
-( તત્ત્વસંગ્રહ પૃ. ૬૬૬ કારિકા ૨૪૪૭ )
તથા પૃ. ૭૪૧ કારિકા ૨૭૭૭ )

માતૃવિવાહનો અર્થ એમ સાભળ્યો છે કે, પિતાએ ઉપપત્ની તરીકે રાખેલી સ્ત્રી-રખાત સ્ત્રી-ને પિતાનું અવસાન થયા પછી પુત્ર પરણી શકે. મહાકવિ કાલીદાસે રઘુવંશમા બીજા અનેક દેશોના નામોની સાથે 'પારસીક' દેશને પણ યાદ કરેલો છે

૨૯ "**हिरण्यगर्भं जनयामास पूर्वम्**"—શ્વેતાશ્વ૦ પૃ૦ ૪૮ તથા ૬૨ આનંદાશ્રમ.

૩૦ "× × × **नागसुहुम कणगसत्तरी, वइसेसिअं, बुद्धवयणं, तेरासिअं, काविलिअं, लोगायय, सट्ठितंतं, माढरं, पुराणं, वागरणं, भागवं पायंजली** × × ×" ઇત્યાદિ (નન્દીસૂત્ર પૃ૦ ૧૯૪ પેલી બાજુ સમિતિની આવૃત્તિ) અર્થાત્ નાગસુહુમ -(નાગસૂક્ષ્મ) કનકસપ્તતિ, વૈશેષિક, બુદ્ધવચન, ત્રૈરાશિક, કાપિલીય, લોકાયત, ષષ્ટિતંત્ર, માઠર, પુરાણ, વ્યાકરણ, ભાગવત, પાતંજલ, × × × વગેરે. ષષ્ટિતંત્રના પરિચય માટે જૂઓ પુરાતત્ત્વ પુ૦ ૫ પૃ૦ ૧૮૬-૧૮૭.

ગુજરાતપુરાતત્ત્વમંદિરની સંસ્થા 'સમ્મતિતર્ક'[10] કે 'વાદમહાર્ણવ' નામે જૈનગ્રંથને ાસિદ્ધ કરી રહી છે. તેના સંપાદનનો ભાર અમારે માથે છે, એ સંપાદન માટે મમારે અનેકવાર 'તત્ત્વસંગ્રહ'નો પરિચય કરવો પડ્યો છે, પરિચય જ નહિં પણ ત્ત્વસંગ્રહના ક્યા પાના ઉપર કયો વિષય કઈ રીતે ચર્ચાએલો છે એ બધું મનમા ાતિબિંબિત થઇ રહ્યું છે એથી જ તત્ત્વસંગ્રહનો સ્વાધ્યાય લખવાનું હાથ ધર્યું છે. ્ળ ગ્રંથ કે તેની પંજિકા વિષે કાંઇ લખવાનું હોય જ નહિ પણ એટલું ખરૂં કે ાત્ત્વસંગ્રહની કૃતિ જોતા કયા વાતાવરણમાં એ લખાયો હશે એ જરૂર જણાવવાનું બીજું મે ગ્રંથની અંગ્રેજી અને સંસ્કૃત પ્રસ્તાવના વિષે થોડી ચર્ચા કરવાની અને સંપાદન શૈલી ાંબંધે અમને જે અનુભવ થયો છે તે પણ દર્શાવવાનો.

---

ારે, અને છેવટ થાકીને નીસાસો નાખે તેવા ગ્રંથો પણ એક માત્ર પાટણ પૂરા પાડે એ શું પાટણની ઓછી પ્રભુતા છે?

કહેવાય છે કે, ધર્મકીર્તિના હેતુબિન્દુતર્ક ટીકા× ગ્રંથનો ચીની અનુવાદ માત્ર શેષ છે, મે ગ્રંથ હમણાં જ પાટણના એક જૈન ભંડારમાથી જડી આવ્યો, તત્ત્વોપપ્લવ* નામક ગ્રંથ

---

[ × હેતુબિન્દુ તર્ક ટીકાનો ઉલ્લેખ ગુણરત્નસૂરિ કરે છે અને બૃહટ્ટિપ્પનિકાકાર પણ કરે છે. જૂઓ ટિપ્પણ ૧ તથા ૫.

* "एके हि तत्त्वोपप्लववादिनः सर्वं प्रत्यक्षादिप्रमाणतत्त्वं प्रमेयतत्त्वं उपप्लुतमेव इच्छन्ति" ઇત્યાદિ-(અષ્ટસહસ્રી પૃ. ૩૭ પં. ૧૦)

"विस्तरतस्तु प्रमाणखण्डनं तत्त्वोपप्लवसिंहादवलोकनीयम् ।"— (સ્યાદ્વાદમંજરી મૂળ શ્લોક ૧૭ પૃ. ૧૪૭ આર્હતમત પ્રભાકરની આવૃત્તિ)

ા રીતે અષ્ટસહસ્રી અને સ્યાદ્વાદમંજરીમાં 'તત્ત્વોપપ્લવવાદી' અને 'તત્ત્વોપપ્લવસિંહ'નો લ્લેખ મળે છે. એ ઉલ્લેખ આપીને જે જાતની ચર્ચા તે તે ગ્રંથમાં કરવામાં આવી છે તે આં ઉપલબ્ધ થએલા 'તત્ત્વોપપ્લવ' ગ્રંથમાં જ આદિથી અંત સુધી ભરેલી છે. સંભવ કે, આ 'તત્ત્વોપપ્લવ'ના પ્રણેતા 'જયરાશિ ભટ્ટ' ને જ તત્ત્વોપપ્લવવાદી કે તત્ત્વોપપ્લવસિંહ કહેલો હોય.

'તત્ત્વોપપ્લવ'ને છેડે નીચે પ્રમાણેના બે શ્લોકો છે

"ये याता न हि गोचरं सुरगुरोर्बुद्धेर्विकल्पा दृढाः
प्राप्यन्ते ननु तेऽपि यत्र विमले पाषण्डदर्पच्छिदि।
भट्टश्रीजयराशिदेवगुरुभिः सृष्टो महार्थोदय-
स्तत्त्वोपप्लवसिंह एष इति यः ख्यातिं परां यास्यति ॥
पाखण्डखण्डनाभिज्ञा ज्ञानोदधिविवर्धिताः ।
जयराशेर्जयन्तीह विकल्पा वादिजिष्णवः" ॥

संवत १३४९ मार्ग० वदि ११ शनौ धवलक्कके मढं० नरपालेन तत्त्वोप्लवग्रन्थपुस्तिकालेखीति । मद्रं ( લખ્યા સમય )

આદ્ય શ્લોક ઉપરથી એમ સ્પષ્ટ જણાય છે કે, આ ગ્રંથ જ 'તત્ત્વોપપ્લવસિંહ'ને નામે પ્રસિદ્ધી પામ્યો હોય.]

વખતે કેટલીક ખાસ સગવડતા થાય તે માટે સપાદનમાં જે જે વિશિષ્ટતાઓ લાવવી જોઇએ તે ટુકમા આ પ્રમાણે[૩૩] છે —

મુખ્ય મુખ્ય વિષયો શરૂ થાય ત્યા મોટા અક્ષરોમા મથાળા મૂકવા જોઇએ

પૂર્વપક્ષના અને ઉત્તરપક્ષના વિભાગ સ્પષ્ટ દર્શાવવા જોઇએ કેટલાક પૂર્વપક્ષો અને ઉત્તરપક્ષો ઘણા લાબા લાબા હોય છે તે બધાનું વ્યવસ્થિત પૃથક્કરણ કરવુ જોઇએ અન્યથા એક પૂર્વપક્ષ લાબો ચાલતો હોય ત્યા ‘ प्रतिविधत्ते ’ અને ‘ समाधत्ते ’ એવુ વચ્ચે વચ્ચે અનેક વાર આવ્યા કરે છે અને તેથી અભ્યાસી વ્યવસ્થિત વિભાગ વિના એ હકીકતને બરાબર ન સમજતા ગૂચવણમા પડી જાય છે

પ્રત્યેક પાના ઉપરની પક્તિઓ સહેલાઇથી ગણી શકાય એ માટે પાનાની કોર ઉપર ૫ ૧૦, ૧૫ એવા અકો મૂકવા જોઇએ સપાદકે ગ્રથાગત નામોનું જે પરિશિષ્ટ આપેલુ છે તેમા પાનાનો અને પંક્તિનો અક દર્શાવ્યો છે પણ પાનાની પક્તિ ગણવા માટે અકો નથી આપ્યા એ જરા આ ઉતાવળીયા જમાનામા અઘરૂ લાગે ખરૂ

જ્યા જ્યા ઉત્તરપક્ષમા પૂર્વપક્ષના વાક્યો આવેલા હોય ત્યા પૂર્વપક્ષનુ એ વાક્ય કયા પાનાની કઇ પક્તિમા આવેલુ છે એ પણ દર્શાવવુ જરૂરનુ છે, એમ કરવાથી અભ્યાસી આખા પૂર્વપક્ષને બરાબર સમજી શકે છે અન્યથા કેટલીક વા પૂર્વપક્ષ ઘણો લાબો હોય કે જે ગુરુ અને શિષ્ય બન્નેની સ્મૃતિમા ન રહ્યો હોય તેવે વખતે મોટી ગૂચવણ ઉભી થાય છે અને એ સમજવાને કેટલો- કાળક્ષેપ અને માથાકૂટ કરવી પડે છે

ગ્રથમા આવેલા અન્ય ઉતારાઓને સમજવાને જે-જે ગ્રથમાથી તે ઉતારાઓને લેવામા આવ્યા હોય તે તે ગ્રથોના પૂરા નામ તથા આ છાપખાનાના જમાનામા તેની આવૃત્તિની પણ ઓળખાણ જરૂર આપવી જોઇએ

ગ્રથના દુર્ગમ વિષયને તે તે સ્થળે ગ્રથના પૂર્વવર્ત્તી, સમવર્ત્તી કે પશ્ચાદ્વર્ત્તી ગ્રંથોના ટિપ્પણો ટાકીને સમજાવવો જરૂરનો છે આમ કરવાથી મુખ્ય ગ્રથનુ બીજા ગ્રથ સાથેનુ સામ્ય વૈષમ્ય અને વિષયચર્ચાની ભિન્ન ભિન્ન પદ્ધતિનો પણ અભ્યાસીને ખ્યાલ આવે છે

ગ્રથના અશુદ્ધ કે ખડિત ભાગને શુદ્ધ કરવા અને સાધવા માટે સશોધકે પોતાની કલ્પના ઉપરાત ગ્રથના પૂર્વવર્ત્તી, સમવર્ત્તી કે પશ્ચાદ્વર્ત્તી ગ્રથોના સુમીલ ઉતારાઓનો સવાદ આપવો જરૂરનો છે

બની શકે ત્યા સુધી ગ્રથના સશોધનમા જુનામા જુની અનેક પ્રતિઓનો ઉપયોગ કરવો જરૂરી છે ભિન્નભિન્ન પ્રતિઓ હોવાને લીધે ગ્રથમા થએલા પાઠભેદો સશોધકને જડે છે જે કેટલીક વાર ગ્રથના ઇતિહાસમા ઘણી સહાયતા આપે છે તે ઉપરાત કેટલીક વાર ગ્રથોપયોગી ટિપ્પણ વગેરે પણ તે પ્રતિઓની કોરોમાથી ઉપલબ્ધ થઇ જાય છે

---

૩૩ અહીં સપાદનની જે જે વિશિષ્ટતાઓ બતાવવામા આવી છે તેમાની એક બે તો તત્ત્વસગ્રહમા આવી છે, પણ અમે તો સર્વ સપાદકોને એ વિશેષતાઓનો ખ્યાલ આવે એ માટે અહીં આપીએ છીએ

શાસ્ત્રોથી નિરાળાં છે એથી જ અપૌરુષેય છે, તેના જવાબમાં શાન્તરક્ષિત ૧૧ કહે છે કે વેદના શબ્દોના ક્લિષ્ટ ઉચ્ચારોની જેવા ક્લિષ્ટ ઉચ્ચારો બીજા પણ અનેક શાસ્ત્રોમાં મળે છે અને હિંસા વગેરેને વેદમાં ધર્મરૂપે કહેલાં છે તે તો નાસ્તિકના શાસ્ત્રમાં પણ મળી શકે છે. આ સ્થળે વેદધર્મના ક્યા શાસ્ત્રમાં હિંસા, વ્યભિચાર અને અસત્યને ધર્મરૂપે બતાવેલાં છે તેનાં પ્રમાણો શાન્તરક્ષિતે ટાંકેલાં છે (સંપાદકે એ પ્રમાણોનાં તે તે સ્થળો આપ્યાં હોત તો બહુ સમુચિત થાત)

આ ઉપરથી અહીં આટલું જ કથન પ્રસ્તુત છે કે, અહિંસાના પરમોપાસક એ સુગત ભગવાનની અનુયાયી શ્રીશાંતરક્ષિતના સમયમાં શાસ્ત્રના વચનોથી સંસ્કાર પામેલાં હિંસા અસત્ય અને વ્યભિચારનાં કાર્યો પ્રચારમાં હશે એથી જ એની સામે એમણે ઘણો જ વિરોધ બતાવ્યો છે. એમણે આપેલાં એ ૧૨ લાંબાં લાંબાં ત્રણે પ્રકરણો જ એમના સમયના વાતાવરણની સાક્ષી માટે પૂરતાં છે.

મૂળ કારિકાકારે અને પંજિકાના પ્રણેતાએ જે જે વિશેષ નામોનો ઉલ્લેખ કરેલો છે, તે બધાં નામો આ પ્રમાણે છેઃ

ગ્રંથાકાર આચાર્યનાં નામ

| | | |
|---|---|---|
| અવિદ્ધકર્ણ (ઇશ્વરકર્તૃવાદી) | ચરક (વૈદ્ય) | ભામહ (આલંકારિક) |
| આચાર્ય દિઙ્નાગ (બૌદ્ધ) | જૈમિની (મીમાંસક) | ભાવિવિક્ત–ભાસર્વજ્ઞ ? (નૈયાયિક) |
| આચાર્ય ધર્મકીર્તિ ( ,, ) | પાત્રસ્વામી-પાત્રકેસરી ? (જૈન) | યજ્ઞટ (મીમાંસક) |
| આચાર્ય વસુબન્ધુ ( ,, ) | ૧૩પુરન્દર (ચાર્વાક) | રૂદ્રિલ (સાંખ્યમતી ?) |
| આચાર્ય સૂરિપાદ ( ? ) | પ્રશસ્તમતિ (ઇશ્વરકર્તૃવાદી) | વિન્ધ્યવાસી ( ,, ) |
| ઇશ્વરકૃષ્ણ (સાંખ્યમતી) | બુદ્ધદેવ (બૌદ્ધ) | શંકરસ્વામી (નૈયાયિક) |
| ઉદ્દ્યોતકર (નૈયાયિક) | ભદંત ઘોષક ( ,, ) | શબરસ્વામી (મીમાંસક) |
| ઉવેયક (મીમાંસક) | ,, ધર્મત્રાત ( ,, ) | શુભગુપ્ત (બૌદ્ધ) |
| કણાશી–કણાદ (વૈશેષિક) | ,, યોગસેન ( ,, ) | સહંતભદ્ર–સંઘભદ્ર ? (,,) |
| કમ્બલાશ્વતર (ચાર્વાક) | ,, વસુમિત્ર ( ,, ) | સામટ (મીમાંસક) |
| કુમારિલ (મીમાંસક) | ભર્તૃહરિ (વૈયાકરણ) | સુમતિ (દિગંબર જૈન) |

૧૧ "सम्भाव्यते च वेदस्य विस्पष्टं पौरुषेयता ।
क्षामभिथ्याक्रियाप्राणिहिंसाऽसत्याभिधा तथा ॥
दुर्भणत्वानुदात्तत्वक्लिष्टत्वाऽर्थ्यतादयः ।
वेदधर्मा हि दृश्यन्ते नास्तिकादिवचस्स्वपि " ॥

—(કા. ૨૭૮૭–૨૭૮૮ પૃ. ૭૩૫ તત્ત્વસંગ્રહ.)

૧૨ તદ્દન છેલ્લાં એટલે ૨૪, ૨૫ અને ૨૬ માં એ ત્રણ પ્રકરણો છે, તેની કારિકાની સંખ્યા માટે જૂઓ ટિપ્પણ ૨

સંશોધન-સુગમતા થવા સાથે લિપિભ્રમ વગેરે દોષો પણ ઘણા ઓછા થાત. સંભવ છે કે મુદ્રિત થયેલા અમારા બે ભાગો તો તેમના ઉપયોગમાં આવ્યા હશે.

સમ્મતિ ટીકાને સામે રાખવાથી તત્ત્વસંગ્રહની શુદ્ધીકરણનાં કેટલાંક ઉદાહરણો:

| તત્ત્વસંગ્રહ-અશુદ્ધ | તત્ત્વસંગ્રહ-શુદ્ધ | સમ્મતિટીકા પૃષ્ઠ |
|---|---|---|
| ज्ञातिः पदार्थः इति | जातिः पदार्थः इति | १७५ |
| वाना(का)त्यायनः પૃ. ૨૮૨ | वात्स्यायनः | |
| पते स्वदोषा. पूर्वोक्ताः પૃ. ૨૮૬ | पते सद्दोषाः पूर्वोक्ताः | १८३ |
| ज्ञातियोगोऽथ यद्वान्यबुद्धेर्वा પૃ. ૨૮૬ | जातियोगोऽथ यद्वान्यत् बुद्धेर्वा | १८३ |
| यवर्यस्तस्य को भयेत् પૃ. ૩૧૫ | पर्यनुयर्यस्तस्य को भवेत् | २०१ સરખાવો પંજિકા. |
| उत्पाद्यकरवा (कल्प) विषय- પૃ. ૩૩૭ | उत्पाद्यकथाविषय- | ૨૧૫ |
| वस्तुनो विषयत्वतः પૃ. ૩૩૯ | वस्तुतोऽविषयत्वतः | २१७ સરખાવો પંજિકા, |
| पक पवावसीयते પૃ. ૩૩૯ | पकमेवावसीयते | ,, ,, |
| व्यावृत्तादन्यतोऽभावान्नान्या- | व्यावृत्तादन्यतो भावान्नान्या | |
| व्यावृत्तिरस्ति नः પૃ. ૩૪૦ | व्यावृत्तिरस्ति नः | २१७ |
| अवदातमितिप्रोक्ते પૃ. ૩૪૦ | अवदातमतिप्रोक्ते | २१७ સરખાવો પંજિકા. |
| नैरूप्यं न च वस्तुनः પૃ. ૩૪૬ | त्रैरूप्यं न च वस्तुनः | २२१ સરખાવો પંજિકા. |
| चतुरस्ययता- પૃ. ૩૫૪ ( વ્યાકરણનું સૂત્ર છે ) | चतुरश्छयता- | २२५ |
| यथाऽर्थघादि- પૃ. ૩૫૮ | यथा घटादि- | २२८ |
| तादृग्'ज्ञेयत्वमस्तेषां પૃ. ૩૫૮ | तादृग् ज्ञेयत्वमस्त्येषां[૩૫] | २२८ |
| न यातादि-પૃ. ૩૨૮ | न चानादि- | २०९ |
| नासर्घ नाम किञ्चिद्धि પૃ. ૩૧૨ | नासर्वं नाम किञ्चिद्धि | २०० સરખાવો પંજિકા |

૩૫ આ પાઠને શુદ્ધ કરવા માટે શુદ્ધિપત્રકમાં પ્રયત્ન કરવામાં આવ્યો છે પણ શુદ્ધિપત્રકમાં પણ અશુદ્ધિ રહી ગઇ છે:

| અશુદ્ધ | શુદ્ધ | |
|---|---|---|
| यस्तेषां | मस्तेषां | પૃ૦ ૩૫૮ પં. ૫, આ શુદ્ધિ સમજાતી નથી. |

ઉપર્યુક્ત અંગ્રેજી ઉલ્લેખ વાંચનાર જરૂર એમ સમજે કે એ નામનો તદ્દન-અપ્રસિદ્ધ કોઇ જૈનાચાર્ય હોય-જેણે પોતાના તખલ્લુસ નામ તરીકે 'અહ્રીક' એ નામ રાખ્યું અને જે કમલશીલનો પૂર્વવર્તી હોય.

ભ. મહાશયનો આ ઉલ્લેખ ઇતિહાસના અનભિજ્ઞોને વિપર્યાસમાં નાંખે એવો છે ઇતિહાસના વિદ્યાર્થીઓને સંદેહ કરાવે એવો છે. વસ્તુતઃ જૈનોની બન્ને પરંપરામાં ામનો કોઇ આચાર્ય જ થયો નથી, આચાર્ય કમલશીલે તો જૈન સિદ્ધાન્ત 'સ્યાદ્વાદ'- ટીકા કરતાં જૈનોની દિગંબર શાખાના અર્થમાં તે શબ્દને પ્રયોજ્યો છે. આચાય શીલને દિગંબર જૈનાચાર્યોના જ તર્કગ્રંથોનો સવિશેષ પરિચય હોય એમ એમના ક બીજા ઉલ્લેખોથી[૧૪] જાણી શકાય છે અથવા તેમના સમયમા શ્વેતાંબર જૈના- પ્રણીત તર્કગ્રંથો બહુ વિરલ હોય અને દિગંબરસૂરિ પ્રણીત તર્કગ્રંથોનો જ સવિશેષ હોય. 'સ્યાદ્વાદ' તો બન્ને શાખાને એક સરખો સંમત છે. એથી જ જૈનમતની ા કરતાં આચાર્ય કમલશીલ 'અહીં અહ્રીક આમ કહે છે' એમ લખે તે બરાબર છે, બ્રહ્મસૂત્રશાંકરભાષ્યમાં જૈનમતનું પ્રતિવિધાન કરતાં ભાષ્યકાર શંકરાચાર્ય જણાવે છે **निरस्तः सुगतसमयः विवसनसमय इदानीं निरस्यते"** ઇત્યાદિ-પૃ. ૫૫૯, -૨૩ ભા. આ ઉપરથી કોઇ એમ ન જ કલ્પે કે 'વિવસન' નામનો કોઇ એક જૈના-

---

૧૪ " **सुमतेर्दिगम्बरस्य** "—( તત્ત્વસંગ્રહ પૃ૦ ૩૭૯, ૫૫૪, ૩૮૨, ૩૮૩, , ૪૯૬ )

" **पात्रस्वामिमतमाशङ्कते** "-(તત્ત્વસં૦ પૃ. ૪૦૫)

દે સ્થળે દિગંબર જૈનાચાર્ય સુમતિ અને પાત્રસ્વામી ( પાત્રકેસરિસ્વામી )નો ય છે પણ કોઇ સુપ્રસિદ્ધ શ્વેતાંબરાચાર્યનો નિર્દેશ તત્ત્વસંગ્રહમાં ક્યાંય મળતો નથી.

# સંસ્કૃત નાટક સાહિત્ય

## લેખાંક ૧૦

## સ્વપ્નવાસવદત્તાદિ નાટકચક્ર

## પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ

[ રસિકલાલ છો. પરીખ ]

ઉદયન વત્સરાજ અને વાસવદત્તાની કથા આપણા પ્રાચીનોની માનીતી કથા છે. વૈદિક જૈન અને બૌદ્ધ પુરાણકારોએ વધતા ઓછા ફેરફાર સાથે આ કથા આપી છે.[૧] ઉદયનના શૌર્ય પ્રેમ અને કલાનૈપુણ્યે અનેક પ્રાચીન કવિઓની પ્રતિભાને આકર્ષી છે. વત્સરાજને નાયકસ્થાને મુકી રચાએલું સાહિત્ય પણ ઠીક મોટું છે. લોકોમાં આ કથા કેટલી બધી પ્રચલિત હતી તે મેઘદૂતમા ઉજ્જાયનીના વર્ણનમાં આવતા શ્લોકો ઉપરથી સમજાય છે.[૨] પ્રાચીન કવિઓ માટે વત્સરાજ આદર્શ નાયક હતો એમ કહીએ તો તે અતિશયોક્તિ ન ગણાય.

આ ઐતિહાસિક બીજવાળી કથા ઉપરથી [૩] અપણા કવિએ બે નાટકો રચ્યાં છે, પ્રતિજ્ઞાયાગંધરાયણ અને સ્વપ્નવાસવદત્ત. પણ એ જરા અજાયબીની વાત છે કે આ કવિએ વાસવદત્તા અને વત્સરાજની પરસ્પરની 'રતિ' ને પ્રધાનપદ આપી એકે શૃંગારરસનું નાટક લખ્યું નથી. પ્રસ્તુત નાટકમાં વાસવદત્તા અને વત્સરાજના પ્રેમની હકીકત એક ગૌણ બનાવ

---

૧. જુઓ. Annals of the Bhandarkar Institute. July 1920 માં, કે. વા. ડૉ. ગુણેનો લેખ: પ્રદ્યોત, ઉદયન અને શ્રેણિક. એક જૈન કથા.

૨. प्राप्यावन्तीनुदयनकथाकोविदग्रामवृद्धान् । અને મલ્લિનાથે પ્રક્ષિપ્ત ગણેલો શ્લોક

प्रद्योतस्य प्रियदुहितर वत्सराजोऽत्र जह्रे
हैमं तालद्रुमवनमभूदत्र तस्यैव राज्ञः ।
अत्रोद्भ्रान्त. किल निलगिरि. स्तम्भमुत्पाट्य दर्पात्
इत्यागन्तून् रमयति जनो यत्र बन्धूनभिज्ञः ॥

મહાભારત અને રામાયણ જેમ આપણા કવિઓ માટે વસ્તુની મોટી ખાણ છે તેવી રીતે પ્રાચીન કાળમાં થઇ ગએલા ઐતિહાસિક વીર પુરુષોને અવલમ્બી ઉત્પન્ન થએલાં કથાચક્રો પણ એક ખાણ છે. અર્વાચીન જમાનામાં જેમ વિક્રમરાજા કે ભોજરાજા લોકકથામાં પ્રસિદ્ધ છે તેમ પ્રાચીન જમાનામાં વત્સરાજ હતો.

૩. આ કથા માટે જુઓ પ્રધાનની પ્રતિજ્ઞાનો ઉપોદ્‌ઘાત. સંક્ષિપ્ત વૃત્તાંત પૃ. ૭. આવૃત્તિ ૧

જૈનમતને માટે બીજા બીજા સંપ્રદાયવાળા વિવસન, અહ્રીક વગેરે શબ્દોનો પ્રયોગ કરે છે તે દર્શનશાસ્ત્રના અભ્યાસીને સુવિદિત છે અને એ હકીકત પ્રતિહાસશાસ્ત્રીને પણ અજ્ઞાન ન હોય.

હેતુબિન્દુતર્કટીકા[19]મા એક સ્થળે નહિ પણ અનેક સ્થળે જૈનમતનું પ્રતિવિધાન કરવામા આવ્યું છે ને તેમા ક્ષપણક અને અહ્રીક શબ્દનો પ્રયોગ વારંવાર કરવામ આવ્યો છે.

સ્યાદ્વાદરત્નાકરમા[20] તેના પ્રણેતા શ્વેતામ્બરાચાર્ય શ્રીમાન્ વાદિદેવસૂરીએ દિગંબર સંપ્રદાયનું પ્રતિવિધાન કરતા પણ 'અહ્રીક' શબ્દનો પ્રયોગ કરેલો છે.

આ રીતે એક સ્થળે નહિ પણ અનેક સ્થળે 'અહ્રીક' શબ્દ કોઇના વિશેષ નામ માટે નથી વપરાયો પણ માત્ર જૈનદર્શનની દિગંબરશાખાના દ્યોતક તરીકે જ એનો પ્રયોગ થએલો છે.

'સુમતિ' નો પરિચય આપતા પ્રસ્તાવનાના લેખક એમનાથી અજાણ્યા જેવા દેખાય છે. 'સુમતિ' એ દિગંબરાચાર્ય છે, એ તો સમીક્ષાકાર કમલશીલ પોતે જ જણાવે છે. સમીક્ષા તો એવાની જ થાય છે કે જે સુપ્રસિદ્ધ હોય; ખૂણે ખોચરે પડેલાનું તો કોઇ નામ પણ લેતું નથી. જૈનની બન્ને શાખાના અભ્યાસીને તો 'સુમતિ' નું નામ અજાણ્યું નથી. દિગંબર સાહિત્યના વિવેચક વિદ્વાન્ પંડિત નાથુરામજી જણાવે[21] છે કે 'સુમતિસપ્તક' અને 'સન્મતિવિવરણ' એ બે ગ્રંથના પ્રણેતા 'સુમતિ' નામે એક જૈન-આચાર્ય થએલા છે જેમનો ઉલ્લેખ શ્રવણબેલગોલાની મલ્લિષેણપ્રશસ્તિમા નીચે પ્રમાણે છેઃ

"सुमतिदेवममुं स्तुत येन वः सुमतिसप्तकमाप्ततया कृतम् ।
परिहृतापदतत्त्वपदार्थिनां सुमतिकोटिविवर्ति भवार्तिहृत्" ॥

---

૧૯ "क्षपणक-जैमिनीया अनेकान्तमुद्रार्थयन्त आहुः"
(હેતુબિંદુતર્કટીકા પૃ૦ ૯૫ અ)

"अह्रीकादिभिः संख्यादिभेदाद् भेद इष्यते"–(હેતુબિંદુતર્કટીકા પૃ૦ ૧૦૦ અ)

"न कूटस्थनित्यतया नित्यं द्रव्यमह्रीकैरिष्यते"–
(હેતુબિંદુતર્કટીકા પૃ૦ ૧૦૧ અ)

૨૦ "अह्रीकस्यास्य प्रलपितम्"–(સ્યાદ્વાદરત્નાકર પૃ૦ ૨૩૦ બીજી બાજુ) શ્વેતાંબરો દિગંબરમતનું પ્રતિવિધાન કરે છે ત્યારે આ 'અહ્રીક' ઉપરાંત • દિક્પટ, નગ્નાટ, ક્ષપાટ, દિગંબર વગેરે અનેક શબ્દોનો પ્રયોગ કરે છે.

૨૧ જૂઓ પં૦ નાથૂરામજી પ્રેમી સંપાદિત જૈનહિતૈષી–પત્રનો ભાગ પૃ૦ ૧૦૨ 'सिद्धसेनके सम्मतितर्कपर दिगम्बराचार्यकृत टीका' વાળો લેખ. બૃહટ્ટિપ્પનિકામા સન્મતિતર્કની ત્રણ ટીકાઓ જણાવેલી છેઃ એક મલ્લવાદિની, બીજી અભયદેવસૂરિની જે છપાય છે અને ત્રીજી અન્યકર્તૃક. કદાચ આ ત્રીજીના પ્રણેતા એ સુમતિસૂરિ હોય.

વાત ચલાવે છે; કેટલીક માહીતી તો યૌ. ને પોતાના ચાર મારફતે મળી છે; તે હંસક કહે તે પ્હેલાં જ પોતે જણાંવા દે છે. 'પરોડમાં વાહનોને અનુકૂળ પડે તે સમયે વાલુકાતીર્થથી યમુનાનદી ઉતરી[૪] સાથે ફક્ત છત્ર રાખી હાથીના ટોળાને વશ કરવા પૂરતા માણસો સાથે માર્ગમદની કેડીથી વત્સરાજ નાગવન ગયા. ત્યાં તીરવાં જેટલો સૂર્ય દેખાતાં, મદગન્ધીર પર્વત પ્હોચ્યા પ્હેલાં હાથીનુ ટોળું જોયું. ત્યાં કોઇક પગપાળાએ આવીને ખબર આપી કે ત્યાંથી એક કોશ દૂર મલ્લિકા અને સાલથી ઢંકાએલો નખ અને દાંત વિનાનો નીલ હાથી છે. તે માણસને બક્ષીસ આપી વત્સરાજે કહ્યું કે 'હસ્તિશિક્ષામાં નીલ કુવલયતંતુ નામનો હાથી કહ્યો છે.' 'તમે આ જૂથની સંભાળ રાખો. હું વીણા વડે તેને લઇ આવું છું.' રાજા સુન્દરપાટલ નામના અશ્વ ઉપર સવાર થઇ વીશ પગપાળા સાથે ઉપડયો. ત્યાં જઇ ઘોડા ઉપરથી ઉતરી રાજાએ વીણા હાથ ધરી. તેટલામાં પાછળથી સંકેતથી થતી હોય એમ કાકીયારી થઈ અને ત્યારપછી યુદ્ધ થયુ. વત્સરાજ શૌર્યથી લડયો, પણ બહુ ઘા વાગતાં સાંજે રાજા બેભાન થઇ ગયો. રાજાને વધારે ઇજા થાય તે પ્હેલાં પ્રદ્યોતનો અમાત્ય શાલંકાયન આવી તેને પાલખીમાં બેસાડી ઉજ્જયિની લઇ ગયો—ઇત્યાદિ માહીતી નાટકોચિત રીતે બન્નેના સંવાદમાંથી મળે છે. યાગન્ધરાયણ સર્વ વૃત્તાંત જાણી બહુ દુઃખી થાય છે. 'નીતઃ. સ્વામી સ્વામીને લઇ ગયા !' વત્સરાજ જેણે અત્યારસુધી પ્રદ્યોતની પરવા કરી ન હતી એને હવે તેના તરફ જોવુ કેટલુ વસમું થઇ પડશે ઇત્યાદિથી પોતાના સ્વામીને જીવન હવે કેટલું અસહ્ય થઇ પડયુ હશે એનો યા. વિચાર કરે છે. આ પ્રસંગે રક્ષાબંધન લઇ પ્રતિહારી પ્રવેશ કરે છે, 'આર્ય આ રાખડી !' હવે જ્યારે જરૂર ન રહી ત્યારે રાખડી આવી ! બનાવોની ઘટનામાં આ જાતની વિષમતા બતાવવાની આ કવિની શક્તિથી આપણે હવે પરિચિત થયા છીએ. પત્ર અને રક્ષાબંધન વત્સરાજને ત્વરાથી મોકલવાના હતાં. પત્ર આવ્યો, રાખડીને વણી મોકલતાં વિલંબ થયો. એની રાહ જોવાતી હતી એટલામાં વત્સરાજના પકડાઇ ગયાના ખબર મળ્યા ! હવે પ્રદ્યોતના કપટની ખબર આપવાનો કોઇ પણ હેતુ ન રહ્યો ! વત્સરાજના પકડાઇ ગયા પછી રક્ષાબંધન શા કામનું ? આ પ્રસંગે રાખડી આવે છે ! યૌ. ભાગ્યની આ વિષમતા વિચારે છે-એટલે પ્રતિહારીને જવાબ આપતો નથી. પ્રતિહારી ફરીથી કહે છે 'આર્ય આ રાખડી !' યૌ. શો જવાબ આપે ? ધીમે રહી કહે છેઃ 'વિજયા મુકો !' પ્રતિહારી રાજમાતાને કહેવાનો જવાબ માગે છે. યૌ. કહેવા જાય છેઃ 'વિજયા એ બીના આ પ્રમાણે છે.' પણ તે આગળ બોલી શકતો નથી એટલે પ્રતિહારી પૂછે છે 'એ શુ છે?' યૌ. 'આ' કહી ફરીથી પ્રયત્ન કરે છે. પ્રતિહારી ઉત્સુક થઇ કહે છે 'બોલો, બોલો, આર્ય બોલો !' યૌ.—'કહ્યા વિના છુટકો નથી. કહું ત્યારે એને. વિજયા ચિત્તને સ્થિર કર. (કાનમાં) આ પ્રમાણે' પ્રતિહારી જવાબમાં 'હં' એટલું જ કહે છે. યૌ.—'તું વિજયા છું' એમ કહી ધૈર્ય રાખવા કહે છે. વિજયા—'આ હું અભાગણી જાઉંછું,' કહી ચાલવા માંડે છે. યૌ. એને રોકી માતાજીને 'સ્વામી પકડાયા' એમ એકદમ વાત કહી દેવાની ના પાડે છે. 'स्नेहदुर्बलं मातृहृदयं रक्षयमे

---

૪. પ્રો. કેશવલાલ ધ્રુવે કલ્પેલો પાઠ. ભૌગોલિક દૃષ્ટિએ તે આવશ્યક છે. જુઓ પ્રધાનની પ્રતિજ્ઞા પૃ. ૧૪ આવૃત્તિ ૧.

પણ કપિલના મતની ૭૦ શ્લોક પ્રમાણવાળી એ સાંખ્યકારિકા હોય. એ કારિકાને '**हिरण्यसप्तति**'ના નામથી પણ ઓળખવામાં આવે છે.

વર્ધમાન તો જૈનોના અંતિમ તીર્થંકરનું સુપ્રસિદ્ધ નામ છે.

શાંતરક્ષિતે ઘણે સ્થળે પારસીક શબ્દનો પ્રયોગ કરેલો છે જે ફારસ (ઈરાન) દેશનો સૂચક છે. એ સંબંધે લખતાં એ ગ્રંથકાર જણાવે છે કે પારસીક લોકો માતૃવિવાહ કરવામાં કશો દોષ માનતા નથી તેમ આ વેદજડ વિપ્રો વેદના છતા દોષોને પણ સમજતા નથી. આ ઉપરથી એમ કળાય છે કે તે સમયે ઈરાની લોકોમાં માતૃવિવાહની પ્રથા પ્રસિદ્ધ હશે.

કમલશીલ ઉવેયક નામના મીમાંસકનો ઉલ્લેખ કરે છે. કદાચ આ ઉવેયક જ ઓમ્બેકના નામે પણ ઓળખાતો હોય. ષડ્દર્શનસમુચ્ચયની ટીકાના પ્રણેતા શ્રીગુણરત્નસૂરિ એ વિષે એક કારિકા આ પ્રમાણે ટાંકે છે:

" ओम्बेकः कारिकां वेत्ति तन्त्रं वेत्ति प्रभाकरः।
वामनस्तूभयं वेत्ति न किञ्चिदपि रेवणः " ॥[31]

સંસ્કૃત પ્રસ્તાવનામાં આરંભમાં બૌદ્ધધર્મનો પરિચય અને પ્રાચીનતાનું દિગ્દર્શન છે. શાંતરક્ષિત અને કમલશીલ વિષે તો અંગ્રેજીમાં સવિસ્તર લખાએલું હોવાથી તેને જોવાની ભલામણ કરેલી છે. ગ્રંથકારે પોતે જ ગ્રંથને ૨૬ વિષયમાં વહેંચેલો છે એથી તે દ્વારા સરળતાએ થાય એવો સવિસ્તર અનુક્રમ પણ આપેલો છે. પાછળ બહુ મહત્ત્વનાં અનેક પરિશિષ્ટો[32] મૂકેલાં છે. તેમાં તત્ત્વસંગ્રહમાં અને તેની પંજિકામાં જે જે ઉતારા આવેલા છે તેમાં કયો ઉતારો કોનો છે તે દર્શાવવા જે એક પરિશિષ્ટ અપાએલું છે તે એક જ આ વિદ્વાન સંપાદકની ન્યાયશાસ્ત્રનિષ્ણાતતા અને તદ્વિષયકબહુશ્રુતતાની ખાતરી આપે છે. છેલ્લું પરિશિષ્ટ ગ્રંથમાં આવેલા વિશેષ નામોનું છે. જે નામ જેટલી વાર જે પાને આવેલું છે તે તે રીતે જ પંક્તિપાનાવાર પરિશિષ્ટમાં દર્શાવેલું છે. એ પરિશિષ્ટ પણ બહુ મહત્ત્વનું છે. તદ્દન છેવટે શુદ્ધિપત્રક પણ આપેલું છે. સંપાદકે ગ્રંથને શુદ્ધ કરવામાં અને તેનું વિશિષ્ટ સંપાદન કરવામાં અથાગ પરિશ્રમ સેવેલો છે. કાચો પોચો પંડિત તો હેબતાઇ જાય એવો જ આ ગ્રંથ છે. સંપાદન શૈલી પ્રાચીન પદ્ધતિની છે છતાં પણ એમાં કેટલીક ઉપયોગી નવીનતા આવેલી છે. આ ઉપરાંત બીજી પણ નવીનતાઓ સંપાદનમાં આવવી જોઇએ એવો અમારો જાતિ અનુભવ છે તે અહીં જણાવવો આવશ્યક છે. ગ્રંથ પ્રકટ થાય અને જિજ્ઞાસુઓ-ને તે જોતાં જ ગ્રંથવિષયક કેટલીક સામાન્ય માહિતી મળી જાય અને અભ્યાસ કરતી

---

૩૧ ષડ્દર્શનસમુચ્ચય ઉપરની ગુણરત્નસૂરિની બૃહદ્‌વૃત્તિ પૃ૦ ૮ ભાવનગરની આવૃત્તિ.

૩૨ સંપાદકશ્રીએ ચાર પરિશિષ્ટો આપેલાં છે–મૂળ કારિકાઓનો અકારાદિ અનુક્રમ, મૂળ કારિકામાં આવેલાં પરકીય વચનોનો અકારાદિ અનુક્રમ, તત્ત્વસંગ્રહ પંજિકામાં અનૂદિત વચનોનો અકારાદિ અનુક્રમ અને તત્ત્વસંગ્રહમાં આવેલાં વિશેષ નામોનો અકારાદિ અનુક્રમ.

આ રીતે યૌગન્ધરાયણ પ્રતિજ્ઞા કરે છે; પ્રતિહારી રાજમાતાને ખબર આપવા જાય છે એટલામાં એક આશ્ચર્યકારક ઘટનાનું નિવેદન કરતો નિર્મુણ્ડક પ્રવેશ કરે છે. 'રાજાજીની શાંતિનિમિત્ત જમવા ભેગા થએલા બ્રાહ્મણોને જોઇ કોઇ એક ઉન્મત વેશધારી બ્રાહ્મણે મોટેથી હસીને કહ્યું 'ખાઓ છૂટથી ખાઓ! આ રાજકુળનો અભ્યુદય થવાનો છે.' એમ બોલતાની સાથે જ તે અદશ્ય થઇ ગયો. યૌ. 'ખરેખર આ શું સત્ય છે?' એક બ્રાહ્મણ પ્રવેશ કરી જણાવે છે, 'આ તેમણે પોતાનું પ્રયોજન પૂરૂં થતાં નાંખી દીધેલો વેશ! આનાથી પોતાનુ શરીર ઢાંકી ભગવાન દ્વૈપાયન આવ્યા હતા.' યૌ. 'એમ કે? દ્વૈપાયન આવ્યા હતા?' બ્રા. 'હાજી.' યૌ. 'તો લાવો જોઇએ.' બ્રા. 'આપ જુઓ.' યૌગન્ધરાયણ વસ્ત્રો લેતાં તેનુ રૂપ બદલાઇ જાય છે, તે જોઇ કહે છે. 'બસ હું સ્વામી સમીપ ચાલ્યો. આ જાણે મને ઉપદેશ આપવા જ તેમણે પાછળ મુકી દીધા.' યૌગન્ધરાયણ આના ઉપરથી સૂચન ગ્રહણ કરે છે કે તેને ઉન્મત્તકનો વેષ લઇ કામ કરવાનું છે. પ્રતિહારી આવી જણાવે છે 'રાજમાતા કહે છે મારા દીકરાને મળવા ઇચ્છું છું.' યૌ-'આવું છું' બ્રાહ્મણને શાન્તિગૃહમાં રાહ જોવાનું કહે છે. બ્રાહ્મણ જાય છે. યૌ. હંસકને વીસામો લેવાનું કહે છે. હંસક જાય છે. પોતે વિજયા સાથે રાજમાતાને મળવા જાય છે. 'લાકડાંને ઘસીએ તો એમાંથી અગ્નિ ઉત્પન્ન થાય, પૃથ્વીને ખોદીએ તો પાણી નીકળે! ઉત્સાહી પુરુષોને કશું અસાધ્ય નથી. માર્ગે શરૂ કરેલા સર્વ યત્નો ફળે છે.'

काष्ठादग्निर्जायते मथ्यमानात्
भूमिस्तोयं खन्यमाना ददाति ।
सोत्साहानां नास्त्यसाध्यं नराणां
मार्गारब्धाः सर्वयत्नाः फलन्ति ॥

પ્રથમ અંક પૂરો થાય છે. આ અંકમાં કવિ નાટકના કાર્યના પ્રેરક બળનો નિક્ષેપ કરે છે. પાણી પ્હેલાં પાળ બાંધવાના પ્રયત્નમાં યૌગન્ધરાયણ અમાત્ય નિષ્ફળ જાય છે. પણ રાજાએ અને રાજમાતાએ પોતાનામાં મુકેલી શ્રદ્ધા તેના ઉત્સાહને પ્રેરે છે; અને જે ઉત્સાહથી અંકની શરૂઆતમાં વત્સરાજને ખબર આપવા દૂતને મોકલવાની તૈયારી કરે છે તેટલા જ ઉત્સાહથી અંકને અન્તે યૌગન્ધરાયણ જતો દેખાય છે. અને એક ઉત્સાહના બિન્દુથી બીજા ઉત્સાહના બિન્દુ તરફ જતું આંદોલન હતાશતા, દૈન્ય, શરમ આદિ નીચેની સ્થિતિઓમાંથી પસાર થતું દેખાય છે; અને આ તે તે ભાવોના કેવલ વર્ણનદ્વારા નહિ પણ બનાવોની ઘટનામાંથી વ્યક્ત થતા ભાવોથી કવિ નિષ્પન્ન કરે છે.

બીજા અંકમાં જુદી જાતના વાતાવરણમાં પ્રવેશ થાય છે. પ્રધાનની પ્રતિજ્ઞાની કર્મભૂમિ ઉજ્જયિનીના રાજદરબારમાં બીજો અંક શરૂ થાય છે. કંચુકી આભીરકને મહાસેનની આજ્ઞાથી કાશિરાજના ઉપાધ્યાય આર્યજૈવન્તિનો અતિથિસત્કાર કરવા કહે છે. કંચુકી કહે છે 'હરહંમેશ આ પ્રમાણે રાજાઓનાં વાસવદત્તા માટે માગાં આવે છે. પણ મહાસેન કોઇને હા એ પાડતા નથી અને કોઇને ના એ પાડતા નથી.' કંચુકીને મહા-

ગ્રંથમાં મૂળ કે ટીકામાં જે જે ન્યાયો (કહેવતો) વપરાયા હોય તે બધાને તારવીને જુદા એક પરિશિષ્ટમાં જરૂર આપવા જોઇએ.

ગ્રંથમાં જ્યાં પ્રયોગસિદ્ધિ માટે જે વ્યાકરણ વગેરેનો ઉપયોગ થયો હોય ત્યાં વ્યાકરણનો સૂત્રાંક વગેરે આપવો જોઇએ.

ગ્રંથમાં ચર્ચાતા વિષયની સમાનકોટિની ચર્ચા પૂર્વવર્તી, પશ્ચાદ્વર્તી કે સમવર્તી જે જે ગ્રંથમાં મળી આવતી હોય તેનું તે તે સ્થળે યથોચિત દિગ્દર્શન કરાવવું એ આ સંશોધનના સમયમાં અતિઆવશ્યક છે. ઇત્યાદિ.

સંપાદનકર્મમાં સંશોધન ઉપરાંત ઉપર્યુક્ત જણાવેલી કેટલીક વિશેષતાઓ ઉમેરવાથી કેટલીક વાર ગ્રંથકાર કે ટીકાકારનો ઇતિહાસ સમજવો ઘણો સુલભ થઇ જાય છે. કેટલાક ગ્રંથકારો કે ટીકાકારો પોતાનો કશો પરિચય નથી આપતા હોતા ત્યાં તો આ વિશેષતાઓ ઉમેરવાથી પ્રસ્તાવનાનું અર્ધું કામ સરી જાય છે. અને અભ્યાસીનો માર્ગ સરળ થાય છે એ તો તદ્દન ચોકખી વાત છે.

તત્ત્વસંગ્રહ કે તેની પંજિકા જે ગ્રંથને સામે રાખીને લખવામાં આવી હશે તેવા ગ્રંથો આજે ભલે ઓછા ઉપલબ્ધ હોય પણ તે બન્ને ઉપરથી જે જે ગ્રંથો લખાયા છે તેમાના તો આજે ઘણા ગ્રંથો સુલભ છે અને મુદ્રિત પણ છે. સિદ્ધિવિનિશ્ચયટીકા, ન્યાયકુમુદચંદ્રોદય, પ્રમેયકમલમાર્તંડ, સમ્મતિતર્કની ટીકા, ન્યાયવિનિશ્ચયટીકા વગેરે જૈન ગ્રંથો તો અમારી જાણમાં છે. સમ્મતિતર્કની ટીકામાં અમે એવા અનેક[૩૪] પ્રકરણો જોયાં છે જે આબાદ તત્ત્વસંગ્રહ પંજિકાના પ્રતિબિંબરૂપ છે. સમ્મતિટીકાકારે પંજિકાનું કોઇ વિષયને લગતું પૂર્વપક્ષ કે ઉત્તરપક્ષનું લખાણ પોતાની ટીકામાં જ્યા જ્યા ઉચિત લાગ્યું ત્યા ત્યાં બરાબર ગોઠવી દીધું છે. આથી કોઇ એમ તો ન જ સમજે કે,આ રીત તો કવિચોર જેવી થઇ. કારણ કે, બીજા બીજા મતના પૂર્વપક્ષો સમજાવવા માટે પોતાના મનઘડંત પૂર્વપક્ષો કલ્પવા તે કરતાં તેજ મતના પ્રામાણિક ગ્રંથકારોના અક્ષરશઃ ઉતારા આપવા એ વધારે ન્યાયવાળી વાત છે. તે માટે દરેક મૂળકાર કે ટીકાકાર બીજા ગ્રંથના ઉતારા લે છે એ સનાતન રીત છે, શાંતરક્ષિતે પણ મૂળમાં શ્લોકવાર્તિક, ન્યાયવાર્તિક, ભામહ, અને ભર્તૃહરિ વગેરેનો જે ઉપયોગ કરેલો છે તે સમ્મતિના ટીકાકાર અભયદેવે કરેલા તત્ત્વસંગ્રહપંજિકાના ઉપયોગની બરાબર સરખો છે.

અમે સમ્મતિના સંસ્કરણમાં તત્ત્વસંગ્રહ ઉપરાંત બીજા અનેક ગ્રંથોને સામે રાખીએ છીએ તેથી કેટલીકવાર અમને ઘણી સુગમતા થઈ પડી છે,લિપિભ્રમ વગેરે દોષો ઘણા ઓછા થવા પામ્યા છે અને અનેક ચર્ચાઓનો સ્ફોટ પણ થઇ ગયો છે.

અમે તો માનીએ છીએ કે સંપાદકની સામે સમ્મતિ ટીકાનું લિખિત સંપૂર્ણ પુસ્તક હોત તો તત્ત્વસંગ્રહના આ સંસ્કરણમાં જરૂર કોઇ નવીનતા આવત જ આવત અને

---

૩૪ જૂઓ સમ્મતિતર્ક ટીકા પૃ૦ ૧૭૩ થી ૨૩૨, પૃ. ૨૯૬ થી ૩૦૬, પૃ. ૩૮૦ થી ૩૮૫.

માગણી કરે છે. રાજા કહે છે હવે પરણવા લાયક થઇ છે એટલે એનો પતિ જ એનો આચાર્ય થશે. રાણીને પોતાની દીકરીને પારકા ઘેર મોકલવાનો પ્રસંગ આવ્યો એ જાણી દુઃખ થાય છે. રાજા કહે છે 'પ્હેલાં રોજ પરણાવો કહી મને પજવતાં અને હવે કેમ સંતાપ પામો છો?' રાણીને લગ્ન અભિપ્રેત છે, વિયોગ સાલે છે. સગાઇ સંબંધી વાત ચાલે છે, હજી સગાઇ સંબંધી નિર્ણય થયો નથી એ જાણી દેવી કહે છે 'હજી એ નિશ્ચય કર્યો નથી!' રાજા માતાના હૃદયની સ્થિતિ પારખી કહે છે

अदत्तेत्यागता लज्जा दत्तेति व्यथितं मनः ।
धर्मस्नेहान्तरे न्यस्ता दुःखिताः खलु मातरः ॥

સંબંધ નથી કર્યો એથી લાજ આવે છે, સંબંધ કરવાથી મન વ્યથા પામે છે! ધર્મ અને સ્નેહની વચ્ચે મુકાએલી માતાઓ ખરેખર દુઃખિત થાય છે.' રાજા કહે છે કાશિરાજનો દૂત આવ્યો છે. રાણી રડે છે, કાંઇ જવાબ આપતી નથી. રાજા સંબંધયોગ્ય અનેક રાજાઓનાં નામ ગણાવે છે, 'મગધ દેશનો રાજા, કાશિરાજ, બંગાળનો રાજા, સૌરાષ્ટ્રનો રાજા, મિથિલાનો રાજા, શૂરસેનોનો રાજા. આ બધા વિવિધગુણોથી મને લોભાવે છે; પણ એમાંથી તને કયો રાજા લાયક લાગે છે? कस्ते वैतेषां पात्रतां याति राजा' કંચુકી પ્રવેશ કરી કહે છે 'વત્સરાજ.' આ ઉચિત પતાકાસ્થાનથી કવિ ભાવી વસ્તુનું સૂચન કરી દે છે. (આ કવિ કેટલી કુશળતાથી પતાકાસ્થાનકનો ઉપયોગ કરે છે એ આ પ્હેલાં અનેક વાર આપણે જોયું છે.) રાજા ચીડાઇને પૂછે છે 'વત્સરાજનું શું?' કંચુકી માફી માગે છે, શુભ સમાચાર આપવાના હતા એટલે આચારભંગ થઇ ગયો. રાજદરબારનું કામ છે જાણી રાણી જવા માંડે છે. શુભ સમાચાર સાંભળવાના છે એટલે રાજા એને બેસાડે છે. કંચુકી ખબર આપે છેઃ 'શાલંકાયને વત્સરાજને પકડયો છે.' રાજાને ખુબ હર્ષ થાય છે, અને વાત એના માન્યામાં પણ નથી આવતી. અને અનેક રીતે એનો એ પ્રશ્ન પૂછી ખાતરી કરે છે. 'શું યૌગન્ધરાયણ મરી ગયો?' કં—'ના તે કૌશામ્બીમાં છે.' 'યૌગન્ધરાયણ જીવતો હોય' તો વત્સરાજ પકડાય જ નહિ,' રાજા એ વાત માનતો નથી. કંચુકી કહે છે. 'હું વૃદ્ધ છું, બ્રાહ્મણ છું, અને મહાસેનની સમીપ પૂર્વે કદી પણ જૂઠું બોલ્યો નથી.' રાજા માને છે. કંચુકી કહે છે. 'વેગવાળા ગધેડાના રથથી વત્સરાજને આગળ કરી અમાત્ય પોતે જ આવ્યા છે.' રાજાને શાન્તિ થાય છે. 'ત્યારે એ પકડાયો. હવે અક્ષૌહિણી બખ્તર મુકી નિરાંતે આરામ લે! આજથી છાનાં દૂત મોકલતા રાજાઓ નિર્ભય થઇ રહેશે. ટુંકામાં આજે જ હું મહાસેન છું.' રાણી જે દીકરીના લગ્નનો વિચાર કરતી હતી તે પૂછે છે 'શું અમાત્ય તેને લઇ આવ્યા?' રા—'હા.' રાણી-'તો એના કારણથી બીજા કોઇને વાસવદત્તા નહિ આપીએ.'[૫] રાજા-' એ મારો યુદ્ધમાં જીતેલો શત્રુ છે. બાદરાયણ! શાલંકાયન કયાં છે?' કં-'ભદ્દદાર આગળ છે.' મહાસેનના મનમાં મુખ્ય બાબત તો વત્સરાજને કબજે કરવો એ જ છે, એ પુત્રીને લાયક વર છે એ ગૌણ છે. હવે એ પકડાયો છે એટલે એનો યોગ્ય સત્કાર કરી તેને રીઝવવા પ્રયત્ન કરશે. કંચુકી દ્વારા અમાત્ય ભરતરોહકને આજ્ઞા

૫. મૂળમાં 'दिस्सामो' છે; અર્થ दास्यामः થાય दिस्सामः નહિ.

| | | |
|---|---|---|
| तस्माद्यतो यतोऽर्थो नाव्यावृत्तस्तन्निबन्धना जाति भेदाः प्रकल्पन्ते तद्विशेषावगाहिन इति, (ગદ્ય ભાગ છે) પૃ. ૫૦૧ | तस्माद्यतो यतोऽर्थानां व्यावृत्तिस्तन्निबन्धनाः। જૂઓ શ્લોકવાર્તિકની जातिभेदाः प्रकल्प्यन्ते પાર્થસારથિની વ્યાખ્યા तद्विशेषावगाहिनः ॥ (પદ્ય છે) પૃ. ૫૭૮ | ૨૪૩ |

પંજિકામાં અને પરિશિષ્ટમાં જ્યાં જ્યાં 'उद्‌घोतकर' શબ્દ આવેલો છે ત્યાં બધે **उद्‌घोतकर** મૂકવાને બદલે **उद्योतकर** મૂકેલો છે.

**संवृति** શબ્દ ઉપરથી થતું **संवृत्या** રૂપ જોઇએ તેને બદલે **संवृघ्या** ( પૃ૦ ૩૩૫ પંજિકા, પૃ૦ ૩૫૮ મૂળ ) રૂપ રહી ગયું છે.

સંપાદકશ્રીએ બાદ્ધધર્મના કેટલાક પારિભાષિક શબ્દોને સમજાવવાનો પ્રયત્ન પ્રસ્તાવનામાં કરેલો છે જે અભિનન્દનીય છે. પરન્તુ જેમ તેમણે બીજાં અનેક પરિશિષ્ટો આપ્યાં તેમ તત્ત્વસંગ્રહમાં આવેલાં સ્થળોનાં નામનું તથા પદાર્થોનાં નામનુ પણ એક પરિશિષ્ટ આપ્યું હોત તો ઘણું યોગ્ય થાત. એ પરિશિષ્ટ એમને જરાપણ વિશેષ શ્રમ ન જ આપત.

પ્રસ્તુત ગ્રંથ પ્રસિદ્ધ કરવા બદલ નામદાર ગાયકવાડ સરકારની એ ગ્રંથમાળાને અમારાં અભિનંદન છે, અને વધારે ધન્યવાદ તો એના સંપાદક મહાશય એંબર કૃષ્ણમાચાર્યશ્રીને છે, કે જેઓએ અત્યંત ગવેષણ મનન, અને સ્થિરતાથી આ ગ્રંથના ઉદ્ધાર માટે અથાગ પરિશ્રમ સેવેલો છે. અમને પણ એમણે અમારા સંસ્કરણમાં ઉપયોગી થવા માટે તત્ત્વસંગ્રહના ફરમા મોકલી આપેલા તે બદલ અમે એમના ઋણી છીએ. છેવટે આવા આવા અનેક ગ્રંથરત્નોને એ ગ્રંથમાળાહસ્તક એ સંપાદકશ્રી પ્રકાશમાં આણે એ જ એક ઇચ્છા રાખીને વિરમીએ છીએ.

એને પકડી લાવ્યા પછી હું મધ્યસ્થ છુ પણ યુદ્ધના શ્રમથી તે પીડાય છે એ સાંભળી મને શકા થાય છે.

पूर्वं तावद् वैरमस्यावलेपाद्
आनीतेऽस्मिन् स्यात् तु मध्यस्थता मे ।
युद्धक्लिष्टं संशयस्थं विपन्नं
श्रुत्वा त्वेन संशयं चिन्तयामि ॥'

આ અકમા પ્રથમ અકના કાર્યનું પ્રયોજન સમજાય છે પ્રદ્યોત મહાસેને પોતાની આણ આખા દેશ ઉપર ફેલાવી હતી ફક્ત એક નાનકડા રાજ્યનો રાજા વત્સરાજ એને નમતું ન્હોતો આપતો તેને યુદ્ધમા જીતવો કઠણ હતો પણ તેને કોઇ પણ રીતે જિત્યા વિના મહાસેનને ચેન પડતુ ન હતું એ આ અકમા એ પ્રવેશ કરતા જે બોલે છે તે ઉપરથી તેમ જ બીજી ઉક્તિઓથી સમજાય છે આથી ભરતરોહક નામના અમાત્યે વત્સ રાજને કપટથી પકડવાની યુક્તિ બતાવી, અને તે ફળી મહાસેનને સતોષ થયો આ સાથે મ્હાસેનની બીજી એક ચિન્તા પણ આ અકમા જણાય છે. તેની પુત્રી વાસવદત્તા ઉમ્મર લાયક થઇ છે અને તેને માટે યોગ્ય વર મેળવવાની ચિન્તા છે અનેક રાજાઓએ તેનુ માગુ કર્યું છે પણ મહાસેનની મહત્ત્વાકાક્ષા કોઇનાથી સતોષ પામતી નથી વત્સરાજ દરેક રીતે લાયક છે પણ તેને કુલનું, રૂપનુ, અને વિદ્યાનુ અભિમાન છે, અને પ્રજાનો પ્રેમ અને કુશળ અમાત્યોની વફાદારી તેને પ્રબળ પ્રતિસ્પર્ધી બનાવે છે વત્સરાજ પકડાઇને આવે છે એટલે આ ચિન્તા પણ દૂર થવાનો સભવ દેખાય છે વત્સરાજ કબજામાં આવ્યો એટલે રાજ્યનો પ્રતિસ્પર્ધી દૂર થયો, અને હમેશા સજ્જ રહેતી અક્ષૌહિણી સેનાને આરામ લેવાનો પ્રસગ આવ્યો હવે મહાસેન પોતે કહે છે તેમ વેર શમી ગયુ છે મહાસેન વત્સ-રાજની બરાબર બરદાશ કરવાનો આદેશ આપે છે, તેને દરેક રીતે પ્રસન્ન કરવાનો, આ 'अन्तर्गतामर्ष इह' નો અમર્ષ શાન્ત કરવાનો પ્રયત્ન કરવા આજ્ઞા આપે છે અને જો કે અંકના અંતે 'વાસવદત્તા હજી નાની છે, માટે ઉતાવળની જરૂર નથી,' એ રીતે સગાઇના પ્રશ્નનો નીકાલ થતો નથી છતા માતાનુ મન વત્સરાજ ઉપર જ ચોંટયુ છે એ સ્પષ્ટ છે રાજાનુ પોતાનુ મન આ બાબતમા કેવુ છે તે કવિએ સ્પષ્ટ કર્યું નથી અને સ્પષ્ટ કરી શકાય એવુ પણ નથી વૈર શમી ગયુ છે, વત્સરાજના ઘાયલ શરીરની એને ચિન્તા થાય છે, અને તેને સાજો કરવા પોતે દરેક પ્રયત્ન પણ કરે છે પણ કેદી શત્રુ સાથે પુત્રીના લગ્ન કેવી રીતે થાય એ પ્રશ્ન તો હજી એના મનમા ઉદ્ભવ્યો નહિ જ હોય

પણ કવિએ કાર્યની દૃષ્ટિએ એની ગોઠવણ કરી દીધી છે વાસવદત્તાને વીણા શીખવાનો શોખ લાગ્યો છે, વત્સરાજની ઘોષવતી વીણાને પુનો લાયક ન હોવાથી તે લાડકી પુત્રીને જ અપાય છે અને એ રીતે એના શોખને ખૂબ ઉત્તેજન મળે છે રાણી જ્યારે વીણા શીખવવા આચાર્યની માગણી કર છે ત્યારે રાજા કહે છે એનો પતિ જ એને શીખવશે આ બધી પરિસ્થિતિ વાસવદત્તા અને વત્સરાજના સયોગને અનુકૂળ છે પણ મહાસેને આ બધું સાભિપ્રાય કર્યું છે એમ માનવાને કારણ નથી

તરીકે આવે છે અને એના કાર્યના ફળ રૂપે વાસવદત્તાનું હરણ થાય છે. પણ આ એ ઉલ્લેખ રૂપે જ છે, તખ્તા ઉપર આવતા એક બનાવ તરીકે નહિ. પ્રતિજ્ઞાયૌગંધરાયણ યૌગંધરાયણના ઉત્સાહના સ્થાયી ભાવને નિરૂપતું વીરરસ પ્રધાન નાટક છે.

સ્થાપના પછી યૌગંધરાયણ અને સાલક પ્રવેશ કરે છે. યૌ–'સાલક! તું તૈયાર છું? **सालक सज्जस्त्वम्**'. સા– 'હાજી'. યૌ–' રસ્તો મોટો છે?' સા–'એનાથી એ વધારે મોટા સ્નેહથી આર્યની સેવા કરું છું.' આ પ્રાથમિક વાતચીત ઉપરથી જ કાર્યના વેગના પડઘા પડે છે. યૌગન્ધરાયણ કોઇ અતિમહત્ત્વના અને જલદીથી કરવાના કાર્ય માટે તત્પર થએલો દેખાય છે. તે સાલકની વફાદારીથી ખાત્રી પામે છે કે સાલક કાર્ય કરી શકશે. 'કાલે સ્વામી વેણુવનથી ત્રણ ગહન દૂર નાગવન જવાના છે. તે પ્હેલાં તેમને મળવાનું છે.' જવાબમાં સાલક કહેછે કે કાગળ આપો એટલી જ વાર છે. યૌગન્ધરાયણ વિજયાને બોલાવી તેને લેખ અને રક્ષાબંધનનો દોરો લઇ આવવાનું કહે છે. વિજયા જાય છે. યૌ. સાલકને પૂછે છે કે તે પૂર્વે એ માર્ગેથી ગયો છે, સાલક કહે છે તેના વિષે પૂર્વે સાંભળ્યું છે એટલું જ. યૌ. એની બુદ્ધિમત્તા વખાણે છે અને પોતાના કાર્યનો વિચાર કરે છે. 'અમને ખબર મળ્યા છે કે પ્રદ્યોત જંગલી હાથીઓથી નીલ હસ્તીનું શરીર ઢંકાવી તે દ્વારા સ્વામીને- છેતરવા માગે છે. પણ સ્વામી ન ભુલે તો કેવું સારું! પ્રદ્યોત વત્સરાજથી કેટલો બ્હીએ છે! તેની અક્ષૌહણી સેનાની અશક્તિ દેખાઇ આવી.' મહાસેન પ્રદ્યોત સામે મોંખરે લડવાને બદલે આ રીતે વત્સરાજને કપટથી પકડવા માંગે છે એ એના લશ્કરની અશક્તિ અને વત્સરાજનું અદ્વિતીય શૌર્ય સૂચવે છે. વિજયા લેખ લઇને આવે છે, રાખડી હજી વહુઆરૂના હાથે વણાઇ તૈયાર થઇ નથી. યૌ. વિજયાને રાજમાતાને એકાદ દોરો પણ જલદી મોકલવાનું કહેછે. ત્યાં નિર્મુણ્ડક આવી ખબર આપે છે કે વત્સરાજની પાસે રહેતો હંસક આવ્યો છે. એ ખબર સાંભળી યૌ. સાલકને ઘડીભર થોભવાનું કહે છે. તેને ત્વરાથી જવાનું છે કે ધીમે ધીમે તે હંસક પાસેની ખબર સાંભળ્યા પછી નક્કી થશે. હંસકને દાખલ કરવાનું નિર્મુણ્ડકને કહે છે. હંસક હંમેશા વત્સરાજની સાથે જ રહે છે. તેને એકલો આવેલો જોઇ યૌ. ને ઉદ્વેગ થાય છે. હંસક આવે છે, અને 'સુખી છો આર્ય?' એ આચાર પ્રમાણે પ્રશ્ન પૂછે છે. જવાબમાં યૌ. પૂછે છે, 'હંસક સ્વામી નાગવન તો નથી ગયા ને!' યૌ. ના આચાર પ્રમાણે ઉત્તરને બદલે આ સવાલથી તેના ચિત્તનું ઔત્સુક્ય સૂચવાય છે. હંસક કહે છે, 'આર્ય! ગયકાલે જ સ્વામી ગયા!' બસ થઇ રહ્યું. યૌ. ની કાર્યતત્પરતા અને શીઘ્રતા નકામાં થયાં. યૌ.–'પાછળ કોઇને મોકલવું નકામું છે. અમે છેતરાયા. હવે કાંઇ આશા છે કે આજે જ મારે પ્રાણત્યાગ કરવા?' યૌ. અનુમાન કરી લે છે કે વત્સરાજ નાગવન ગયા હશે અને એ વીર પુરુષ લડતાં મરાયો હશે. હંસક ખબર આપે છે 'વત્સરાજ જીવે છે, પણ પકડાયા છે.' યૌગન્ધરાયણ આવેશથી પૂછે છે 'પ્રસંગ ન હોય ત્યારે ડાહ્યલો રુમણ્વાન [બીજો પ્રધાન] એ વખતે ક્યાં હતો? અને ઘોડેસ્વારોની ટુકડી ક્યાં ગઇ હતી?' હં. કહે છે 'જો સ્વામી સમગ્ર સૈન્ય સાથે ગયા હોત તો આ સ્થિતિ ન થાત.' યૌ. તેનું કારણ પૂછે છે. હંસક કહેવા જાય છે. પણ યૌ. ને મનનો વેગ શાંત પડતાં સમજાય છે કે હંસક બહુ દૂરથી આવે છે, એટલે થાકી ગયો હશે અને તેથી તેને બેસવાનું કહે છે. હંસક બેસીને

થી ખટપટ કરે છે અને તેનું શું પરિણામ આવ્યું છે તેના સૂચક તરીકે. પ્રો. કેશવલાલ ધ્રુવ આવો દ્વિ–અર્થ સ્વીકારતા નથી. 'આ શિવાલયના સંવાદમાં પેટભરૂ બ્રહ્મચારીના વેષ અને ભાષણથી, ઘેલાની ઘેલછાથી, અને જતિના દંભથી કવિએ મધ્યમ કોટિનો હાસ્ય રસ જમાવ્યો છે' (પૃ. ૭૬). આ અભિપ્રાય યોગ્ય છે. વાર્તાલાપના બધા શબ્દોમાંથી બે અર્થો કાઢવા એ કઢંગુ લાગે છે. છતાં હાસ્યની સાથે અમુક અમુક સ્થળે સંજ્ઞાઓ છે એમ સ્પષ્ટ દેખાય છે: જેમકે ગાંડાની ઉક્તિ–' મને કોણુ કોણુ બાધે? મોદકો મારૂં રક્ષણ કરે છે;–ખાસ વેષથી વિભૂષિત થએલા, મને ખુશી કરવા આવેલા, રાજગૃહમાં મૂલ્ય જેમને મળ્યું છે એવા. સમયના કારણથી મુહૂર્ત આવે ત્યાં સુધી દુર્લક્ષ!' આમાં પોતાના માણસો ભિન્ન ભિન્ન વેષે રાજદરબારમાં રહી ગયા છે, અને મુહૂર્તની–કામ કરવાની ક્ષણની રાહ જોઇ બેઠા છે એવો સ્પષ્ટ ઉલ્લેખ દેખાય છે. તેમ જ આગળ જઇ ગાંડો કહે છે 'ઇન્દ્ર બંધાય છે.'[૬] એમા એ રાજા હજી બંધનમાં છે એવો સ્પષ્ટ ઉલ્લેખ છે; અને છેવટે વિદૂષક એમ કહે છે કે 'સવારમાંએ આ સ્થળ શૂન્ય હોય છે, અને અત્યારે બપોર છે.' એનું તાત્પર્ય તો તદ્દન સ્પષ્ટ છે. એટલે કે આ પ્રસંગ મુકવામાં કવિનું પ્રયોજન ઘડીભર હાસ્ય જમાવવો અને સાથે સાથે સરળતાથી પરિસ્થિતિનું સૂચન અમુક અમુક શબ્દોથી કરી દેવું એ હોય એમ લાગે છે.

યૌગન્ધરાયણ વિદૂષકને પૂછે છે 'વસન્તક સ્વામીને મળ્યો!' વિ—'હા તેમને મળ્યો.' યૌગન્ધરાયણની બધી તૈયારીઓ થઇ ગઇ છે. હવે ફક્ત વત્સરાજને બધી ગોઠવણની ખબર પ્હોંચાડવાની છે. સ્વામીને વસન્તક મળી આવ્યો છે એટલે યૌગન્ધરાયણ સમજે છે હવે દુઃખની 'રાત પૂરી થઇ ગઇ છે. દિવસની રાહ જોઇએ છીએ.' રુમ્ણ્વાન અનુમતિ આપે છે. યૌગન્ધરાયણ વસન્તકને ફરીથી પ્રશ્ન પૂછે છે 'સ્વામી સાથે વાત કરી કે?' વિદૂષક હા પાડે છે અને કહે છે કે રાજાએ એને બહુ વાર રોક્યો; અને ચૌદશનું સ્નાન કરી દેવપૂજા કરી તે સમયે પણ પોતે હાજર હતો. વત્સરાજે પ્રણામ માત્રથી દેવપૂજા કરી એ જાણી યૌગન્ધરાયણ પૂર્વ સ્થિતિને યાદ કરી દુઃખી થાય છે;

---

૬ શૂન્ય દેવકુલમા ભટકતા ઉન્મત્તક વેષધારી યૌગંધરાયણની સાથે જૈન કાલકાચાર્યની કથાનો એક પ્રસંગ સરખાવવા જેવો છે. ઉજ્જયિનીના ગર્દભિલ્લ રાજાએ કાલકાચાર્યની યુવાન બ્હેન રૂપવતીને બલાત્કારથી પોતાના ઝનાનામાં નાખી છે. તેની અને સંઘની વિનન્તીને રાજા માન આપતો નથી એટલે કાલકાચાર્ય 'ગર્દભિલ્લ રાજાને રાજ્યથી ઉખેડી નાંખવાની' પ્રતિજ્ઞા કરે છે. કાલકાચાર્ય આ પ્રયોજન માટે ઉન્મત્તનો ગાંડાનો–कयगेण उम्मत्तलीमूतो–વેષ લેછે, અને નગરની શેરીઓમાં અને ચોકમાં ગાંડાની માફક બકવાદ કરતો ફરે છે, આમાં એ બે અર્થો છે તેમાં છેવટે કહે છે 'जति सुत्ते देयकुलं वसामि तो किमतःपरम જો હું શૂન્ય દેવકુલમાં વસુ તો ત્યાર પછી શું!' આ કથાનો જૂનામાં જૂનો અહેવાલ જૈન આગમ નિશીથસૂત્રની જિનદાસ ગણિત્તરની ચૂર્ણિમાં મળે છે. ઉપરના શબ્દો તેમાંથી જ છે. ચૂર્ણિનો સમય શક સંવત ૫૯૮ એટલે કે વિક્રમ સંવત ૭૩૩ મનાય છે.

માતાના સ્નેહદુર્બલ હૃદયને આઘાત ન પ્હોંચે એવી રીતે વાત કહેવી જોઇએ.' પછી યૌ. વાત કેવી રીતે જણાવવી તે પ્રતિહારીને જણાવે છે. પ્રતિહારી જાય છે. હંસક સાથે રોકાએલી વાતચીત શરૂ થાય છે. 'હંસક તું સ્વામી સાથે કેમ ન ગયો?' હંસક કહે છે પોતે જવા તૈયાર થયો પણ શાલંકાયને-પ્રદ્યોતના સેનાપતિએ-રોકયો અને કહ્યું 'જા આ ખબર કૌશામ્બીમાં જઇને જણાવ.' યૌ. વિચારે છે કે આમ કરવાનો હેતુ શો હશે? અનુસરણને (એટલે કે અનુસરણ કરનાર ને) નિરાશ કરવાનો હેતુ હશે કે વત્સરાજની પાસે કોઇ વફાદાર સેવકને ન રહેવા દેવો એ હશે?' હંસક કહે છે એ જ હેતુ છે. યૌ.-'એ પોતાને ગર્વથી વ્યક્ત કરે છે! અથવા પ્રયત્નની સિદ્ધિ થતાં બધું એ રમણીય લાગે!' પછી પૂછે છે કે 'સ્વામીએ મને ઉદ્દેશીને કાંઇ કહેવડાવ્યું છે.' હંસક કહે છે 'હા એમણે કહ્યું છે કે 'જા યૌગન્ધરાયણને મળ.' યૌ.-'એમ હોય નહિ! બધા સચિવોને ટાળી એકલા યૌગન્ધરાયણને મળજે એમ કહ્યું?' હં.-'હા એમ જ.' આ રીતે રાજાએ કરેલા સત્કારથી યૌ. નું રાજભક્ત હૃદય પોતાનો તિરસ્કાર કરે છે: અને 'જેણે બદલામાં કાંઇ કર્યું નથી એવા યૌ. ને મળવા કહ્યું છે!' એમ ફરીથી પૂછે છે. હંસક હા પાડે છે. યૌ કહે છે 'તો રાજા મને કોઇપણ રીતે જોશે જ. બીજા વેશે શત્રુરાજાના નગરમાં, બંધનમાં, અથવા વનમાં અથવા જો મૃત્યુ પામશે તો પરલોકમાં જોશે. (અથવા) પોતે છતી ગયો છે એમ પોતાને કૃતકૃત્ય માનનાર તે રાજાને છેતરશે અથવા સ્વામી ફરીથી રાજ્ય પ્રાપ્ત કરી પોતાની પાસે મને જોશે.' રાજાએ સર્વ સચિવોમાંથી પોતાનો નિર્દેશ કરી જે અદ્વિતીય માન આપ્યું તેનો બદલો આપવા આ સ્વામીભક્ત અમાત્ય આ રીતે પોતાનો નિશ્ચય વ્યક્ત કરે છે એટલામાં નેપથ્યમાંથી હાહાકારનો ધ્વનિ આવે છે. અન્તઃપુરમાં વત્સરાજ કેદ થયાના સમાચાર પ્હોંચી ગયા! યૌ. 'સ્ત્રીઓ આ રીતે મન્ત્રીઓનું અસામર્થ્ય વર્ણવે છે *एतत् स्त्रीभिरसामर्थ्यं मन्त्रिणामनुवर्ण्यते।*' આ પ્રસંગ તેના નિશ્ચયમાં જુસ્સો ઉમેરે છે. પ્રતિહારી પ્રવેશ કરે છે અને રાજમાતાનો સંદેશો કહે છે: 'મિત્રો હોવા છતાં આવા વત્સરાજની આવી બીના બની! પ્રત્યુપાય તરીકે શું થઇ શકે એમ છે તેનો મિત્રો સાથે વિચાર કરો. તમે સંકટમાં વિષાદ પામો તેવા નથી, વિષમ સ્થિતિમાં વ્યાકુલ થાઓ તેવા નથી, છેતરાયા છતાં ગ્લાનિ પામો એવા નથી. તમે બુદ્ધિમાન્ છો અને લાડકવાયાંના પ્હેલાં મિત્ર અને પછી અમાત્ય છો. તો તમને જ પૂછવું છું કે દીકરા! મારા દીકરાને લાવશો?' રાજમાતાના આ રાજવંશોચિત ધૈર્યની યૌ. પ્રશંસા કરે છે. રાજમાતાએ પોતાના કરેલા સત્કારથી યૌ. નો જુસ્સો વધે છે. વિજયા પાસે પાણી મંગાવે છે. વિજયા પાણી લાવે છે, તેનું આચમન કરી યૌ. પૂછે છે 'રાજમાતા શું કહે છે?' વિજયા-'દીકરા! મારા દીકરાને લાવશો?' યૌ. હંસકને પૂછે છે.' હંસક સ્વામીએ શું કહ્યું છે?' હંસક-'યૌગન્ધરાયણને મળ.' યૌગન્ધરાયણ પ્રતિજ્ઞા કરે છે 'વિજયા! રાહુથી ચંદ્રમાની જેમ શત્રુથી ગ્રસ્ત થએલા રાજાને જો હું ન છોડાવું તો હું યૌગન્ધરાયણ નહિ!

यदि शत्रुबलग्रस्तो राहुणा• चंद्रमा इव।
मोचयामि न राजानं नास्मि यौगन्धरायणः॥

સ્વામીને અભિલાષ તો ઉત્પન્ન નથી થયો ને ?' વિદૂષક કહે છે 'અનર્થો સામટા આવે છે એ આનું નામ !' આ ખબરથી યૌગન્ધરાયણને સખત આઘાત પ્હોંચે એ સ્વાભાવિક છે. રુમણ્વાનને કહે છે. 'મિત્ર આત્મા દૃઢ કર ! આજ વેષે ધરડા થવાનું હવે !' વિદૂષક એની મર્માળી વાણીમાં વધારે ખબર આપે છે. વત્સરાજે યૌગન્ધરાયણને કહેવડાવ્યું છે કે 'પોતે વાસવદત્તાના પ્રેમમાં પડયો છે તેનું કરણ પોતે કામપ્રધાન છે એમ નહિ પણ પ્રદ્યોતનું કંઇ વિશેષ અપમાન કરવું એ છે.' પણ કોઇ આ હસવા જેવી વાત શેની જ માને ? 'રાજા અયોગ્ય સ્થળમાં અને કાળમાં સ્ત્રીમાં મુગ્ધ થયા !' વિદૂષક તો કહે છે કે કરવાનું કર્યું, 'હવે એને મુકીને જાઇએ !' વિદૂષકનું રાજા વિષેનું સર્વ માન ચાલી ગયુ હોય એમ એની વાતચીતની રીત ઉપરથી જણાય છે; તેને માટે એકે માનસૂચક શબ્દનો પણ ઉપયોગ કરતો નથી. પણ યૌગન્ધરાયણ તેની આ શિથિલતા માટે ઠપકો આપે છે, એટલે એ પણ એના એ જ વેષે ધરડા થવાનું સ્વીકારે છે. યૌ–' તે જ સ્તુત્ય છે !' વિ–' જો લોકો જાણે તો સ્તુત્ય ખરૂ !' યૌ–' આપણે લોકો સાથે કામ નથી ! સ્વામીનું પ્રિય કરવા આ પ્રયત્ન આદર્યો છે !' વિ–' તેને પણ કદર નથીને' યૌ–' વખત આવે કરશે !' વિ–' એ કાળ હવે ક્યારે આવશે ?' યૌ–' જ્યારે આ આરમ્ભની સિદ્ધિ થશે ત્યારે !' વિદૂષક ચીડાઇને કહે છે 'તો તમે એવા હો તો રાજાને કેદમાંથી અને રાજપુત્રીને અંતઃપુરમાંથી એમ બન્નેને છોડાવો !' રુમણ્વાન પણ કહે છે 'આ બાબતનો આપે વિચાર કરવો જોઇએ.' આ જાતની વાતચીતથી કાર્યભંગથી નિરુત્સાહ થએલો યૌગન્ધરાયણ આવેશમાં આવી બીજી પ્રતિજ્ઞા કરે છે. યૌ–' બન્ને એમ ? વાહ ! આ બીજી પ્રતિજ્ઞા ! અર્જુન જેમ સુભદ્રાનું હરણ કરી ગયો, હાથી જેમ કમળની વેલને ખેંચી જાય છે તેમ જો રાજા તેને ન હરે તો હું યૌગન્ધરાયણ નહિ ! વળી જો હું તેણીને અને તેને–તે દીર્ઘનેણીને અને તે રાજાને–ન લઇ આવુ તો હું યૌગન્ધરાયણ નહિ ! उभयमिति । वादम् । इयं द्वितीया प्रतिज्ञा ।

> सुभद्रामिव गाण्डिवो नागः पद्मलतामिव ।
> यदि तां न हरेद् राजा नास्मि यौगन्धरायणः ॥

अपि च,

> यदि तां चैव तं चैव तां चैवायतलोचनाम् ।
> नाहरामि नृपं चैव नास्मि यौगन्धरायणः ॥'

સેનની આ વૃત્તિ સમજાતી નથી. છેવટે દૈવને અવલંબે છે. ' જેને માટે આ કન્યા નિયત થઇ હશે તેનું માગું આવતું નથી.' મહાસેન આવે છે તેનું વર્ણન કરીને કંચુકી જાય છે.

રાજા સપરિવાર પ્રવેશ કરે છે. મહાસેન પ્રદ્યોત કહે છે–' રાજાએ નોકર બની મારા ઘોડાની ખરીથી ઉડેલી રજ પોતાના મુકુટમાં ધારણ કરે છે. પણ મને સંતોષ નથી. શાથી કે હસ્તીવિદ્યાના જ્ઞાનનો અભિમાની ગુણશાલી વત્સરાજ મને નમતો નથી.' બધા રાજાઓ એને નમે છે, વત્સરાજ એનો નમતો નથી એ આ બલવાન રાજાના અસંતોષનું કારણ છે. આથી જ એણે કપટથી વત્સરાજને પકડવા ઉપક્રમ કર્યો હશે. રાજા કંચુકી બાદરાયણને બોલાવે છે અને પૂછે છે કે જૈવન્તિને ઉતારો આપ્યો ? કંચુકી કહે છે ઉતારો આપ્યો છે અને યોગ્ય સત્કાર કર્યો છે. રાજા કહે છે ઠીક કર્યું. પોતાની વિવાહયોગ્ય પુત્રી વિષે ચિન્તા કરે છે. ' હવે જો કોઇને કન્યાનો સંબંધ કરવા વિષે પૂછીએ છીએ તો બધાએ મારા ઉપર જ નાંખે છે. બાદરાયણ તારે કાંઈ કહેવું છે ? ' બાદરાયણ પોતાની પૂર્વ શંકાન્કોઇને ના એ નહિ અને હા એ નહિ–પૂછે છે. રાજા–'સાચી વાત છે. વરના ગુણો વિષે અતિલોભથી અને વાસવદત્તા માટે અતિસ્નેહથી નિશ્ચય નથી કરી શકતો.' પોતાને વરમાં શું શું જોઇએ તે જણાવે છે. કંચુકી કહે છે ' આટલા બધા ગુણો તો મહાસેન (એટલે કે રાજા પોતે) સિવાય બીજે કયાંઇ નથી.' રાજા કહે છે 'માટે જ વિચાર કરૂં છું. પુત્રીઓના આપવાના સમયે માતાઓને ખુબ દુઃખ થાય છે માટે રાણીને બોલાવો.' કંચુકી જાય છે. કાશિરાજનો દૂત આવવાથી રાજાને વત્સરાજને પકડવા મોકલેલો શાલંકાયન યાદ આવે છે. આ સ્મરણ મુકીને કવિએ માનસિક ઘટનાનો બહુ સુંદર ખ્યાલ આપ્યો છે, કાશિરાજનો દૂત વાસવદત્તાનું માગું કરવા આવ્યો છે, એથી મહાસેનને યોગ્ય વરનો વિચાર આવે છે, અને એમાંથી વત્સરાજ યાદ આવે છે અને એ ઉપરથી તેને પકડવા કરેલી પોતાની ખટપટ યાદ આવે છે. આ ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે મહાસેનના મનમાં એમ છે કે વત્સરાજ એ યોગ્ય વર છે. આ વિચાર તેના મનમાં સ્પષ્ટ રૂપે છે કે અસ્પષ્ટ સંસ્કાર રૂપે છે એ કહેવું કઠિન છે. વત્સરાજને પકડવા ખટપટ કરી છે તેનો જો કે પ્રધાન હેતુ તો એને દબાવવો એ છે; વત્સરાજને પોતાની વિદ્યાનુ અભિમાન છે એ વાત મહાસેનને વધારે ચીડવે છે. માટે એને કોઈ પણ રીતે પકડવો. પણ સાથે સાથે મનમાં એમ પણ હશે કે વાસવદત્તા દ્વારા એની જોડે સંબંધ થાય તો પણ સારું. વત્સરાજને જીવતો પકડવામાં આવે છે તેમાં આવો કાંઇ હેતુ હશે ?

મહાસેન કહે છે–' હજી એ બ્રાહ્મણે–શાલંકાયને કાંઈ ખબર કેમ ન મોકલ્યા ? વત્સરાજ ગજક્રીડામાં આસક્ત છે પણ તેના સર્વે સચિવો ઉદ્યમી છે ! ' દેવી આવે છે; અને રાજાના કહેવાથી બેસે છે. રાજા પૂછે છે ' વાસવદત્તા કયાં છે ?' રાણી કહે છે ઉત્તરા નામની વૈતાલિકી પાસે વીણા શીખવા ગઇ છે. રાજા પૂછે છે એને સંગીતનો શોખ કયાંથી લાગ્યો. રાણી–' કાંચનમાળાને વીણાનો અભ્યાસ કરતી જોઇ તેને શીખવાની ઇચ્છા થઇ.' રાજા કહે છે ' બાળપણમાં એમ જ હોય. ' રાણી સંગીત શીખવવા આચાર્યની

'તને ક્યારનો શોધું છું. રાજકુમારી વાસવદત્તાને જળક્રીડા કરવા જવું છે. અને તેમની હાથણી ભદ્રવતી ક્યાંય દેખાતી નથી. અને તું તો 'મત્ત થઈ' ફરે છે.' ગાત્રસેવક–'બરાબર છે! તે પણ મત્ત છે ખરુંને! તે પુરુષ પણ મત્ત છે. હું પણ મત્ત છું, તમે પણ મત્ત છો, બધાએ મત્ત જેવા દેખાય છે!' સીપાઈ એને ઘેલછા છોડી ભદ્રવતીને જલદી લઈ આવવા કહે છે. ગાત્રસેવક દારૂડીઆની માફક કહે છે, 'ભદ્રવતી પ્રવેશ કરો! પ્રવેશ કરો! અરે મેં ભદ્રવતીનો અંકુશ (કલાલણને ત્યાં) મુકી દીધો!' એટલે સીપાઈ કહે છે 'અંકુશનું કામ નથી, જલદી ભદ્રવતીને લઈ આવ. ગાત્રસેવક ભદ્રવતીનાં બધાં ઉપકરણો કલાલણને ત્યાં મુકી પોતે દારૂ પીધો છે એમ ક્રમે ક્રમે જણાવે છે; અને છેવટે ભદ્રવતી પણ મુકી દીધી છે એમ કહે છે. આ સાંભળી સીપાઈ કહે છે 'આમાં તારો વાંક નથી. ગુન્હો છે કલાલણનો જે રાજવાહન લઈને દારૂ દે છે.' ગાત્રસેવક કહે છે કે એણે તો કલાલણને ના કહી હતી. એટલામાં અવાજ થાય છે. ગાત્રસેવક કહે છે જરૂર કલાલણનું ઘર ભાંગી ભદ્રવતી નાઠી! સીપાઈ તપાસ કરે છે. 'ભર્તા વત્સરાજ વાસવદત્તાને લઈને નીકળ્યા' એવી નેપથ્યમાં ઘોષણા થાય છે. ગાત્રસેવક એકદમ સંસ્કૃતમાં બોલે છે: 'અવિઘ્ન થાઓ સ્વામીનું!' અને સિપાઈ એને ગાત્રસેવક માની ઠપકો આપવા આવે છે એને કહે છે, 'આઃ કોણ મત્ત છે? કોને મદ ચડયો છે! અમે તો આર્ય યૌગન્ધરાયણે પોત પોતાના સ્થાનમાં નીમેલા ચાર પુરુષો છીએ! ત્યારે હું એ પણ બીજા મિત્રોને સંજ્ઞા કરૂં!' પણ ત્યાં તો તેના બીજા સાથીઓ બધા એકદમ બ્હાર નીકળી આવે છે. તે સૌને બરાબર લડવાનું કહે છે. પોતે આર્ય યૌગન્ધરાયણને શોધે છે. તો 'તે તો હાથમાં તલવાર લઈ ગાંડાનો વેષ છોડી લડતા દેખાય છે. મોટું યુદ્ધ ચાલે છે. એક બાજુ એકલા યૌગન્ધરાયણ છે અને બીજી બાજુ મહાસેનની સેના છે. પણ લડતાં એક હાથીના દાંતથી યૌગન્ધરાયણનો હાથ ભાંગે છે, શસ્ત્ર પડી જાય છે અને તે પકડાય છે. પેલો સીપાઈ બીચારો આભો જ બની ગયો છે! 'આ શું? કોટ અને તોરણ બાદ કરીને આ આખું સ્થળ કૌશામ્બી (વત્સરાજની નગરી) થઈ ગયું છે! હું આ વૃત્તાન્ત અમાત્યને જણાવું.' તે જાય છે. પ્રવેશક પૂરો થાય છે.

બે માણસો રાજે મળેલાં લોકોને ખસેડી માર્ગ કરતા પ્રવેશ કરે છે. પણ લોકો એમને સાંભળતા નથી અને ખસતા નથી; અને કારણ પૂછયા કરે છે. પેલાઓ જણાવે છે કે યૌગન્ધરાયણ પકડાયા છે; અને કેવી રીતે યુદ્ધ કરી પકડાયા છે તે જણાવે છે. 'તરવારના દોષે પકડાયા છે, પુરુષદોષથી નહિ!' યૌગન્ધરાયણનો પ્રવેશ થાય છે. તેના હાથ બાંધેલા છે. તેને ફલકશયન (હાલના stretcher જેવું કાંઈક હશે.) માં નાખીને લાવે છે. પેલા માણસો તેને ઉતરવા કહે છે. યૌગન્ધરાયણ કહે છે. 'આ હું ઉતરૂં છું.' પોતાનો સંતોષ જાહેર કરે છે. 'શત્રુના કબજામાં આવેલા વત્સરાજને છોડાવી, શસ્ત્રદોષથી હું પકડાયો છું!' ઇત્યાદિ. પેલા માણસો પાછા રાજે મળે છે તેને ખસેડે છે. યૌ–'મને જોવા આવે તેને ન ખસેડવા. રાજાના પ્રેમથી વિપત્તિને પામતા એવા મને (તમારા) રાજાના સત્ત્વવાળા પુરુષો ભલે જુવે! જેઓ મનમાં 'અમાત્ય'ના પદની અભિલાષા રાખે છે તેઓનો અભિલાષ મને જોઈ સ્થિર થાઓ કે નાશ પામો! मद्दर्शनाभिलाषी जनो न कश्चिदुत्सारयितव्यः।

કરે છે કે એનો યુવરાજને યોગ્ય સત્કાર કરી પ્રવેશ કરાવે. વળી આ મહાકષ્ટે કબજે થએલા પ્રખ્યાત શત્રુને નગરજનો જુવે માટે કોઇને રોકવા નહિ એવી પણ આજ્ઞા કરે છે—वत्सराजदर्शने कश्चिन्नोत्सारयितव्यः ।

शत्रुं पश्यन्तु मे पौराः श्रुतपूर्वं स्वकर्मभिः ।
सिंहमन्तर्गतामर्षं यज्ञार्थमिव संयतम् ॥

મહાસેન ખૂબ ખુશી થયો છે. રાણી કહે છે 'આ રાજકુળમાં ઘણાએ અભ્યુદયો અનુભવ્યા છે. પણ મહાસેન આટલા ખુશી કદી થયા હોય એવું મને યાદ નથી.' રાજા પણ એ કબુલ કરે છે; વત્સરાજને પકડવો એ મહાસેનની મોટામા મોટી આકાંક્ષા હતી. રાણી પૂછે છે ઘણા રાજાઓએ માંગા મોકલ્યા છે પણ એણે કદી પણ દૂતને મોકલ્યો નથી.' રાજા કહે છે 'દેવિ! એ મહાસેન શબ્દને પણ ગણકારતો નથી, તો પછી સંબધનો તો કેમ અભિલાષી હોય!' દેવી એનું કારણ પૂછે છે. રાજા કહે છે ઉંચુ કુળ, ગાંધર્વ વિદ્યામાં નિપુણતા, યૌવન અને રૂપ, અને પ્રજાનો અનુરાગ–એ એનાં અભિમાનનાં કારણો છે. આ સાંભળી રાણી કહે છે કે વરમાં ઇચ્છવા યોગ્ય બધાએ ગુણો એનામાં છે. કોની ઉંધાઇથી એ દોષ થયો!' રાજા કહે છે પોતાની આજ્ઞા આખી પૃથ્વી ઉપર ફરે છે પણ વત્સરાજના રાજ્યના સીમાડા આગળ તે અટકી જાય છે.

•

કંચુકી વીણા લઇ આવે છે. 'આજ્ઞા પ્રમાણે શાલંકાયનનો પ્રવેશ થયો છે. શાલંકાયન વિનન્તી કરે છે કે ભરતકુળે ભોગવેલું વત્સરાજના કુળમાં જેવા લાયક ઘોષવતી નામનું વીણારત્ન છે. તેનો મહાસેન સ્વીકાર કરે.' મહાસેન જયમંગલ તરીકે સ્વીકાર કરી તેની સ્તુતિ કરે છે: 'ઋષિવિચનમાં રહેલી મંત્રવિદ્યાની જેમ બળથી ગજના હૃદયો વશ કરે છે.' પણ 'યુદ્ધમાં જિતેલા રત્નોનો પોતાનાં ઇષ્ટજન ઉપભોગ કરે એ જ આનંદ આપે છે.' પણ મોટો પુત્ર ગોપાલક અર્થશાસ્ત્રના અભ્યાસનો શોખીન છે, અને નાનો અનુપાલક સંગીતનો દ્વેષી અને વ્યાયામનો શોખીન છે. આને કોને આપી હોય તો યોગ્ય ગણાય?' વાસવદત્તા વીણા શીખે છે એ યાદ આવે છે, એટલે તેને જ આ વીણા આપવાનું કહે છે. પણ રાણી કહે છે કે વીણા આપશો એટલે વળી એનું તોફાન વધશે. પુત્રીવત્સલ પીતા કહે છે 'ભલે એલે! સાસરે એ સુલભ નથી!' બાદરાયણને વત્સરાજની ખબર પૂછે છે અને તે ઘાયલ થયો છે જાણી તેના બરાબર ઉપચાર કરવાની ભરતરોહકને આજ્ઞા કરે છે; આ ઉપરાંત વત્સરાજને પ્રસન્ન કરવાના સર્વ ઉપાયો કરવાની પણ આજ્ઞા કરે છે. કંચુકી જઇને પાછો આવે છે અને કહે છે કે અમાત્ય ભરતરોહક રાજાને મળવા માગે છે. રાજા સમજે છે કે વત્સરાજનો આટલો બધો સત્કાર એને ગમતો નથી; કારણ કે વત્સરાજ પકડાયો છે એ ભરતરોહકની જ નીતિનું ફળ છે. પણ પોતે એને સમજાવી લેવાનું ધારે છે. દેવી પૂછે છે વાસવદત્તાના સંબંધનો શો નિશ્ચય કર્યો. રાજા કહે છે કાંઇ નિશ્ચય કર્યો નથી. રાણી એ કહે છે 'કાંઇ ઉતાવળ કરવાની જરૂર નથી. છોકરી હજી નાની છે.' રાજા 'ભલે જેવી તમારી મરજી. અંદર જાઓ.' રાણી જાય છે. રાજાના મનની સ્થિતિ છેલ્લા શ્લોકમાં વ્યક્ત થાય છે. 'પ્રથમ તો એના ગર્વના કારણથી વૈર હતું. હવે

આપે છે કે 'આર્ય યૌગન્ધરાયણ આપની રાહ જોતા આયુધાગારમાં ઉભા છે.' ભરતરોહક એને જોઇ કહે છે 'મે એને મન્ત્રિપણામાં નીલહસ્તિના કપટથી છેતર્યો હતો. તે વૈરનો જવાબ આપવા તે મારી પ્રતીક્ષા કરે છે.

मन्त्रित्वे वञ्चितो ह्येष सव्याजं नीलहस्तिना ।
मत्यादेष्टुं स तद्वैरं मामिदानीं प्रतीक्षते ॥

બન્ને જણા એક બીજાને માનપૂર્વક મળે છે. યૌગન્ધરાયણ કહે છે 'વીરના નિયમ પ્રમાણે આ રીતે લોહીથી ખરડાએલા અંગવાળાને, ગુરુના (દ્રોણના) જિતનારને હણી શાન્ત ઉભા રહેલા દ્રોણપુત્રના જેવા, મને જુવો ! पश्यतु भवान् माम्,

एवं रुधिरदिग्धाङ्गं वैरं नियममास्थितम् ।
गुरोरवजितं हत्वा शान्तं द्रौणिमिव स्थितम् ॥

આ પ્રમાણે યૌગન્ધરાયણને પોતાની કૃતકૃત્યતા બતાવતો જોઇ ભરતરોહક છંછેડાય છે. 'છળથી હાથીદ્વારા પોતાનું કાર્ય સિદ્ધ કર્યું. તેમાં આટલી બધી આત્મશ્લાઘા શી ?' યૌગન્ધરાયણ યોગ્ય જવાબ આપે છે. ભરતરોહકે પણ હાથીના કપટથી જ વત્સરાજને પકડ્યો હતો. 'આપે જેમ પ્રથમ કર્યું હતું તેમ જ મેં કર્યું છે. એમાં મારો અપરાધ નથી. पूर्वं प्रस्तुतमेव यामि भवता नैवापराधो मम॥' આ જવાબથી ચીડાતો ભરતરોહક વત્સરાજનું દૂષણ શોધી કાઢે છે. 'અરે યૌગન્ધરાયણ ! અગ્નિસમક્ષ +મહાસેનની પુત્રીને શિષ્યા તરીકે સ્વીકારી મહાસેને આપ્યા પ્હેલાં જ તેનું હરણ કર્યું ! આ ચોરી પણ યોગ્ય જ છે ખઇ ને ?' યૌગન્ધરાયણ કહે છે એ બરાબર નથી. 'એ તો સ્વામીનો વિવાહ હતો. ભારતવંશમાં જન્મેલો, વત્સોનો ઓજસ્વી સ્વામી 'પોતાની પત્ની તરીકે સ્વીકાર્યા પ્હેલાં શું કોઇને ઉપદેશ કરે કે ?' અહીંઆ ત્રિજા અંકમાં વિદૂષકે જણાવેલી કથાનું અનુસંધાન થાય છે. બન્નેનું દૃષ્ટિમિલન થઇ ગયું હતું, વત્સરાજ વાસવદત્તામાં આસક્ત થયો હતો અને એને પોતાની સાથે લઇ જવાનો નિશ્ચય જણાવ્યો હતો. આ હકીકત વિદૂષકના કથનથી સ્પષ્ટ થાય છે. ત્યાર પછી વાસવદત્તાને વીણા શીખવવા માટે વત્સરાજ પાસે મોકલવાની ગોઠવણ થઇ હશે એ ભરતરોહકના કહેવાથી જણાય છે. વાસવદત્તાને વીણા શીખવાનો છંદ લાગ્યો છે, અને તે માટે વત્સરાજની ઘોષવતી વીણા મહાસેને એને આપી છે એ બીજા અંકમાંથી આપણે જાણીએ છીએ. એટલે જ્યારે અગ્નિ સમક્ષ વાસવદત્તાને શિષ્યા તરીકે સોંપી હશે, તે સમયે તે બન્નેએ પોત પોતાના હૃદયમાં એક બીજાને દમ્પતી તરીકે સ્વીકાર્યાં હશે, અને પછી જ વાસવદત્તા प्रियशिष्या ललिते कलाविधौ ' થઇ હશે. ભરતરોહક બીજી રીતે દોષ દે છે. મહાસેને વત્સરાજનો સત્કાર કર્યો હતો છતાં તેણે તેની કન્યાનું અપહરણ કરી અપમાન કર્યું. યૌગન્ધરાયણ કહે છે મહાસેને પોતાની ગરજે સત્કાર કર્યો હતોઃ 'નલાગિરિને કબજે કરવો હતો.' ભરતરોહક–'ને નલાગિરિને પકડવા

+ અગ્નિ સમક્ષ શિષ્યા તરીકે સોંપ્યાની હકીકત વિચારવા જેવી છે. જુઓ આ લેખના અન્તે નોંધ.

આ રીતે પ્રથમ બે અંકોમાં કાર્યના પૂર્વાર્ધનો નિક્ષેપ થાય છે. પછીના બે અંકોમાં ઉત્તરાર્ધ આવે છે.

ત્રિજા અંકમાં પણ સ્થળ ઉજ્જયિની જ છે; પણ પ્રયત્ન યૌગન્ધરાયણનો છે. પ્રથમ અંકમાં એને ઉન્મત્તનો વેષ લઈ પોતાનું કાર્ય કરવાનું સૂચન વ્યાસ દ્વૈપાયન તરફથી મળી ગયું છે. આ અંકમાં એનો પ્રયત્ન કેવો છે અને ક્યાં સુધી પહોંચ્યો છે તે દેખાય છે.

વિદૂષક પેટભરૂ બ્રહ્મચારીના વેષમાં[૫] એક શિવાલયમાં પોતાનું લાડુનું વાસણ શોધતો પ્રવેશ કરે છે. પણ લાડુ જડતા નથી એટલે વિવિધ હાસ્યજનક વિતર્કો કરે છે. ત્યાં નેપથ્યમાં 'લાડુ લાડુ હા હા હા' એવા શબ્દો સાંભળી વિદૂષક કહે છે 'આ ગાંડો મારા લાડુનું પાત્ર લઇ આવે છે.' ગાંડો ઉપર પ્રમાણે બોલતો પ્રવેશ કરે છે. વિદૂષક એની પાસે લાડુનું પાત્ર માગે છે. ગાંડો કહે છે–'શું લાડવા ? ક્યાં છે લાડવા ? કોના લાડવા ? લાડવા શું ફેંકી દેવાય કે બંધાય કે ખવાય ?' વિદૂષક કહે છે 'ખવાય ફેંકી ન દેવાય ?' ગાંડો 'તો આ મારી જીભ ખાવા માટે ચેષ્ટા કરે છે !' વિદૂષક ફરીથી પોતાના લાડવા માંગે છે, ગાંડો અસંબદ્ધ ઉત્તરો આપે છે. છેવટે વિદૂષક કહે છે કે 'જો મારા લાડવા નહિ આપે તો હું બૂમો પાડીશ.' ગાંડો કહે છે 'પાડ પાડ બૂમો પાડ.' વિદૂષક 'અબ્રહ્મણ્ય' કહી બૂમો પાડે છે; એટલે ગાંડોએ બૂમો પાડે છેઃ 'અરે ઇન્દ્ર બંધાયો છે, ઇન્દ્ર બંધાયો છે!' ત્યાં એક શ્રમણ–જૈન કે બૌદ્ધ ભિક્ષુ–'ગભરા નહિ, ગભરા નહિ બ્રાહ્મણ-ઉપાસક ! ગભરા નહિ' કરતો પ્રવેશ કરે છે. વિદૂષક શ્રમણ આગળ ફરીઆદ કરે છે; અને ત્રણે જણ વચ્ચે હાસ્યનિષ્પાદક ધમાધમી ચાલે છે. શ્રમણ ગાંડાને શાપ દેવાનો ભય બતાવે છે, એટલે ગાંડો લાડવા આપવા માંડે છે. શ્રમણ વિદૂષકને કહે છે 'બ્રાહ્મણ–ઉપાસક ! જોયો મારો પ્રભાવ !' શ્રમણ વિદૂષકને એ લાડુ પોતાને આપી સ્વસ્તિવાચન કરાવવાનું કહે છે. વિદૂષક હસે છે. 'હી ! હી ! મારા લાડુ વડે સ્વસ્તિવાચન કરાવું ? મને પણ એક ગૃહસ્થે એ રીતે જ આપેલા છે !' ઇત્યાદિ. ગાંડાને અગ્નિગૃહ તરફ જતો જોઇ વિદૂષક કહે છે 'આ ગાંડો અગ્નિગૃહ તરફ જાય છે. બપોર થયા છે. સવારમાંએ આ સ્થળ શૂન્ય હોય છે. હું મારી દક્ષિણાના પૈસા રસ્તા ઉપર ઘર છે ત્યાં મુકીને આવું છું' ઈત્યાદિ. ત્રણે જણ [એક પછી એક એ રીતે] અગ્નિગૃહ તરફ જાય છે. 'ગાંડાનો વેષધારી યૌગન્ધરાયણ વિદૂષકને પૂછે છે 'વસન્તક ! અગ્નિગૃહ શૂન્ય છે ને ?' વિદૂષક હા પાડે છે, એટલે તેને અને શ્રમણ–વેષધારી બીજા અમાત્ય રુમણ્વાનને ભેટે છે; અને ત્રણે જણ બેસે છે.

આ પ્રસંગ પ્રથમ બે અંકના ગંભીર અને ચિત્તને તંગ કરે એવા પ્રસંગો પછી આવી હાસ્યથી ચિત્તને હળવું બનાવે છે. શ્રી. ગણપતિ શાસ્ત્રી આ ત્રણેની પ્રાકૃત ભાષામાં થતી વાતચીતને દ્વિ–અર્થી માની તેના બે અર્થો કરે છે, એક હાસ્ય પરત્વે અને બીજો પોતે

૫ મૂળમાં डिण्डिकवेषः એવો શબ્દ છે. ડિણ્ડિક શબ્દ કોષમાં મળતો નથી. સેંટપિટર્સબર્ગ લેક્સિકોન પ્રમાણે મહાભારતમાં આવતા એક ઉંદરનું તે વિશેષ નામ છે. શ્રી. ગણપતિ શાસ્ત્રીએ આપેલા અર્થ માટે પ્રમાણ નથી. એટલે પ્રો. કેશવલાલ ધ્રુવનો કલ્પિત પાઠ તથા અર્થ સ્વીકાર્યો છે. જુઓ પ્રધાનની પ્રતિજ્ઞા આવૃત્તિ ૧. પૃ ૭૧, ટિ. ૧૨૭.

કવિ જે સ્થાયી ભાવ પોતાને અભિપ્રેત હોય તદનુકૂલ વસ્તુરચના કરે છે. વસ્તુરચનાની રસનિષ્પાદકતાનો આધાર કથાના ભિન્ન ભિન્ન અંશોને પ્રધાન–ગૌણ પદ આપવા ઉપર છે. આ કવિએ શૃંગારના ભાગને તદ્દન ગૌણ બનાવી દઈ વત્સરાજ–વાસવદત્તાના પ્રેમના કિસ્સાને આનુષંગિક બનાવી દીધો છે;[૮] અને યાગન્ધરાયણના ઉત્સાહને પ્રધાનપદ આપી તેના પ્રયત્નને નાટકના કાર્યમાં મુખ્ય સ્થાન આપ્યું છે. આથી આ કાર્યનો અને તેથી નાટકનો પણ નાયક તે જ છે.

આપણે ઉપર જોઇ ગયા તે પ્રમાણે ઉજ્જયિનીનો પ્રદ્યોત મહાસેન એ પ્રતાપી અને પ્રબળ રાજા હતો. તે સમયના સર્વ રાજાઓ તેની આણ માનતા. ફક્ત વત્સરાજ તેની આણ સ્વીકારતો ન હતો, એટલું જ નહિ પણ તેની સાથે સંબંધ બાંધવાનો પણ વિચાર કરતો ન હતો. આથી આ બન્ને રાજ્યો વચ્ચે હંમેશા ખટપટ ચાલ્યા કરતી. બન્ને રાજ્યોના અમાત્યો પોત પોતાની વિવિધ પ્રકારની શક્તિઓ અજમાવતા હશે, અને પોતાના રાજાનું ધ્યેય સિદ્ધ કરવા મથતા હશે. આમાં મહાસેનની પ્રવૃત્તિ આક્રમણશીલ દેખાય છે. તે સીધી રીતે યુદ્ધમાં ફાવી શકે એમ તેને લાગતું નથી એટલે તેનો પ્રધાન ભરતરોહક હાથીની યુક્તિથી રાજમૃગયામાં આસક્ત વત્સરાજને પકડે છે. કવિએ કથાના આ ભાગને પ્રધાન પદ આપી નાટક રચ્યું છે. વત્સરાજનો અમાત્ય યૌગન્ધરાયણ સાવધાન છે, પણ વત્સરાજનું સાહસિકપણું તે કાંઇ કરે એ પ્હેલાં તેને ફસાવે છે. આથી બગડેલી બાજી સુધારવાની તે પ્રતિજ્ઞા કરે છે. આ પ્રતિજ્ઞાની સિદ્ધિ તે પોતાના ઉત્સાહથી કરે છે, અને આ ઉત્સાહ તરી આવે એ રીતે કવિએ આખા કાર્યની યોજના કરી છે. ધારેલા કાર્યની સિદ્ધિ સરળતાથી થાય તો તેમાં ઉત્સાહ કે વીરત્વ પ્રકટ કરવાને અવકાશ રહેતો નથી. આથી કાર્યસિદ્ધિમાં પ્રબળ વિઘ્ન–કાર્યસિદ્ધિને લગભગ અશક્ય બનાવી દે એવા પ્રબળ વિઘ્નનો,–પ્રતિસ્પર્ધી કાર્યનો, પણ કવિ વિસ્તાર કરે છે. આવી પ્રબળ રસાકસીમાં જ વીરરસની સામગ્રી રહેલી હોય છે. આ નાટકમાં તે વિઘ્નકારક વસ્તુ વત્સરાજ–વાસવદત્તાની પ્રેમાસક્તિ છે. આ પ્રતિસ્પર્ધી કાર્યની રચના પણ કવિએ કુશળતાથી સહજ લાગે એવી રીતે કરી છે. બીજા અંકમાં આપણે જોઇએ છીએ કે મહાસેનની મુખ્ય ચિંતા જો કે વત્સરાજને કબજે કરી પોતાની રાજકીય મહત્ત્વાકાંક્ષા તૃપ્ત કરવાની છે છતાં બીજી પણ એક ચિન્તા તેને વ્યગ્ર કરે છે. આ ચિન્તા કૌટુમ્બિક છે; તેની પુત્રી વાસવદત્તા ઉમ્મર લાયક થઇ છે, તેના માટે માગાં ઘણાં આવે છે પણ પોતાને મહાસેનનો જમાઇ થવા યોગ્ય હજી કોઇ લાગ્યો નથી. મહાસેન જાણે છે કે યુવાન અને શૂરો વત્સરાજ લાયક છે, પણ તે તો શત્રુ છે. પણ જ્યારે વત્સરાજ પકડાય છે ત્યારે તેનું વૈર શમી જાય છે, અને તેનામાં મધ્યસ્થતા આવે છે. આ સ્થિતિ વત્સરાજ–વાસવદત્તાના સંબંધ માટે અનુકૂળ છે. રાણી અંગારવતીએ તો વત્સરાજના આવ્યા પછી કન્યા બીજાને આપવાનો વિચાર પણ માંડી વાળ્યો છે. આથી બીજા અંકના અન્તે જો કે તેઓએ હજી કાંઇ નિર્ણય કર્યો નથી છતાં, બન્નેનાં મનની સ્થિતિ તે સંબંધને અનુકૂળ

---

૮ આનાથી ઉલટું સ્વપ્નવાસવદત્તમાં પ્રધાનના યત્નનો તદ્દન ગૌણ ઉલ્લેખ છે; જ્યારે વાસવદત્તા અને વત્સરાજના હૃદયના ભાવોને પ્રધાન પદ આપ્યું છે.

પ્હેલાં જેના આવા પ્રસંગે વાજીંત્ર વાગતાં 'તેના તીર્થપૂજનમાં સમયના પ્રભાવથી દેવને નમસ્કાર કરતાં બેડીઓનો ખણુખણાટ થાય છે.' રુમ્મણ્વાન આશ્વાસન આપે છે કે યૌગન્ધરાયણના પ્રયત્નથી ફરી પાછી એ સ્થિતિ પ્રાપ્ત થશે યૌગન્ધરાયણ વસન્તકને ફરીથી વત્સરાજ પાસે પોતાની યોજનાથી તેને વાકેફ કરવા જવાનું કહે છે. 'સ્વામીને વિજ્ઞપ્તિ કરજે. પ્રયાણને માટે જે વાત ચાલે છે તેને આવતી કાલે અમલમા મુકવાની છે.' અને પછી નલાગિરિ-મહાસેનના ગજરાજને-વિવિધ રીતે ઉન્મત્ત કરી તોફાને ચડાવવાની પોતે કેવી યુક્તિઓ કરી છે તે જણાવે છે. તે હાથી ઉન્મત્ત થશે એટલે તેને બીજો કોઇ વશ કરી શકશે નહિ એટલે ગજવિદ્યામાં નિષ્ણાત વત્સરાજને મહાસેન પોતે તે હાથીને વશ કરવા વિનંતી કરશે; અને આ કામ માટે ઘોષવતી વીણા પણ પાછી માગી શકાશે. 'પછી શત્રુની અનુમતિથી જ સ્વામીએ બંધનમાંથી છૂટા થઇ તમારી સાથે આપત્તિને પામેલી ઘોષવતીને હસ્તગત કરીને નલાગિરિને સ્વાધીન કરવો. પછી નલાગિરિ ઉપર બરાબર આસન જમાવીને સ્વામીએ શત્રુની સેના પાછળ રહી જાય એમ હાથીને મારી મુકવો; અને સિંહોની ગર્જના સમાપ્ત થયાં પહેલા જ વિન્ધ્યવનને ઓળંગી જવું; અને એ રીતે એક જ દિવસમાં બન્ધનરૂપ વ્યસન, વન, અને સ્વનગર એમ ત્રણ જાતની દશાને પામી જે હાથીના છળથી આપ પકડાયા હતા તેનાથી જ છૂટા થશો **येनैव द्विरदच्छलेन नियतस्तेनैव निर्वाहितो ।**' આ પ્રમાણે યૌગન્ધરાયણનો વાક્પ્રવાહ ચાલે છે, પણ વસન્તક કાંઇ બોલતો નથી. રુમ્ણ્વાન પૂછે છે 'વસન્તક હવે શેનો વિચાર કરે છે?' વસન્તક કહે છે—'હું એ વિચાર કરૂં છું કે તમારો મહાન પ્રયત્ન નિષ્ફળ જશે!' બન્ને જણા પૂછે છે 'આપણે જણાઇ ગયા તો નથી ને[૭]?' વિદૂષક-'પ્હેલાં હું જણાઉં અને પછી તમે!' યૌ-'તો પછી કાર્યનાશ શેનાથી થાય છે?' વિ-'વત્સરાજના પોતાનાથી.' વિદૂષક નવીન વિઘ્નને રજુ કરે છે. 'ગઇ અંધારી આઠમના દિવસે વાસવદત્તા નામની રાજપુત્રી ધાત્રી સાથે, કન્યાને કોઇ જુવે તો એમાં દોષ નહિ એથી ઉઘાડી પાલખીમાં બેસી, નીક તુટી જવાથી પાણીથી બગડી ગએલા રાજમાર્ગ ન જતાં તેના બન્ધનદ્વાર આગળ થઇને ત્યાં જે ભગવતી જખણીનું સ્થાન છે ત્યાં પૂજા કરવા જતી હતી. અને તે દિવસે કારાગૃહના રક્ષક શિવકને મનાવી તે કેદખાનાના બારણાની બ્હાર આવ્યા હતા. તે પ્રસંગે પુરુષોએ ખભો બદલવા થોભાવેલી પાલખીમાં તેમણે તેને નિરખી.' યૌગન્ધરાયણ-'પછી-પછી?' વિ-'પછી પછી શું? હવે બન્ધનને પ્રમદવન માની એમણે રાગલીલા કરવા માંડી છે.' હજી બિચારા યૌગન્ધરાયણનું મન વસ્તુસ્થિતિ સ્વીકારવા તૈયાર થતું નથી; એટલે પૂછે છે 'તેના વિષે

૭ મૂળમાં 'विज्ञातारः' એવો પાઠ છે. પ્રો. કેશવલાલ ધ્રુવનો સુધારેલો 'विज्ञाताः' પાઠ સ્વીકાર્યો છે. તે વધારે સગત લાગે છે.

ઉકલવી અશક્ય છે. નાસેકુંની સૂંઢ પકડવા ચડેલી અવંતિની સેનાને થંભાવી યૌગંધરાયણ સુભટોનો પ્રાણ વાળે છે, ત્યારે તેના હાથમાંથી ખાંડું કોણ પડાવે છે? વિજયસુંદર હાથી નહિ, તેનો પ્રેરનાર મહાસેન. કાર્ય સાધી પકડાયલા અમાત્યને રાજમહેલમાં લાવવા આજ્ઞા આપી તે [જેવો] આવ્યો હતો તેવો જ, એકાએક ચાલ્યો જાય છે. આજ્ઞા અનુસાર સૈનિક સાથે સખત જાપતાવાળા આયુધને કોઠે મોકલાવી ભરત રોહક પંડે જ કેદીનો પ્હેરેગીર બને છે. પ્રથમ પણ મંત્રી મહાસેનનો મંત્ર સમજ્યો ન હતો અને અત્યારે પણ સમજતો નથી. તે યૌગંધરાયણને કારાગૃહમાં પૂરી દેવાની રાજાજ્ઞાની વાટ જુએ છે. પણ મહાસેન તો સોનાની ઝારી ભેટ મોકલી આતતાયીનો સત્કાર કરે છે. પ્હેરેગીર અને કેદી બંને મૂઝાય છે, કે આમ કેમ? ત્યાં તો ચિત્રપટનો વિવાહમહોત્સવ મચે છે, અને મૂઝવણનો ખુલાસો થઇ જાય છે. વત્સ અને અવંતિના અમાત્યને મહાસેનનો ગૂઢ મંત્ર અત્યારે સમજાય છે."

હું નમ્રતાપૂર્વક નિવેદન કરૂં છું કે આ મતમાં જેટલી સૂક્ષ્મતા છે તેટલી વાસ્તવિકતા નથી. આ નાટકમાં મહાસેનનું પ્રાધાન્ય કવિને અભિપ્રેત હોય એમ તેનાં વચનો ઉપરથી લાગતું નથી. જરા વિચારીએ. મહાસેનનો દાવ શો હતો? મહાસેન વત્સરાજને 'લોહ કરતાં મજબૂત સાંકળે બાંધે' છે, એટલે કે વત્સરાજને પોતાનો જમાઇ બનાવવા મહાસેને આ બધી ખટપટ કરી છે એમ આપણે માનવું જોઇએ? પણ કવિએ તેના મુખમાં બીજા અંકમાં જે ઉક્તિઓ મુકી છે તે ઉપરથી એ ખ્યાલ આવતો નથી. બીજા અંકના પ્રારંભમાં મહાસેન પ્રવેશ કરતાં જ જે શ્લોક બોલે છે તે આ પ્રમાણે છેઃ

मम हयखुरभिन्नं मार्गरेणुं नरेन्द्रा
मुकुटतटविलग्नं भृत्यभूता वहन्ति ।
न च मम परितोषो यन्न मां वत्सराजः
प्रणमति गुणशाली कुंजरज्ञानदृप्तः ॥

'કુંજરજ્ઞાનદૃપ્ત–ગજવિદ્યાના જ્ઞાનથી ગર્વવાળો–વત્સરાજ મને નમતો નથી એથી સંતોષ નથી.' પછી વત્સરાજના પકડાયાના સમાચાર આવે છે, તેથી જે આનંદ થાય છે તે યોગ્ય જમાઇ મળ્યાનો આનંદ નથી પણ પ્રતિસ્પર્ધી રાજા વશ થયાનો આનંદ છે. (પ્રતિજ્ઞાની ત્રિજી આવૃત્તિ ના. પૃ. ૫૬ ઉપર મહાસેન અને કંચુકીનો સંવાદ વાંચી દરેક વાંચક આ સમજી શકશે.) મહાસેન કહે છે હવે મારૂં સૈન્ય બખ્તર છોડી આરામ લઇ શકશે. हन्त भोः ! अद्य विमुक्तसन्नाहा सुखं विश्राम्यत्वक्षौहिणी । अद्यास्मि महासेनः । વળી જ્યારે રાણી એમ કહે છે કે એના અર્થે કન્યા બીજા કોઇને નહિ આપીએ ત્યારે મહાસેન કહે છે ' युद्धावजितः शत्रुः खल्वेष मम એ મારો યુદ્ધમાં જિતેલો શત્રુ છે ! ' ( પ્રો. ધ્રુવે આ પાઠ તેમના અનુવાદમાં છોડી દીધો છે. પણ તેનું કાંઇ કારણ આપ્યું નથી.) આગળ જતાં રાણી કહે છે કે તેણે મહાસેનને કદી આટલો બધો પ્રસન્ન જોયો નથી. રાજા કહે છે ' વત્સરાજ પકડાયો ' એ બનાવ પણ અપૂર્વ છે. આ બધી ઉક્તિઓથી એક

આ પ્રતિજ્ઞા લે છે એટલામાં બ્હાર અવાજ થાય છે. યૌ. વિદૂષકને ખબર કાઢવા 'મોકલે છે. તે ખબર લઇ આવે છે કે 'સાંજ પડવા આવી છે એટલે લોકો એ બાજુ ફરવા આવતા દેખાય છે. હવે શું કરીશું?' રુમણ્વાન કહે છે–' અગ્નિગૃહ ચોબારું છે. માટે આપણો સાથ ભાંગીએ.' યૌ—' નહિ નહિ. આપણો સાથ અખંડ રહે! શત્રુનો સાથ ભાગે. પોત પોતાનું કાર્ય કરો.' બન્ને જણા જાય છે. યૌગન્ધરાયણ પાછો ગાંડાની માફક બકવાદ શરૂ કરે છે. 'હી! હી! ચન્દ્રને રાહુ ગળે છે. મુક ચન્દ્રને મુક. જો નહિ મુકે તો તારું મુખ ફાડીને મુકાવીશ. [ આ ઉક્તિમાં બે અર્થો છે. સરખાવો પ્રથમ અંકનો આવો જ શ્લોક તથા આવા રૂપક માટે મુદ્રારાક્ષસની પ્રસ્તાવના. ] આ, આ ભડકેલો ઘોડો છૂટો થઇ આવે છે. એ આ આવ્યો ચાર રસ્તે! એના ઉપર બેસીને બાળનું ભક્ષણ કરીશ! એ આ છોકરાઓ! મને મારો છો કે? મને મારશો નહિ–મારશો નહિ! શું કહો છો? અમારી આગળ કાંઇ નાચ એમ? જુઓ જુઓ છોકરાઓ! (એમ કહી નાચે છે). આ છોકરાઓ ફરીથી મને લાકડીઓ મારે છે. મને મારશો નાહ! નો હું એ તમને મારીશ!' એમ બોલતો બોલતો ચાલ્યો જાય છે.

આ અંકમાં યાગન્ધરાયણની ખટપટનો ખ્યાલ આવે છે. વેષબદલો કરી પોતે તેમ જ અન્ય વિશ્વાસુ સેવકો પોતપોતાનું કાર્ય કરે જાય છે; બધી તૈયારીઓ થઇ ગઇ છે. ફક્ત રાજાને ખબર મોકલવી બાકી છે. તે મોકલવાનું સાધન વસન્તક પણ એક વાર મળી આવ્યો છે એટલે બીજી વાર મળતાં તેને વાર ન લાગે. આ રીતે પ્રયત્ન સફળ થવાની અણી ઉપર છે તે વખતે નવો અકસ્માત પેદા થાય છેઃ વત્સરાજની પ્રેમાસક્તિ! ઘડી ભર તો આ વફાદાર મન્ત્રી હતાશ થાય છે અને રાજાને ઠપકો આપે છે; પણ વિદૂષક રાજાને તજી દેવાની વાત કરે છે ત્યારે તેનામાં ફરીથી ઉત્સાહ જાગે છે અને બીજી પ્રતિજ્ઞા લે છે. આ રીતે જેને નાટયશાસ્ત્રની પરિભાષામાં કાર્યની પ્રાપ્ત્યાશા કહે છે ત્યાં સુધી કાર્ય પ્હોંચે છે.

ચોથા અંકમાં આ નવી ખટપટનું પરિણામ દેખાય છે. પ્રવેશકમાં એક સીપાઇ 'વાસવદત્તાની હાથણીના સેવકને શોધે છે. આકાશ-ભાષિતથી પુષ્પદન્તકને પૂછે છે કે ગાત્રસેવક ક્યાંઇ દેખાય છે કે નહિ. પુષ્પદન્તક જવાબ આપે છે કે તે કલાલણના ઘરમાં બેસી દારૂ પીએ છે. પોતે ત્યાં જઇને ગાત્રસેવકને સાદ પાડે છે, દારૂથી ચકચૂર થએલો ગાત્રસેવક પ્રવેશ કરે છે. 'મને કોણ આ રાજમાર્ગમાં ગાત્રસેવક ગાત્રસેવક કહી સાદ પાડે છે.' સીપાઇ દારૂથી જાસુદના ફૂલ જેવા લોચનવાળા ગાત્રસેવકને આવતો જોઇ મોંઢ ફેરવી ઉભો રહે છે. ગાત્રસેવકનું પાત્ર બરાબર દારૂડીઆ જેવું દોર્યું છે. સુરાની સ્તુતિ કરે છે

'धण्णा सुराहि मत्ता धण्णा सुराहि अणुलित्ता ।
धण्णा सुराहि हूणादा धण्णा सुराहि संत्रविदा ॥

ધન્ય છે સુરાથી મત્તને, ધન્ય છે સુરાથી ખરડાએલાને, ધન્ય છે સુરાથી ન્હાએલાઓને, ધન્ય છે સુરાથી મરનારને!' સીપાઇ તેની પાસે જઇ કહે છે

એને બન્નેના પ્રેમની અને યૌગન્ધરાયણની ખટપટની ખબર હતી એમ માનવાને કવિએ એક પણ સૂચન કર્યું નથી.

તો પ્રશ્ન થાય કે વાસવદત્તાના હરણને મહાસેન અનુમતિ કેમ આપે છે ? ઉત્તર સ્હેલો છે. વત્સરાજ વર તરીકે અભિપ્રેત હતો, વાસવદત્તા એની સાથે ગઇ એ ઉપરથી એ પણ ખુશી હતી એમ પણ એને સમજાયું. ક્ષત્રિયોમાં એવા વિવાહ થતા હતા, એટલે કાંઇ આચાર વિરુદ્ધ ન હતું. અને હવે ગાંધર્વ વિવાહ થઇ ગયા પછી વત્સરાજ સાથે લડવું એટલે છોકરીને વૈધવ્ય અપાવવા માટે લડવું. વળી આ કામને અનુમતિ આપવાથી વત્સરાજ સાથે હંમેશાં રાજકીય સંબંધ પણ સારો રહે. આ જાતની વિચારસરણિથી એનું સમાધાન થયું હશે; અને પછી યૌગન્ધરાયણને સોનાની ઝારી મોકલાવી ચિત્રપટમાં વિવાહ ઉજવાવે છે.

આથી હું નમ્રભાવે નિવેદન કરું છું કે નાટકમાં પ્રધાન પાત્ર તો તે જ કહેવાય કે જેનો પ્રયત્ન આખા નાટકને પ્રધાનપણે ભરી દેતો હોય. કવિને મહાસેન અભિપ્રેત હોય તો શા માટે એને આગળ ન લાવે ? નાટકનું મુખ્ય કાર્ય તો પ્રધાનની પ્રતિજ્ઞાની સિદ્ધિ જ છે. તેનો ઉત્સાહ એ જ નાટકનો સ્થાયીભાવ છે; અને વાસવદત્તાનો પ્રસંગ તો એ ઉત્સાહનું પોષક પ્રતિકાર્ય છે.



કાંઇ જાણવાનું મળતું નથી. આ ઉપરથી એટલું જ સમજવું યોગ્ય છે કે રાણી વત્સરાજ સાથેના યુદ્ધના અનિષ્ટ બનાવને આ રીતે હવે સમજાવે છે. પુત્રીના લગ્નના સંબંધમાં પિતા કરતાં માતા વધારે ખટપટ કરે છે એ સામાન્ય સ્થિતિ ધ્યાનમાં લઇએ તો આપણે સમજી શકીએ કે અંગારવતીએ વીણાના બ્હાને બન્નેને ભેગાં કરવાની ગોઠવણ કરી હશે. કવિએ તો તેમને એ પ્હેલાં જ પ્રેમાસક્ત થએલાં બતાવ્યાં છે. બીજો એક વિરોધ એ છે કે પ્રતિજ્ઞા૦ માં ભરતરોહક અગ્નિસમક્ષ શિષ્યા તરીકે સોંપવાની વાત કરે છે; એને અંહીઆ અંગારવતી બીજી રીતે મુકે છે. આથી પ્રતિજ્ઞા૦ માં મહાસેનના અભિપ્રાય માટે એ નાટકમાંથી જે કાંઇ મળે તેના ઉપર જ આધાર રાખવો જોઇએ.

આ સ્થળે બીજી એક વાત નોંધવા જેવી છે. કવિ જ્યારે પોતાના જમાનામાં અતિ પ્રસિદ્ધ લોકકથાનું વસ્તુ લઇ નાટક રચે છે ત્યારે એમાં ઘણી બાબતો લોકો જાણે છે એમ માની નાટકકાર જણાવતો નથી. પણ જ્યારે એ કથાની પ્રસિદ્ધિ જતી રહે છે ત્યારે એ નાટકમાં અસ્પષ્ટતા આવે છે. આવું પ્રતિજ્ઞા૦ અને સ્વપ્નવાસવદત્તમાં બન્યું છે. ઉદાહરણ તરીકે આ નાટકમાં વાસવદત્તા અને વત્સરાજના પ્રેમ સંબંધ માટે એટલા થોડા ઉલ્લેખો છે કે સામાન્ય પ્રેક્ષક ભાગ્યે જ તેનું સ્વારસ્ય સમજી શકે. વળી મહાસેનને પૂર્વે વત્સરાજે હાથમાં આવ્યાં છતાં ક્યારે છોડી દીધો હતો તે પણ આપણે જાણતા નથી. કવિના જમાનાના લોકોને આ મુશીબત ન નડે. એવી જ રીતે સ્વપ્નવાસવદત્તમાં વત્સરાજે રાજ્ય કેવી રીતે ગુમાવ્યું અને તે કેવી રીતે પાછું મેળવ્યું, તથા ઘોષવતી વીણા પાછી ક્યારે ખોવાઇ ગઇ એ બધું ઘણું અસ્પષ્ટ છે. વત્સરાજની આખી વાત જાણનારને તે અસ્પષ્ટ ન લાગે.

વત્સરાજ વિષે અત્યારે જે અહેવાલો છે તે મોટે ભાગે આ નાટક પછીના છે, તથા પરસ્પર વિરોધવાળા છે; એથી એ પણ આ નાટકની અસ્પષ્ટતા ટાળવા બહુ કામના નથી. આ ઉપરાંત આ બન્ને નાટકોની વાચના પણ અનેક સ્થળે લુપ્ત થયાનો તથા વિકૃત થયાનો બહુ મોટો સંભવ છે.

पश्यन्तु मां नरपतेः पुरुषाः ससत्त्वा
राजानुरागनियमेन विपद्यमानम् ।
ये प्रार्थयन्ति च मनोभिरमात्यशब्दं
तेषां स्थिरीभवतु नश्यतु वाभिलाषः ॥

પેલા માણસો ઘોડાને ખસેડવા જ કરે છે. 'શું તમે આર્ય યૌગન્ધરાયણને જોયા નથી?' યૌ—'પૂર્વે જોયો છે. પણ આ રીતે નહિ. ઉન્મત્તનો વેષધારી હું શેરીઓમાં દોડતો હતો, ત્યારે મારું રૂપ નિન્દ્ય હતું. હવે મારું કામ દેખાય છે! दृष्टः पूर्वं, न त्वेवम् । मम हि,

उन्मत्तच्छन्नवेषस्य रथ्यासु परिधावतः ।
अवगीतमिदं रूपं कर्म सम्मति दृश्यते ॥'

એક સીપાઈ આવી ખબર આપે છે કે 'આર્ય શુભ ખબર આપુ! વત્સરાજ પકડાયા!' યૌગન્ધરાયણના માન્યામાં આવી શકતું નથી. 'એમ હોય નહિ! શત્રુના નગરમાંથી ક્યારનાએ છૂટા થઈ ભદ્રવતી ઉપર બેસી વનો ઓળંગ્યા પછી, આંખના પલકારામાં યોજનો કાપી નાખનાર પકડાય?' પેલા સીપાઈને પૂછે છે કે તે કેવી રીતે પકડાયા. તે કહે છે કે 'નલાગિરિને પછવાડે દોડાવી.' યૌગન્ધરાયણ એ હાથીનું એવું સામર્થ્ય સ્વીકારે છે પણ એને તો અસ્વસ્થ કરેલો છે, અને વત્સરાજ સિવાય એને બીજો કોઈ વશ કરી શકે એમ નથી. પેલો સીપાઈ કાંઈ જવાબ આપતો નથી. યૌગન્ધરાયણને ચીડવવા જ સીપાઈએ આ તર્કટ ઉભું કર્યું દેખાય છે. પણ અમાત્યનો સદેશો કહે છે કે 'યૌગન્ધરાયણને આયુધાગારમાં બેસાડો. એની ચોકી પુરુષો બરાબર કરે.' યૌ—'કેવી હસવા જેવી વાત! વત્સરાજ નામના અગ્નિને બાંધ્યો, જે કાળે બધી બાજુએથી રક્ષણ કરવાનું હતું તે સમયે અમા યૌ સુતા રહ્યા! હવે રત્ન લઈ ગયા પછી તેના ચોકઠાને રોકી શું કરશો?' યૌગન્ધરાયણને આયુધાગારમાં લઈ જાય છે. ત્યાં બીજો સીપાઈ આવી અમાત્યનો સંદેશો કહે છે કે યૌગન્ધરાયણના બન્ધન છોડી નાંખો. યૌગન્ધરાયણ સમજે છે કે તેનો પ્રતિસ્પર્ધી મહાસેનનો અમાત્ય ભરતરોહક તેને મળવા માંગે છે. પોતે પણ એને મળવા માંગે છે; કારણ કે પોતે તેને હરાવી શરમિન્દો કરી નાંખ્યો છે:

मद्वाक्यैः परिखिद्यमानहृदयं रोषात् प्रमत्ताक्षरैः
मारब्धेषु नयच्छलेषु तुलितं तुल्याधिकारोज्झितम् ।
सूक्तैः शास्त्रविनिश्चितैर्विरहितं बुद्ध्याधिकं वञ्चितं
द्रष्टुं मल्लमपक्रियाविनिहतं व्रीडादिवाधोमुखम् ॥

ભરતરોહક પ્રવેશ કરે છે 'યૌગન્ધરાયણ ક્યાં છે?' એ સફળ થયો છે અને પોતે નિષ્ફળ થયો છે. એની સાથે પોતે શું બોલશે એનો વિચાર કરે છે.' સીપાઈ ખબર

पद्मावती नरपतेर्महिषी भवित्री
दृष्टा विपत्तिरथ यैः प्रथमं प्रदिष्टा ।
तत्प्रत्ययात् कृतमिदं न हि सिद्धवाक्यानि
उत्क्रम्य गच्छति विधिः सुपरीक्षितानि ॥

એક બ્રહ્મચારી પ્રવેશ કરે છે. ઉંચે જોઇ કહે છે 'મધ્યાહ્ન થઈ ગયો. ખૂબ થાક્યો છું. ક્યાં વિશ્રામ લઉં ? (ફરીને) હાં ઠીક ! આજુબાજુ તપોવન હોવું જોઇએ. સ્થળના વિશ્વાસથી નિર્ભય:થઇ હરિણો નિરાંતે ચરે છે. વૃક્ષો બધા દયાપૂર્વક રક્ષાએલા છે એથી એમની ડાળીઓ ફુલ અને ફળથી સમૃદ્ધ છે. ગાયો મોટે ભાગે કપિલ છે. આજુબાજુના પ્રદેશોની જમીન ખેડાણવાળી નથી. નિઃસંશય આ તપોવન છે. શાથીકે અનેક સ્થાનોમાંથી આ ધૂમાડો નીકળે છે.

विस्रब्धं हरिणाश्चरन्त्यचकिता देशागतप्रत्ययाः
वृक्षाः पुष्पफलैः समृद्धविटपाः सर्वे दयारक्षिताः ।
भूयिष्ठं कपिलानि गोकुलधनान्यक्षेत्रवत्यो दिशः
निःसंदिग्धमिदं तपोवनमयं धूमो हि बह्वाश्रयः ॥

તે બ્રહ્મચારી આશ્રમમાં પ્રવેશ કરે છે. ત્યાં કંચુકીને જોઈ કહે છે ' આ તો આશ્રમમાં ન હોય એવો માણસ છે, પણ બીજી બાજુ તપસ્વીઓને જોઇ ત્યાં જાય છે; તો ત્યાં સ્ત્રીઓ છે. સંકોચ પામતા બ્રહ્મચારીને કંચુકી સ્વૈરપણે આવવાનું કહે છે. બ્રહ્મચારીને જોઈ વાસવદત્તા સંકોચ પામે છે. પદ્માવતી એ જુએ છે અને કહે છે ' અરે આર્યા પરપુરુષનું દર્શન ટાળે છે. આમને સાચવવાં રહેલાં છે.' વાસવદત્તાના ઉચ્ચ ચારિત્રની આ રીતે પદ્માવતી ઉપર છાપ પડે છે. કંચુકી બ્રહ્મચારીનો અતિથિ-સત્કાર કરે છે. યૌ. એ ક્યાંથી આવ્યો છે આદિ પ્રશ્નો પૂછે છે. બ્રહ્મચારી કહે છે ' હું રાજગૃહનો છું. અને વેદનું જ્ઞાન વધારવા વત્સદેશમાં લાવાણક નામનું ગામ છે ત્યાં રહેતો હતો.' લાવાણકનું નામ સાંભળી વાસવદત્તા સ્વગત કહે છે ' હે લાવાણક ! લાવાણકના નામથી મારૂં દુઃખ તાજું થાય છે.' યૌ. પૂછે છે ' વિદ્યા પૂરી થઈ?' બ્રહ્મચારી ના પાડે છે. વિદ્યા પૂરી થયા વિના તે આવતો રહ્યો તેનું કારણ યૌ. પૂછે છે. બ્ર-' ત્યાં એક અતિ દારુણ આફત આવી પડી ! ' યૌ. વિગત પૂછે છે. બ્ર-'ત્યાં ઉદયન નામના રાજા રહે છે.' યૌ-'હા, ઉદયન રાજા છે એમ સાંભળ્યું છે. તેનું શું ?' બ્ર-'તેમને અવન્તિરાજપુત્રી નામે વાસવદત્તા ઘણાં વ્હાલાં હતાં.' યૌ-'હોય ! પછી' બ્ર-'પછી તે રાજા શિકાર કરવા બ્હાર ગયા હતા ત્યારે ગામ બળવાથી તે બળી ગયાં.' વાસવદત્તા સ્વગત કહે છે 'ખોટી વાત છે. હું મન્દભાગિણી જીવું છું.' યૌ. 'પછી.' બ્ર.-'પછી તેને આફતમાંથી બચાવવા સચિવ યૌગન્ધરાયણ પણ તે જ લ્હાયમાં પડયા.' યૌ-'શું ખરેખર એ પડયો ? પછી ?' બ્ર-'પછી શીકારમાંથી રાજા પાછા ફર્યા અને આ વૃત્તાન્ત સાંભળી તેમના વિયોગથી દુઃખી થતા તે જ લ્હાયમાં પોતાનો પ્રાણ ત્યાગ કરવા ઇચ્છતા હતા પણ અમાત્યોએ મહાપ્રયત્ને રોકી રાખ્યા.' વાસવદત્તા આ સાંભળી સ્વગતોક્તિ કરે છે, 'જાણું છું, જાણું છું. આર્યપુત્રની મારી ઉપર

છોડયો હતો, તો ત્યાર પછી તારા સ્વામીને પાછો કેમ બંધનમાં ન નાખ્યો ?' યૌ-'લોકની નિન્દાના ભયથી.' ભરતરોહક વળી બીજી રીતે દોષ દે છે. યુદ્ધમાં જિતાએલો શત્રુ દણ્ડનીતિના શાસ્ત્ર પ્રમાણે વધ્ય છે છતાં વત્સરાજને દેહાંત દંડ ન કર્યો તેનું કેમ ? યૌગન્ધરાયણ કહે છે વત્સરાજે મહાસેનને હાથમાં આવ્યા છતાં છોડી દીધા હતા તે માટે. + ભરતરોહક આ રીતે દોષ દેવામાં ફાવતો નથી એટલે યૌગન્ધરાયણને ડરાવવા પ્રયત્ન કરે છે મહાસેનનું પ્રતિકૂળ કરી કારાગ્મ્રાં શા રીતે જશો. નીડર યૌગન્ધરાયણ હસે છે, 'તમારી આગળ થઈને તો એ ગયા ! બાકીના કાર્યોની હવે શું વાત કરો છો ! મૂળ સાથે વૃક્ષને ઉખાડી નાખ્યા પછી શાખા છેદવામાં શું મહેનત પડશે ?' ભરતરોહક જવાબ આપે તે પ્હેલા કંચુકી આવી તેના કાનમા કંઈક કહે છે. ભરતરોહક તે એટેથી કહેવા કહે છે. કંચુકી મહાસેનનો સંદેશો કહે છેઃ યૌગન્ધરાયણના ગુણોથી-ચાતુર્ય, સ્વામીભક્તિ આદિથી તે પ્રસન્ન થયો છે, અને તેનો સત્કાર કરે છે; સોનાની ઝારીનો સ્વીકાર કરવા કહે છે

कारणैर्बहुभिर्युक्तैः कामं नोऽपकृतं[७] त्वया ।
गुणेषु न तु मे द्वेषो भृङ्गारः प्रतिगृह्यताम् ॥

યૌગન્ધરાયણ શરમાય છે. 'હજી તો મે સળગાવેલાં ઘર પણ ઓલવાયા નથી, મન્ત્રીઓનાં સળગેલા હૃદય પણ શાન્ત થયાં નથી, અને દણ્ડધારી રાજા મારો અપરાધીનો સત્કાર કરે છે; ખરેખર તે વધની શિક્ષા સરખું છે.

गृहा न निर्वान्ति मया प्रदीपितास्तथैव तावद्धृदयानि मन्त्रिणाम् ।
इयं तु पूजा मम दण्डधारिणः कृतापराधस्य हि सत्कृतिर्वधः ॥

યૌગન્ધરાયણ સોનાની ઝારી લેવા તૈયાર નથી. ત્યા મહેલની ટોચેથી હાહાકારનો અવાજ આવે છે. ભરતરોહક ખબર કઢાવે છે. કંચુકી ખબર લઈ આવે છે. રાણી અંગારવતી પુત્રીના હરણના શોકથી મહેલ ઉપરથી પડી આપઘાત કરવા જતા હતા પણ મહાસેને કહ્યું 'ક્ષાત્રધર્મથી તારી પુત્રીનો વિવાહ થઈ ગયો છે. હવે શા માટે હર્ષકાળે શોક કરે છે ? તેથી બન્નેના ચિત્રમાં વિવાહ કરીએ.' આથી શોકનો આનન્દ થઈ જાય છે, અને મંગળ ક્રિયાઓ થાય છે. આ ખબર સાભળી યૌગન્ધરાયણનો વિરોધ શમી જાય છે. 'આ રીતે મહાસેન સબંધને સ્વીકારે છે.' તે ઝારીનો સ્વીકાર કરે છે. एवं सबन्ध मन्यते महासेन. । तेन ह्यानीयतां भृङ्गारः । ભરતવાક્યથી નાટક પૂરું થાય છે.

આ અંકમા ત્રિજા અંકમાં લીધેલી પ્રતિજ્ઞા પૂરી થાય છે, અને મહાસેન અનિવાર્યને સ્વીકારી લે છે એટલે યૌગંધરાયણનો પ્રતિપક્ષી રાજા તરફથી સત્કાર થાય છે.

વત્સરાજ-વાસવદત્તાની કથા તેમના પ્રેમને માટે પ્રસિદ્ધ છે. છતાં આ કવિએ તે કથામાથી વીરરસનું નાટક યોજ્યુ છે. નાટકમા અન્તિમ ધ્યેય રસ હોય છે અને તેથી

+ આ ઉલ્લેખ અસ્પષ્ટ છે. જુઓ નોધ ૯.

૭ મૂળમા 'नापकृतम्' પાઠ છે તેના સ્થાને પ્રો. કે હ. ધ્રુવનો સુધારેલો પાઠ સ્વીકાર્યો છે. જુઓ પ્ર. પ્ર પૃ ૧૪૪. ટિ. ૨૮.

खगा वासोपेताः सलिलमवगाढो मुनिजनः
प्रदीप्तोऽग्निर्भाति प्रविचरति धूमो मुनिवनम् ।
परिभ्रष्टो दूराद् रविरपि च संक्षिप्तकिरणः
रथं व्यावर्त्यासौ प्रविशति शनैरस्तशिखरम् ॥

બધાં જાય છે. પ્રથમ અંક પૂરો થાય છે.

આ અંકમાં યૌગન્ધરાયણ પદ્માવતીને વાસવદત્તા સોંપે છે. યૌગન્ધરાયણના શબ્દોથી સમજાય છે કે રાજ્ય ઉપર કાંઇ આફત છે. સિદ્ધોએ કહ્યું છે કે મગધના રાજાની બહેન પદ્માવતી વત્સરાજની મહિષી થવાની છે. બ્રહ્મચારીના શબ્દોથી જણાય છે કે વત્સરાજ લાંબા કાળથી કૌશામ્બી ને બદલે લાવાણકમાં રહે છે. આથી કાશામ્બી શત્રુના હાથમાં છે એવું સૂચન કરવાનો અભિપ્રાય હશે. પદ્માવતી સાથે રાજાનાં લગ્ન થાય, વત્સદેશ શત્રુઓ પાસેથી પાછો મેળવી શકાય એ માટે યૌગન્ધરાયણ આ નવી ખટપટ કરે છે એવું કાંઇક સૂચન થાય છે. પણ આ નાટકમાં આવી ખટપટને પ્રધાનપદ નથી.

અંક ઉઘડતાં જ સૂચન થાય છે કે આ તપોવનમાં લોકોની ગ્રામ્યતાને, નાના મોટાનાં ભેદમાંથી ઉત્પન્ન થતી ગ્રામ્યતાને, અવકાશ નથી. પદ્માવતીને જોઇ યૌગન્ધરાયણને સિદ્ધોના વચનને લઇને આત્મીયતાનો ભાવ પેદા થાય છે. વાસવદત્તા એનાં મધુર રૂપ અને વાણીથી આકર્ષાય છે. અને પોતાના ભાઇ માટે તેનું માગું થાય છે એ જાણી તેને પદ્માવતી વિષે સ્નેહભાવનો ભાવ થાય છે. આ રીતે વાસવદત્તા પદ્માવતી પાસે મુકાય તે પ્હેલાં જ વાસવદત્તાને તેના માટે આકર્ષણ થાય છે. બ્રહ્મચારી આવી પૂર્વ ભાગની બીના પોતાની વાતચીતથી પ્રેક્ષકો માટે સ્પષ્ટ કરે છે. નાટકના વસ્તુને આ રીતે ગોઠવવાની રીત એ ઇબ્સેન આદિના નાટકોથી પરિચિતને ઘણી આધુનિક લાગશે. લાવાણકના દાહનો પ્રસંગ પૂર્વ ભાગની બીનાને સ્પષ્ટ કરે છે જ્યારે તે પ્રસંગમાંથી ઉત્પન્ન થતો વત્સરાજનો શોક વાસવદત્તા ઉપર તેનો અનુપમ પ્રેમ વ્યક્ત કરે છે; અને આ નિવેદન પદ્માવતી સમક્ષ થાય છે એટલે તે પણ વત્સરાજના પ્રેમાળ સ્વભાવથી આકર્ષાય છે અને જ્યારે ચેટી વત્સરાજ બીજી સ્ત્રી પરણશે કે એવો સવાલ કરે છે ત્યારે પદ્માવતીનું હૃદય પણ એ પ્રશ્ન સાભિલાષ થઇ પૂછે છે. આ રીતે નાટકના કાર્યને પણ આ નિવેદન આગળ વધારે છે. આ અનુપમ પ્રેમના નિવેદનથી સૌનાં હૃદય કેવાં ઝણઝણી ઉઠે છે તે પ્રત્યેકની ઉક્તિઓથી આપણે અનુભવી શકીએ છીએ.

બીજા અંકમાં પ્રવેશકમાં પદ્માવતીને દડાથી રમતી એક ચેટી વર્ણવે છે. દડાથી રમતી પદ્માવતી તેનો પરિવાર અને વાસવદત્તા પ્રવેશ કરે છે. વાસવદત્તા પદ્માવતીને એનો દડો આપે છે. પદ્માવતી કહે છે 'હવે બસ થયું.' વાસવદત્તા પદ્માવતીના રમતથી રાતા થએલા હાથનું વર્ણન કરે છે. ચેટી રાજકુમારીને રમત ચાલુ રાખી કન્યાભાવથી રમણીય કાલ ભોગવી લેવાનું કહે છે. વાસવદત્તા હસતી હસતી પદ્માવતીનું સુંદર મુખ નિરખી રહી છે. પદ્માવતી કહે છે 'એમ મશ્કરી કેમ કરો છો ?' વાસદત્તા કહે છે ' ના ના. સખિ ! આજ તું અધિક શોભે છે. આજે તારા વરનું મુખ પાસે હોય એમ મને દેખાય છે.' પ–'જાઓ જાઓ મારી મશ્કરી ન કરશો.' વા–' આ હું ચૂપ રહી મહાસેનના ભવિષ્યના પુત્રવધૂ

છે. એકાદ સહજ અકસ્માતથી વત્સરાજ–વાસવદત્તાનો પ્રેમ બંધાય છે, અને આ પ્રેમની એક યુક્તિ તરીકે બન્ને વચ્ચે પ્રત્યક્ષ ગુરુશિષ્યાનો સંબંધ બંધાય છે. આ આખું પ્રતિકાર્ય કવિએ બહુ જ સરળતાથી અને સ્વાભાવિક રીતે ઘડ્યું છે. ત્રિજા અંકમાં આ પ્રતિકાર્યનું પરિણામ–વત્સરાજની આસક્તિ–યૌગન્ધરાયણની પ્રથમની યોજનાને ધૂળધાણી કરી નાખે છે, તેને ઘડીભર હતાશ પણ કરી નાંખે છે. પણ એમાંથી જ યૌગંધરાયણનો ઉત્સાહ બમણા જોરથી જાગે છે, અને બન્નેનું હરણ કરવાની પ્રતિજ્ઞા તે કરે છે. આ રીતે કાર્ય અને પ્રતિકાર્ય એક જ સ્થાયીભાવને પોષે છે, અને આ નાટકને વીરરસનો સુંદર નમુનો બનાવે છે.

આ સ્થળે એક મતભેદ નોંધવાની જરૂર છે. પ્રો. કેશવલાલ ધ્રુવ પ્રધાનની પ્રતિજ્ઞા (આવૃત્તિ ૧)ના ઉપોદ્‌ઘાતમાં પૃ. ૨૯–૩૧ ઉપર આ નાટકને બીજી રીતે સમજતા હોય એમ દેખાય છે. તેઓ કહે છે કે "નાટકનું નામ કવિએ **प्रतिज्ञायौगन्धरायण** રાખ્યું છે તે ઉપરથી કદાચ એમ ધરાય, કે યૌગંધરાયણનું પ્રાધાન્ય તેને અભિમત હશે. પણ એ ધારવું બરાબર નથી. નાટકનું પ્રસ્તુત નામ રાખવામાં આવ્યું છે, તે તો યૌગંધરાયણે લીધેલી પ્રતિજ્ઞા તેનો એક આકર્ષક બનાવ છે તે કારણથી હોય એમ હું સમજું છું...... ......................................યૌગન્ધરાયણ મહાસમર્થ અમાત્ય છે, તેની ના પડાય નહિ. એની નયહાક સર્વત્ર વાગી રહી હતી. એણે સ્વામીને છોડવવા કૌશંબી ઉજ્જયિનીમાં વસાવી હતી. ભરતરોહકને છક્કડ ખવરાવી વત્સરાજને એણે છોડાવ્યો અને વાસવદત્તાનું હરણ પણ કર્યું. પણે પોતે મહાસેનનો જ દાવ રમતો હતો તે એ જાણી શક્યો નહિ. એટલી એની કચાશ. નાટકના પાત્રોમાં પ્રાધાન્ય તો મહાસેનનું જ છે. યૌગન્ધરાયણ વત્સરાજને છોડાવવા મથે છે, ત્યારે એ તેને લોહ કરતાં વધારે મજબૂત સાંકળે બાંધી લેવાનું કરે છે, જેમાંથી તે છૂટવા જ પામતો નથી. એકના ભેદ અને દંડનું ઝેર બીજો અમૃત તુલ્ય સામથી ટાળી નાંખે છે. એકનું તેજ બીજાના તેજમાં સમાય છે. એકનો મંત્ર બીજાના મહામંત્રનો સહકારી બને છે. મહાસેનના મનનો પાર યૌગંધરાયણ છેવટ સુધી પામતો નથી. સોનાની ઝારીની ભેટથી તે ઊલટો મુઝાય છે. તેની આંખનાં પડળ ઝંપાપાત કરવી અંગારવતી પ્રત્યેના મહાસેનના અમૃતાંજન જેવા બોલથી જ દૂર થાય છે.

"પ્રેક્ષકો મહાસેનને નજરોનજર તો માત્ર બીજા અંકમાં જ જુએ છે. પરંતુ આંતર ચક્ષુથી જોનારને તે આખા નાટકમાં સૂક્ષ્મરૂપે વ્યાપી રહેલો જણાય છે. નાગવનમાં શાલંકાયન મૂર્છામાંથી જાગે છે, ત્યારે મહાસેન જ જાણે તેના કાનમાં કહે છે, કે 'ઉઠો, ઉઠો. તમે શું ઊંઘ પડી રહ્યા છો ? જુઓ વત્સરાજની શી દશા થાય છે તે.' કારાગૃહ સેવવા તૈયાર થયેલા હાંસુજીને કૌશાંબી વળાવી વત્સરાજને નછરો પાડનાર પણ એ સૂક્ષ્મરૂપધારી મહાસેન છે. ચોબારી ધર્મશાળામાં વસંતક કંપક ગર્વથી તેના સાથીઓને કહે છે કે 'શત્રુઓ એકવાર મને તો ઓળખે, પછી તમને.' તે વખતે અવંતિનાથ જાણે બોલનારના સામું કતરાતી આંખે જુએ છે અને મુછમાં હસે છે. નાટકના અંત ભાગમાં મહાસેન અપ્રત્યક્ષ છતાં ઊલટો વધારે પ્રત્યક્ષ છે. એના સાંનિધ્ય વગર ચોથા અંકની ગૂંચ

જની ઉંડી લાગણીનું સૂચન કરે છે. અમુક વ્યવહારના પ્રયોજનથી વત્સરાજે પદ્માવતીને સ્વીકારી છે. આથી જ પદ્માવતીની રતિ એ અર્થશૃંગારનું ઉદાહરણ ગણાયું છે.

બીજી એક ચેટી આવી ધાત્રીને કહે છે કે આજે જ વિવાહસૂત્ર મંગળ કરવાનું છે.' વાસવદત્તાનું હૃદય સમાધાન પામ્યું છે. વત્સરાજ પોતે પદ્માવતી તરફ કામથી પ્રેરાઈ લગ્ન કરતો નથી; એથી એને અપરાધી ગણી શકતી નથી; છતાં પોતાનો વલ્લભ બીજાનો થાય છે એ ઘટના એના દીલને હચમચાવી મુકે છે. ચેટી ઉતાવળ કરવાનું કહે છે એ સાંભળી વાસવદત્તા કહે છે 'જેમ જેમ ઉતાવળ થાય છે તેમ તેમ મારા હૃદયમાં અંધકાર વધે છે ' जह जह तुवरदि, तह तह अन्धीकरेदि मे हिअअं.' ધાત્રી–' ચાલો ચાલો રાજકુમારી.' બધાં જાય છે. બીજો અંક પૂરો થાય છે.

આ અંકમા પ્હેલા અંકમાં પદ્માવવતીના હૃદયમાં મુકાએલું અનુરાગ-બીજ વિકાસ પામે છે. અમુક પ્રયોજનથી–રાજકાજના પ્રયોજનથી–ઉદયન મગધરાજની નગરી પાટલિપુત્રમાં આવ્યો છે. દર્શક પોતાની બ્હેન એને આપે છે. વત્સરાજ તેની ના પાડી શકતો નથી. આમાંએ વત્સરાજ ઉપર રાજકીય આપત્તિનું ગૂઢ સૂચન છે.

ત્રિજા અંકમાં ચિન્તનમગ્ન વાસવદત્તા પ્રવેશ કરે છે. અન્તઃપુરમાં વિવાહનો આનંદ પ્રવર્તે છે. પતિના અન્ય સ્ત્રી સાથેના લગ્ન ઉત્સવના સાક્ષી થવું એ વાસવદત્તા માટે કેટલું દુઃસહ હશે તેની કવિ ઝાંખી કરાવે છે. પોતે પદ્માવતીને મુકી પ્રમદવનમાં આવતી રહી છે. 'હવે નસીબથી આવેલા દુઃખને વિસારૂં! (આમ તેમ ફરી) અહો બહુ ખરાબ થયું! આર્યપુત્ર પણ પારકા થઇ ગયા! લાવ બેસું. (બેસે છે) ચક્રવાકીને ધન્ય છે કે જે વિરહ થતાં જીવતી નથી. પણ હું પ્રાણ તજતી નથી. આર્યપુત્રને જોઇશ એ મનોરથથી હું અભાગણી જીવું છું.' દુઃખને વિસરવાનો પ્રયત્ન કરતાં દુઃખચિન્તનમાં જ મગ્ન થાય છે.

પુષ્પો લઇ એક ચેટી પ્રવેશ કરે છે. 'આર્યા આવન્તિકા ક્યાં ગયાં? (આમ તેમ ફરી જોઇ ને) અહો આ ચિન્તાશૂન્ય હૃદયવાળાં, હિમથી છવાએલી 'ચન્દ્રલેખા જેવાં' શણગાર વિનાનો સુંદર વેષ ધારણ કરતાં, પ્રિયંગુની નીચે શિલાપટ્ટ ઉપર બેઠાં છે.' તેની પાસે જઇ કહે છે એ ક્યારની એને શોધે છે. વાસવદત્તા કામ પૂછે છે. ચેટી–'રાણીજી કહે છે કે આપ મહાકુળમાં જન્મેલાં છો, પ્રેમાળ છો અને નિપુણ છો! તેથી આર્યા વિવાહ માટે આ માળા ગુંથો.' કવિ જાણે વાસવદત્તાના હૃદયના તારેતાર તુટી જાય ત્યાં સુધી ખેંચતો હોય એમ લાગે છે. શૂન્યહૃદયા વાસવદત્તા પૂછે છે 'કોના માટે?' ચેટી કહે છે 'અમારાં રાજકુમારી માટે.' વાસવદત્તા–(સ્વગત) 'આ એ પણ મારે જ કરવાનું નિમાર્ણ થયું. અહો દેવો બકરુણ છે!' આ પ્રમાણે વાસવદત્તાને અફસોસમાં ડુબેલી જોઇ ચેટી એને ઉતાવળ કરવાનું કહે છે; કારણકે જમાઇ મણિભૂમિમાં સ્નાન કરે છે. વાસવદત્તા નિરુપાય છે. ચેટીને પૂછે છે 'જમાઇ જોયા!' ચેટી કહે છે 'પદ્માવતી માટે સ્નેહથી અને પોતાના કુતૂહલથી પ્રેરાઇ નિરખ્યા છે. વાસવદત્તા પૂછે છે–' જમાઇ કેવા છે?' ચેટી–'એવો પુરુષ પૂર્વે જોયો નથી?' વા–'સખિ! કહે કહે સુંદર છે?'–ચેટી–' શરચાપરહિત જાણે કામદેવ પોતે જ' વાસવદત્તા સમજે છે કે તેનું હૈયું હાથ નથી રહેતું; એથી વાત

જ્ઞાત સ્પષ્ટ થાય છે કે વત્સરાજને કોઇ પણ રીતે વશ કરવો એ મહાસેનની ખટપટનું મુખ્ય ધ્યેય હતું. આની સાથે તે પોતાની કન્યા માટે યોગ્ય વર છે એ વિચાર પણ હશે તે ઉપર જણાવ્યું છે. પણ તેણે પકડવાની ખટપટ વત્સરાજને પોતાનો જમાઇ બનાવવા માટે કરી એ માનવા માટે આ નાટકમાં કવિના વચનોમાં કશું સૂચન નથી. વત્સરાજ પકડાયા પછી તેનું વૈર શમી જાય છે. બીજા અંકના અંતે મહાસેન સ્પષ્ટ શબ્દોમાં કહે છે 'पूर्वं तावद् वैरमस्यावलेपाद्, आनीतेऽस्मिन् स्यात् तु मध्यस्थता मे। પ્હેલાં એના ગર્વના કારણથી વૈર હતુ, તેને લાવ્યા પછી મધ્યસ્થતા મારા માટે યોગ્ય છે.' આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે વત્સરાજને પકડવામાં મહાસેનનો હેતુ તેને 'લોહ કરતાં મજબૂત સાંકળે બાંધવો' એ નહતો, પણ એક પ્રતાપી શત્રુને વશ કરવો એ જ હતો એને પકડયા પછી જ વાસવદત્તાના સંબંધ માટે તે અનુકૂળ થઇ શકે.

પ્રો. કેશવલાલ ધ્રુવ 'આંતર ચક્ષુથી' તેને 'આખા નાટકમાં સૂક્ષ્મ રૂપે વ્યાપી રહેલો' જુએ છે. એમનું આ દર્શન પણ મને અવાસ્તવિક લાગે છે. કારણ કે કવિના વચનોમાં એવું સૂચન ગ્રહણ કરવા કાંઇ સામગ્રી નથી. વળી મહાસેન જો ખરેખર બધું જાણતો હોય એમ આપણે માનીએ તો પછી એ સ્વીકારવું પડે કે તેને વાસવદત્તા અને વત્સરાજના ગુપ્ત પ્રેમની ખબર હતી, અને સંગીત-શિક્ષણને બદલે ત્યાં કામલીલા પ્રવર્તતી હતી એ પણ એ જાણતો હતો? કોઇ પણ પિતા આવું જાણ્યા પછી પોતાની દીકરી કે તેના યારને ઘડીભર સહન કરી શકે? પોતાને સમ્મત હોય તો લગ્ન કરી દે, અસમ્મત હોય તો મારી નાંખે. પણ આમાંનું કશું મહાસેન કરતો નથી, ઉલટો (એ બધું જાણી જોઇને થવા દે છે એ દૃષ્ટિએ) વાસવદત્તાને નાસી જવા દે છે. મહાસેનને નાટકમાં સૂક્ષ્મરૂપે વ્યાપી રહેલો જોવાથી બીજી અનેક અનર્થપરંપરા ઉત્પન્ન થાય છે.

વાસ્તવિક સ્થિતિ તો એ લાગે છે કે મહાસેન વત્સરાજને કબજે કર્યા પછી તેને પ્રસન્ન રાખવા ઇચ્છે છે; અને વત્સરાજ અનુકૂળ થાય તો લગ્નના સંબંધમાં વૈરને શમાવી દેવું એવો એનો અભિપ્રાય હશે. વાસવદત્તા વત્સરાજ પાસે વીણા શીખવા જાય છે. આ બધામાં રાણીનો હાથ હશે,[૯] અને રાજા પ્રતિકૂળ નહિ હોય. પણ

૯. એક નાટકની કથાને જો બીજા નાટકની કથાથી સમજવામાં વાંધો ન ગણાય તો આ સ્થળે સ્વપ્નવાસવદત્તાના છેવટના અંકમાંથી અંગારવતીના સંદેશાનો ઉપયોગ કરીએ. રાજાનો સંદેશો રાજકીય છે, જ્યારે અંગારવતીનો વાસવદત્તાના સંબંધ વિષે છે. તેમાં વત્સરાજને એમ કહ્યું છે કે તે તેમને પોતાના પુત્રો જેવો વ્હાલો હતો. આથી 'પ્રથમથી જ જમાઇ તરીકે તું અભિપ્રેત હતો. આ માટે જ તને ઉજ્જયિની લાવ્યા. અગ્નિની સાક્ષી વિના જ વિણાના બ્હાને (વાસવદત્તા તને) સોંપી. તારી ચપળતાથી તું વિવાહ કર્યા વિના જ ચાલ્યો ગયો. પછી અમે બન્ને એ ચિત્રફલકમાં વિવાહ ઉજવ્યો.' આ સંદેશામાં રાણીના વિચારો છે. પણ એ યાદ રાખવું જોઇએ કે આ વિચારો વત્સરાજ સાથે સંબંધથી જોડાયા પછીના છે; જ્યારે પ્રતિજ્ઞામાં તે પ્હેલાંની સ્થિતિનું વર્ણન છે. વળી આ સંદેશો મહાસેન મોકલતો નથી, એથી મહાસેનના હેતુ વિષે એમાંથી

'વિદૂષક અને વત્સરાજ વચ્ચે વાર્તાલાપ ચાલે છે. વસન્તક વત્સરાજના પ્રથમ પ્રણયનો સાક્ષી હતો, અને બીજાનો છે. એકાન્ત જોઇ વત્સરાજને પૂછે છે કે 'તમને કોણ વ્હાલા છે–તે સમયનાં વાસવદત્તા કે અત્યારનાં પદ્માવતી ? રાજા આનો ઉત્તર આપવા ખુશી નથી. 'શા માટે મને આવા સંકટમાં મુકે છે?' પદ્માવતી પણ સમજે છે કે આ મોટું સંકટ છે. વાસવદત્તા સ્વગત કહે છે 'હું પણ મોટા સંકટમાં મુકાઇ છું.' પદ્માવતીએ વીણા શીખવના પ્રસંગે પૂર્વે ઉલ્લેખ કરેલો તેથી તેને શાંતિ વળેલી પણ તેમાં 'જો સાચું હોય તો' એવી શંકાને સ્થાન હતું. વત્સરાજ શો ઉત્તર આપશે એના વિચારથી આ પ્રેમાળ ધવાએલું હૃદય તરફડે છે. વિદૂષક કહે છે 'બોલોને! એક મરી ગયાં છે, બીજાં પાસે નથી.' રાજા—'હું ન કહું એમ નહિ પણ તું વાચાળ છું.' પદ્માવતી આટલાથી જ સમજી જાય છે. રાજાને વિદૂષકની વાચાળતાની બ્હીક છે–એટલે કે વિદૂષક પદ્માવતીને કહી દે એની બ્હીક છે. પદ્માવતી વ્હાલી છે એમ કહેવાની તો બ્હીક હોય જ નહિ. વિદૂષક કહેવાનું દબાણ કરે છે. સાનુકમ્પાવાળી પદ્માવતી રાજાની સ્થિતિ સમજે છે અને એને આ વિદૂષકનું દબાણ ગમતું નથી. છેવટે રાજા કહે છે 'શું કરવું? સાંભળ! રૂપ, શીલ અને માધુર્યથી જો કે પદ્માવતી મને બહુમત છે છતાં વાસવદત્તામાં બદ્ધ થએલા હૃદયને હરતી નથી!

पद्मावती बहुमता मम यद्यपि रूपशीलमाधुर्यैः ।
वासवदत्तावद्धं न तु तावन्मे मनो हरति ॥

વાસવદત્તાના હૃદયમાંથી ઉદ્ગાર નીકળે છે 'થયું થયું! આ પરિશ્રમનું ફળ મળી ગયું. આ સ્થિતિમાં તો અજ્ઞાતવાસ પણ બહુગુણવાળો થયો!' વાસવદત્તાની બધી વેદના શમી ગઇ, તે હવે સ્વસ્થ થઇ ગઇ, રાજાના પ્રેમ વિષેનો સર્વ સંદેહ દૂર થઇ ગયો.

ચેટી પોતાના સ્વભાવ પ્રમાણે પદ્માવતીને કહે છે 'રાજકુમારી! સ્વામી અદાક્ષિણ્ય છે!' પ–'સખિ એમ ન બોલ! આર્યપુત્ર સદાક્ષિણ્ય જ છે જે હજી પણ આર્યા વાસવદત્તાના ગુણોને સ્મરે છે.' પદ્માવતી સાચો પ્રેમ કોણ કરી શકે તે સમજે છે. આ ઉક્તિ પદ્માવતી અને વાસવદત્તાનો સંબંધ પણ પ્રેમાળ બનાવે છે. વા—'ભદ્રે! તારા ઉચ્ચત્વને યોગ્ય જ તું બોલી!'

આ તંગ પ્રસંગ પછી કવિ જરા હાસ્ય મુકે છે. રાજા વિદૂષકને પૂછે છે 'બેમાંથી તને કોણ વધાર ગમે?' વિદૂષક પણ રાજાની માફક રકઝક કરે છે. પણ એકની રકઝક હૃદયમન્થનની સૂચક હતી, બીજાની હાસ્યનિષ્પાદક છે. વિદૂષક કહે છે બન્ને વ્હાલાં છે; પણ પદ્માવતી એના ખાવાપીવાની વધારે સંભાળ લે છે એટલો જરા તફાવત ખરો! રાજાનું મન આ વાતચીતથી વર્તમાન સ્થિતિ વિસરી જાય છે. અને પ્હેલાંની પરિચિત સ્થિતિમાં લીન થઇ જાય છે. રાજા કહે છે—'ઠીક! ઠીક! વસન્તક! આ બધું હું દેવી વાસવદત્તાને કહીશ!' રાજા ઘડીભર ભૂલી જાય છે કે વાસવદત્તા ગુજરી ગઇ છે! વિદૂષક આ મર્મચ્છેદી મશ્કરી સમજે છે; બીચારો કહે છે 'અફસોસ વાસવદત્તા! ક્યાં છે વાસવદત્તા?

# સંસ્કૃત નાટક સાહિત્ય

## લેખાંક ૧૧

## સ્વપ્નવાસવદત્તાદિ નાટકચક્ર

### સ્વપ્નવાસવદત્ત

[ રસિકલાલ છો. પરીખ ]

આ નાટકચક્રમાં સ્વપ્નવાસવદત્ત મુખ્ય છે. તેને જો ભાસનું માનીએ તો રાજશેખરનો ઉલ્લેખ પણ એવી સાખ પૂરે છે કે પ્રાચીન કાળમાં પણ આ નાટક ઉત્તમ ગણાતું.

भासनाटकचक्रेऽपि च्छेकैः क्षिप्ते परीक्षितुम् ।
स्वप्नवासवदत्तस्य दाहकोऽभून्न पावकः ॥

અને આપણે પણ જોઇ શકીએ છીએ કે ખરેખર આ નાટક એવું છે કે અગ્નિને પોતાનો દાહક સ્વભાવ એની સમક્ષ છોડી દેવો પડે. વત્સરાજના શબ્દો જરા ફેરવી કહી શકીએ કે 'આવું નાટક માધુર્ય અગ્નિ શી રીતે દૂષિત કરી શકે?' (જુઓ અં. ૬. શ્લો. ૧૩).

અત્યાર પ્હેલાં આપણે જે નાટકોની સમાલોચના કરી ગયા તેમાં અને આ નાટકની કલ્પનામાં મોટો ભેદ દેખાય છે. તે નાટકોમાં બાહ્ય બનાવોની ઘટનાનું પ્રાબલ્ય હતું; અને તે બાહ્ય બનાવોના પ્રતિઘોષ રૂપે માનવહૃદયના તે તે ભાવોનું કવિ આપણને દર્શન કરાવતો. પ્રતિમા, ઊરુભંગ, બાલચરિત કે પ્રતિજ્ઞાયાગન્ધરાયણ જેવા નાટકોની દષ્ટિએ સરખાવતાં આપણને એમ લાગે કે આમાં બનાવો નહિ જેવા છે; અને છતાં આ નાટક નાટકની દૃષ્ટિએ જ તે બધાં કરતાં આપણને વધારે મુગ્ધ કરે છે. નાટકની આકર્ષકતા તેના કાર્યસંવિધાન-અને પાત્રનિરૂપણ ઉપર આધાર રાખે છે. આ નાટકમાં તે બન્ને બહુ આકર્ષક છે, ફક્ત બીજાની અપેક્ષાએ તે જૂદી તરેહના છે. સ્વપ્નવાસવદત્ત એ પ્રધાનપણે માનવહૃદયનું નાટક છે. આ જાતનું બીજું નાટક આ કવિની કૃતિઓમાં કર્ણભાર છે. તેમાં અન્તિમ યુદ્ધ કરવા જતા કર્ણના હૃદયનું કવિએ આપણને મર્મભેદક દર્શન કરાવ્યું છે. કાલિદાસે કહ્યું છે કે નાટકમાં ત્રૈગુણ્યમાંથી-સત્ત્વ, રજસ અને તમસના સંઘાતમાંથી ઉત્પન્ન થતું લોકચરિત દેખાય છે. પ્રત્યેક પ્રવૃત્તિ એ ત્રણના સંઘાતથી ઉત્પન્ન થાય છે છતાં એમાં એક કે બીજો ગુણ પ્રધાનપદે હોય છે. એ દૃષ્ટિએ વિચારતાં આપણે કહી શકીએ કે આ કવિનાં બીજાં નાટકો રજોગુણ-પ્રધાન છે જ્યારે સ્વપ્નવાસવદત્ત સત્ત્વગુણ-પ્રધાન છે. આખા નાટકના વાતાવરણને કોઇ એક શબ્દથી સૂચવવું હોય તો હું કહું કે કોમળતા.

નાટકનું પ્રથમ દૃશ્ય તપોવન છે. 'આઘા ખસો આર્યો! આઘા ખસો' એ રાજસત્તાના મદસૂચક શબ્દો બોલતો સીપાઇ પ્રવેશ કરે છે. પરિવ્રાજકના વેષમાં યૌગન્ધરાયણ

પ્રેમ થાય છે. તે આપ ઉઠો ! રાજા ઉઠે છે અને જાય છે. આ છેવટનો પ્રસંગ રાજકીય કાર્યનું સૂચન કરે છે.

કોઇ પૂછે કે આ અંકમાં કાર્ય કેટલું આગળ વધ્યું. બાહ્ય દૃષ્ટિએ વિચારીએ તો કોઇ નહિ પણ હૃદયપરિવર્તનની દૃષ્ટિએ વિચારીએ તો ઘણું જ. ત્રિજા અંકના અંતે વાસવદત્તાના હૃદયની જે સ્થિતિ હતી તેને આ અંકના અન્તે જે સ્થિતિ છે તે સાથે સરખાવો એટલે સમજાશે. વત્સરાજના અલૌકિક પ્રેમ વિષે સાંભળ્યું હતું. તેનું દર્શન આ અંકમાં થાય છે.

પાંચમા અંકના પ્રવેશકમાં ,પદ્મનિકા મધુરિકાને ઉતાવળથી આવવાનું કહે છે. તે આવે છે એટલે એને ખબર આપે છે કે પદ્માવતી અસ્વસ્થ છે, તેનું માથું દુઃખે છે. અને એ ખબર આર્યા આવન્તિકાને આપવાનું કહે છે. 'એ ખબરથી જ તે પોતાની જાતે જ આવશે.' મધુરિકા પૂછે છે તે આવી શું કરશે. પદ્મનિકા-'તે મધુર કથાઓથી ભર્તૃદારિકાની શીર્ષવેદના દૂર કરશે.' મ-'બરાબર છે, પથારી ક્યાં રાખી છે ?' પ-'સમુદ્રગૃહમાં. હવે તુ જા અને હું સ્વામીને નિવેદન કરવા આર્ય વસન્તકને ખોળી કાઢું.' મધુરિકા જાય છે. પદ્મનિકા વિદૂષક વસન્તકને શોધે છે. વિદૂષક આવે છે. તે જણાવે છે કે વાસવદત્તાના વિયોગથી દુ:ખી થએલા વત્સરાજને આ નવીન લગ્નોત્સવમાં 'વિરહાગ્નિ વધારે દહે છે. આનું કારણ ગયા અંકમાં થએલાં સ્મરણો હોય; એ સ્મરણ પરંપરા ચાલતી હોય અને તેની વિરહવેદના વધતી હોય[૨] પદ્મનિકાને જોઇ તેને બોલાવે છે. ' પદ્મનિકા કેમ શું ચાલે છે ?' પદ્મનિકા પદ્માવતીનુ માથુ દુખ્યાની વાત જણાવે છે. વિદૂષક વત્સરાજને ખબર આપવા જાય છે. પ્રવેશક પૂરો થાય છે.

---

૨ શારદતનયના ભાવપ્રકાશમાં જૂદી જાતની પાચ સંધિઓ ગણાવી છે. તેના ઉદાહરણો સ્વપ્નવાસવદત્તમાંથી લીધા છે. તેમાં એવો નિર્દેશ છે કે "પદ્માવતીનું મુખ વિશેષકથી વિભૂષિત જોઇ આવન્તિકા-એટલે અવન્તિની-વાસવદત્તા જીવે છે એમ રાજાએ જાણ્યું." આ વિગતનો આમાં નિર્દેશ નથી. પણ શારદતનયે આગળ જતાં આપેલો **'चिरप्रसुप्त'** ઇત્યાદિ શ્લોક આ નાટકમાં છે. જુઓ પુરાતત્ત્વ પુ. ૩, અંક ૧, પૃ. ૫૦. તેથી સંભવિત છે કે મુદ્રિત વાચનાની પ્રતોમાંથી એ ભાગ લુપ્ત થઇ ગયો હોય. પ્રો. કેશવલાલ ધ્રુવ આ વિગતનો સંબંધ ઉપરના પ્રસંગ સાથે જોડે છે. તેઓ મૂળ શ્લોકની બીજી પંક્તિમાં જૂદી વાચના કલ્પે છે. મૂળમાં **'जीवत्यावन्तिकेत्येतद् ज्ञातं भूमिभुजा यथा '** છે તેને સ્થાને **'देव्या आवन्तिकाया हि स्मृतं भूमिभुजा यथा'** એવો પાઠ કલ્પે છે. અને આ પ્રમાણે વાચના ફેરતી વિદૂષકની મુદ્રિત વાચનાને સ્થાને નીચે પ્રમાણે વાચના કલ્પે છે. **अज्ज खु अच्चन्तसुहावहे पदुमावदीपाणिग्गहणमहुस्सवे तत्तहोदो वच्छराअस्स देवीवअणविसेसअदंसणसमीरिदो वासवदत्ताविओग्गिदाहो अहिअं वड्ढदि ॥** જુઓ પુરાતત્ત્વ પુ. ૩. પૃ. ૧૪૧.

સ્નેહાર્દતા.!' બ્ર–'પછી તેના શરીરે ધારણ કરેલાં બળતા બચી ગયેલાં આભરણોને છાતી સરસાં ચાંપી રાજા મૂર્છિત થયા.' બધા આ હકીકત સાંભળી 'હા !'નો ઉદ્‌ગાર કાઢે છે. વાસવદત્તા યૌ. ને મનથી ઠપકો આપે છે, 'હવે આર્ય યૌગન્ધરાયણની ઇચ્છા ફળી !' એમ વિચારી વાસવદત્તા રડી પડે છે. ચેટી તે જુએ છે અને પદ્માવતીને જણાવે છે. પદ્માવતી–'આર્દ્ર હૃદયનાં હશે !' યૌ. ને વાસવદત્તા પ્રકટ થઇ જવાનો ભય લાગે છે એટલે ઉતાવળથી કહે છે 'હા એમ જ. એમ જ સ્વભાવે મારી બ્હેન આર્દ્ર છે.' બ્રહ્મચારી આગળ ચલાવે છે. 'પછી ધીમે ધીમે તે શુદ્ધિમા આવ્યાં પદ્માવતી કહે છે 'સુભાગ્યે જીવે છે. મૂર્છા પામ્યા એમ સાંભળી મારૂં હૃદય શૂન્ય થઇ ગયું હતું.' આ પછી બ્રહ્મચારી વત્સરાજ કેટલો બધો શોકાકુલ થયો હતો તે જણાવે છે. 'વધારે શું ? ચક્રવાકો પણ એટલો શોક નથી કરતા. બીજાઓ વિશિષ્ટ સ્ત્રીઓનો વિયોગ થતાં પણ એમ નથી કરતા. તે સ્ત્રી ખરેખર ધન્ય છે જેને સ્વામી આવી લહે છે. તે બળી છે તો પણ પતિના સ્નેહથી ન બળ્યા જેવી જ છે.

नैवेदानीं तादृशाश्चक्रवाकाः
नैवाप्यन्ये स्त्रीविशेषैर्वियुक्ताः ।
धन्या सा स्त्री यां तथा वेत्ति भर्ता
भर्तृस्नेहात् सा हि दग्धाप्यदग्धा ॥

આ ખબર સાંભળી યૌગન્ધરાયણને ચિન્તા થાય છે અને તેને પૂછે છે કે કોઇ અમાત્ય રાજાને સ્વસ્થ કરવા બરાબર યત્ન કરે છે કે નહિ ? બ્રહ્મચારી જણાવે છે કે અમાત્ય રુમણ્વાન ખૂબ યત્ન કરે છે, તે રાજાના સુખે સુખી અને દુઃખે દુઃખી છે. વાસવદત્તાને આ ખબર સાંભળી શાન્તિ થાય છે. યૌગન્ધરાયણ પણ રુમણ્વાનના કાર્યભારની પ્રશંસા કરે છે. યૌ. બ્રહ્મચારીને પૂછે છે કે રાજા હજી સ્વસ્થ થયા છે કે નહિ ? બ્રહ્મચારી તે જાણતો નથી. પણ રાજા વાસવદત્તા સાથેના સહભોગના તે તે સ્થાનો જોઇ વિલાપ કરતા હતા તેથી અમાત્યો મહામહેનતે તેમને એ ગામમાથી લઇ ગયા. રાજાના ગયા પછી 'ચન્દ્ર વિનાના આકાશ જેવું તે ગામ અરમણીય થઇ ગયુ. પછી હું પણ ચાલી નીકળ્યો.'

તાપસી આ વૃત્તાન્ત સાભળી કહે છે 'એ રાજા ખરેખર ગુણવાન હોવો જોઇએ જેની આ આગન્તુક આટલી બધી પ્રશંસા કરે છે.' ચેટીને હિંદુ લોકોને સ્વાભાવિક વિચાર આવે છે, 'ભર્તૃદારિકા ! શું એ બીજી કોઇ સ્ત્રીનું પાણિગ્રહણ કરશે ?' પદ્માવતી કાંઇ જવાબ આપતી નથી પણ સ્વગત ઉક્તિ કરે છે કે પોતાના હૃદયની જ વાત ચેટીએ કરી.

બ્રહ્મચારી જવાની રજા માગે છે યૌગન્ધરાયણ પણ જવાની રજા માગે છે. પદ્માવતી કહે છે 'આર્યની બ્હેન આર્યના વિના ઉત્કંઠિત થશે.' યૌ. કહે છે સારા માણસના હાથમાં છે એટલે ઉત્કણ્ઠા નહિ કરે. યૌ. જાય છે. કંચુકી કહે છે હવે અંદર જવાનો વખત થયો છે. પદ્માવતી તાપસીને નમન કરે છે, તાપસી તેને યોગ્ય પતિ મળવાનો આશીર્વાદ આપે છે; વાસવદત્તા નમે છે તેને થોડા સમયમાં ભર્તા સાથે સમાગમ થવાનો આશીર્વાદ આપે છે. કંચુકી સાયંકાળનું વર્ણન કરે છે. પક્ષીઓ માળે જાય છે. મુનિઓ પાણીમાં સ્નાન કરવા પડયા છે. દૂર પડેલો સૂર્ય પણ કિરણ સંકેલી રથને રોકી ધીમે ધીમે અસ્તશિખર તરફ ઉતરે છે.

स्मराम्यवन्त्याधिपतेः सुतायाः
प्रस्थानकाले स्वजनं स्मरन्त्याः ।
बाष्पं प्रवृत्तं नयनान्तलग्नं
स्नेहान्ममैवोरसि पातयन्त्याः ॥

अपि च

बहुशोऽप्युपदेशेषु यया मामीक्षमाणया ।
हस्तेन स्रस्तकोणेन कृतमाकाशवादितम् ॥

રાજાનો સતાપ જોઈ વિદૂષક બીજી વાત કહેવા માડે છે 'બ્રહ્મદત્ત નામનુ નગર છે, ત્યાં કાંપિલ્ય નામનો રાજા છે ' રા— શુ ? શુ ?' વિદૂષક એનું એ બોલે છે રાજાને હસવુ આવ્યુ હશે રા—'મૂર્ખ' રાજા બ્રહ્મદત્ત અને નગર કાપિલ્ય એમ બોલ ! વિ-'એમ કે ?' રાજા—'હા એમ' વિ—'તો જરા ઉભા રહો હુ ગોખી લઉં ' એ પ્રમાણે વિદૂષક ગોખે છે એટલામાં રાજા ઉઘી જાય છે મૂળમાં જો કે સૂચન નથી પણ આપણે કલ્પી લેવુ જોઇએ કે રાજા માથાથી પગ સુધી ઓઢીને સુઇ ગયો છે આથી ઠડીનો સમય છે એમ કહી વિદૂષક પોતાનુ ઓઢવાનું લેવા જાય છે

આવન્તિમવેષધારી વાસવદત્તા અને ચેટી પદ્મનિમ આવે છે ચેટી વાસવદત્તાનેમાથુ દુ ખ ખબર આપે છે બન્ને સમુદ્રગૃહ પાસે જાય છે. ચેટી માથે ચોપડવાની દવા લેવા જાય છે. વાસવદત્તા એકલી પડે છે અહો દેવો નિર્દય છે ! વિરહ વ્યાકુળ આર્યપુત્રનુ વિશ્રામસ્થાન થએલી પદ્માવતી પણ અસ્વસ્થ થઈ લાવ અદર જાઉ (અદર જઇ જુએ છે) અહો સેવકો કેટલા પ્રમાદી છે ! અસ્વસ્થ પદ્માવતીની પાસે એકનો દીવો મુકી બધાં જતા રહ્યા છે આ પદ્માવતી સુતી છે લાવ બેસુ અથવા બીજા આસન ઉપર બેસીશ તો એને ઓછુ આવશે તેથી આ પથારીમા બેસું (બેસે છે) અરે એની સાથે બેસતા મારા હૃદયમા આનન્દ કેમ થાય છે ? સુખેથી લાબા શ્વાસ લે છે। વેદના મટી ગઇ હશે. અથવા એ પથારીમા એક બાજુએ સુતી છે એથી એમ સૂચવે છે કે 'મને ભેટ' લાવ સુઇ જાઉ ? (શયનનો અભિનય કરે છે)

રાજા એક પાસે ઓઢીને સુતો છે, અને દીવાનુ તેજ એટલુ બધુ સ્પષ્ટ ન હોય તેથી વાસવદત્તા ભુલ કરે એમાં કશુ અસભવિત નથી

રાજા વાસવદત્તાનુ સ્મરણ કરતો સુઇ ગયો છે એટલે એનુ એને સ્વપ્ન આવે છે ઉદ્વિગ્ન રાજા સ્વપ્નમા બોલે છે 'હા વાસવદત્તા !' વાસવદત્તા ચમકીને ઉભી થઇ જાય છે 'હ આર્યપુત્ર ! પદ્માવતી નથી ! મને જોઇ તો નહિ હોય ! જો મને જુવે તો આર્ય યૌગન્ધરાયણનો મહાન પ્રતિજ્ઞાભાર નિષ્ફળ જાય !' રાજા ઉઘમા લવે જાય છે 'હા અવન્તિરાજપુત્રિ !' વાસવદત્તા જુએ છે કે રાજા સ્વપ્નમા બોલે છે એટલે વાસવદત્તાનો દબાઇ રહેલો અભિલાષ જાગે છે ' અહીંઆ કોઇ પણ માણસ નથી. લાવ ત્યારે

પદ્માવતી વાસવદત્તાને મહાસેન સંબંધી માહીતી પૂછે છે. વાસવદત્તા તે માહીતી આપે છે. પદ્માવતી કાંઈ જવાબ આપતી નથી. એના મુખ ઉપર ઉપેક્ષાનો અભિનય આપણે કલ્પવો જોઈએ. ચેટી વાસવદત્તાને કહે છે રાજકુમારીને તે રાજા સાથે સંબંધ પસંદ નથી. વાસવદત્તા પૂછે છે ત્યારે એમને કોણ પસંદ છે. ચેટી કહે છે 'ઉદયન નામના વત્સોના રાજા છે. તેમના ગુણોનો રાજકુમારીને અભિલાષ છે.' આ વચનની વાસવદત્તા ઉપર શી અસર થઈ હશે તે પ્રેક્ષક જોઈ શકે, વાંચક કલ્પી લે. વાસવદત્તા સ્વગત એટલું જ કહે છે 'આર્યપુત્રને સ્વામી તરીકે ઇચ્છે છે! (પ્રકટ) 'કયા કારણથી!' ચેટી જવાબ આપે છે 'સાનુક્રોશ છે–પ્રેમાર્દ્ર છે–એટલા માટે!' વાસવદત્તાને યાદ આવે છે કે પોતે પણ એ જ ગુણથી ઉદયન ઉપર ગાંડી થઈ હતી. પદ્માવતીનો પોતે વાંક શી રીતે કાઢી શકે? કવિ વાસવદત્તાના હૃદયના ભાવોનું ઝીણવટથી નિરૂપણ કરવાનો પ્રારંભ કરે છે. વાસવદત્તાને આઘાત તો પ્હોંચે–ન પહોંચે એવો એનો પ્રેમ લુખ્ખો નથી; પણ જે કારણથી પોતે મુગ્ધ થઈ તે જ કારણથી પદ્માવતી મુગ્ધ થાય તો પોતે તેના વિષે માઠું કેમ લગાડી શકે! હૃદયની આ વિરોધી ભાવોની બનેલી સ્થિતિ કવિએ નિરૂપી છે તેનાથી બીજી રીતે–અવર્ણ્ય છે. અને પછીના અંકોમાં આ અવર્ણ્ય સ્થિતિની જ વિવિધ બાજુઓ કવિ આપણને બતાવે છે.

ચેટી મશ્કરી કરે છે 'રાજકુમારી જો એ રાજા કદ્રૂપો હશે તો?' પદ્માવતી જવાબ આપે એ પ્હેલાં વાસવદત્તા જવાબ આપી દે છે 'નહિ નહિ. સુંદર છે.' પદ્માવની પૂછે છે 'આર્યે તમે કેવી રીતે જાણો છો?' વાસવદત્તાથી બોલતાં બોલાઇ ગયું; પણ હવે છાવરી નાંખવા પ્રયત્ન કરે છે. 'સખિ! ઉજ્જયિનીના લોકો એમ કહે છે.' વાસવદત્તા આવન્તિકાના વેષમાં છે એટલે ઉજ્જયિનીની વાત જાણે. એથી પદ્માવતીને બીજી કાંઇ શંકા ઉઠતી નથીઃ 'સૌભાગ્ય–સૌન્દર્ય–સૌને મનોહર લાગે!' આ વાતચીતથી આપણે જાણી શકીએ છીએ કે પ્રથમ અંકમાં પદ્માવતીના હૃદયમાં મુકાએલું અનુરાગનું બીજ આ અંકમાં વિકાસ પામ્યું છે. તે વત્સરાજના ગુણોથી તેના ઉપર આસક્ત છે. તે સુંદર છે એમ જાણે છે એટલે એ પ્રેમ પુષ્ટ થાય છે. આ પ્રસંગે ધાત્રી આવી એકદમ ખબર આપે છે કે 'જય જય રાજકુમારી! તમારૂં દાન થઇ ગયું!' વાસવદત્તા તુરત પૂછે છે 'કોને'? ધાત્રી કહે છે 'ઉદયન વત્સરાજને.' આ નામ સાંભળી એ પ્રેમાળ પત્ની પ્રથમ પ્રશ્ન એ પૂછે છે કે 'તે રાજા કુશળ છે?' ધાત્રી–'તે કુશળ છે; અને અંહી આવ્યા છે. તેમણે રાજકુમારીનો સ્વીકાર કર્યો છે.' વાસવદત્તાથી બોલાઇ જવાય છે 'બહુ ખરાબ થયું!' ધાત્રી કારણ પૂછે છે. વાસવદત્તા સંશય ઉત્પન્ન ન થાય પણ સત્ય એવો ઉત્તર આપે છે. 'કાંઇ નહિ! એવો શોક કરી (હવે) ઉદાસીન થાય છે એથી!' આ ઉક્તિ વાસવદત્તાનો ઘવાએલો પ્રેમ સૂચવે છે. ધાત્રી કહે છે શાસ્ત્ર પ્રમાણે ચાલનારા પુરુષો પોતાનાં હૃદયને સહેલાઇથી શાન્ત કરે છે! વાસવદત્તાનો ઘવાએલો પ્રેમ ફરી એક પ્રશ્ન પૂછે છે. 'આર્યે! તેમણે પોતે જ માગું કર્યું?' ધાત્રી–'નહિ! નહિ! અન્ય પ્રયોજનથી તેઓ અહીં આવ્યા હતા. તેમને મહારાજે પોતે ઉંચું કુળ, વિજ્ઞાન, યૌવન અને રૂપ-જોઇ આપ્યાં!' વાસવદત્તાનું ઘવાએલું હૃદય આ ઉત્તરથી સમાધાન પામે છે. 'એમ છે? ત્યારે તો આર્યપુત્રનો અપરાધ ન ગણાય.' આ વાતચીતથી કવિ આપણને એક બાજુ વાસવદત્તાનો તીવ્ર પ્રેમ અને ઉદાર હૃદય તથા વત્સરા-

વિદૂષક કહે છે 'આવા અનર્થકારી વિચારો ન કરો. ચાલો-ચાલો! ચતુશ્શાલ તરફ જઈએ!' રાજા મૂઢ થઈ ગયો છે. એટલામાં કંચુકી આવે છે. 'જય જય આર્યપુત્ર! અમારા મહારાજા દર્શક આપને કહેવડાવે છેઃ 'આપનો અમાત્ય રુમણ્વાન મોટા સૈન્ય સાથે આરુણિનો નાશ કરવા આવી પહોંચ્યો છે. તેથી આપ ઉત્થાન કરો! વળી તમારા શત્રુઓને ભેદ્યા છે. તમારા ગુણમાં રાચનાર ,નાગરિકોને આશ્વાસન મળ્યું છે' ઇત્યાદિ ઉત્તેજક માહીતી આપે છે. રાજા એકદમ ઉત્સાહમાં આવી જાય છે અને આરુણિનો સંહાર કરવા તત્પર થાય છે. અંક પૂરો થાય છે.

આ અંકના પ્રસંગે આખા નાટકને નામ આપ્યું છે. આ નાટકના અનેકવિધ સુંદર પ્રસંગોમાં આ સ્વપ્નનો પ્રસંગ સૌથી વધારે અસરકારક છે એ તો નિઃસંદેહ છે. વાસવદત્તા પતિના કાજે જે ગુપ્તવાસનું દુઃખ સહન કરે છે તેનો પૂરેપૂરો બદલો કવિ આપે છે. ઘણા સમયથી વિખૂટી પડી ગએલીને પોતાના પ્રિયતમને ઘડીભર નિરાંતે નિરખવાનો અને સ્પર્શ કરવાનો પ્રસંગ ઉભો કરી કવિ જાણે ઋણ ચુકવતો હોય એમ લાગે છે. હૃદયના સૂક્ષ્મ ભાવોનું જે અનેકવિધ દર્શન આ કવિએ આપણને કરાવ્યું છે તેમાં 'અંહીઆ કોઇ નથી! લાવ ઘડીભર આંખને અને હૃદયને સંતોષું' એ વાસવદત્તાની ઉક્તિમા આ બ્હાલથી ભરેલા હૃદયનું અનુપમ રીતે કવિએ દર્શન કરાવ્યું છે.

ફક્ત આ સુંદર રીતે નિરૂપિત થએલા પ્રસંગ માટે એક શંકા થાય છે. પદ્માવતી બીચારી ક્યાં જતી રહી? કવિ પોતે, પોતે ઉત્પન્ન કરેલા રસના વેગમાં ખેંચાઇ એ બિચારી વિષે કાંઇ ખબર આપવી ભુલી ગયો કે પદ્માવતી વિષે માહીતી આપતી કોઇ ચેટીની ઉક્તિ પ્રતમાંથી લુપ્ત થઇ ગઇ હશે! અથવા આ સુંદર પ્રસંગ પદ્મનિકાની કોઇ ગેર-સમજણુથી નિષ્પન્ન થયો સમજવો? શંકા તો રહે છે પણ આવા સૌન્દર્યનું પાન કરાવનારનો દોષ કાઢવાનું મન થતું નથી.

છઠ્ઠા અંકના મિશ્ર વિષ્કમ્ભકમાં કંચુકી આવી પ્રતિહારીને 'વત્સોના રાજ્યલાભથી જેનો ઉદય વધ્યો છે' એવા ઉદયનને મહાસેન પાસેથી રૈભ્ય કંચુકી તથા અંગારવતી પાસેથી વસુન્ધરા નામના વાસવદત્તાના ધાત્રી આવ્યાની ખબર આપવા કહે છે. પ્રતિહારી કહે છે અત્યારે ઉદયનની પાસે જવાય એમ નથી. કંચુકી કારણ પુછે છે. પ્રતિહારી-'સાંભળો આર્ય! આજે સુયામુન મહેલમાં આવી કોઇએ વીણા વગાડી. સ્વામીએ તે સાભળી કહ્યુઃ-'ઘોષવતીના જેવો સુર સંભળાય છે.' વીણાની તપાસ કરાવતાં માલુમ પડ્યું કે તે વગાડનારના હાથમાં નર્મદાના કાંઠે ઝાડવામાંથી હાથ લાગી હતી. તે વીણાને ખોળામાં મુકી વત્સરાજ મૂર્છા પામ્યા. 'જ્યારે મૂર્છા વળી ત્યારે આંસુથી વ્યાકુળ મુખે સ્વામીએ કહ્યું "ઘોષવતી! તને જોઈ! પણ હજી તેને ન જોઇ!" આર્ય આ રીતે અન-વસર છે.' આમ છતાંએ કંચુકી ખબર આપવા કહે છે; કારણ કે તેનો વાસવદત્તા સાથે સંબંધ છે. રાજા મહેલમાંથી નીચે ઉતરે છે તેને ખબર આપવા પ્રતિહારી જાય છે. વિષ્કંભક પૂરો થાય છે.

વીણાને સંબોધન કરતો રાજા પ્રવેશ કરે છે. 'અરે કાનને સુખ આપે એવા સ્વર-વાળી! દેવીના સ્તનયુગલ અને જઘનસ્થલ ઉપર સુઇને તું શી રીતે પક્ષીઓની અધારથી

બંધ કરવાનું કહે છે. ચેટી કારણ પૂછે છે તો કહે છે 'પર પુરુષની વાત કરવી ઠીક નથી !' આ ઉત્તરથી ચેટીના મનનું સમાધાન કરે છે પણ જાણે વાસવદત્તા પારકા થએલા વત્સરાજને ઘડીભર ઉપાલંભ આપતી હોય એમ લાગે છે. તે માળા ગુંથવા માંડે છે. વાસવદત્તા પૂછે છે 'આ વનસ્પતિનું શું નામ ?' ચેટી–' અવિધવાકરણ ' વા-(સ્વગત) આતો ખૂબ ગુંથવી જોઇએ. (પ્રકટ) આ વનસ્પતિનું શું નામ ! ચેટી–' સપત્નીમર્દન.' વા-' આ ગુંથવાની જરૂર નથી !' ચેટી-'કેમ ?' વા-' મરી ગઇ છે તેની ભાર્યા ! તેથી નકામી છે !' આ મર્મભેદક શબ્દો ઉપર વિવેચનની જરૂર નથી. માળા માટે ઉતાવળ કરતી બીજી ચેટી આવે છે. જમાઇનો અન્તઃપુર ચતુઃશાલમાં પ્રવેશ થાય છે એની ખબર આપે છે. વાસવદત્તા માળા ગુંથી આપે છે. ચેટીઓ લઇને જાય છે વાસવદત્તા એકલી પડે છે. ' ગઇ એ ! અહો અનિષ્ટ ! આર્યપુત્ર પણ પારકા થયા ! અફસોસ ! પથારીમાં મારા દુઃખને વિસારે પાડું–જો ઉંઘ આવે તો !' જાય છે.

આ અંકમાં પદ્માવતી અને વત્સરાજના વિવાહ થાય છે એનું કથન છે અને વાસવદત્તાના હૃદયના દર્દનું દર્શન છે.

ચોથા અંકમાં પ્રવેશકમાં વિદૂષક આવી જણાવે છે કે ધાર્યા પ્રમાણે વત્સરાજના વિવાહ થઇ ગયા છે; દુઃખના દિવસ પૂરા થયા છે અને સુખમાં મ્હાલવાનો પ્રસંગ આવ્યો છે. વિદૂષકના શબ્દો–' અનર્થ સલિલાવર્તમાં પડેલા–અનર્થ રૂપી પાણીની ભમરીમાં પડેલા અમે બ્હાર નીકળીશું એ કોણ જાણતુ હતું '–ઇત્યાદિ સૂચવે છે કે વત્સરાજ માથે મોટી આફત પડી હતી. વિદૂષકનું પેટ ખુબ ખાવાથી બરાબર નથી એટલે ખબર કાડવા આવેલી ચેટીને ભોજન લાવવાની ના કહે છે. પ્રવેશક પૂરો થાય છે.

સપરિવાર પદ્માવતી, આવન્તિકાવેષધારી વાસવદત્તા આદિ પ્રવેશ કરે છે. પ્રમદવનમાં બધાં આવ્યાં છે. ચેટી પદ્માવતીને તેનું કારણ પૂછે છે. શેફાલિકાના ગુલ્મ પુષ્પિત થયાં છે કે નહિં તે જોવા આવી છે. 'પરવાળાં સાથે જડેલાં મોતીની લુમો સરખાં પુષ્પોથી તે ભરાઇ ગયાં-છે'–ચેટી જવાબ આપે છે. પદ્માવતી એને પુષ્પ લાવવા કહે છે. દાસી એમને શિલાપટ્ટ ઉપર બેસવાનું કહી ફુલ ચુંટે છે. પદ્માવતી અને વાસવદત્તા શિલાપટ્ટ ઉપર બેસે છે. ચેટી થોડીકવાર પછી ફુલથી ઉભરાઇ જતો ખોબો બતાવે છે. પદ્માવતી પુષ્પોનું સૌંદર્ય જોઈ પ્રસન્ન થાય છે અને વાસવદત્તાને બતાવે છે. વા—'અહો શું સુંદર ફુલ છે !' ચેટી પૂછે છે કે 'બીજાં ફુલ તોડું ?' પદ્માવતી એને વધારે ફુલ તોડતી રોકે છે. વાસવદત્તા પૂછે છે ' સખિ ! એને કેમ વારો છો ?' ' આર્યપુત્ર અંહી આવી કુસુમ સમૃદ્ધિ જુએ ' એટલા માટે પદ્માવતી રોકે છે. આ ઉક્તિથી પ્રેરાઇ વાસવદત્તા કહે છે 'સખિ ! તને ભર્તા પ્રિય છે !' પદ્માવતી—' આર્યે એ હું જાણતી નથી. પણ આર્યપુત્રથી અળગી પડું છું' એટલે ઉત્કણ્ઠિત થાઉં છું. વાસવદત્તા સ્વગત ઉક્તિ કરે છે 'જો આએ આમ કહે છે તો ખરેખર હું દુષ્કર જ કરૂં છું !' આ હમણાં પરણેલી જરાક વિયોગમાં ઉત્કણ્ઠિત થાય છે તો હું આટલો લાંબો વિયોગ સહન કરૂં છું એ ખરેખર કઠિન હૃદયની જ છું એમ કહેવાનો ભાવાર્થ છે. પદ્માવતીને એક સંદેહ થાય છે. એને જેવા સ્વામી વ્હાલા છે તેવા જ વાસવદત્તાને હતા. વાસવદત્તા બોલી જાય છે ' એનાથી

શું આ સત્ય છે કે સ્વપ્ન ! તેને હું ફરીથી જોઉં છું ! આ દષ્ટિએ જ આમ મને. તે સમયે છેતર્યો હતો !

किन्नु सत्यमिदं स्वप्नः सा भूयो दृश्यते मया ।
अनयाप्येवमेवाहं दृष्टया वंचितस्तया ॥'

યૌગન્ધરાયણ પોતાના અપરાધ માટે ક્ષમા માગે છે, અને રાજાના પગમાં પડે છે. અનેક ઉપકારોના કરનાર અને જેના પ્રયત્નથી પોતે ડુબતો બચ્યો છે તેને રાજા અપરાધી શી રીતે ગણે ? राजा ( उत्थाप्य ) यौगन्धरायणो भवान् ननु ।

मिथ्योन्मादैश्च युद्धैश्च शास्त्रदृष्टैश्च मन्त्रितैः ।
भवद्यत्नैः खलु वयं मज्जमानाः समुद्धृताः ॥

યૌ. નમ્રતાથી કહે છે ' અમે તો સ્વામીના ભાગ્યને અનુસરનારા છીએ. પદ્માવતી આ બધું જુએ છે, અને અવસર મળતાં અજ્ઞાનથી કરેલા અપરાધ માટે વાસવદત્તાની ક્ષમા માગે છે અને તેના પગે પડે છે. વાસવદત્તા–'ઉભી થા ઉભી થા ! અખણ્ડ સૌભાગ્યવતી ! વળી પોતાનું શરીર તે અપરાધી બનતું હશે !' રાજા યૌગન્ધરાયણને 'વયસ્ય'થી સંબોધન કરી પૂછે છે કે' રાણીને શા માટે ને લઇ ગયો ? યૌ–'કૌશામ્બીનું રક્ષણ કરવા.' રા–' પદ્માવતી પાસે શા માટે મુકી ?' યૌ–'પુષ્પભદ્ર આદિ સિદ્ધોએ કહ્યું હતું કે તે સ્વામીનાં રાણી થશે.' રા–'રુમણ્વાન આ જાણતો હતો ?' યૌ. ' બંન્નેએ જાણતા હતા. ' રા–' અહો રુમણ્વાન કેવો શઠ !'

આ રીતે બધો નીકાલ થયા પછી યૌગન્ધરાયણ, કંચુકી અને ધાત્રીને જલદી શુભ ખબર આપવા ઉજ્જયિની પાછાં મોકલવાનું કહે છે. રાજા–' નહિ ! નહિ ! આપણે બધાં દેવી પદ્માવતી સાથે જઇશું.' યૌ–' જેવી સ્વામીની આજ્ઞા. '
ભરતવાક્યથી નાટક પૂરૂં થાય છે.

પ્રતિજ્ઞાની સમાલોચનાના આરંભમાં કહ્યું હતું કે આ કવિએ વાસવદત્તા અને વત્સરાજની પરસ્પરની રતિને પ્રધાનપદ આપી એકે શૃંગારરસનું નાટક લખ્યું નથી. કવિએ આવું નાટક લખ્યું હોય કે ન હોય પણ આ નાટકમાં બન્નેનો શુદ્ધતર પ્રેમ કવિએ એવી રીતે બતાવ્યો છે કે એવા શૃંગારરસના નાટકની અપેક્ષા રહેતી નથી. આ નાટકમાંથી નિર્ઝરતો રસ આ વિશુદ્ધ પ્રેમ છે. નાટકમાં બીજું બાહ્ય કાર્ય છે પણ કવિએ તેનો નિર્દેશ અતિ ગૌણ રીતે કર્યો છે. વત્સરાજનું રાજ્ય આરુણિના હાથમાં ગયું હતું. તેની સામે થવા કોઇ બળવાન રાજા સાથે સંબંધ બાંધવાની જરૂર હતી. આ માટે યૌગન્ધરાયણ મગધના મહારાજા દર્શકની બ્હેન પદ્માવતી સાથે રાજાના લગ્ન કરવા આ બધી ખટપટ કરે છે. એ કુશળ અમાત્ય સફળ થાય છે. પણ આ નાટકમાં એ ખટપટને નહિ જેવું સ્થાન મળ્યું છે. કવિએ અમાત્યની યોજનાને વાસવદત્તા અને વત્સરાજનો અસાધારણ પ્રેમ બતાવવા માટે વાપરી છે. જે સૂક્ષ્મતાથી આર્દ્રતાથી અને કોમળતાથી આ નિષ્પત્તિ કરી છે તે તે સ્થળે બતાવવા યત્ન કર્યો છે. એટલે એની પુનરુક્તિ કરતો નથી. ફક્ત, મૃત વાસવદત્તામાં બદ્ધ થએલું હૃદય પદ્માવતી જેવી સુશીલ નવયૌવના હરી શકતી નથી એ ઉક્તિથી કવિએ સંસારમાં દુર્લભ એવા પ્રેમની ઝાંખી કરાવી છે એટલું નિવેદન કરી વિરમું છું.

વિદૂષક કહે છે પદ્માવતી અંહી આવીને ગયાં હશે. રાજા પૂછે છે શી રીતે જાણ્યું ? વિદૂષક ચુંટેલા ફૂલવાળા શેફાલિકાના ગુલ્મ બતાવે છે. રાજા તે તરફ જુએ છે અને ફૂલોના સૌન્દર્યથી ખુશ થાય છે. પદ્માવતીનો મનોરથ સફળ થયો. વસન્તક અને વત્સરાજ ને આ પ્રમાણે વાત કરતા જોઇ વાસવદત્તાને ઉજ્જયિનીના તે તે પ્રસંગો યાદ આવે છે. રાજા વિદૂષકને શિલાતલ ઉપર બેસી પદ્માવતીની રાહ જોવા કહે છે.[૧] વિદૂષક ત્યાં બેસે છે, પણ શરદકાળનો તાપ લાગવાથી ઉભો થઇ જાય છેઃ અને સામેના માધવીમણ્ડપમાં જ્યાં પદ્માવતી વગેરે બેઠાં છે ત્યાં જવા કહે છે. રાજા હા પાડે છે; વિદૂષકને આગળ થવા કહે છે. તેમની આ પ્રવૃત્તિ જોઇ પદ્માવતી કહે છે ' આર્ય વસન્તક બધો ગોટાળો કરી નાંખે છે. હવે શું કરીશું ? ' ચેટી યુક્તિ કરે છે. ભમરાથી ભરેલી એક ડાળ હલાવે છે, એટલે ભમરા ઉડે છે; અને આગળ ચાલતો વિદૂષક ગભરાય છે. રાજા કહે છે ' ભમરોને ત્રાસ ન કર. એ એમની કાન્તાઓથી વિયુક્ત ન થાય. આપણે અંહીઆ જ બેસીએ. ' બન્ને બેસે છે. તેઓ એવી રીતે બેસે છે કે જેથી માધવીમણ્ડપનો રસ્તો રોકાઇ જાય, ચેટી એ જુએ છે અને પદ્માવતીને કહે છે. પણ પદ્માવતી કહે છે ' સારૂં થયું કે આર્યપુત્ર બેઠા !' વાસવદત્તા વત્સરાજને જોઇ સ્વગત ઉક્તિ કરે છે ' સુભાગ્યે આર્યપુત્રનું શરીર સ્વસ્થ છે.' તેની આંખમાં આંસુ આવે છે. ચેટી તે જુએ છે અને પદ્માવતીને જણાવે છે. વાસવદત્તા કહે છે કે એ તો ભમરાના ઉડવાથી ફુલની રજ પડવાથી આંખમાં પાણી આવ્યું.

---

૧ 'રામચંદ્ર અને ગુણચંદ્ર નાટ્યદર્પણમાં ' ભાસકૃત સ્વપ્નવાસવદત્ત 'નો ઉલ્લેખ કરી અનુમાનના ઉદાહરણ તરીકે ઉપરને મળતા પ્રસંગનો ઉલ્લેખ કરે છે. " શેફાલિકા મણ્ડપમાં શીલાતલ જોઇ વત્સરાજ કહે છે

पादाक्रान्तानि पुष्पाणि सोष्म चेदं शिलासनम् ।
नूनं काचिदिहासीना मां दृष्ट्वा सहसा गता ॥
[ गता ]

આ શ્લોક ગણપતિ શાસ્ત્રીએ જેના ઉપરથી સ્વપ્નવાસવદત્ત છાપ્યું છે તે પ્રતોમાં નથી. શ્લોક જોતાં એમ લાગે છે કે ઉપરના પ્રસંગમાં તે બંધ બેસે એવો છે. પણ જે રીતે વાચના મુદ્રિત થઇ છે તેમાં તેની ખાસ અપેક્ષા દેખાતી નથી. આથી પ્રો. સીલ્વેં લેવી ભાસકૃત સ્વપ્નવાસવદત્ત જૂદું હોવાનો તર્ક કરે છે. ( જુઓ. પુરાતત્ત્વ. પુ. ૫. પૃ. ૪૮-૫૦ ) જો જૂદું હોય તો આપણે સ્વીકારવું જોઇએ કે તે આના કરતાં બહુ જૂદું નહિ હોય. દરિદ્રચારુદત્ત અને મૃચ્છકટિક જેટલું તો સાદૃશ્ય હશે જ.

પણ આપણા જુના નાટકોની હાથપ્રતોમાં વાચનાની ઘણી ઉક્તિઓ ઉલટ પાલટ થઇ જવાના દાખલા છે. આવા સંભવ ઉપર આધાર રાખી પ્રો. કેશવલાલ ધ્રુવ ઉપરના પ્રસંગની ઉક્તિઓ એવી રીતે ગોઠવે છે કે જેથી આ શ્લોક સુસંગત થાય. આ માટે જુઓ પુરાતત્ત્વ. પુ. ૪, પૃ. ૧૩૮. મને લાગે છે કે એમની યોજના સુસંગત છે.

[૧૫] 'યોગ'નો એક લાક્ષણિક અર્થ
કે. ચટ્ટોપાધ્યાય

[૧૬] 'તીબેટી અક્ષરોમાં એક બીજું ચીની બૌદ્ધ લખાણુ' નામનાં લેખની પૂરક નોં
એફ. ડબલ્યુ. ટી.

જર્નલ ઓફ ધી રોયલ એન્થ્રોપોલોજીકલ ઈન્સ્ટીટયુટ, ગ્રેટબ્રિટન

જાનેવારીથી જુન, ૧૯૨૭

[૧] સંસ્કૃતિનો આરંભ
હેરોલ્ડ જે. ઇ. પીક

[૨] ઉતરરૂપ એજ
જી. ડબલ્યુ. મૂર

[૩] પ્રાચીન એન્ડીઅન લોકોનો ટોટિમવાદ (Totemism)

[૪] ઓસ્ટ્રેલીઆના પ્રાચીન મૂળ વતનીઓની અધોછેદ અને સજાતીય ક્રિયાઓ
હર્બર્ટ બેસડોવ

[૫] કોલોસીઆ જીલ્લાના તુર્કનો
ઇ. ડી. એમલી

[૬] ટ્રોબ્રીઅન્ડસ લોકોનું ચાંદ અને ઋતુઓનું પંચાંગ
બ્રોનીસ્લોવ માલીનોવ્સ્કી

[૭] પરંપરાનો રક્ષણુહાર
પ્રો. જે ૫. જી. ડી. મોન્ટમોરેન્સી

મેન, સપ્ટેમ્બર, ૧૯૨૭

[૧] તુક્રમ
એ. એમ. હોકાર્ટ

[૨] લડાઇનો પથ્થરીઆ કુહાડો
હેરોલ્ડ પીક

[૩] ચીની ઝાલર (મોગરી ઠોકીને વગાડવાની ઘડીઆળ)
મેજોર ઇ. સી. કેન્ની

[૪] ચોરો વા ચેરીઆનીની રમત
જે. એસ. ડ્રીબર્ગ

ઓક્ટોબર, ૧૯૨૭

[૧] ચોરો વા પેરીઓનીની રમત
જે. એસ. ડ્રીબર્ગ

[૨] મસ્તિષ્કહાડવિદ્યાને (Craniometry) લગતી શોધખોળોમાં વાપરવા માટેની નવી આધારરેખા માટેની દરખાસ્ત
એમ. એફ. એશલી-મોંટેગ્યુ

તે તો ક્યારનાં ગુજરી ગયાં!! રાજા દીલગીર થાય છે. 'હા એમ જ! વાસવદત્તા મરી ગઇ! આ પરિહાસથી તેં મારા મનને વ્યાક્ષિપ્ત કર્યું! તેથી પૂર્વાભ્યાસથી વાણી તેવી જ નીકળી આવી!

अनेन परिहासेन व्याक्षिप्तं मे मनस्त्वया।
ततो वाणी तथैवेयं पूर्वाभ्यासेन निस्सृता ॥

વાસવદત્તાને પોતાના સૌભાગ્યના આનંદનો પાર રહેતો નથી. વિદૂષક આશ્વાસન આપે છે, અને ધૈર્ય રાખવા કહે છે. રાજા કહે છે–' મિત્ર તમે સ્થિતિ સમજતા નથી! જેનાં મૂળ બંધાયાં છે એવો અનુરાગ છૂટતો નથી! યાદ આવી આવી દુઃખ તાજુ થાય છે! આ તો એક માર્ગ છે જે આંસુ સારીને પોતાનું દેવુ ચુકવી બુદ્ધિ શાન્ત થાય છે.

दुःखं त्यक्तुं बद्धमूलोऽनुरागः
स्मृत्वा स्मृत्वा याति दुःखं नवत्वम्।
यात्रा त्वेषा यद् विमुच्येह बाष्पं
प्राप्तानृण्या याति बुद्धिः प्रसादम् ॥

રાજાનું આંસુથી ખરડાએલું મુખ જોઇ વિદૂષક પાણી લેવા જાય છે. પદ્માવતી વાસવદત્તાને કહે છે કે 'આર્યપુત્રનું મુખ આંસુથી અન્તરિત થયું છે; તો આપણે નીકળી જઇએ!' વાસવદત્તા હા પાડે છે, પણ જરા વિચારી ના પાડે છે. ' અથવા તું રહે! ભર્તાને આમ ઉત્કણ્ઠિત દશામાં છોડી જવા એ યોગ્ય નથી. હું જ એકલી જાઉં!' ચેટી પણ અનુમોદન આપે છે. વાસવદત્તા જાય છે, પદ્માવતી રાજા પાસે જવા લાગે છે. વિદૂષક કમળના પાનમાં પાણી લઇ આવે છે. પદ્માવતી પૂછે છે આ શું છે. વિદૂષક ગભરાય છે. સાચી વાત કહેતાં એને બ્હીક લાગે છે, રખેને પદ્માવતી ચીડાય! ' પવનથી કાશ પુષ્પની રજ ઉડી આવી તેથી તેમની આંખમાં પાણી આવ્યું. આપ જરા મ્હોઢું ધોવા આ પાણી લઇ જાઓને!' પદ્માવતી કહે છે દક્ષિણ માણસોના સાથી પણ દક્ષિણ હોય છે. પદ્માવતી પાણી લઇ રાજા પાસે જાય છે. રાજા પણ જરા ગભરાય છે; વસન્તકને પૂછે છે. વસન્તક કાનમાં યુક્તિ કહે છે. પાણીનું આચમન કરી રાજા પદ્માવતીને બેસાડે છે, અને વિદૂષકના શીખવાડ્યા પ્રમાણે કહે છે, અને સ્વગત ઉક્તિથી જુઠું બોલવાનું કારણ આપે છે. 'આ બાલા હમણાં નવી જ પરણી છે. સત્ય સાંભળી દુઃખી થાય! આ જો કે ધીર સ્વભાવવાળી છે; પણ સ્ત્રીસ્વભાવ કાતર (રહેલાઇથી આઘાત અનુભવે એવો) હોય છે!

इयं बाला नवोद्वाहा सत्यं श्रुत्वा व्यथां व्रजेत्।
कामं धीरस्वभावेयं स्त्रीस्वभावस्तु कातरः ॥

વિદૂષક આ પ્રસંગ ટુંકો કરવા રાજાને યાદ આપે છે કે 'મગધરાજાએ કહ્યું હતું કે સાંજના આપને આગળ કરી મિત્રોને મળવાનું છે. સત્કારનો બદલો સત્કારથી વાળવાથી

રાજા વાસવદત્તાનો શોક કરતો પ્રવેશ કરે છે. 'હું સમય જતાં ફરીથી પરણેલો અવન્તિરાજની પુત્રીનું ચિન્તન કરું છું. લાવાણકના અગ્નિએ તેની અંગલતા બાળી નાંખી, જેમ હિમ કમલિનીને હણે તેમ.

> श्लाघ्यामवन्तिनृपतेः सदृशीं तनूजां
> कालक्रमेण पुनरागतदारभारः ।
> लावाणके हुतवहेन हृताङ्गयष्टिं
> तां पद्मिनीं हिमहतामिव चिन्तयामि ॥

વિદૂષક આવી કહે છે 'જલદી કરો જલદી તમે!' રાજા કારણ પૂછે છે. વિદૂષક પદ્માવતીની હકીકત જણાવે છે. બન્ને જાય છે. સમુદ્રગૃહ આવે છે એટલે રાજા વિદૂષકને કહે છે 'તું પહેલો દાખલ થા.' વિદૂષક દાખલ થાય છે પણ બારણામાં કાંઇ સાપ જેવું જોઇ ગભરાય છે. રાજા આવી જુએ છે તો તોરણ માળા પડી છે; અને પવનથી હાલે છે એટલે સાપની ચેષ્ટા કરે છે. વિદૂષક અંદર આવે છે. પણ અંદર કોઇ નથી એટલે કહે છે કે 'પદ્માવતી અંહી આવીને ગયા હશે.' રાજા કહે છે 'ના આવ્યાં નથી.' વિ-'તમે શી રીતે જાણ્યુ?' રા-'એમાં શું જાણવું હતું? જો પથારી દબાઇ નથી, તેમ જ સરખી પાથરેલી છે. ચાદર પણ ચોળાઇ નથી. ઓશીકું ચોક્ખું છે, ક્યાંઇ માથે ઘસવાથી દવાથી ખરડાયુ નથી. રોગમાં આપને આનન્દ આપવા કાંઇ શોભા પણ કરી નથી કોઇ માદુ પથારીમાં પડી આટલી ઉતાવળથી પોતે પથારી છોડે નહિ,

> शय्या नावनता तथास्तृतसमा न व्याकुलप्रच्छदा
> न क्लिष्टं हि शिरोपधानममलं शीर्षाभिघातौषधैः ।
> रोगे दृष्टिविलोभनं जनयितुं शोभा न काचित् कृता ।
> प्राणी प्राप्य रुजा पुनर्न शयनं शीघ्रं स्वयं मुञ्चति ॥

વિદૂષક રાજાને પથારીમાં બેસી પદ્માવતીના રાહ જોવા કહે છે. રાજા બેસે છે. રાજાને ઉંઘ આવે છે. વિદૂષકને કાંઇ વાત કહેવા કહે છે. વિદૂષક 'ઉજ્જયિની નામની નગરી છે' એમ વાત શરૂ કરે છે. રાજા ઉજ્જયિનીના ઉલ્લેખથી સંતાપ પામે છે, 'ઉજ્જયિની શા માટે!' વિદૂષક કહે છે 'એ વાત ન ગમતી હોય તો બીજી કહું.' રાજા—'મિત્ર એ નથી ગમતી એમ નહિ. પરંતુ અફસોસ! અવન્તિરાજની પુત્રીનું સ્મરણ થઇ આવે છે. ત્યાંથી નામની વખતે સ્વજનને યાદ કરી ઉભરાતાં, આંખના ખૂણે લાગી રહેલાં આંસુ સ્નેહથી મારી છાતી ઉપર ઢાળ્યાં! વળી (બીજું યાદ આવે છે) હું જ્યારે તેને વીણા શીખવતો હતો તે વખતે ઘણીવાર તે મને નિરખવામાં મુગ્ધ થઇ હાથમાંથી ગજ પાડી નાંખી હવામાં હાથ ફેરવતી.

[ ૩ ] રાજપુતાનાના ઇતિહાસને ભ્રષ્ટ કરવાનો પ્રયત્ન
ગૌરીશંકર હીરાચંદ ઓઝા

માધુરી, વર્ષ ૬, ભાગ. ૧ અં. ૩
[ ૧ ] ગોસ્વામી તુલસીદાસજીનો અંત
ગયદાસ ગાડ
[ ૨ ] અદ્વૈતવાદ
ગંગાપ્રસાદ ઉપાધ્યાય
[ ૩ ] વિ. સં. ૧૧૩૪ ના કલચુરી વંશીય સાઢદેવના ગોરખપુર જીલ્લામાંથી મળેલો તામ્રલેખ
લોચનપ્રસાદ પાંડેય
[ ૪ ] રાજપુતાનાના ઇતિહાસને ભ્રષ્ટ કરવાનો પ્રયત્ન
ગૌરીશંકર હીરાચંદ ઓઝા

સરસ્વતી, સપ્ટેમ્બર ૧૯૨૭
[ ૧ ] કનોજના ગહડવાલો અને જોધપુરના રાઠોડોની સજાતીયતા
કુંવર શિવનાથસિંહ સેંગર

ઓક્ટોમ્બર, ૧૯૨૭
[ ૧ ] સુમાત્રા અને જાવા આદિ દ્વીપોમાં પ્રાચીન હિંદુ સભ્યતા
પરમેશ્વર શર્મા
[ ૨ ] કૌટિલ્યકાલીન સામાજિક સ્થિતિ
ગોપાલ દામોદર તામરકર
[ ૩ ] કનોજના ગહડવાલો અને જોધપુરના રાઠોડોની સજાતીયતા
કુંવર શિવનાથસિંહ

વસંત, શ્રાવણ, ૧૯૮૩
[ ૧ ] પુરાણમાંથી મળતો પ્રાચીન જગતનો ઇતિહાસ
વસંત ઓફિસ

બુદ્ધિપ્રકાશ, સપ્ટેમ્બર, ૧૯૨૭
[ ૧ ] ઉપાહરણનો રચનાકાલ
કેશવલાલ હર્ષદરાય ધ્રુવ

ઓક્ટોબર, ૧૯૨૭
[ ૧ ] આયુર્વેદનો સંક્ષિપ્ત ઇતિહાસ
બી. પી. શાસ્ત્રી

પ્રસ્થાન, આશ્વિન, ૧૯૮૩
[ ૧ ] બૃહદ ભારત
રામચન્દ્ર બળવંત આથવલે

ચુ. પુ. બારોટ
જ્ઞાનભંડારસંરક્ષક

' ઘડીભર ઊભી રહી આંખને અને હૃદયને સંતોષું!' રાજા ઉંઘમાં બોલે છે–' હા પ્રિયે! પ્રિયશિષ્યે! બોલને!' જાગતી વાસવદત્તા જવાબ આપે છે ' બોલું છું, સ્વામી બોલું છું!' પણ સ્વપ્નની વાસવદત્તા બોલતી નથી, એટલે રાજા કહે છે–'શું કુપિત થઇ છું?' વા–'ના! ના! દુઃખી છું!' વિયોગાર્ત વાસવદત્તા બીજું શું કહે? રા–'કુપિત થઇ નથી તો શણગાર કેમ સજ્યા નથી?' આ છેલ્લી ઉક્તિથી કવિ એમ સૂચવવો માગતો હશે કે વત્સરાજની નિદ્રાવસ્થા કાંઇક આછી થાય છે? વત્સરાજ પોતે એને શણગાર સજાવવાનું કહે છે, અને તે માટે પોતાનો એક હાથ લાંબો કરે છે.[૩] વાસવદત્તાને લાગે છે પોતે બહુવાર ઉભી રહી. કોઇક જોઇ જાય એવી બ્હીક તેને લાગે છે. તેથી વત્સરાજનો લટકતો હાથ પથારીમાં મુકી ચાલી જાય છે. સ્પર્શથી વત્સરાજ એકદમ જાગી ઉભો થાય છે. ' વાસવદત્તે! ઉભી રહે! ઉભી રહે!' પણ વાસવદત્તા બારણું બંધ કરી ચાલી ગઇ એટલે રાજા ખાતરી કરી શકતો નથી. એટલામાં વિદૂષક આવે છે. જો કે પ્રત્યક્ષ ખાતરી ન થઇ તો પણ એને પોતાનો સ્પર્શ–અનુભવ એટલો ચોક્કસ લાગે છે કે વિદૂષકને કહે છે ' મિત્ર! શુભ ખબર આપું. વાસવદત્તા જીવે છે!' વિદૂષક કહે છે વાસવદત્તા તો કયારનાં ગુજરી ગયાં છે. રાજા—' મિત્ર એમ ન માન! હું પથારીમાં સુતો હતો તેને જગાડી તે ચાલી ગઇ. બળી ગઇ છે એમ કહેનાર રુમણ્વાને મને છેતર્યો છે.' વિદૂષક કહે છે કે તે અસંભવનીય છે. પોતે ઉજ્જયિનીની વાત કરી એટલે રાજાને એવું સ્વપ્ન આવ્યું હશે. રાજા—' ભલે એમ! મને સ્વપ્નું આવ્યું? જો ખરેખર આ સ્વપ્ન હોય તો ન જાગવું એ જ ધન્ય છે: અને જો આ ભ્રમ હોય તો ભલે એ ભ્રમ રહ્યા જ કરે!' વિદૂષક–' એવી હસવા જેવી વાત ન કરો! આ રાજકુળમાં એક અવન્તિનાં રહે છે તેમને જોયાં હશે (ગણપતિશાસ્ત્રીએ ટીકામાં આપેલા પાઠાન્તર પ્રમાણે). રાજા–' ના! ના! સ્વપ્નના અન્તે જાગીને મેં આંજણ વિનાની આંખોવાળું, લટકતી લટોવાળું મુખ જોયું! અને વળી મિત્ર જુઓ! તે ગભરાએલી દેવીએ મારો હાથ દબાવ્યો તેથી સ્વપ્નમાં સ્પર્શ થયો હોય તો પણ તેના ઉપરથી રોમાંચ શમતો નથી.'

> स्वप्नस्यान्ते विबुद्धेन नेत्रविमोपिताञ्जनम् ।
> चारित्रमपि रक्षन्त्या दृष्टं दीर्घालकं मुखम् ॥

अपि च वयस्य । पश्य, पश्य,

> योऽयं संत्रस्तया देव्या तया बाहुर्निपीडितः ।
> स्वप्नेऽप्युत्पन्नसंस्पर्शो रोमहर्षं न मुञ्चति ॥

---

૩ આ સ્થળે મૂળના પાઠો આ નાટકમાં અત્યાર સુધી વર્ણવેલા વત્સરાજના સ્વભાવ સાથે તદ્દન અસંગત છે. પાછળના કથાકારોએ જે કેવળ કામાસક્ત વત્સરાજ કલ્પ્યો છે તે અને આ નાટકકારના વત્સરાજમાં મોટું અન્તર છે. આથી આ સ્થળે પ્રો. કેશવલાલ ધ્રુવનો સુધારેલો પાઠ સ્વીકાર્યો છે. તેમણે આપેલી ઉપપત્તિ પણ યોગ્ય છે. જુઓ સ્વપ્નની સુંદરી પૃ. ૭૫. ૭૬-૭૭ ટિ. ૧૪૪–૧૪૫–૧૪૬–૧૪૭. ૧૪૮. આવૃત્તિ ૩.

ગોરક્ષા કલ્પતરૂ

વાલજી ગોવિંદજી દેસાઇ

રાજપુત જીવનસંધ્યા

નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ– ૧–૪–

મહારાષ્ટ્ર જીવનપ્રભાત

નરસિંહભાઇ ઇ. પટેલ " " ૧–૪–

હંગેરીનો તારણહાર

ઝવેરચંદ મેઘાણી સૌરાષ્ટ્ર પ્રકાશન મંદિર ૦–૮–

સોરઠી બ્હારવટીયા

ઝવેરચંદ મેઘાણી " " ૦–૮–

• ખરડાઇ ગએલા દડવાળી ભયંકર અરણ્યમાં રહી શકી? વળી ઘોષવતી! તુ અસ્નિગ્ધ છું, જે એ બીચારીને યાદ નથી કરતી! નિતમ્બ ઉપર તને ધારણ કરી પાસાથી દબાવતી, થાક લાગતાં તને સ્તનોની વચમાં સુખદાયક આલિંગન આપતી, વિરહમાં મને ઉદ્દેશી વાદનોની વચમાં સ્મિત સાથે વિલાપ ગીતો કહેતી !

श्रुतिसुखनिनदे कथं नु देव्याः
स्तनयुगले जघनस्थले च सुप्ता।
विहगरजोविकीर्णदण्डा
प्रतिभयमध्युपितास्यरण्यवासम् ॥

अपि च, अस्निग्धासि घोषवति ! या तपस्विन्या न स्मरसि ।
श्रोणीसमुद्वहनपार्श्वनिपीडितानि
खेदस्तनान्तरसुखान्युपगूहितानि ।
उद्दिश्य मां च विरहे परिदेवितानि
वाद्यान्तरेषु कथितानि च सस्मितानि ॥

વિદૂષક એને આટલો બધો શોક ન કરવાનુ કહે છે. રાજા-' મિત્ર! એમ ન કર! દીર્ઘકાળથી સુતેલો મારો પ્રેમ વીણાએ જગાડયો છે! તે દેવીને હું જોતો નથી જેને ઘોષવતી વ્હાલી હતી!

चिरप्रसुप्तः कामो मे वीणया प्रतिबोधितः ।
तां तु देवीं न पश्यामि यस्या घोषवती प्रिया ॥

વસન્તક! કારીગર પાસે ઘોષવતીને સમરાવીને જલદી લાવ!' વસન્તક વીણા લઇને જાય છે. પ્રતિહારી આવી ખબર આપે છે. રાજા વિચારે છેઃ 'શું આ ખબર આટલી જલદીથી મહાસેનને જાણ્યા ?' પદ્માવતી આવે છે. રાજા ખબર આપે છે. પદ્માવતી કહે છે. 'મને આનંદ થયો! પિયરના કુશળ સમાચાર સાભળવા મળશે!' રાજા એની કુલીનતા વખાણે છે જે વાસવદત્તાનાં મર્માને પોતાનાં ગણે છે. પદ્માવતીને બેસવાનું કહે છે. પદ્માવતી બેસતી નથી રાજા પૂછે છે 'કેમ હજી બેસતાં નથી?' પ-'આર્યપુત્ર! મારી સાથે બેસી એમને મળશો!' રાજા-'એમા શો દોષ છે?' પ-'આર્યપુત્રની હું બીજી પત્ની છુ એથી એમને માઠા જેવું લાગે!' રાજા-'પત્નીને મળવા યોગ્ય હોય તેમને પત્ની ન બતાવીએ તો બહુ વાંધો પડે. માટે બેસો.' પદ્માવતી બેસે છે. રાજાને મનમાં અંદેશા વિષે ભય થાય છે. 'પોતે મહાસેનની કન્યા હરી પણ રક્ષણ ન કરી જાણી'

કંચુકી અને ધાત્રીને પ્રતિહારી દાખલ કરે છે. કંચુકીને હર્ષ થાય છે પણ વાસવદત્તાના મરણના સ્મરણથી દુઃખ થાય છે. તે રાજા પાસે આવે છે. રાજા બહુમાનપૂર્વક

# શ્રીમદ્ રાજચંદ્ર જ્ઞાનભંડારમાં આવતાં ચોપાનીઆંમાંના પુરાતત્ત્વવિષયક લેખોની યાદી

## જર્નલ ઑફ ધી રૉયલ એશિયાટિક સોસાઇટી ( ગ્રેટબ્રિટન ) ઓક્ટોબર, ૧૯૨૭

[૧] કૌશામ્બી

દયારામ સાહની

[૨] મોસ્ચો હિત્તિતે લેખપત્રો

એ. એચ. સાઇસ

[૩] શીનની મુખ્ય મુખ્ય બોલીઓમાં સકર્મક ક્રિયાપદનાં રૂપાખ્યાન

ડી. એલ. આર. લોરિમર

[૪] ' ગુડીઆ 'નું પુતળું

એસ. લેન્ગડન

[૫] ચિત્રસંજ્ઞાથી લશ્કરી ગવેષણ ભા. ૮

એલ. સી. હોપકિન્સ

( ૬ ) ઉર (Ur) માંથી જડેલુ ફોનીશીઅન લેખપત્ર

એરિક બુરોઝ

[૭] ઉરમાંથી મળેલા જૂના અરબી દસ્તાવેજોનો નવો પ્રકાર

એરિક બુરોઝ

[૮] ચીની તુર્કસ્તાનને લગતા તીબેટી ખતપત્રો

એફ. ડબલ્યુ. થોમસ

[૯] મુસ્તનજ્જિદનો સોનાનો દિનાર

ડી. એસ માર્ગોલીઓથ

[૧૦] ઇન્ડીઆ ઓફિસ કેટલોગમાં સુધારો

મુહમ્મદ નાઝિમ

[૧૧] સુંગના બે વાડના થાંભલા

એ. કે. સી.

[૧૨] ખડી બોલી

ટી. ગ્રેહામ બૈલી

[૧૩] ખોતનની પ્રાકૃતમાં બહુવચનનું રૂપ

એલ. ડી. બાર્નેટ

[૧૪] પ્રાચીન વાયવ્ય પ્રાકૃત વિષે

જ્યોર્જ એ. ગ્રીઅરસ.

[૩] ધીજીના ગોળ ટેકરાઓ ( Barrows )
એ. એમ. હોકાર્ટ

ઇન્ડીઅન એન્ટિકવરી, સપ્ટેમ્બર, ૧૯૨૭

[૧] થોમસ કેના
ટી. કે. જોસફ

[૨] હિંદુસ્તાનના ઇતિહાસમાં ઐતિહાસિક પક્ષપાત ( bias )
સ્વ. એસ. એમ. એડવર્ડ્ઝ અને પ્રો. એચ એલ. ઓ. ગેરેટ્ટ

[૩] મેવાડના ગુહિલ રાજાઓ
આર. આર. હાલ્દર

પૂર્તિ

રામશર્માના શૌરસેની અને માગધી સ્તબકો પૃ. ૧-૧૨.
જ્યોર્જ એ. ગ્રીઅરસન

ઓક્ટોબર, ૧૯૨૭

[૧] થોમસ કેના અને એનું તામ્રપત્રી દાન
રેવરંડ એચ. હોસ્ટેન અને ટી. કે. જોસફ

[૨] દક્ષિણ હિંદના કેટલાક સોનાના સિક્કાઓ
શ્રીનિવાસ રાઘવ આયેંગર

[૩] ખૂટતાં તામ્રપત્રો
ડી. બી. ડીસ્કલકર

[૪] મોરલી લેખપત્ર
ડી. બી. ડીસ્કલકર

પૂર્તિ,
પૌર્વાસ સમુદ્રોમાંના ચાંચીઆપણા વિષે નોંધો પૃ. ૧૮૯-૧૯૬
સ્વ. ચાર્લ્સ કોલ્સ

ઇન્ડીઅન હિસ્ટોરિકલ ક્વાર્ટર્લી, વો. ૩. અં. ૩.

[૧] ઉપનિષદનો વિદ્યાર્થી
ઉમેશચંદ્ર ભટ્ટાચાર્ય

[૨] વંશનામ બાહ્લણી વિષે અનુમાનો
જોગીન્દ્રનાથ ચૌધરી

[૩] ઓક્સીડેનનું એલચીપણું
ડૉ. સુરેન્દ્રનાથ સેન

[૪] દિનાજપુર જીલ્લામાંના રેવન્તનો એક નૂતન પ્રકાર
નિરદબંધુ સન્યાલ

કલકત્તા રિવ્યુ, સપ્ટેમ્બર, ૧૯૨૭

[૧] પ્રાચીન ભારતીય જીવન
જોગેશચંદ્ર રાય

[૨] બૌદ્ધધર્મ કેવી રીતે લંકા આવ્યો ?
તેરીસ સ્ટ્રીકલેન્ડ

[૩] સાંખ્ય તત્ત્વજ્ઞાનમાં ઇશ્વરનો ખ્યાલ
એ. કે. મજમુદાર

[૪] બાર્હુટ લેખપત્રો
બી. એમ. બરૂઆ

[૫] પ્રાચીન ભારતીય જીવન
જોગેશચંદ્ર રાય

મોડર્ન રિવ્યુ, ઓગસ્ટ, ૧૯૨૭

[૧] લંકામાંનું પ્રાચીન ચિત્રકામ

સપ્ટેમ્બર, ૧૯૨૭

[૧] દ્રાવિડી સંસ્કૃતિ
આર. ડી. બેનર્જી

ઇન્ડીઅન રિવ્યુ, સપ્ટેમ્બર, ૧૯૨૭

[૧] કર્ણાટકમાં દ્રાવિડી સંસ્કૃત
જે. એ. સી. હહાન્હા

ભારતવર્ષ, વર્ષ ૧૫, ભા. ૧. અં. ૩

[૧] પાતંજલદર્શન અને ગીતા
અનિલચરત રાય

[૨] પ્રાચીન ભારતમાં દસ્ય કાવ્યોત્પત્તિનો ઇતિહાસ
અશોકનાથ ભટ્ટાચાર્ય

માધુરી, વર્ષ ૬, ભા. ૧. અં. ૧

[૧] રાજપુતાનાના ઇતિહાસને ભ્રષ્ટ કરવાનો પ્રયત્ન
ગૌરીશંકર હીરાચંદ ઓઝા

માધુરી વર્ષ ૬, ભા. ૧. અં. ૨

[૧] આર્યોની ગોકુલચિંતા
ગંગાપ્રસાદ અગ્નિહોત્રી

૨] રાઠોડ રાજવંશ
જગદીશસિંહ ગહલોત